# કુમાર

આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

તંત્રી · રવિશંકર મહાશંકર રાવળ ✠ સંપાદક · બચુભાઈ રાવત



મનના તરંગો · લિનોકટ : શ્રી અબ્દુલ કલામ

સળંગ અંક ૨૧૧ જુલાઈ '૪૧



**પાલની ટિકિટો પર દેશદેશના નકશા** (શ્રી હરિલાલ બૅંકરના સંગ્રહમાંથી)
ારથી ડાબી બાજુથી અનુક્રમે : ઈક્વાડોરની–ટાપુઓવાળી, ફીજીની–ટાપુઓવાળી,
વાડોરના નકશાવાળી; ન્યુફાઉન્ડલૅન્ડની, યુનાઇટેડ સ્ટેટ્સના નકશાવાળી એ
ાની ઍર મેઈલની, બોલીવિયાની, સાલ્વાડોરની દક્ષિણ અમેરિકાના નકશાવાળી
આર્જેન્ટિનાના પ્રજાસત્તાકની, બોલીવિયાની.





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ :** ઉપર ડાબી બાજુથી અનુક્રમે : 'ગિરનારી વૈતરો'–મનુ પટેલ (સાંખેજ-મહેમદાવાદ) બીજું ઈનામ; 'પકોડી'–ચીમન મેવાડા. (કલોલ) નોંધપાત્ર; નીચે: વિસ્મૃત દેવો'–મનુ પટેલ (સાંખેજ-મહેમદાવાદ) નોંધપાત્ર; 'માછીજીવન'–ચંદુભાઈ ભટ્ટ (અમદાવાદ) ત્રીજું ઈનામ.



# પારખાં

અણુવીંધ્યાં મોતી રૂપાળાં
 વીંધ્યે એનાં પારખાં...જી.
વગર વિંધાયાં મનડાં રૂડાં
 વીંધ્યે એનાં પારખાં...જી.

ફૂલસેજે રહી અમી ઝરે ઉર
 કાંટા વાગ્યે પારખાં...જી.
હારે તેને સૌ હારે, પણ
 ડામે ઠાર્યે પારખાં...જી.

બળીબળીને બાળે એ તો
 રેતી જેવા જાણીએ...જી.
બળીઝળીને ઈંટું થાતાં
 માટી એ પરમાણીએ...જી.

રેતી બળી બીજાંને બાળે
 ઈંટ ઈમારત બાંધતી...જી.
મનની માટી ઈંટ થઈને
 તૂટ્યાં તેને સાંધતી...જી.

પ્રહ્લાદ પારેખ



## કેળવણી અને દેશની હાલની હાલત

● આજે આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે જીવનની બધી પ્રવૃત્તિઓ ઉપર, જીવનના બધા આદર્શો અને આશાઓ ઉપર અને ભાવી સમાજ તેમજ રાજ્યના બંધારણ ઉપર યુરોપમાં જાગેલા વિશ્વયુદ્ધે ઘેરો અંધાર છવરાવી દીધો છે. રાષ્ટ્રોનાં પલ્લાં કઈ તરફ ઝૂકશે એ ભાખવાને આજે કોઈમાં શક્તિ કે કલ્પના દેખાતાં નથી. જરૂરિયાતોમાં કાપકૂપ કરી, ખૂબ કરકસરપૂર્વક સંગ્રહ અને સંચય કરતા જઈ આ કસોટીનો કાળ પસાર કરી જવો જોઇએ એટલું તો દરેક જણને સ્વીકાર્યા વિના છૂટકો નથી: પણ કોઈ એ જોઈ શકતું નથી કે કઇ હદે આપણે અટકવું પડશે યા કઈ હદે આપણાં સાધનો અને શક્તિનું દેવાળું જાહેર કરવું પડશે?

પરદેશી માલના વેપારીઓ ને ધંધાદારીઓ મોંઘવારીના ભાવે પણ વેચાણ ને સોદા ટરતાંટરતાં ચાલુ રાખે છે. કારખાનાંવાળા અને ધંધાવાળા જોઈ શક્યા છે કે પરદેશનાં સાધનો ખૂટી જાય કે પૂરાં પડતા અટકે એટલે આપણી કમબખ્તી છે. પણ આપણા દેશનાં ભણતરનાં દેવાળાં ક્યારનાં ઉઘાડાં પડી ગયાં છે, છતાં તેની પાછળ થતા ખર્ચમાં, નિશાળોની ચોપડીઓમાં કે શિક્ષણની મુદતમાં કંઈ કરકસર કે સસ્તાપણું લાવવાની ભાવના આપણા સંસ્કારી અને સુશિક્ષિત જનોમાં પ્રકટી જણાતી નથી.

કાગળોની મોંઘવારીએ છાપાંવાળા પર અંકુશ આણ્યા છે, પણ હીણકમાઉ પ્રજાનાં બાળકોની નોટબુકોના અને પાઠ્ય પુસ્તકોના થોકડા વધતા જ જાય છે. આજે કેટલા યે એવા પ્રવીણ ધંધાદારીઓ, શિક્ષકો અને અમલદારો હયાત હશે કે જેઓ બેપાંચ પુસ્તકો અને સ્લેટપેનની મદદથી એવું સારૂં જ્ઞાન મેળવી શક્યા છે કે તેમની પાસે આવેલા આજના નમૂનેદાર ડિગ્રી ધરાવનારાઓ ઝીમા અને ગાફેલ જણાતા હોય છે. થોડાં સાધનોથી પણ મનની શક્તિઓને પાકી વ્યવહારૂ તાલીમ આપવાની કસોટીમાં આજની કેળવણી લગભગ નિષ્ફળ નીવડી છે. ફી, કપડાં, પુસ્તકોનો ખર્ચ ને જાહેગીનો અરધો ભાગ ખેંચી જનાર એ કેળવણી ને દેશની આર્થિક હાલત સાથે શી રીતે બંધબેસતી ગણી શકાય એની ચર્ચા કે ફરિયાદ સાંભળવા કે વિચારવાની શિક્ષણનિષ્ણાતોને ફુરસદ નથી દેખાતી.

એક પછી એક શાળાઓ અને હાઇસ્કૂલોને યુનિવર્સિટીની ઘંટીમાં પોતાના હજારો વિદ્યાર્થીઓને વ્યવસ્થિત રીતે ઓરતી જોઇને આવતા યુગની ભયંકર ઝાંખી કરનારને હેબક જ લાગે. કોઈકોઈ ઠેકાણેથી લશ્કરી શિસ્ત અને શ્રમ તેમજ સેવાદળની યોજનાઓના સૂર સંભળાય છે; પણ એ બધું કેટલું મોડી વયે અને થોડી ગરજ સારનારૂં છે? જો એક વખત આખા દેશને આજના કરતાં યે વધારે મોંઘવારી, વધારે બેકારી અને વધારે જાલિમ જમાનો જોવાનો નિશ્ચિત ભાસતો હોય તો આજની શિક્ષણપ્રણાલી ત્રણ કે પાંચ વર્ષ માટે શો ઘાટ વિચારી રહી છે એ પ્રશ્ન તુરત રજૂ કરવા જેવો નથી શું? દરેકે દરેક વિદ્યાર્થીએ એટલી મુદતમાં પોતાની જાત માટે, પોતાનાં આશ્રયદાતા કે વાલીઓ માટે ને પોતાના દેશ માટે સંરક્ષણ, સેવા અને સહકાર આપવા, સ્વાશ્રય અને ઉદ્યોગધંધા નિભાવવા શી તૈયારી કરવી પડશે તેના વિચારો ને જોરદાર આંદોલનો દરેક શાળા અને સંસ્થાએ ઉપાડવાં જ જોઇએ.

### સ્વ. હરિહર 'દિવાના'

સ્વ. હાજીમહમ્મદે 'વીસમી સદી' માસિકની શરૂઆત કરીને ગુજરાતના સાહિત્યિક પત્રકારત્વનું એકાંગી



પણ દૂર કરી તેને વિશાળ આમવર્ગના સંપર્કમાં મૂકયું. તેમણે ઉચ્ચ ડિગ્રીધારી વિદ્વાન સાક્ષરોની કલમનો જેમ જનસમાજને પરિચય કરાવ્યો તેમ જ, અનુભવે ને ધંધાના બળે વર્તમાનપત્રો ને રંગભૂમિ ઉપર જે કેટલીક વ્યક્તિઓએ પોતાની બુદ્ધિ અને શક્તિના ચમકારથી ઘણાં વર્ષો સુધી ગુર્જર વાચકો અને રસિકોને આકર્ષણ કરી કાવ્ય, સાહિત્ય અને કળાના રસો રેલાવ્યા હતા તે વ્યક્તિઓની કૃતિઓનો આસ્વાદ અને પરિચય પણ કરાવ્યો. એવી વ્યક્તિઓમાં સ્વ. હરિહરભાઈનું નામ ઘણું જાણીતું થયું હતું. તેમનામાં વિવિધ શક્તિઓ હતી. નોકરી ઉપરાંત સામયિકોમાં લેખન, નાટ્યલેખન અને રંગભૂમિ ઉપર નટકાર્ય એમ અનેકવિધ પ્રવૃત્તિઓમાં નામ કાઢનાર એ ભાઇ મિત્રોની નજરે એક ભોળા, દિલસોજ, નિરાડંબરી, વફાદાર સર્જન હતા.

દિવાના તરીકેનું પાત્ર તેમણે ભજવ્યું ત્યારથી તેમણે 'દિવાના' સંજ્ઞા લેખક તરીકે વાપરવા માંડી હતી. એમની નાટ્યલેખનની શક્તિ 'બોલતો કાગળ' નામના નાટકમાં સફળપણે આવિષ્કૃત થઈ હતી અને જનતાએ પણ તેને દિલથી વધાવી લઇ સંપૂર્ણ ન્યાય આપ્યો હતો. નાટકનાં પાત્રોના સંવાદ કઈ રીતે ગઝલના બંધારણની પંક્તિઓમાં ગુજરાતી નાટકોમાં ઉતારનાર તે પ્રથમ હતા.

ર. મ. રા.

## સ્વ. પ્રો. ત્રિવેદીનું સ્મારક

પૂનામાં ગુજરાતને જીવતું રાખનાર મહાગુજરાતી સ્વ. પ્રો. જે. પી. ત્રિવેદીના સ્મારક તરીકે, પૂનામાં 'પ્રો. જે. પી. ત્રિવેદી સ્મારક સંસ્થા' નામનું એક મકાન ઊભું કરી તેમાં ગુજરાતી બંધુસમાજનું પુસ્તકાલય, સભાગૃહ અને એ શહેરમાં ટૂંક સમય માટે રહેવા ઈચ્છનાર ગુજરાતીઓ માટે નિવાસસ્થાનનો સમાવેશ કરવાની એક યોજના બહાર પડી છે. તેમાં યથાશક્તિ ફાળો આપવા ઈચ્છનારે તેના કોષાધ્યક્ષ શેઠશ્રી ગોવર્ધનદાસ વિઠ્ઠલદાસ સાંકળચંદને ૨૨૦, રવિવાર પેઠ, પૂના-૧એ સરનામે મોકલી આપવા વિનતિ થઇ છે.

## ઔદ્યોગિક તથા યાંત્રિક શિક્ષણની યોજના

યુદ્ધસરંજામ તથા દારૂગોળાનાં કારખાનાંઓમાં કામ કરી શકે તેવા યુવાનોને તાલીમ આપવાની ઔદ્યોગિક તથા યાંત્રિક શિક્ષણની એક યોજના કરવામાં આવી છે. તે માટે ગુજરાતમાં નીચેનાં સ્થળો રાખવામાં આવ્યાં છેઃ (૧) ગવર્નમેન્ટ ઈન્ડસ્ટ્રિયલ વર્કશૉપ, અમદાવાદ; (૨) ચીમનલાલ નગીનદાસ ઈન્ડસ્ટ્રિયલ સ્કૂલ, આંબાવાડી, અમદાવાદ; (૩) આર. સી. ટેકનિકલ સ્કૂલ, અમદાવાદ; (૪) પારસી ટેકનિકલ ઍન્ડ ઈન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યૂટ, સુરત; (૫) એફ. એસ. પારેખ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ, સુરત; (૬) બી. બી. ઍન્ડ સી. આઈ. રેલ્વે વર્કસ શૉપ, દાહોદ; (૭) કલાભવન, વડોદરા.

**વિચિત્ર કલ્પના** (અનુ○ પૃ. ૨૩૬ થી) વ્યાખ્યા એને ભલે આવડતી ન હોય; પણ એક ઉદાત્ત હેતુ માટે એ લડતો હતો એટલું તો નિર્વિવાદ હતું. એવો ક્ષુદ્રમનસ્ક સવાલ પૂછી એના અસ્પષ્ટ પણ ઉદાત્ત હેતુની અવહેલના કરવી એમાં ઔચિત્ય ન હતું. એનો મૂંઝવાએલો ચહેરો જોઈ મેં એની મનપૂર્વક માફી માગી.

કોકવાર આવા ઉદારચરિત મહાભાગોના અંતરમાંની કલ્પનાસૃષ્ટિ અને બહારની સત્યસૃષ્ટિ એ એમાં જમીન–આકાશ જેટલું અંતર પડે છે; અને પછી આ ધીરોદાત્ત ધ્યેયવાદી પુરુષોના આયુર્નાટકની અત્યંત હૃદયવિદારક શોકકથા બની જાય છે. ઉપર મેં જેની વાત કરી એ જુવાન વિષે જ કહું. પરદેશી માલની દુકાન આગળ સત્યાગ્રહ કરવાથી તેમજ સ્વદેશી માલનાં વખાણ કરવાથી આપણી માતૃભૂમિ સ્વતંત્ર થશે એવી દુર્દમ્ય આશાથી એણે જાતની પરવા કર્યાં વગર કામ કર્યું. પણ પછી એના ધ્યાનમાં એ વાત આવી કે એના અને એના જેવા હજારો ભાવનાપ્રધાન જુવાનોના અતુલ સ્વાર્થત્યાગનો પૂરેપૂરો લાભ ઉઠાવી સ્વદેશી મૂડીદારો વધારે પૈસાદાર બન્યા હતા; પણ એનો પ્રિય દેશ તો જ્યાં હતો ત્યાં જ રહ્યો હતો. પોતાનું સુખસ્વપ્ન આમ એની દૃષ્ટિ સમક્ષ નાશ પામતું જોઈ એ જુવાનના દુઃખનો પાર રહ્યો નહિ.

હવે કોઈ કહેશે, કે આવી જાતની કોઈપણ અસ્પષ્ટ પણ ઉદાત્ત કલ્પનાથી બેભાન થવું, એટલું જ નહિ પણ એ કલ્પના ખાતર પ્રાણ હોમી દેવા તૈયાર થવું, એ પણ મૂર્ખાઇ નહિ તો શું? હશે, કદાચ; એ મૂર્ખાઈ હશે. હું ના નથી પાડતો એની, પણ આવાં ભૂલભરેલાં અથવા ભૂલવગરનાં સુખસ્વપ્નો જોવાની દૃષ્ટિ જ ન હોવાથી જિંદગી સુખમય થાય એના કરતાં બહેતર છે કે, ભલે એવાં દિવ્ય સુખસ્વપ્નોને નાશ પામતાં જોતાં આપણા જીવનની હોળી થઇ જાય. મને તો એ જ ગમશે. કોઇપણ ઉદાત્ત સ્વપ્નસૃષ્ટિ આંખ આગળ ખડી કરવી અને પછી એ ખાતર પ્રાણ કુરબાન કરવા સિદ્ધ થવું એવા મનુષ્યસ્વભાવના ચમત્કારિક વૈશિષ્ટ્ય માટે મારા મનમાં નિરતિશય આદર છે. પછી એ વૃત્તિ ભલે મૂર્ખાઈ હોય કે ડહાપણ. માણસની માણસાઈની અને માનવી જીવનની પ્રગતિની કૂંચી, મને લાગે છે, આ જ વૈશિષ્ટ્યમાં છે.

(મરાઠી ઉપરથી અનુવાદ) **વસંત જોષી**

# ત્રીસ વર્ષ સુધી એક મહારાજ્ય પર એકેચક્રે રાજ્ય કરનાર અને



૧૮૫૯ના જાન્યુઆરીની ૨૭મીએ જર્મનીના પાટવી કુંવર ફ્રેડરિક વિલિયમને ત્યાં ઇંગ્લંડની રાજકુંવરી વિક્ટોરિયાથી એક તેજસ્વી બાળકનો જન્મ થયો. ટાઢા ને રૂઆબદાર સ્વભાવની માતા અને વિવિધ-જ્ઞાનજિજ્ઞાસુ ઉદારમતવાદી પિતાનો મત્તાકાંક્ષી, રાજ-શોખી અને 'મનધાર્યું કરનારો એ પુત્ર એવો દિલ-બળિયો નીકળ્યો કે ઓગણીસમી અને વીસમી સદીના સંધિકાળનાં ત્રીસ વર્ષ દરમિયાન યુરોપના રાજવંશો ને રાજપુરુષોમાં તેણે જુદી જ ભાત પાડી અને યુરોપના ઇતિહાસના પલટામાં તે મોટો ભાગ ભજવી ગયો.

માતપિતાએ તો એને મધ્યમવર્ગનું શિક્ષણ આપી પ્રજાની સમાન કક્ષાએ ઉછેરવાનું વિચાર્યું હતું અને તે માટે તેને કાસેલની જિમ્નૅશિયમ શાળામાં મૂક્યો હતો. પણ દીકરો જુદા જ મનોવ્યાપાર સેવતો હતો. એના જન્મકાળની પૂર્વની જ પેઢીમાં હજી બિસ્માર્કે જર્મન રાષ્ટ્રનું પુનર્વિધાન કર્યું હતું, અને એ લોખંડી રાષ્ટ્રપુરુષે પ્રજામાં પ્રેરેલી અસ્મિતાનો જુવાળ દેશમાં ચડ્યો હતો. ઑસ્ટ્રિયા અને ફ્રાન્સ પર એ કાળમાં મેળવેલી મહાન ફતેહો અને બિસ્માર્કને હાથે રચાતું દેશનું નવ-ઘડતર પ્રજાને જે ગૌરવભર્યું રોમાંચ કરાવતો તેની અસરથી આ તેજસ્વી રાજકુમાર કેમ વંચિત રહી શકે?

કાસેલની શાળામાં તેને એવી સંગીન કેળવણી મળી અને એવો બૌદ્ધિક વિકાસ થયો, જે જીવન આખું તેને ઉપકારક થયાં. ત્યાંની છેલ્લી પરીક્ષા ૧૮૭૭માં પાસ કરી છએક માસ લશ્કરી તાલીમ માટે ગાળી તે બૉન યુનિવર્સિટીમાં કાયદા અને રાજકારણનું જ્ઞાન લેવા ગયો. પણ ત્યાં અભ્યાસ કે અધ્યાપકો જોડે તેને મનમેળ થયો નહિ, એટલે ત્યાં બે વર્ષ ગાળી ફરી પાછું પોસ્ટડામમાં લશ્કરી શિક્ષણ માટે તે ગયો; અહીં પણ મુલ્કી રાજવહીવટના અભ્યાસની તેને માટે જોગવાઇ કરવામાં આવેલી, પણ તેનું ચિત્ત એ વિષયોમાં ચોંટતું નહિ. લશ્કરીઓ જોડે રહેવાથી પ્રશિયન ઉમરાવો અને લશ્કરી સેનાનાયકોમાં પ્રચલિત વિચારોની જ અસર અહીં તેના મન પર મોટે ભાગે પડી. અને જે અદબ અને આદરથી અહીં બધા તેની જોડે વર્તતા તે તેના રાજશાહી અને સ્વૈચ્છિક સ્વભાવને બહુ રોચક નીવડ્યું.

૧૮૮૧ના ફેબ્રુઆરીમાં જર્મનીના જ એક પ્રાંતની રાજકુંવરી ઑગસ્ટા વિક્ટોરિયા જોડે તેનું લગ્ન થયું. સાદાઇને ધાર્મિક સંસ્કારમાં ઊછરેલી એ રાજકુમારી બહુ ઊંચી પ્રતિભાવાળી ન હતી, પણ વિલિયમને તે ભક્તિ: પ્રેમથી ચાહતી. તેનાથી એને છ પુત્ર ને એક પુત્રી થયાં.

તેના દાદા વિલિયમ પહેલાના મૃત્યુ પછી તેનો પિતા ફ્રેડરિક ગાદીએ આવ્યો, પણ ટૂંક મુદતમાં જ તે અવસાન પામ્યાથી ૧૮૮૮ના જૂનની ૧૫મીએ કૈસર વિલિયમ બીજા તરીકે તે શહેનશાહ થયો. રાજકીય મહત્ત્વાકાંક્ષાથી ભર્યોભર્યો ત્રીસ વરસનો એ તેજસ્વી જુવાન અનેક શક્યતાઓથી ભરેલા જર્મની જેવા ઘડાતા આવતા રાષ્ટ્રનો સૂત્રસંચાલક બન્યો. તે તીવ્ર બુદ્ધિનો હતો અને ત્વરાથી બધી વસ્તુઓ ગ્રહણ કરી શકતો. પણ બીજે પક્ષે એ ત્વરા અને તરવરાટને લીધે એનો સ્વભાવ એટલો ચંચલ બની ગયો હતો કે કોઇ પણ પ્રશ્નના ઊંડાણમાં ઊતરવાની સ્થિરતા કે ધીરજ રાખવી તેને આકરી પડતી. ભાષા અને વાણી પર તેનો અચ્છો કાબૂ હતો અને ખાનગી વાર્તાલાપ કે જાહેર ભાષણોમાં સાંભળનારને મુગ્ધ કરી દેતો.

# બીજાં ત્રેવીસ વર્ષ લગી કેવળ અંધકારમાં રહી વિરક્ત શાંતિથી જગતના ઝંઝાવાતો નીરખનાર સમ્રાટ

# કેસર

જે શબ્દ 'સીઝર' ઉપરથી થએલું 'શાહેનશાહ' માટેનું જર્મન રૂપ છે.

બહુ જ થોડા યુરોપિયનોનાં નામ હિંદને ગામડે ગામડે જાણીતાં હશે. એવાં થોડાંક નામોમાં જર્મનીના કેસરનું એક ગણાય. એના જ દેશવાસી હિટલરની પેઠે, એ પુરુષ આજથી ૨૫ વર્ષ ઉપર ગામડે ગામડે ગવાતો હતો. કારણ ઉઘાડું છે: હિટલરની પેઠે એણે પણ આજથી એક પેઢી ઉપર યુરોપને અને જગતને યુદ્ધની આંધીએ ચડાવ્યું હતું.

૧૯૧૮ના અંતભાગમાં દેશ છોડીને તે હોલૅન્ડ નાઠો ત્યારથી ગયે મહિને એનું મૃત્યુ થયું ત્યાં સુધી, એ દેશના એક ગામમાં એકાંતમાં એ રહ્યો. ખરેખર, એ એકાંત હતું. જગતમાં અને પોતાના દેશમાં પણ જે સતત નવાજૂની થયા જ કરતી હતી, તે કશા વિષે તેણે જાહેરમાં એક ઉદ્ગાર —હર્ષનો કે શોકનો, આશ્ચર્યનો કે ક્રોધનો, ચિંતાનો કે દુઃખનો—કાઢ્યો નથી. જિંદગીભર કામ કામ અને કામ (અને કેવી ઉગ્રતાભરીરીતે તથા ઉત્સાહ અને ઉછાળાભેર!) કરનાર માણસે આમ એક પેઢી સુધી, જીવ ઝાલીને બેસવું, અને તે પણ જગતના ઇતિહાસની એક અતિ ભારે કટોકટીની પળે, એ એક તપ જ કહેવાય. આ તપ કરનાર કેસર તેના પૂર્વના જીવનથી જુદો જ તરી આવે છે.

એને માથે યુરોપનું મહાયુદ્ધ પેટાવ્યાનો આક્ષેપ હતો; પણ એ આક્ષેપ તો આજ ઇતિહાસે ધોઈ કાઢ્યો છે. મદ્રાસનું 'હિંદુ' પત્ર કહે છે તેમ 'હવે બધા જ ઇતિહાસકારો સ્વીકારે છે કે ગયું મહાયુદ્ધ મહાન રાજ્યોની હરીફાઈમાંથી નીપજ્યું હતું. ૧૮૭૦ની સાલમાં જર્મનીએ પોતાની એકતા સાધી ફ્રાન્સને હરાવ્યું ત્યારે એ જુવાન અને જોમભર્યું હતું. તેના ઔદ્યોગિક વિકાસથી વધતી ને વધનારી પ્રજા દરિયાપારનાં સંસ્થાનોમાં બહાર નીકળવાનું બારું શોધતી હતી. ફ્રાન્સ વેર લેવા આફ્રિકામાં પોતાનો પથારો વધારવા તલસતું હતું. રશિયા ભૂમધ્યમાં જવા માટે ડાર્ડેનલ્સની સામુદ્રધુનીનો કબજો શોધતું હતું બ્રિટન, આ બધી મહત્ત્વાકાંક્ષાઓમાં પોતાની સુસ્થિતિને ધમકી રહેલી જોતું હતું. જેમાંથી છેવટે લડાઈ સળગી એ જે સામસામેની બધી પક્ષ-ગોઠવણી અને ગુપ્ત સંતલસો, તેની પૂર્વભૂમિકા ઉપર વર્ણવેલી સ્થિતિ હતી.'

એણે આજના જર્મની કે હિટલર અથવા એનાં કામોને નીતિરીતિ વિષે એક અક્ષર મોંમાંથી કાઢ્યો નથી! એક જમાનામાં મહાયુદ્ધ જેવા મોટા નાટકના મુખ્ય પાત્રે તેવા જ આજના નાટક વિષે કાંઈ જ ન બોલવું એ મૌનમાં પણ ભારે તિતિક્ષા રહેલી છે. એ પણ સારું જ હશે ગણાય કે આ યુદ્ધનો અંત જોવા તે ન રહ્યો અને વેળાસર અહીંથી પરવારી ગયો. છાપાં જણાવે છે કે નિકટનાં સગાંવહાલાં વચ્ચે શાંતિથી તેણે જીવ મૂકયો. યુદ્ધનો મોકો જો આજ ન હોત તો આ માણસનું મરણ જગબત્રીશી પર વધારે પ્રમાણમાં ચડત. જે એકાંત જીવન તે ગુજારતો હતો તેને અનુરૂપ જ મરણ તેને લાધ્યું. (શિક્ષણ અને સાહિત્ય)

---

પણ ઘણીવાર જાહેર ભાષણોમાં શ્રોતાઓની પ્રશંસા અને અંતરના ઉમળકાથી પ્રેરાઈ તે ધાર્યા કરતાં વધારે-પડતું બોલી નાખતો જે રાજકાજમાં એને નડતું.

પોતાના શહેનશાહપદને તે ઇશ્વરનિયુક્ત ગણતો, ને એ પદે પોતાની પ્રજા પ્રત્યેની ફરજો બજાવવામાં ઇશ્વર જરૂર નિગેહબાન થશે એવી અચળ શ્રદ્ધા ધરાવતો. તે સાથે એ શહેનશાહપદનું તેને અરમાન પણ હતું.

એ ગાદીએ આવ્યો ત્યારે જર્મનીનો રાષ્ટ્રસ્રષ્ટા અને એના દાદા વિલિયમ પહેલાનો જીવનભરનો માર્ગદર્શક લોખંડી રાજપુરુષ બિસ્માર્ક ચાન્સેલરના સત્તાસ્થાને હતો. પોતે પાટવી હતો તે દરમ્યાન બિસ્માર્કની શક્તિ ને સેવાની ઘણી વાર તેણે પ્રસંશા કરેલી; પણ એના જેવો સત્તાકાંક્ષી ને ચંચળ મનનો તેજસ્વી તરુણ રાજવી ગાદીએ આવ્યા પછી એક મ્યાનમાં બે તલવાર સમાવી મુશ્કેલ હતી. જેણે જર્મન રાષ્ટ્રનું નિર્માણ કરીને પૂરી એક પેઢી સુધી તેનું તંત્ર ચલાવ્યું હતું એ બિસ્માર્ક જેવો વજ્રપુરુષ એક ઊગતા ને બિનઅનુભવી રાજવીની મનસ્વિતાને તાબે થાય એ સંભવિત ન હતું. અથડામણો અનિવાર્ય હતી, અને તે ચાલ્યા કરતી.

એવામાં સમાજવાદીઓ સામેના એક કાયદાને ફરીથી ચાલુ કરવા બાબતમાં કેસરે વિરોધ કર્યો અને રાજમંત્રણાઓમાં બિસ્માર્કને આમંત્રણ આપવાનું બંધ કર્યું. બિસ્માર્કે ઈ. ૧૮૫૦ના એક કાયદા અનુસાર ચાન્સેલર તરીકે બધા પ્રધાનોને પોતાની હાજરી વિના

શહેનશાહસાથે કાંઈ પણ મંત્રણા કરવાની મના કરી.કૈસરે આમાં પોતાની સત્તાનો લોપ થતો જોઇ એ જૂનો કાયદો રદ કરવાનું કહેતાં બિસ્માર્કે તેમ કરવા ના પાડી, એટલે કૈસરે તેને રાજીનામું આપવાનું કહેવડાવ્યું અને પરિણામે ૧૮૯૦ની ૧૮મી માર્ચે બિસ્માર્કે રાજીનામું આપ્યું.

બિસ્માર્કના ગયા પછી સર્વ લગામ કૈસરે પોતાને હાથ લીધી અને પોતાના આદર્શો અને આવડત મુજબ જર્મનીનું ઘડતર આરંભ્યું.

એક તરફ ફ્રાન્સ અને બીજી તરફ રશિયા, એમ બે બળવાન સત્તાઓની વચ્ચે પોતાનો દેશ આવેલો હોવાથી, અને બિસ્માર્કે અર્પેલા પુનર્જીવન તથા પોતે આરંભેલા ઘડતરને પરિણામે જર્મન રાષ્ટ્રદેહનો થતો જતો ઉત્તરોત્તર વિકાસ અને મજબૂતી જોઈને યુરોપની સત્તાઓની આંખમાં જર્મની ચોક્કસ આવતું જવાનું એમ લાગવાથી, એ બધાની સમતુલાએ બળવાન રહી શકાય તે માટે એણે સતત લશ્કરને વધારીને મજબૂત કરવા ઉપર લક્ષ આપ્યા જ કર્યું હતું, અને નૌકાકાફલો પણ વધારીને બળવાન બનાવવા માંડ્યો હતો. એ ઉપરાંત બીજાં રાષ્ટ્રોની માફક પોતાના દેશના વેપારઉદ્યોગને માટે બજારો શોધવાની તેમજ વેપાર સંસ્થાનો સ્થાપવાની પ્રવૃત્તિ પણ તેણે જોશભેર [illegible] હતી. બિસ્માર્કના જ પ્રયત્નોમાંથી પ્રેરણા પીનાર [illegible] મહત્ત્વાકાંક્ષી સમ્રાટે બિસ્માર્કે આદરેલું પૂરું કરવાનો પોતાની શક્તિ અનુસાર જે પ્રયત્ન કર્યો તેનો જર્મનીના રાષ્ટ્રવિકાસમાં નાનોસૂનો ફાળો ન હતો.

૧૯૧૪નું મહાયુદ્ધ સળગાવ્યાનો તેના પરનો આરોપ તો હવે ઇતિહાસવેત્તાઓએ નાપાયાદાર ઠરાવ્યો છે. ૧૯૧૪ના જૂનની ૨૮મીએ સેરાજેવો મુકામે ઑસ્ટ્રિયન પાટવી કુંવરનું ખૂન થયું. તેમાં સર્બિયાનો હાથ હોવાનું જણાયાથી ઑસ્ટ્રિયાએ તેની પાસે જે માંગણીઓ મૂકેલી તે સંતોષાઇને એ વાતનો અંત આવે એમ કૈસરનો મૂળથી જ નિશ્ચય હતો. માત્ર આમાં રશિયા સર્બિયાનો પક્ષ લઈ વચ્ચે કૂદી ન પડે એમ તેની ઈચ્છા હતી. પણ તેણે ધારેલું કે પોતાની માફક ઝાર પણ રાજાશાહીમાં માનનારો હોવાથી એક રાજકુમારના ખૂનીઓની તરફેણ નહિ કરે. પણ તેના ખ્યાલમાં નહિ કે રશિયાનો અંતિમ નિર્ણય નબળા ઝારના હાથમાં ન હતો. તેને કલ્પના યે ન હતી કે આ કિસ્સામાંથી જગતવ્યાપી યુદ્ધ સળગી ઊઠશે. તે તો ત્યારે ઉત્તર જર્મનીમાં બાલ્ટિકની સફરે ઊપડી ગયો હતો અને યુદ્ધની કાંઇ તૈયારીઓ પણ કરેલી ન હતી. ઑસ્ટ્રિયન માગણીઓમાંની કેટલીકનો સંપૂર્ણ અને કેટલીકનો શરતી સ્વીકાર કરતો નરમ જવાબ સર્બિયાએ આપ્યા છતાં પણ ઑસ્ટ્રિયા મક્કમ રહ્યું અને લશ્કર એકઠું કરવા માંડ્યું એ પણ તેને ગમ્યું ન હતું; અને તેથી જુલાઇની ૨૮મીએ તાબડતોબ પોતાની સફરેથી પાછા આવીને તેણે ઑસ્ટ્રિયાને ખમી જવાની તથા સર્બિયાને સમજાવવા માટે રશિયા જોડે સીધી વાટાઘાટ કરવાની સલાહ આપી. તેણે પોતે ઝારને પણ કેટલાક અંગત તાર મોકલીને સર્બિયાની મદદે લશ્કર એકઠું કરતાં અટકાવવા સમજાવ્યો. પણ આ દરમ્યાન ઝારે, ફ્રાન્સની સંપૂર્ણ મદદની ખાતરી તેને મળી ગઇ હોવાથી, જુલાઇની ૩૧મીએ લશ્કર એકઠું કરવાનું ઠરાવી દીધું હતું. આમ તેને માટે હવે યુદ્ધ અનિવાર્ય બન્યું. તે નિશ્ચય ફેરવવાનાં જર્મનીનાં કહેણનો જવાબ માગવા મુજબ રશિયાએ ૧૨ કલાકમાં ન આપ્યો અને જર્મનીને રશિયા સામે યુદ્ધ પોકારવું પડ્યું, અને શાંતિને માટેના તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા.

તે પછીની હકીકત તો જગજાણીતી છે. યુદ્ધ જાહેર થયા પછી ચોથે વર્ષે ઇ. ૧૯૧૮ના ઑગસ્ટમાં સ્પષ્ટ ભાસવા માંડ્યું કે પરિસ્થિતિ હવે વિફરતી જાય છે. એટલે તેના પ્રમુખપદ નીચે મળેલી ક્રાઉન કાઉન્સિલે સુલેહની વાટાઘાટો ચલાવવાનો નિર્ણય કર્યો. પરંતુ આ વખતે પણ તેના અનિશ્ચયી સ્વભાવને કારણે નિર્ણય એટલો મોડો થયો કે તે દરમ્યાન યુદ્ધની પરિસ્થિતિ જર્મનીને માટે ગંભીર થઇ પડી. બીજી બાજુએ પ્રજામાં અને પાર્લામેન્ટમાં અસંતોષ વધતો ગયો ને ૧૯૧૮ના ઑક્ટોબરમાં તેને પ્રિન્સ મૅક્સને ઇમ્પીરિયલ ચાન્સેલર નીમવો પડ્યો. આ પછી જ્યારે પ્રેસિડેન્ટ વિલ્સને પોતાના ઢંઢેરામાં સ્પષ્ટ દર્શાવ્યું કે સુલેહની વાટાઘાટોમાં કૈસર જ આડખીલી રૂપ છે, ત્યારે રીશટાગની બહુમતિ સાથે પ્રિન્સ મૅક્સે શહેનશાહને ગાદીત્યાગ કરવાનું જણાવ્યું. ૧૯૧૮ના નવેમ્બરમાં પ્રજાનો બળવો ફાટી નીકળ્યો અને ગાદીત્યાગની જાહેરાત તાત્કાલિક કરવાની જરૂર પડી. જેમાં કૈસરે ઢીલ કરતાં ખુદ પ્રિન્સ મૅક્સે ૯મી નવેમ્બરે જાહેરાત કરી દીધી.

આ વેળા કૈસર પશ્ચિમ રણાંગણ પર હતો. પોતાની ઇચ્છા વિરુદ્ધની આ જાહેરાતનો પ્રતિકાર કરવો હોત તો તેની પાસે બે માર્ગ હતાઃ પોતાની પાસેના લશ્કરના બે ભાગ કરી અરધા વફાદારોને જર્મની મોકલી બળવો દાબી દેવો; અગર લશ્કરને મોખરે મરણિયા થઇને છેવટ સુધી લડીને રણમાં સૂવું. પણ આ કાંઈ ન કરતાં તેણે લશ્કરમાંથી છૂપી વિદાય લઇ લીધી ને નવેમ્બરની ૧૦માએ પોતાના દેશનો ત્યાગ કરી હૉલૅન્ડનો આશ્રય લીધો.

હૉલૅન્ડમાં તેને ડૂર્નના કિલ્લામાં નજરકેદ રાખવામાં આવ્યો, જ્યાં તેણે કેવળ તટસ્થ, વિરક્ત, નિસ્પૃહ જીવન ગાળવા માંડ્યું. સુલેહની વાટાઘાટો દરમ્યાન એક દરખાસ્ત વારંવાર એવી લાવવામાં આવેલી કે મહાયુદ્ધ સળગાવવાને માટે અંગતરીતે તે જવાબદાર હોઇ તેના પર કામ ચલાવી સજા કરવી; પણ પાછળથી એ વિચાર પડતો મૂકવામાં આવ્યો,

ડૂર્નમાંના તેના શાંતિવાસના આ લાંબા ગાળા દરમિયાન તેના જીવનનો જો કોઇ એકમાત્ર મહત્ત્વનો બનાવ બન્યો હોય તો તે હરમાઇન નામની એક વિધવા રાજકુમારી સાથેનું લગ્ન. અવારનવાર જર્મનીથી મુલાકાતીઓ તેને મળવા આવતા; પણ તે ખાનગીમાં. જાહેરરીતે તે કદી બહાર આવ્યો નથી, કે જાહેરમાં કદી કોઇ ઉદ્‌ગારો કાઢ્યા નથી. પોતાના ખાનગી અભ્યાસ ને કામોમાં રત રહીને તે જીવનના અંત સુધી શાંતિથી રહ્યો—એવી તિતિક્ષામય, અદ્‌ભુત શાંતિથી કે દુનિયાભરમાં, તે પછીની આખી પચીસીમાં અનેક ઉથલપાથલો થઈ ગઇ, તેનો દેશ પાયમાલીમાં પડ્યો ને તેમાંથી બેઠો થયો, તેની જ માફક જાગેલા તેના દેશના બીજા સત્તાકાંક્ષી માનવીએ જગતમાં બીજા મહાયુદ્ધનો દાવાનળ સળગાવ્યો, આમ છતાં, એ પચીસ વરસના એ તપના લાંબા સમય દરમ્યાન એક પણ પ્રસંગ કે પરિસ્થિતિ પર તેણે હરફ સરખો ઉચ્ચાર્યો નથી. પોતાના મનનાં મંથનોને મનમાં જ શમાવી રાખીને, આ નીચેની તેની સાથેની મુલાકાતમાંના તેના ઉદ્‌ગારોમાં જણાવ્યા મુજબ, ઇશ્વરની ઇચ્છાને વશવર્તીને પોતાનું શેષ જીવન તેણે ધાર્મિક વૃત્તિથી પૂરૂં કર્યું.

(એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકામાંના લેખો પરથી તારવીને)

જ્યૉર્જ સિલ્વેસ્ટર બાઇરેક નામના નામચીન પત્રકારે યુરોપની વિખ્યાત વ્યક્તિઓની પોતે લીધેલી મુલાકાતો 'ગ્લિમ્પ્સિઝ ઑફ ધ ગ્રેઈટ' નામથી બહાર પાડી છે; તેમાંથી કૈસર સાથેની તેની મુલાકાત ટૂંકામાં આ નીચે આપી છે.

મને મુલાકાત આપવા માટે કૈસરે પોતે જ્યાં લાકડાં ચીરતો ને વહેરતો એ છાપરીમાં બોલાવેલો. ચાર મોટી કરવતો ત્યાં હતી. સૌ સાથે હું પણ વેરણિયો બન્યો. કૈસરનો જોડીદાર એક ડચ મજૂર હતો; મારો કૅપ્ટન વાન હૂટન.

બે કલાકના પરિશ્રમ પછી અમે ચા પીવા બેઠા. એણે મને પોતાને હાથે રંગેલો એનો ફોટોગ્રાફ ભેટ આપ્યો. ચિત્રકલામાં એને નાનપણથી જ રસ છે. મેં પૂછ્યું: "આપ નામદારની જિંદગીની ફિલસૂફી શી છે?'

'ફિલસૂફી? મને મારા ધર્મ સિવાય કશી ફિલસૂફી નથી. આપણે આપણામાં રહેલી બધી શક્તિ ખોદીખોદીને બહાર આણવી જોઇએ, જેથી જીવનસંધ્યાવેળા ઇશ્વર આપણાથી સંતુષ્ટ રહે. જિંદગીનો મારો અર્થ એવો છે."

૧૯૧૪ના શિયાળામાં પૂર્વનો મોરચો સાચવતા હિંડનબુર્ગને મેં તેની સિદ્ધિ બાબતમાં સવાલ પૂછતાં તેણે જવાબ આપેલો કે "સામે મોંએ લડવાનું હશે તો આપણે જીતીશું. આપણી એકેકની સામે બબ્બે ગોઠવાશે, ત્રણત્રણ ગોઠવાશે તો યે આપણે જીતીશું. ચચ્ચારનો સામનો કંઇક મુશ્કેલ છે. પાંચનો તો મુશ્કેલ છે જ; અને છનો . . . . . પણ વારૂ, છતાં હું મારૂં બનતું કરીશ ને ઇશ્વરેચ્છા હશે તો તેમને પાછા પાડીશ.

એ ધર્મ છે! ને અંતમાં તો અમારા એકેક સામે વીસવીસ ગોઠવાયા હતા. છતાં અમે ટકી શકત, જો ઇશ્વરમાં પૂર્ણ શ્રદ્ધા મૂકી હોત તો. એને બદલે અમે માનવ તર્કમાં ને લપસણી દરખાસ્તોમાં, લપસી પડ્યા. અધૂરી શ્રદ્ધા એ અશ્રદ્ધાથી યે વધુ ભયંકર છે.'

'આપ નામદારનું એ જ દૃષ્ટિબિંદુ રહ્યું છે?' મેં પૂછ્યું.

'હમેશનું. ઇશ્વરના આદેશ સાથે હું વૃદ્ધિંગત થયો છું. મેં અંતરાત્માના અવાજ પ્રત્યે જાણીજોઇને કદી કાન બંધ નથી રાખ્યા. અંતરનો અવાજ એ ઇશ્વરનો અવાજ છે.'

'જો આપ ઇશ્વરની ઇચ્છા અનુસાર વર્ત્યા હો તો તે આપને ગાદી છોડવાની સજા શા સારૂ કરે?'

'હું એને સજાને બદલે કસોટી ગણું છું, ને એટલે જ કૅબનની માફક મરી જવાને બદલે મેં નમ્રતાપૂર્વક મારૂં નસીબ સ્વીકારી લીધું છે. ઇશ્વરને ગમે તો મને પાછો ગાદીએ બેસાડે! એને ગમે તો આમ જ મારૂં

જીવન પૂરું થાય. અને એવાં ઘણાં કાર્યો છે જે કરવાની મને ફુરસદ નહોતી મળતી, અને જે રાજગાદીથી જરા યે ઓછાં અગત્યનાં નથી.'

'ભૂતકાળની સ્મૃતિ આપને રંજ નથી ઉપજાવતી?'

'ઇશ્વરે પોતાના એકના એક પુત્રને કાંટાનો મુકુટ પહેરાવ્યો, તો પછી મારા જેવા નાશવંત ને સ્ખલનશીલ માનવીને ફૂલોના મુકુટનો શો હક્ક છે? ઇશ્વરે કદાચ લડાઈનાં મૂળ શોધી કાઢી જગતને જાહેર કરવાનું કામ મારા હાથે નિર્મ્યું હોય, કારણ અત્યારે હું દિવસ રાતના મળી ઘણા કલાકો એ અભ્યાસ પાછળ ગાળું છું. અહીં હૂંફમાં મને મારા ઇશ્વરની ને મારા વિચારોની સર્વશ્રેષ્ઠ સોબત મળે છે. મારા વિચારો પવનમાં ઊડતાં બી જેવા છે. એમાંનું એક બીજ પણ કોઇ ફળદ્રુપ ભૂમિ પર પડીને ફળશે તો હું મને કૃતાર્થ ગણીશ.'

'આપ નામદાર સુખી છો?' પૂછ્યા પછી મને થયું કે એ બહુ અંગત સવાલ હતો.

'ઈશ્વરે મને ખૂબ સુખ આપ્યું છે. મારી જિંદગીમાં બે વાર એણે આશિષ પૂરી છે—એક વખત આગસ્ટા વિક્ટોરિયા આપીને, હમણાં હર્માઈન આપીને. એ બંને પત્નીના પ્રેમે મારા જખમો રૂઝવી નાખ્યા છે. મારા જેટલી ઊંચાઇએથી બહુ ઓછા માણસો પડ્યા હશે; છતાં, હું ફરીથી કહું છું કે મને તેનો મુદ્દલ રંજ નથી. હું આ ડચ ગામડાની સાંકડી સીમાઓમાં બંધાએલો રહું કે દુનિયાના વિસ્તારમાં ફરી ક્યાં યે મારી નજર પડે, હું મારા માટે નિર્માણ થતુ કાર્ય સંપૂર્ણ અધીનતાપૂર્વક બજાવવા ઉત્કંઠ છું. બાકી તો હું યે મનુષ્ય છું ને મનુષ્યસુલભ નિષ્ફળતાઓ મારામાં યે સંભવે.'

પછી અમે હળવી વાતો પર ઊતર્યાં. એની રમૂજવૃત્તિ હજુ જેવી ને તેવી જ રહી છે. એણે પોતે શહેનશાહપદે હતો ત્યારના કેટલાક રમૂજી પ્રસંગો કહ્યા ને અમે ખૂબ હસ્યા. બાળક પેઠે એ દિલ ભરીને હસી શકે છે.

મેં એક વધુ પ્રશ્નની હિંમત કરી જોઇ: 'આપ નામદારને જિંદગી કઇ બાબતમાં રસપ્રદ રહી છે?'

'અનેક બાબતમાં. સારી વાર્તા વાંચવી મને ગમે છે. મારી વાડીમાં કામ કરવાનું મને ગમે છે. કહેવાતા રાજદ્વારીઓની ભૂલોનું નિરીક્ષણ કરવું મને ગમે છે. સારું ભોજન મને ગમે છે. પુરાતત્ત્વનો અભ્યાસ ગમે છે. મને ક્યારેક ઉદ્વેગ થતો હોય તો માત્ર એ કે આજ કરતાં મોટા પ્રમાણમાં હું જર્મનીની સેવા નથી કરી શકતો. એ સિવાય મને સંપૂર્ણ સુખ છે, સંપૂર્ણ શાંતિ છે.'



# તરુણ રાજસ્થાની કલાકાર
# અબ્દુલ કલામ

હિંદમાં અભિનવ સંસ્કૃતિનાં આંદોલનોએ ચારે તરફ પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ અને સંસ્થાઓને જન્મ આપ્યો છે. મધ્યયુગનું રાજસ્થાન પણ આજે કાયાપલટ કરી રહ્યું છે અને તેનું સ્પષ્ટ પ્રતીક ઉદયપુરનું વિદ્યામંદિર છે. આ સંસ્થાના પ્રાણાત્મા ડૉ. મોહનસિંહ મહેતા (બાર ઍટ લૉ) એક અગ્રગામી સુધારક અને પ્રગતિવાદી પુરુષ છે. રાજસ્થાનના શિક્ષણ-



ગૃહલક્ષ્મી: (લીનોકટ: અબ્દુલ કલામ)

માં અભિનવતા ને નવપ્રાણનો સંચાર કરવા એ ભગીરથ પ્રયાસો કરી રહ્યા છે અને તેમના જ પ્રયાસથી ગયે વર્ષે અખિલ ભારત શિક્ષણપરિષદ્ ઉદયપુરમાં મળી હતી.

ડૉ. મહેતા ૧૯૨૫માં સેવાસમિતિ બોયસ્કાઉટના કમિશ્નર હતા. તે વખતે નાનકડા કલામે તેની બુલબુલટોળી (cub pack)માં નામ નોંધાવ્યું હતું અને ત્યારથી એ પુરુષની છાયામાં તેણે પોતાની પ્રતિભા વિકસાવી છે. ઉદયપુરમાં વિદ્યાભવન ખૂલ્યું કે તરત તેમાં દાખલ થવાની પહેલી અરજી તેણે જ કરી હતી.

એ સંસ્થામાં માત્ર પુસ્તકિયા જ્ઞાન નથી અપાતું, પણ નાગરિકતા અને નાગરિક જીવનનું સફળ શિક્ષણ અપાય છે. શ્રી કલામનો જન્મ ૧૯૧૪ની ૧૬મી માર્ચે થયો હતો. ૧૯૩૬ના જૂનમાં શ્રી કલામે હાઈસ્કૂલનો કોર્સ પૂરો કર્યો. દરમિયાન તેણે કલા અને શિલ્પમાં પોતાની શક્તિ અને શોખનો પૂર્ણ પરચો બતાવ્યો હતો, એટલે શાળાએ જ તેને વધુ અભ્યાસ માટે શાંતિનિકેતન જવા સૂચન કર્યું. કલામના પિતા ઉદયપુર રાજ્યના એક પોલિસ અધિકારી છે અને તે પોતે ચિત્રકળાના રસજ્ઞ તથા શોખીન છે, એટલે તેમનું પણ તેને પૂર્ણ પ્રોત્સાહન મળ્યું. ઈ. ૧૯૩૭માં તેણે શાંતિનિકેતનમાં શ્રી નંદબાબુ પાસે રહી ચિત્રકળાનો રીતસર અભ્યાસ આદર્યો. ત્યાં તેને બીજી ઘણી પ્રતિભાશાળી વ્યક્તિઓનો પરિચય થયો, પણ ખાસ કરી શ્રી નંદબાબુની તેણે પૂર્ણ પ્રીતિ સંપાદન કરી છે અને તેમની પાસેથી કળાનાં ઘણાં રહસ્યો શ્રદ્ધાપૂર્વક મેળવ્યાં છે. નાના નાના પ્રસંગો અને વાતચીતોથી શ્રી નંદબાબુ તરુણોમાં કળાની અજબ ઊર્મિ અને પ્રેરણા જગાડી શકે છે એથી જ ઘણા ત્યાં આકર્ષાય છે અને હિંદની કળાના પરમ ભક્ત બન્યા છે.



ઘરની પરસાળમાં (લીનોકટ: અબ્દુલ કલામ)




પુસ્તકમાં નામ લખવાને બદલે પોતાની માલિકી દર્શાવવા માટે પશ્ચિમમાં એક સુંદર ચિત્ર તૈયાર કરાવી ચોડવાનો શિષ્ટસમુદાયમાં રિવાજ છે, જેને 'બુકપ્લેટ' કહે છે. એમાં એ વ્યક્તિની જીવન ભાવનાઓ નિર્દેશતું સંયોજન હોય છે. એવું આ એક 'બુકપ્લેટ ડિઝાઈન' છે, જેમાં મુક્તિ, શાંતિ અને પ્રગતિની ભાવના નિર્દેશતાં કુદરતી તત્ત્વો ઉતાર્યાં છે.

તેમની પ્રતિ કલામની શ્રદ્ધા અને ભાવના પ્રશંસનીય છે અને પોતે કલાના અભ્યાસમાં ઘણી ઉચ્ચ શક્તિ મેળવ્યા છતાં નમ્રપણે તે પોતાને એક પ્રાથમિક ઉપાસક જ ગણે છે. હિંદની કળાની સેવા અને પ્રગતિ



શાંતિનિકેતનનું એક નિવાસગૃહ (લીનોકટ: અબ્દુલ કલામ)








સ્વ. કલાકાર હરિવદનની ચિત્રપોથીમાંથી
થોડાં પ્રાણીચિત્રો

**કિંમતે મામૂલી પણ ઉપયોગે અણમોલ, આપણો ઘરઘરનો ને નિશદિનનો પરિચિત**

# કોલસો

## અને તેની ખાણો

**સ**વારથી રાત સુધી આપણે રોજના વ્યવહારમાં ઘરમાં અને બહાર જે લાખો મણ કોલસો બાળીએ છીએ તેનું ઉત્પત્તિસ્થાન ક્યાં છે તથા તે કેટલી તકલિફથી મેળવાય છે તે જાણો છો ?

### ચારકોલ

ઘરમાં બાળવાનો કોલસો બે પ્રકારનો હોય છેઃ ચારકોલ અને સૉફ્ટ કોક. તેમાં ચારકોલ એ લાકડાંમાંથી બનતો કોલસો છે. ગાઢ જંગલો ને ઘણુંખરું નદીકિનારા કે જ્યાં ભારે વરસાદ પડતો હોય ત્યાં તેનું ઉત્પત્તિસ્થાન છે. ત્યાં મોટાંમોટાં ઝાડોને તોડી પાડી તેને મોટા ભઠ્ઠાઓમાં બાળે છે. લાકડાંની જાત પ્રમાણે, તેને અમુક કલાક બળવા દઈ, તેમાંથી ધુમાડો નીકળી જાય એટલે તેને પાણીથી ઠંડા કરે છે. આ રીતે જે કોલસો બને તેને 'ચારકોલ' કહે છે, ને તે વિશેષે કરીને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં શહેરો—કરાંચી, અમુક અંશે મુંબઈ, અમદાવાદ—તેમજ ગુજરાતમાં ઘરકામ માટે વપરાય છે. આ જાતનો કોયલો હિંદુસ્તાનના પૂર્વ કિનારાનાં શહેરો તથા મધ્ય હિંદુસ્તાનમાં કુદ્દલ વપરાતો નથી. આર્થિક રીતે વિચાર કરીએ તો તે સૉફ્ટ કોક કરતાં ઘણો મોંઘો પડે, જોકે તેનો મુખ્ય આધાર તો તે કયા સ્થળે વેચાય છે તે ઉપર છે. બંગાળામાં ભારે વરસાદને લીધે ગીચ ઝાડીઓનો તોટો નથી તે છતાં પણ ત્યાં આ જાતના કોયલાનો ઉદ્યોગ —તેના ખર્ચાળપણાને લીધે—નથી. ત્યાં તો કોલસાની ખાણો હોવાથી તે જ વધુ સસ્તો પડે. ઉત્તર સિંધ તથા પંજાબમાં સિંધુ નદીના કિનારે ગાઢાં જંગલો હોવાથી, તથા ત્યાં નજીકમાં કોઈ કોયલાની ખાણો ન હોવાથી એ સ્થળે ચારકોલનો ઉદ્યોગ ખૂબ ખીલી નીકળ્યો છે અને એ ઉદ્યોગ માટે હિંદુસ્તાનનું તે મોટામાં મોટું ક્ષેત્ર છે.

### કોલસાનાં ક્ષેત્ર

સૉફ્ટ કોકનો વિચાર કર્યા પહેલાં, તેના મૂળ ઉત્પત્તિસ્થાન કોલસાની ખાણ ને કોલસાના વિસ્તાર (કોલફીલ્ડ)નો વિચાર કરીએ; કેમકે સૉફ્ટ કોક તે કોયલાની ખાણમાંથી નીકળેલા કાચા કોયલા (સ્ટીમકોલ) અમુક ક્રિયાઓમાંથી પસાર કરીને બનાવવામાં આવે છે.

હિંદુસ્તાનમાં કોલસાના ત્રણ મુખ્ય વિસ્તારો છેઃ ઝરિયા કોલફીલ્ડ, રાણીગંજ અને સી.પી. કોલફીલ્ડ.

આ ત્રણેમાં મોટામાં મોટું તથા સમૃદ્ધમાં સમૃદ્ધ સ્થાન ઝરિયા કોલફીલ્ડ છે. ત્યાંનો સ્ટીમ (કાચો) કોલસો બીજા બધા વિસ્તારો કરતાં વધારે ભાવ લાવે છે. વળી ત્યાંની જમીનમાં ૩૦૦થી ૩૫૦ ફીટ ખોદતાં કોયલો નીકળવા માંડે છે, એટલે ત્યાં કોઈ ખાણ ૧૦૦૦ ફીટથી વધારે ઊંડી નથી. જ્યારે રાણીગંજ ફીલ્ડમાં ૭૦૦ ફીટ ખોદતાં તો હજી કોયલો દર્શન દે છે, એટલે ત્યાં મહેજે ખાણો ૨૫૦૦ ફીટ સુધી પણ ઊંડી છે. સી. પી. કોલફીલ્ડનો માલ ત્રીજા વર્ગનો હોય છે, પણ એ ખાણોની આસપાસના મુલકમાં તે સસ્તો પડતો હોવાથી ત્યાં વપરાય છે. હિંદુસ્તાનની રેલવેઓ ઘણુંખરું ઝરિયાનો જ કોયલો વાપરે છે. મોટે ભાગે એવો મત બંધાઈ ગયો છે કે રાણીગંજ કરતાં ઝરિયાનો એટલા જ વજનનો કોયલો એવડા વખત સુધી બળે છે.

### ઝરિયા

ઝરિયા કોલફીલ્ડનું સ્થાનક ઝરિયા, ઇસ્ટ ઇંડિયા રેલવેના ધનબાદ સ્ટેશનથી પાંચ માઈલ દૂર આવેલું છે. મજૂરો સિવાય તેની વસ્તી ૩૫,૦૦૦ માણસોની છે. વેપાર માટે તો તે સારામાં સારું સ્થળ હોય જ. તેની આસપાસ, તેના નામથી ચાલતા વિસ્તારમાં, લગભગ ૨૦૦ ખાણો છે. ગામને ૨૫ માઇલ દૂરથી, તોપમાંચીના તળાવમાંથી પાણી પૂરું પાડવામાં આવે છે. હવા, આસપાસની ખાણોને લીધે ગૅસવાળી હોવાથી તબિયતને નુકસાનકારક છે. પણ અહીં (ધંધાદારી ભિખારીઓ સિવાય) કામધંધો કે મજૂરી ન મળવાને કારણે કોઈ બેકાર કે ભિખારી હોય એવું કોઈ નથી. હિંદુસ્તાનમાં ફક્ત આ જ ગામ તે માટે પ્રખ્યાત છે.

અહીંનો વહીવટ 'ઝરિયા ડિસ્ટ્રિક્ટ બોર્ડ' અને 'ઝરિયા માઇનિંગ બોર્ડ ઑફ હેલ્થ' ચલાવે છે. ગામની તંદુરસ્તી તથા સાફસફી વગેરે પાછલી બોર્ડ સંભાળે છે અને તે સિવાયનો વહીવટ ડિસ્ટ્રિક્ટ બોર્ડ કરે છે. ઝરિયાનો એક રાજા પણ છે, પણ તેની સત્તા હાલ તો એક મોટા જમીનદાર કરતાં વિશેષ નથી.

ગામમાં વીજળી છે, પણ તે સરકારી ખાતાંમાં તથા




## એક જ કુળ(કાર્બન)નાં ત્રણ સંતાનો

હીરો • ગ્રેફાઇટ • કોલસો

નિરાંત અને મોજથી રેલવે ટ્રેનમાં સફર કરી રહેલો કોઇ માણસ બારીમાંથી એન્જિનનો કાળો ધુમાડો જોઇ રહેલો હોય છે ત્યારે તેને ભાગ્યે જ ખ્યાલમાં હોય છે કે એની ટ્રેનને ચલાવનાર કોલસાના એ ધુમાડામાંના કાળા કણ, તેની આંગળી પરની વીંટીમાંનો હીરો અને તેના ગજવામાંની પેન્સિલ, એ ત્રણેમાં એક જ મૂળ પદાર્થ રહેલો છે : કાર્બન.

ઝળાંહળાં પ્રકાશે ચમકતો હીરો એ અત્યંત ઘન સ્વરૂપમાં બંધાએલો શુદ્ધ કાર્બન જ છે. પણ એનું એ બંધારણ એટલું સખત છે કે કાચ કાપવામાં ને પોલાદને ઓપ ચડાવવામાં તેની કણી અને રજ વપરાય છે. છતાં તેના મામૂલી બિરાદર કોલસાની માફક તેને પણ આકરી ગરમીમાં નાખવાથી તે ઓગાળી શકાય છે.

ગ્રેફાઇટમાં પણ એ જ કાર્બન ઘન રૂપે રહેલો હોય છે. પણ સ્વરૂપે, તેના મોટા ભાઇ હીરાથી ઊલટો, તે કાળો પોચો ને ચીકણો છે. આકરી ગરમી સામે ટકી રહેતી ધાતુ ગાળવાની કુલ્લીઓ તેની બને છે; પેન્સિલમાંનો પોચો કાળો પદાર્થ, સાંચાકામમાં ઊંજવાનાં તેલ અને સ્ટવપૉલિશ પણ તેમાંથી બને છે.

જેમ સોના, ચાંદી અને તાંબાની પ્રથમ શોધ કોણે કરી તેનો ઇતિહાસ મળતો નથી, તેમ જ કોલસાનું પણ છે. જંગલી અવસ્થામાં જ માણસે કદાચ એની શોધ કરી હોય. એની કાળાશ હાથે ચોંટવા પરથી તેણે તેનો ધીમે ધીમે લખવામાં તથા પ્રાથમિક ચિત્રકામમાં યે ઉપયોગ કર્યો હશે, અને અગ્નિમાં નાખવાથી એ બળે છે એ જ્ઞાન થતાં તેણે તેને બળતણ તરીકે અપનાવ્યો હશે.

આ કોલસાની બે જુદીજુદી જાતો થાય છેઃ એક તો ચળકતી પત્થર જેવી પાકી, અને બીજી નિસ્તેજ તેમજ કાચી. એ પાકા અને કાચા કોલસાનું પિતૃ–તત્ત્વ (parent substance) એક જ છે, અને તે વનસ્પતિ. 'કુમાર'ના ૧૬૫મા અંકમાં આવેલા 'કાળા હીરા' નામના લેખમાં, પૃથ્વીના પડમાં રહેલા એના અસ્તિત્વનો આમૂલ વિકાસક્રમ આપેલો છે એ વાંચી જવાથી એ આખી પ્રક્રિયા સમજાઈ જશે. પાકો કોલસો સેન્દ્રિય (organic) પદાર્થ છે એ વસ્તુ અનેક રાસાયણિક કસોટીઓથી પણ પુરવાર થઈ ચૂકેલી છે. ખાણોમાંથી ખોદાઇને આ પાકો કોલસો (coal) જ નીકળે છે; કાચો કોલસો (charcoal) તો મોટીમોટી ભઠ્ઠીઓમાં ઝાડોને બાળીને હાથે તૈયાર કરવામાં આવે છે. એ ભઠ્ઠીની ક્રિયા દ્વારા કોલસા ઉપરાંત એના ધુમાડામાંથી વૂડ સ્પિરિટ, ઍસેટિક ઍસિડ, ઍસેટોન વગેરે દ્રવ્યો પણ સારવી લેવામાં આવે છે.

કોલસો સામાન્ય બળતણ ઉપરાંત કાચી ધાતુમાંથી પાકી ધાતુ શોધવાના કામમાં પણ ખાસ ઉપયોગી છે. એની ભૂકી, છાપવાની શાહી કાળો વાર્નિશ વગેરે બનાવવામા વપરાય છે. વળી ઘણા પ્રસંગે કોલસો ગળણીકામ (filteration)મા પણ ખપ લાગે છે. એ ગળણીકામ માટે રાસાયણિક ક્રિયાસિદ્ધ વડે કોલસાની એક ખાસ જાત બનાવવામાં આવે છે, જે 'ઍક્ટિવેટેડ કાર્બન' કહેવાય છે. જુદાજુદા વાયુઓને ગાળવા માટે તે જબરો સહાયક નીવડયો છે.

એવા એક ઉપયોગી પદાર્થની ખાણોનો વિગતવાર પરિચય આપતો આલેખ રસમય નીવડશે.

---

ટેલિફોન વગેરે જાહેર ઉપયોગી વસ્તુઓ સુધી જ પહોંચી છે. ઘરોમાં હજી ફાનસો જ વપરાય છે. અહીં યુરોપિયનોથી બીજે નંબરે કચ્છી તથા ગુજરાતી લોકો સારી લાગવગ અને આબરૂ જમાવી બેઠા છે. સરકારી ખાતાંમાં, તારટપાલમાં, કોલિયરી એજન્ટો તરીકે, ડિસ્ટ્રિક્ટ બોર્ડમાં વગેરે દરેક ઠેકાણે તેઓએ પોતાની હોશિયારી તથા પ્રમાણિકતાથી સારાં સ્થાન જમાવ્યાં છે.

માઇનિંગ સ્ટુડંટ્સને અહીં જ વ્યવહારૂ જ્ઞાન લેવા આવવું પડે છે. પ્રથમ ઈ. આઇ. રેલવેનો વિચાર આ ગામને મેઇલ સ્ટેશન કરવાનો હતો, પણ કઇ પળે આખું ગામ તથા રેલવે જમીનમાં ગરક થઈ જાય તેનો ભરોસો ન હોવાથી અહીંથી પાંચ માઇલ દૂરના ધનબાદને મેઇલ સ્ટેશન બનાવવામાં આવ્યું છે. ત્યાંથી એક બ્રાંચ લાઇન અહીં આવે છે. સ્થાનિક શ્રીમંતો હવાપાણીની ઉત્તમતા તથા સહીસલામતી માટે ધનબાદ જ રહેવાનું પસંદ કરે છે. અહીં જમીનનો કાંઇ ભરોસો ન હોવાથી નવાં

પાકાં મકાનો બાંધવાનો કોઈ વિચાર કરતા નથી. તે માટે ધનબાદને જ પસંદગી મળે છે.

### ઝોડા રામજીની ખાણ

આજથી લગભગ દસ વર્ષ પહેલાં ઇ.સ. ૧૯૩૦માં ઝરિયાને સીમાડે જ આવેલી આ ખાણ રાતના ૧૦થી ૧ વાગ્યાના શુમારે, ઓચિંતા મોટા ધડાકા સાથે અને ગૅસના ભડકાઓ સાથે, આખા જમીનમાં ધસી પડી. ઉપરનું બાંધકામ, લાખોની કિંમતની મશીનરી, નજીકમાં આવેલી એક કોલિયરી મિલ, પાસેની રેલવે લાઇન તથા ઝરિયા ગામનો લગભગ અર્ધો ભાગ તેની સાથેજ જમીનમાં ઊતરી ગયાં. ખાણનો માલિક, કોલિયરી મિલનો માલિક, હજારો મજૂરો તથા ગામલોકો જીવતી કબરમાં દટાઇ મૂઆ. તેમાંથી હજી, આજ દસ વર્ષ પછી પણ, ગૅસ તથા ભડકાઓ નીકળ્યા જ કરે છે! ધસી પડેલો વિસ્તાર લગભગ ૪ માઇલ લાંબો અને ૧ માઇલ પહોળો છે. હાલ તેની ચારે બાજુ પહેરો છે અને તે વિસ્તારમાં કોઇને જવા દેવામાં આવતા નથી. અફવા છે કે કોઇ મજૂરે ખાણમાં બીડી પીને બળેલી જ અંદર ફેંકી દીધી હશે. અંદરનો ગૅસ કે જે હજી પણ બળ્યા કરે છે તે પાસેની બીજી ખાણોમાં અને તે દ્વારા આખા ઝરિયાના કોલસાના વિસ્તારમાં ફેલાય નહિ તે માટે નીચેની અંડરગ્રાઉન્ડ ગૅલેરીઓ બાલુ (રેતી)થી ભરી દઈ તે ઉપર આસુ પાણીનો મારો ચલાવવામાં આવે છે. ઈ. સ. ૧૯૩૮થી સરકાર બીજી ખાણો પાસેથી સ્પેશ્યલ ટૅક્સ લઇ તેના પૈસામાંથી આ ખાણને પૂરવાનું કામ કરે છે. હિંદુસ્તાનનાં દૂરદૂરનાં સ્થળોએથી રેલવે મારફત લાખો ટન રેતી લઈ આવી આ ખાણમાં ઠાલવવામાં આવે છે અને તેને પાણીથી ટાઇટ કરે છે. કોલિયરીના માલિકના દીકરાઓએ આ હોનારત માટે અંગ્રેજ સરકાર (ક્રાઉન). ઉપર બરાબર ઇન્સ્પેક્શન ન કરવા માટે, અને તે અંગે પોતાને થએલી નુકસાની માટે, લાખો રૂપિયાનો દાવો માંડેલો છે, જે વર્ષોથી ચાલે છે.

### કોલિયરી

કોલિયરી એટલે કોલસાની ખાણ. આવી ખાણોમાં બે વર્ગ હોય છે: પહેલો અને બીજો. પહેલા વર્ગની ખાણ ૧૦થી ૧૭ સીમનો માલ ઉત્પન્ન કરે છે, જ્યારે બીજા વર્ગની ખાણ ૭થી ૧૦ સીમનો માલ કાઢે છે. સરકારી તથા રેલવે કૉન્ટ્રેક્ટો હમેશાં ફર્સ્ટ ક્લાસ કોલિયરી સાથે ૧૨થી ૧૭ સીમના માલના થએલા હોય છે. ફર્સ્ટ ક્લાસ કોલિયરીના મૅનેજરનો પગાર રૂ. ૧૫૦ થી રૂ. ૭૦૦ સુધી હોય છે, જ્યારે સેકન્ડ ક્લાસના મૅનેજરનો રૂ. ૮૦થી ૨૦૦ સુધીનો હોય છે. દરેક ખાણ ઉપર, કોઈ પણ વખતે, ઓચિંતા, સરકારી માઇનિંગ ઇન્સ્પેક્ટરો, ચેકિંગ કરવા માટે આવી પહોંચે છે, અને સરકારી કાનૂનથી કંઈ પણ વિરુદ્ધ જણાય તો તરતજ રીપોર્ટ કરે છે. મજૂરો અથવા વિઝિટરો દરેકને માટે, ખાણમાં ઊતરતાં પહેલાં, બદાર પૂરું નામ તથા ઠેકાણું નોંધાવવાં જ પડે છે. અકસ્માત વખતે તે નોંધબુક જ ખુવારીનો આંકડો તથા માર્યા ગએલાં માણસોનાં નામો કહી શકે છે.

દરેક ખાણ માટે, તેની આજુબાજુનો જમીનનો મોટો વિસ્તાર ખરીદેલો હોય છે. તેટલા વિસ્તારમાં જ ખાણનો માલિક, નીચેની જમીનમાંથી ખોદકામ કરી કોલસો કાઢી શકે છે. તેથી દૂર જો ખોદકામ કરવાની ઇચ્છા હોય તો અંદરની જમીન (ઉપરની નહિ) ખરીદ કરવી પડે છે. ઉપરની જમીન ઉપર આમ પ્રજાનાં ઘરો વગેરે પોતપોતાની માલિકીનાં જ હોય છે. અંદરથી બધો કોયલો કાઢી લીધા પછી જમીન ધસાવવા વખતે ઉપરની જમીન ખાણમાલિકને ખરીદ કરવી પડે છે તથા તેના માલિકોએ તે ફરજિયાત વેચવી પડે છે. ઉપરના માલિકોને નોટિસ આપી ઘરબાર ખાલી કરાવવામાં આવે છે અને ખાલી ખાણને ધસાવી નાખ્યા પછી તે આખા વિસ્તાર ઉપર ભયનો 'ડેન્જર સિગ્નલ' લગાવી દેવામાં આવે છે. તે પછી તે આખો વિસ્તાર રહેવાને માટે બિનસલામત તથા નકામો થઇ પડે છે. તે વિસ્તારમાં સહેજ હરવાફરવાનું પણ ઘણું જ જોખમી હોય છે તથા કોઈ પણ માણસ ત્યાં જાય તો તે પોતાને જોખમે જાય છે. સરકાર અથવા ખાણમાલિક તે માટે જોખમદાર ગણાતા નથી. હજી બરાબર ધસી ન પડેલો વિસ્તાર, ક્યારે જમીનમાં ઊંડાઊંડા પાતાળમાં ઊતરી જશે તેનો કંઇ જ ભરોસો નહિ. ખાણમાલિકની જવાબદારી તે વિસ્તારની આસપાસ તારની વાડ કરી લેવા તથા 'ડેન્જર'નું પાટિયું લગાવી દેવા સાથે પૂરી થાય છે.

હવે આપણે ખાણમાં ઊતરીએ. અંદર જવા માટે વીજળીથી ચાલતી લિફ્ટ અથવા હાથથી ચાલતી

'ચાનક' હોય છે. વીજળીનો ખર્ચ ઘણો આવી જતો હોવાથી, થોડીક જ ફર્સ્ટ ક્લાસ કોલિયરીમાં તેની સગવડ હોય છે. આ ચાનક અથવા લિફ્ટ માણસો તથા માલને ઉપર ને અંદર લાવવા લઈ જવાનું કામ કરે છે. આ ચાનક સિવાય, બીજા એક પગરસ્તે પણ આવજા થઈ શકે છે અને ચાનક બગડી જવાના પ્રસંગે તે કામમાં લેવામાં આવે છે. પણ ઉપરના રસ્તા કરતાં તે ઘણો જ લાંબો તથા કંટાળાભરેલો હોવાથી માત્ર જરૂરિયાતના વખતે જ તે વપરાય છે.

### ખાણની ઉત્પત્તિ

માઇનિંગ મૅનેજરે કરેલી તપાસ ઉપરથી તેની સલાહ પ્રમાણે, અમુક ફીટ ઊંડે ખોદી, કોલસો નીકળવો ચાલુ થાય એટલે તેની લેવલમાં પોતાના ખરીદ કરેલા આખા વિસ્તારમાં ખાણનું ખોદકામ કરવામાં આવે છે. ઉપરની જમીન જેમની તેમ જ રહે છે. અંદર પ્રથમ એક મુખ્ય ગૅલેરી બનાવી તેમાં ખોદકામ કરતાંકરતાં આગળ વધવામાં આવે છે. એ મુખ્ય ગૅલેરી ઘણુંખરું ૮ ફીટ ઊંચી તથા ૧૦ ફીટ પહોળી હોય છે. તેની લંબાઇનો તો કંઈ શુમાર જ નહિ. ખાણ મોટી હોય તો તેમાં તે માઇલોના માઇલ લાંબી હોય છે. આ મેઇન ગૅલેરીમાં, અમુક અમુક અંતરે પછી બાજુમાંથી બીજી સાઇડ ગૅલેરીઓ ખોદેલી હોય છે, અને તેમાંથી, સબ સાઇડ ગૅલેરીઓ તથા તેમાંથી વળી બીજી નાની સબ સાઇડ ગૅલેરીઓ કાઢેલી હોય છે. એવી રીતે તે આખો વિસ્તાર, જમીનની અંદર જ, જ્યાં સુધી જરા પણ કોલસો હોય, ત્યાં સુધી હજારો ગૅલેરીઓ ખોદી કાઢીને કાઢી લેવામાં આવે છે. તે લેવલમાં આવી રીતે બધો યે કોલસો કાઢી લેવામાં આવ્યા પછી, થોડા નીચેના લેવલમાં, એકાદ ગૅલેરી ઊંડાણમાં ખોદી કાઢી, ઊતરવામાં આવે છે. લિફ્ટનો ખાડો પણ તેટલો ઊંડો લઈ જવામાં આવે છે અને ઉપરના લેવલની બધી ગૅલેરીઓનાં મોઢાં સીમેંટથી પાકાં ચણી લેવામાં આવે છે કે જૂલથી પણ ત્યાં કોઈ જાય નહિ. વળી અમુક ગૅલેરીઓમાંથી બધો કોલસો ખોદી કાઢયા પછી તે નકામી ગૅલેરીના મોઢાને પણ પાકું ચણી લે છે,—જોકે તે લેવલમાં તો હજી બીજી ગૅલેરીઓમાં ખોદકામ ચાલુ હોય છે.

કાળા, ખરબચડા, બેડોળ ને મામૂલી લાગતા

## કોલસાની સમૃદ્ધિ

આજનું વિજ્ઞાન કોલસાનાં વિવિધ તત્ત્વોમાંથી
આટલી વસ્તુઓ બનાવે છે:

| | |
|---|---|
| પૅરેફીન | કેરોસીન |
| મીણબત્તી | આલ્કોહોલ |
| બાળવાનું તેલ | જંતુનાશક સાધનો |
| ઍમોનિયા લિકર | જાતજાતની દવાઓ |
| સાંચામાં ઊંજવાનું તેલ | વાર્નિશમાં વપરાતો સ્પિરિટ |
| સાકરથી સોગણી મીઠી સૅકેરીન | લડાઇમાં વપરાતો દારૂ પદાર્થ |
| ચરબીવાળા ખોરાકો | ફોટોગ્રાફિક રસાયણો |
| ગૅસોલીન-પેટ્રોલ | વિવિધ જાતના રંગો |
| ગ્રામોફોન રેકોર્ડ | ફળદ્રુપ ખાતર |
| ક્રીઓસોટ | બુટપૉલિશ |
| રબર | સાબુ |

અને હજી વધુ શોધો ચાલુ જ છે.

આવી રીતે બીજા લેવલમાંથી પણ બધો કોલસો નીકળી ગયા પછી વળી નીચેના લેવલમાં ખોદકામ કરે છે. આ દરેક લેવલને 'તલ્લા' કહેવામાં આવે છે. ઉપરના તલ્લાથી નીચેનો તલ્લો લગભગ ૫૦થી ૧૦૦ ફીટ નીચે હોય છે. દરેક ખાણની ઉમર પ્રમાણે તેમાં અમુક તલ્લામાં કામ થતું હોય છે. નવી જ ખાણ હોય તો હજી પહેલા અથવા બીજા તલ્લામાં જ કામ ચાલતું જ હોય છે, જ્યારે જૂની ખાણોમાં દસમા અથવા પંદરમા તલ્લામાં પણ કામ થતું હોય છે. એક જ સાથે એક જ તલ્લામાં કામ થઇ શકે છે. તેની ઉપરના બધા તલ્લા, કોલસો ખોદી કઢાએલા એટલે કે નકામા હોય છે અને તેથી તે સીમેંટથી બંધ કરી દેવામાં આવ્યા હોય છે. ઝરિયાવિસ્તારમાં આવા તલ્લા વધારેમાં વધારે ૧૦૦૦થી ૧૨૦૦ ફીટ ઊંડા લઇ જવામાં આવ્યા છે. તેથી વધારે ઊંડા લઇ જવામાં ઉપરની જમીન (નીચે પોલાણ વધતું જતું હોવાથી) પડવાની બીકે જોખમ હોવાથી, ત્યાં જ ખાણમાલિક અટકી જાય છે, અને તે આખી ખાણને કોલસો કાઢી લીધેલી જાહેર કરી પાડી નાખવામાં આવે છે.

### ખાણમાંની કાર્યપદ્ધતિ

આ સઘળી ગૅલેરીઓ—મેઇન અને સબ બધી યે-

જમીનની નીચે સેંકડો ફીટ ઊંડી આવેલી હોવાથી તેમાં બાજુની દીવાલોમાંથી ચાલુ પાણી ઝર્યા કરતું હોય છે અને તેને પંપદ્વારા ઉપર ખેંચી લેવામાં આવે છે. જો પાણી ખેંચી ન લેવાતું હોય તો થોડાક જ કલાકમાં આખી ગૅલેરીઓ પાણીથી ચિક્કાર ભરાઇ જાય અને તેમાં કામ કરતા મજૂરો ડૂબી મરે. દરેક ગૅલેરીમાં ખોદકામ માઇનિંગ મૅનેજરના જ કહેવા પ્રમાણે આગળ વધારવામાં આવે છે. અમુક અમુક અંતરે વચમાં, ટેકા માટે થાંભલા જેવો આકાર ખોદ્યા વગર છોડી દઇ, આગળ ને આગળ વધવામાં આવે છે. ખોદેલા ભાગ ઉપર—બાજુઓમાં તથા છત ઉપર—ચૂનાની લીટી દોરવામાં આવે છે કે જેથી મજૂરો એ અતિબંધિત કરેલા વિસ્તારમાં ખોદે તો તરત ખબર પડી જાય. મૅનેજરે બતાવેલા ભાગ સિવાય બીજે ક્યાંય પણ ખોદવામાં ઘણું જોખમ થઇ પડવાનો દરેક સંભવ હોય છે. કદાચ ઉપરની બધી જમીન બેસી જવાનો પણ સંભવ. આટઆટલી સાવચેતીઓ છતાં પણ દર સાલ કેટલાયે અકસ્માતો થાય છે અને તેમાં હજારોના જાન જાય છે. ગૅલેરીઓમાં દિવસ-રાત અંધારું હોવાથી ત્યાં ચોવીસે કલાક કામ ચાલે છે.

અંદર કામ કરતા મજૂરોને ત્યાં 'મલકટ્ટા' કહેવામાં આવે છે. તે દરેક મલકટ્ટા પાસે પ્રકાશ માટે એક ગ્યાસતેલનું દોડીયું તથા કોયલો ખોદી કાઢવા માટે એક 'ગૅંતી' (ત્રીકમ જેવું ઓજાર) હોય છે. ઉપરાંત ખોદેલો કોયલો ભરવા માટે એક જુડો (છાબડી) પણ હોય છે. બાજુની દીવાલમાં દીવો ટીંગાડી, તેના તદ્દન ઝાંખા પ્રકાશમાં, પરસેવાથી રેબઝેબ થએલો મલકટ્ટો, ગૅંતીથી જ્યારે કોયલો ખોદતો હોય છે, ત્યારે જરૂર કોઈ મુલાકાત લેનારને અનુકંપા છૂટે. તે તો ટેવાઈ ગએલો હોય છે તેથી તેને પોતાને એટલું અઘરું લાગતું નથી. મૅનેજર, સ્ટાફ તથા મુલાકાત લેનારાઓને અંદર જતી વખતે સાથે જરૂર ગૅસની બત્તી અથવા ઇલેક્ટ્રિક ટૉર્ચ લાઇટ રાખવી પડે છે. દરેક ગૅલેરીમાં ખોદેલો કોયલો ટ્રાન્સ્ફર કરવા માટે, એકાદ ટ્રૉલી લાઇન (નાની રેલવે લાઇન) પણ હોય છે. તે મારફત ખોદેલો કોયલો, ચાનક (લિફ્ટ)ના નીચેના છેડા સુધી લઈ આવી, તેના ઉપર આખી ટ્રૉલી ચડાવી દેવામાં આવે છે. ચાનક ઉપર આવતાં, કોયલાથી ભરેલી ટ્રૉલી રેલવે વૅગન પાસે લઈ જઇ તેમાં ઠાલવી દેવામાં આવે છે અથવા ગોડાઉનમાં ઢગલો કરવામાં આવે છે. સારી ખાણોમાં, મેઇન ગૅલેરીમાં વીજળીના દીવા ફીટ કરેલા હોય છે, જેથી બીજી કોઇ બત્તીની જરૂર પડતી નથી. ક્રૉસ ગૅલેરીઓમાં તો બીજી બત્તીઓની જરૂર પડે જ. આવી વીજળીની બત્તીવાળી ખાણો માંડ પાંચથી સાત ટકા હશે. બાકીની બધી જૂની રીતથી જ ચાલે છે.

### સાવચેતીનાં સાધનો

અંદર મનુષ્યજીવનના બચાવ માટે પણ પૂરતી સગવડ રાખેલી હોય છે. દરેક ગૅલેરીની છત ઉપર, વીજળીના બેવડા તાર જોડેલા હોય છે. ખાણમાંથી ઓચિંતો ગૅસ નીકળવા વખતે, આખી ખાણ ધસી પડવાનાં કંઇ ચિહ્નો દેખાય તે વખતે, અથવા બીજા કોઈ જોખમના પ્રસંગે, છતવાળા બે તાર એકબીજાને અડકાડવાથી બહાર ભયનો ઘંટ વાગે છે તથા સમયસર સર્વેનો બચાવ થઇ શકે છે. વળી અંદર દરેક ગૅલેરીમાં ઍલાર્મ બેલ રાખેલા હોય છે, જે કંઇ ભયની સૂચના થતાં વાગવા માંડે છે અને એ રીતે આખી ખાણમાંના મજૂરો સમયસર બહાર નીકળી આવી પોતાનો જાન બચાવી શકે છે. એકાદ મોટી ફર્સ્ટ-ક્લાસ ખાણમાં ઓછામાં ઓછા બેથી ત્રણ હજાર મજૂરો કામ કરે છે. ખાણિયાઓને સૌથી વધારે ડર ઓચિંતો ગૅસ નીકળી આવવાનો હોય છે. તેના બચાવ રૂપે સેફટી ગૅસ લૅમ્પ્સ હોય છે. તે દીવાને ગૅસની જરા પણ અસર લાગતાં એકદમ બુઝાઇ જાય છે અને આખી ખાણમાં નાસભાગ થઇ પડે છે. અંદરની મેઇન ગૅલેરીઓમાં તો ગરમી સખત હોય છે. ત્યાંના મલકટ્ટાઓ જ તે સહન કરી શકે. કોઇ સારી ખાણમાં કોયલો ખોદવા માટે 'કોલ કટિંગ મશિન' પણ હોય છે તે બહુ જ ઝડપથી તથા પદ્ધતિસર કોયલો ખોદી કાઢે છે. પણ આવા એક સાધારણ મશિનની કિંમત પચીસથી ત્રીસ હજાર રૂપિયા થાય છે, એટલે દરેક ખાણમાં તે પોસાય નહિ. ચાનક મારફત, ઉપર આવવા વખતે, ઉપરના ચાનક ચલાવનાર સાથે પહેલીથી અમુક નિશાનીઓ નક્કી કરેલી હોય છે, જેથી તેને ખબર પડે કે નીચેથી માણસ અથવા માલ ઉપર આવવાવાળો છે, તો તે પ્રમાણે તે ઝડપથી

અથવા ધીમેથી ચાનક ચલાવે. તારની ઘંટડીઓ, જેનો એકેક છેડો ઉપર તથા નીચે હોય છે તે મારફત નિશાનીની આપલે થાય છે. દરેક માઇનિંગ ઑફિસમાં, (ખાણના ગ્રાઉન્ડ ઉપર જ) મૅનેજર, ખજાનચી, લોડિંગ ક્લાર્ક અને ડિસ્પૅચ ક્લાર્ક એમ ચાર જાતના એકેક અથવા વધારે માણસો હોય છે. તેઉપરાંત ખાણમાં મલકટ્ટાઓ ઉપર દેખરેખ રાખવા માટે સરદારો હોય છે.

### અકસ્માતનાં ઘર

આખી ખાણમાંથી કોયલો ખોદાઈ ગયા પછી સરકારી કાયદા પ્રમાણે ખાણને પાડી નાખવી જોઇએ. પાડી નાખ્યા પહેલાં, અંદરના ટેકા માટે જે થાંભલાઓ જેટલો ભાગ ખોદકામ કર્યા વગર છોડી દીધેલો હોય છે તેનો પણ કોલસો કાઢી લેવામાં આવે છે. તેને માટે તે કોયલાના થાંભલાની બાજુમાં બીજો લાકડાનો થાંભલો ભરાવી દઈ, તે થાંભલો તોડી તેનો કોયલો કાઢી લેવામાં આવે છે. આવી રીતે આખી ખાણમાંનો કોલસાના થાંભલાનો કોલસો કાઢી લીધા પછી, લાકડાના થાંભલા પણ છોડી દેવામાં આવતા નથી. મલકટ્ટાઓ દૂર ઊભી, મજબૂત રસ્સાથી તે થાંભલાઓને પણ ખેંચી લે છે. આ વખતે ઉપરનો તે બાજુનો ભાગ ધસી પડે છે અને તે વખતે બહુ જ મોટો ધડાકો થાય છે અને હવાનું દબાણ એટલું જોરપૂર્વક થાય છે કે જો બાજુનો મલકટ્ટો કોઈ ક્રૉસ ગૅલેરીમાં ન ભાગી જાય તો ઊડીને, દીવાલ સાથે બટકાઇ જાય! આ લાકડાના થાંભલાઓ ખેંચી કાઢવા વખતે ઘણી વખત ઉપરની આખી જમીન ધસી પડે છે અને સેંકડો માણસોના જાન જાય છે. બે વરસ ઉપર જ ૧૯૩૮માં રાણીગંજ માઇનફીલ્ડમાં આવો એક મોટો અકસ્માત થયો હતો અને સેંકડો માણસો દટાઇ ગયાં હતાં. બદલો (compensation) આપવાની બીકે, આવા અકસ્માતોમાં માર્યા ગએલાઓની સાચીસંખ્યાની ખબર જાહેર પ્રજાને કદી પણ પડતી નથી. દરેક માઈનફીલ્ડો અકસ્માતોનાં તો ઘર જ હોય છે. ખોદતાં-ખોદતાં એકાદ મોટો કોયલો કે એકાદ પથ્થર માથામાં, છાતીમાં અથવા શરીરના કોઇ નાજુક ભાગમાં ઊડીને લાગે એટલે તરત જ તે મલકટ્ટાના રામ રમી જાય. ખાણમાલિક તેટલા ભાગમાં કામ કરતા પંદર-વીસ મલકટ્ટાઓનાં મોં પૈસાથી બંધ કરી દઇ તે વાત ત્યાં જ દાબી દઈ, સરકારી કાયદા પ્રમાણે તેના કુટુંબને મોટો બદલો આપવામાંથી છટકી જાય છે. ભોગજોગે, જો એવો કોઇ અકસ્માત, એકબીજાને મોઢે ફેલાતો ફેલાતો આખી ખાણમાં પ્રસરી જાય તો માલિકને નછૂટકે તે માણસને હોસ્પિટલમાં લાવવો પડે છે અને પોસ્ટમૉર્ટમ કરાવી રીપૉર્ટ કરવો પડે છે. આ વખતે તેના કુટુંબને પૂરતો બદલો મળે છે. જો અકસ્માતને પ્રસિદ્ધિ ન મળે તો મરનારના કુટુંબના હાથમાં તેનું મડદું પણ આવતું નથી! તે ખાણમાં જ ક્યાંક દટાઇ જાય છે! આવા વ્યક્તિગત અકસ્માતો તો હમેશાં બેત્રણ બનતા જ હોય છે,પણ તે પ્રસિદ્ધિમાં ક્વચિત જ આવે છે.

### અંદરનો અનુભવ

કોઇ પણ નવો માણસ જ્યારે પહેલી જ વખત ખાણમાં ઊતરે ત્યારે તેને જરૂર ખૂબ ગભરાટ થવાનો જ. જમીનની સપાટીથી ૭૦૦, ૮૦૦ અથવા ૧૦૦૦ ફીટ નીચે, જાણે પાતાળમાં, ચાનક મારફત તે જેમજેમ નીચો ઊતરતો જાય, તેમતેમ તેની હિંમત ઘટતી જ જાય! અંદર તળિયામાં જ્યારે ચાનક થોભે, અને મેઇન ગૅલેરીમાં થઇને નાની ક્રોસ ગૅલેરીઓમાં તેને લઇ જવામાં આવે ત્યારે તો તેની હિંમતની અવધિ જ આવી રહે. ઉપર બપોરના ૧૨ વાગ્યા હોય ત્યારે પણ અંદર ઘોર અંધારું જ હોય. તેવા અંધારામાં, ઘડીકમાં ઠેસ ખાતો, બાજુની દીવાલો સાથે અથડાતો, નાની ગૅસબત્તીની મદદથી હાથમાંની લાકડીના ટેકે તથા કોયલાવાળા કાળા પાણીમાં ઝબકોળાતા પગે, કઈ પળે ઉપરની આખી જમીન ધસાઈ પડશે અથવા કઈ પળે ઓચિંતો ગૅસ નીકળી આવશે તેની કંઇ ખાત્રી વગર, જ્યારે તે અંદર આગળ ને આગળ વધતો હોય ત્યારે તેને મનમાં જરૂર એમ જ વિચાર આવે કે અહીં ન આવ્યો હોત તો સારું હતું! પણ ધીમેધીમે તેનું શરીર તથા મન ટેવાઈ જાય છે, મનમાંથી બીક નીકળી જાય છે અને પછી તો બીજા મજૂરો અને સ્ટાફનાં માણસોની માફક લાકડીના ટેકા વગર પણ નિર્ભયપણે તે ફરી શકે છે.

ઝરિયામાં એવા પણ માણસો હજી પડ્યા છે કે જેઓ ત્યાં વીસ વરસથી વસતા હોવા છતાં હજી કદી બીકના માર્યા ખાણમાં ગયા નથી અને જિંદગી સુધી અંદર ઊતરવાની તેમની (અનુ૦ આગળ પૃ૦ ૨૫૩મે)

# રમતોમાંથી રોજગાર

**હાઈસ્કૂલના ઘણા વિદ્યાર્થીઓ પાસ થયા પછી તરત ઠેકાણે પડતા નથી, એ માનવશક્તિની દેશને પડતી ખોટનો વિચાર કરીને અમેરિકાના કેળવણી–નિષ્ણાતોએ શરૂ કરેલી એક યોજના**



છોકરીઓને શીખવવામાં આવતા જુદીજુદી ૪૩ જાતના વિષયોમાં એક શિક્ષણ ધંધાદારી કલાકારનું પણ છે. આ વિદ્યાર્થિની જોડાની જાહેરાત માટેનું ચિત્ર તૈયાર કરે છે.

અમેરિકાના કૅલિફૉર્નિયા પ્રાંતના બુરબૅંક શહેરની એક શાળા કેળવણીના સાવ નવા જ પ્રયોગો કરી રહી છે. તેના એક વર્ગમાં જાઓ અને જુઓ તો સાત વર્ષનાં ભુલકાંઓએ એક પ્રવાસી એરોપ્લેનનો નમૂનો તૈયાર કર્યો છે. તેના પાઈલટ તરીકે એક બાળ-જીવ બેસી ગયો છે. એક નાનકડી કીકી દરવાજે સાચવતી ટિકિટો જોતી ઊભી છે અને બીજાં કેટલાંક પ્રવાસ કરવા નીકળ્યાં છે. જરા પાસે જ હાઈસ્કૂલના પહેલી વળના છોકરાઓ લૉકહીડ ઍરક્રાફ્ટ કંપનીનું કારખાનું રચી રહ્યા છે. ત્યારે વળી કેટલાક હવાઈ ઉપયોગ માટે દક્ષિણ કૅલિફૉર્નિયાના પર્વતો અને હવાઈ મથકોના નકશા તૈયાર કરી રહ્યા છે. લૉસ ઍન્જેલિસ ફરીને બીજા ગામમાં હાઇસ્કૂલનાં છોકરા–છોકરીઓ નાનાં અને મોટાં એક ટ્રેડસ્કૂલ (ધંધાશાળા)માં એકાવન શાળાઓમાં વહેંચાઈ ગયાં છે અને તે તે ધંધાને જરૂરી છેવટની તાલીમ એવી સરસ પામે છે કે બહાર પડતાં જ ધંધામાં ગોઠવાઈ જાય છે.

બાલમંદિરથી શરૂ કરી ગ્રૅજ્યુએટની ડિગ્રી લે એટલા સમયમાં આ ઉદ્યોગની કેળવણી એક નવો જ માનવ-સમુદાય ઘડી રહી છે. આરંભના વર્ષમાં જાણીતા સ્થાનિક ધંધાઓ વિષે બાળકોને બને તેટલી માહિતી અને પરિચય આપવામાં આવે છે. કોઈ શહેરમાં હવાઈ જહાજોનું



બુરબૅંકની શાળાનાં ભુલકાંઓએ તૈયાર કરેલું પ્રવાસી એરોપ્લેન

કારખાનું હોય કે હવાઈ મથક હોય તો બાળકોને ત્યાં લઈ જવામાં આવે છે અને પછી કાગળો કે ખોખાંમાંથી તેના નમૂનાઓ તેઓ રચે છે.

આ જાતના પ્રયોગો કરતાં કેટલાકમાં તેનો ખાસ શોખ જાગે છે અને તેને લઈને પ્રાથમિક અને ઉચ્ચ વર્ગોમાં તેનો સારો વિકાસ કરી શકે છે. લૉસ ઍન્જેલિસ પરગણાની સોએક શાળાઓમાં છોકરાછોકરીઓને આમ ધંધાની કામગરી તરફ દોરવામાં આવે છે. પ્રયોગોની સાથોસાથ સિદ્ધાન્તશિક્ષણ પણ ચાલે છે અને અભ્યાસના વિષયો રોજના જીવનમાં ખરેખરા સ્વરૂપમાં જોવાના મળે છે.

ત્યાંનું કેળવણીખાતું સારી રીતે સમજે છે કે હાઈ-સ્કૂલના ઘણા વિદ્યાર્થીઓ પાસ થયા પછી તુરત ઠેકાણે પડતા નથી. પડતર માનવશક્તિની આટલી યે ખોટ દેશને મોંઘી પડે છે એમ વિચારીને લૉસ ઍન્જેલિસની શીક્ષી બોર્ડોના કાબૂ નીચે ફ્રાંક વિગિન્સ ટ્રેડ સ્કુલ નામની સંસ્થા મફત શિક્ષણ આપી રહી છે. તેમાં ધંધાની કામ-ગરીને લાયક સ્ત્રીપુરુષો તૈયાર કરવામાં આવે છે અને લગભગ દરેક ધંધા માટે ત્યાં તાલીમની ગોઠવણ થઈ છે.

રમતનાં ખોખાં–પાટિયાંમાંથી જેમણે એરોપ્લેન કર્યાં હોય છે તેઓ જલદી કુશળ હવાઈ નાવિકો, ડિઝાઇનરો અને યાંત્રિકો કે ધાતુકારીગરો બની જાય છે. ત્યાં દરેક વિદ્યાર્થી પોતાના હાથે જ બધું કામ કરે છે. પ્રવેશ માટે કોઈ પરીક્ષા રાખી નથી. વિદ્યાર્થી કોઈ પણ વર્ગમાં જઈ મનફાવતું કામ ઉપાડી તેની તાલીમ લીલી





ડાબી બાજુઃ ઊગતા ઇલેક્ટ્રિશિયનો એક ઘરના નમૂનાપર વીજળીના તાર નાખેછે. પછી સુતારીકામ, કડિયાકામ, ને પ્લાસ્ટર તથા રંગકામ શીખનારા વિદ્યાર્થીઓ પોતપોતાના ધંધાની એ જ નમૂના પર તાલીમ લેશે. જમણી બાજુઃધંધાદારી ફોટોગ્રાફીમાટે તૈયારથતો વિદ્યાર્થી કૅમેરા વાપરતાં શીખે છે. જમણા કૉલમની નીચેઃ મોટરોનું મિકૅનિઝમ શીખતો એક વિદ્યાર્થી.

શકે અને ધંધાને મદદ કરી શકે એટલું જ બસ છે.

તેણે પસંદ કરેલા ધંધામાં જરૂરી શિક્ષણ તરીકે કાં તો તેણે આઠમી શ્રેણી કે હાઈસ્કૂલનો કોર્સ પૂરો કર્યો હોય તો ચાલે. એ શાળા તેણે ધારેલા વ્યવસાયની તાલીમ આપવાનું જ કરીને બેસી રહી નથી પણ તેને તેના બરની નોકરી કે જગ્યા પણ અપાવે છે; એટલે તેણે એક જ બાબતમાં ખાસ કુશળતા પ્રાપ્ત કરવી પડે છે. એ શાળામાં ટર્મ કે રજાના હપતા છે જ નહિ. વિદ્યાર્થી ગમે ત્યારે દાખલ થઇ શકે છે અને કામધંધો જામે એટલે છૂટો થઈ જાય છે. આવી રીતે પ્રાથમિક વર્ગોમાંની પ્રાયોગિક દશાઓથી ચોક્કસ બનેલા અને એક જ ધંધાની ખાત્રીદાર તૈયારીવાળા વિદ્યાર્થીઓને તેમના શિક્ષકો પાકા કારીગર થયા જાહેર કરે કે તુરત તેને રાખી લેવાને કારખાનાંદારો તો હારબંધ વાટ જોઇ જ રહ્યા હોય છે.

૨૦૧ કારખાનાંદારોના પ્રતિનિધિઓનું એક સલાહકાર મંડળ નિયમિતપણે અધ્યાપકોને મળે છે અને છોકરાઓ તથા છોકરીઓના અભ્યાસક્રમ ઘડી આપે છે. ઉપરાંત બંને વર્ગ માટે કામ શોધી આપવાનું કાર્ય પણ કરે છે. એટલેથી જ શાળાની મર્યાદા બંધાતી નથી. કામે ચડી ગએલાઓ પણ આ વર્ગોમાં મોટા પ્રમાણમાં આવે છે અને પોતાનાં જુદાંજુદાં ધંધા–ક્ષેત્રોમાં દાખલ થએલી નવી બાબતો શીખી જાય છે તેમજ આજની છેલ્લી રચનાઓ અને રીતોમાં પાવરધા બની જાય છે.

વિદ્યાર્થી શાળા છોડીને જાય છે. તે પછી પણ અનેક રીતે તેની પાછળ ખબર રાખવામાં આવે છે,– એટલા ખાતર કે આ કેળવણીની સફળતારૂપે યોગ્ય માણસ યોગ્ય જગ્યાએ (ચોરસ દટ્ટો ચોરસ ખાનામાં જ) ગયો છે કે નહિ તેની ખાત્રી થાય.

આ સંસ્થાનું સર્ટિફિકેટ જેને મળ્યું તેને અને કામને જરા યે છેટું પડતું નથી. તે સંસ્થાનો દરેક છોકરો કે છોકરી પહેલાંથી જ જાણી શકેલ હોય છે કે પોતે કેવો માર્ગ લીધો છે.



# ભૂતકાળની શોધમાં

નીકળેલા લેખક, ઉત્તર ગુજરાતનાં ઇતિહાસ અને પુરાતત્ત્વ વિષેની આ ઉપયોગી લેખમાળાના આ હપતામાં, ગુજરાતમાં માતૃકાપૂજન (માતાની પૂજા) કેવી રીતે દાખલ થઈ તેની રસમય હકીકત રજૂ કરે છે



પંચાસરના પુરાતન અવશેષોમાં મળી આવેલી એક માતાની મૂર્તિ, જે વઢિયાર પ્રાંતના પૂર્વ મધ્યકાળના પહેરવેશનો એક નમૂનો રજૂ કરે છે. (સ્કેચ - લેખક)

હવે મેં બેચરાજીના રણપ્રદેશમાં પ્રવેશ કર્યો. દેલમાળથી વાયેલ આવતાં છેલ્લી સાંજે જે રણે મારી નજર સામે ઘડીભર મૃગજળથી અલૌકિક-લયલાની અજાયબ દુનિયા ઊભી કરી દીધી હતી તે જ આ પ્રદેશ હતો. એનાં ગંધર્વનગરોનાં રોમાંચક દૃશ્યો કોણ જાણે ક્યાં અલોપ થઈ ગયાં હતાં ને તેને બદલે સાત સાત ગાઉના સમચોરસ સપાટ વિસ્તાર ઉપર ચળકતા ખારની ધોળી ચાદર પથરાએલી નજરે પડતી હતી. એમાં ચકલું યે ફરકતું જણાતું નહોતું. એની નિર્જનતા તથા નિઃસ્તબ્ધતાને લઈ એ પ્રદેશ બિહામણો ભાસતો હતો. રણપ્રદેશની આ સાંકડી પટ્ટી, કચ્છના નાના રણથી શરૂ થઈ, કુંવારકા અને રૂપેણ નદીઓની ખીણને ખોળેખોળે બહુચરાજી માતાને ચરણે જઈને ઢળી જાય છે.

### મોઢેરા સુધી વહાણો આવતાં

પ્રાકૃતિક ભૂગોળ અને ભૂસ્તરશાસ્ત્ર જણાવે છે કે ખારાં રણો એ પૂર્વકાળના સુકાઈ ગએલા સાગરોના અવશેષો છે. એટલે એમ માની શકાય કે કોઈ ભુલાઈ ગએલા ભૂતકાળમાં જ્યારે કચ્છના રણ ઉપર સાગરનાં મોજાં ગર્જતાં હતાં ત્યારે તે સાગરની એક પટ્ટી તે સમયની મહાનદી પ્રાચી સરસ્વતી (કુંવારકા) અને રૂપા (રૂપેણ)ની ઉપત્યિકાની વચ્ચોવચ, આનર્ત રાષ્ટ્રના હાર્દને ચીરતી, મોહેરોકપુર નગરના પાડોશમાં, રૂપા અને પુષ્પાવતીના સંગમક્ષેત્ર સુધી જઈ પહોંચતી હતી. (જુઓ, સાથેના નકશામાં ત્રાંસી ઘેરી લીટીથી બતાવેલો ભાગ.) હેમચંદ્રાચાર્યના દ્વયાશ્રય કાવ્ય ઉપરથી જણાય છે કે બારમા સૈકામાં અનહિલપુર (પાટણ)ની સરસ્વતી નદી એટલી બધી વિશાળ હતી કે તેમાં વેપારીઓનાં નાનાં વહાણો અવરજવર કરતાં. આ સમયે કચ્છનો રણસાગર જોકે સુકાઈ ગયો હતો, તોપણ ચોમાસામાં તેમાં એટલું પાણી ભરાઈ રહેતું કે એ ઋતુમાં તેમાં નાનાં વેપારી વહાણો છૂટથી ચાલી શકતાં અને સરસ્વતીના પ્રવાહમાર્ગે છેક અનહિલ્લવાડ સુધી આવજા કરતાં. આ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં એમ જણાય છે કે ઈસ્વી સનના પ્રારંભના સૈકાઓ (ક્ષત્રપકાળ)દરમ્યાન કચ્છના રણસાગરનાં નાનાં વહાણો, હું જે રણપ્રદેશ ઉપર ચાલી રહ્યો હતો તેને આવરી લેતી સાગરપટ્ટી દ્વારા છેક મોઢેરા સુધી આવજા કરતાં હશે. મોઢેરા આપણે ધારીએ છીએ તે કરતાં વધારે પ્રાચીન છે એમ હું માનું છું.[1]

### બકરાના બલિદાનનું પુરાતત્ત્વ

રણની રેતી ખૂંદતો હું ભાગ્યેજ દોઢેક માઈલ ચાલ્યો હોઈશ એનામાં રસ્તાને પડખે એક નાનીશી દહેરી દેખાઈ. ભૂખ્યો હોવાથી મને થાક ચડ્યો હતો, તેથી ઘડીક ત્યાં વિસામો ખાવાના વિચારે દહેરી પાસે જતાં મેં એક ભયંકર અને ઘૃણાસ્પદ દૃશ્ય જોયું. તેની બેઠક તાજા લોહીથી તરબોળ થએલી હતી. કોઈ શ્રદ્ધાળુ તુરતમાં જ માતાજીને બકરાનું બલિદાન આપીને ગયો છે એમ તરત સમજાઈ ગયું. આપણે ત્યાં બલિદાન ત્રણ જાતનાં પ્રાણીઓનાં અપાય છેઃ કૂકડો, બકરો કે પાડો. લોહીનું પ્રમાણ જોતાં બકરાનો બલિ અપાયો હોય એમ લાગ્યું. મારા જેવા પુરાતત્ત્વઘેલાને તો બકરાના લોહીમાં પણ પુરાતત્ત્વ દેખાવા લાગ્યું ને તે પણ આજકાલનું નહિ, પણ છેક પ્રાગૈતિહાસિક કાળનું!

---

[1] ઈંટોના માપના આધારે હું આ નિર્ણય ઉપર આવ્યો છું. ક્ષેત્ર પુરાતત્ત્વશાસ્ત્ર (field archaeology)માં ઈંટોનું કદ એ પ્રાચીનતા માપવાનું એક ખાસ ધોરણ મનાય છે. આ લેખમાળામાં આગળ પંચાસરના પુરાતત્ત્વસંશોધનની વિગત રજૂ કરતાં હું એની સમજણ આપવા પ્રયાસ કરીશ.

અતિ પ્રાચીન કાળમાં કચ્છ અને કાઠિયાવાડ બેટ હતા તથા ઉત્તર અરવલ્લીથી માંડીને આજના ગુજરાતના મોટા ભાગ પર સાગર ઘૂઘવતો હતો, અને જેમજેમ સૈકાઓ વીતતા ગયા તેમતેમ એ ઓછો થતો ગયો તે ક્રમસર, ઘુગવાર-સમજાવતો નકશો. (૧) સૌ પહેલાં ગોળ ટપકાંવાળા ભાગ સુધી બધે સાગર હતો, (૨) ત્યારપછી તે હટીને કાળા લીટીથી દર્શાવેલી હદ સુધીના ત્રાંસી તૂટક લીટીવાળા ભાગ સુધી આવ્યો; (૩) ત્યારબાદ ખસીને ત્રાંસી સળંગ લીટીઓવાળા ઘેરા પ્રદેશ સુધી, અને (૪) તે પછી કાળા ભાગ સુધી, એમ ક્રમશઃ દરિયો ખસતો જઈ છેવટે આજની સ્થિતિએ આવ્યો, જેમાં કાઠિયાવાડ બેટ મટીને નળકંઠા આગળથી ગુજરાતને જોડાઈ દ્વિપકલ્પ બની ગયો. (આલેખકઃઅમૃતલાલ વ. પંડ્યા)

પ્રસ્તુત લેખમાળામાં પુરાતત્ત્વનો પરિચય આપતા હપતામાં મેં પુરાતત્ત્વના ચાર વર્ગો ગણાવ્યા છે: પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વ, ઐતિહાસિક પુરાતત્ત્વ, માનવશાસ્ત્ર (Anthropology) ને ભાષાશાસ્ત્ર (linguistics). પહેલા બે વર્ગોનો ઉપરછલ્લો પરિચય તો આ લેખમાળા દ્વારા કરાવવાનો થોડોક પ્રયાસ હું કરી ચૂક્યો છું. હવે, આ પ્રકરણના અભિધાનનું સોદી નિદાળી પુરાતત્ત્વના ત્રીજા વર્ગ માનવશાસ્ત્ર (Anthropology)ની વાત સૂઝે છે. પ્રજાઓની સંસ્કૃતિ, રીતરિવાજ, શરીરશાસ્ત્ર, રહેણીકરણી, કળા, સાહિત્ય, સમાજબંધારણ ઇત્યાદિનો અભ્યાસ કરી તે પ્રજાનો આગલો ઇતિહાસ રચવામાં સહાયભૂત થાય તેવા મુદ્દાઓ તેમાંથી શોધી કાઢવા તેનું નામ માનવશાસ્ત્ર.[૨]

---

૨ આ શાસ્ત્ર બે વર્ગમાં વહેંચાયેલું છે. માનવ સંસ્કૃતિશાસ્ત્ર--Cultural Anthropology અને માનવ જાતિશાસ્ત્ર--Physical Anthropology. એમાંથી પહેલા વર્ગ ઉપર ગુજરાતીમાં એક પણ પુસ્તક હજી લખાયું નથી; બીજા ઉપર ત્રણેક ગુજરાતી પુસ્તકો લખાયાં આવ્યાં છે.

## આદિ માનવધર્મ[3]

પૃથ્વીના પૃષ્ઠ ઉપર આજે હિંદુ, બૌદ્ધ, ખ્રિસ્તી, ઇસ્લામ, યહૂદી ઇત્યાદિ અનેક નાનામોટા ધર્મો વર્તાતી બોલાવે છે. આ બધા ધર્મો એકબીજાથી તદ્દન સ્વતંત્રરીતે વિકાસ પામીને ઉદ્ભવ્યા નથી. આદિ માનવધર્મ (primitive religion)નો છોડ દેશકાળમાં વધીને જ્યારે વૃક્ષ થવા લાગ્યો ત્યારે તેમાંથી ક્રમેક્રમે ફૂટેલી એ બધી તેની અનેક ડાળીઓ છે. જગતના બધા વર્તમાન ધર્મોમાં મૂળ તત્ત્વો રૂપે આદિ માનવધર્મનો થર રહેલો છે. આ આદિ માનવધર્મમાં આટલી મુખ્ય માન્યતાઓ અને ક્રિયાઓનો સમાવેશ થાય છે: બધાં ચેતન અને અચેતન પદાર્થોમાં જીવ હોય છે એવી માન્યતા (Animism); માનવહિતની વિરુદ્ધ જણાતા પદાર્થોને દૈવી માનીને પૂજા, આરાધના, બલિદાન ઇત્યાદિથી તેમને મનાવવા પ્રયાસ કરવો; મૃત વડીલોને દેવ કરીને માનવા (Ancestor-worship) અને તેમનાં થાનક બનાવવાં; અમુક પ્રકારના લાકડાઓના કકડા અથવા પથરાઓમાં દૈવી શક્તિની કલ્પના કરી તેમની આરાધના કરવી (Fetishism); દેવની બાધા રાખવી (Taboo); અંગત ધ્યેયની સિદ્ધિ માટે મેલી વિદ્યાઓ (Magic and witchcraft)ના પ્રયોગો કરવા. આવી આવી માન્યતાઓ ને ક્રિયાઓ આદિ માનવધર્મમાં પ્રાધાન્ય ભોગવતી હતી અને જ્યાંત્યાં તેને ભૌગોલિક તત્ત્વોની અનુકૂળતા સાંપડી ત્યાંત્યાં દેશકાળ પ્રમાણે ક્રમેક્રમે ભિન્નભિન્ન રૂપોમાં વિકાસ પામી તે આજે અનેક ધર્મોની શાખાઓમાં વહેંચાઈ ગયો છે.

આદિ માનવ ગુફાઓ અને ઝાડીઓમાં તેના કુટુંબ સાથે રહેતો. તેનો ખોરાક માંસ તથા ફળમૂળાદિ હોવાથી પુરુષ એ મેળવવા માટે આખો દહાડો વનપ્રદેશમાં રઝળ્યા કરતો અને સ્ત્રી ઘર તથા બાળકોને સાચવતી. આ વ્યવસ્થાથી તે સમયની કુટુંબસંસ્થા સ્ત્રીશક્તિપ્રધાન (Matriarchal) થઈ પડી હતી. વળી આદિ માનવને જ્યારે સમજાયું કે માતૃશક્તિ એ જ જગતની જન્મદાત્રી છે ત્યારે સ્ત્રી પ્રત્યે તેનામાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને તેના ધર્મમાં માતૃપૂજાએ સ્થાન લીધું. આવી સ્થિતિમાં કુટુંબ ઉપર જે કોઈ પ્રતિભાવાન સ્ત્રી સત્તા ભોગવતી તો તે મરણ પછી માતા બની જઈ તેની પ્રતિમા કુટુંબમાં પુજાવા લાગતી. આમ માતૃકાપૂજન (Mother-goddess worship)નો પાયો નંખાયો. આપણામાં દરેક કુળની એક જુદીજુદી માતા હોય છે જે કુળદેવી કહેવાય છે. પ્રાગૈતિહાસિક કાળમાં જે સમયે કુટુંબસંસ્થા માતૃસત્તાપ્રધાન (Matriarchal) હતી તે સમયમાં પડેલી આ પ્રથા છે, જે લાખો વર્ષના ઇતિહાસને વટાવતી આજ પર્યંત આપણી સાથે ચાલી આવી છે.

અહીં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે કે જે માનવસમુદાયોએ ઘણા લાંબા કાળ સુધી જંગલજીવન ગાળ્યું છે તેમની જ કુટુંબસંસ્થાઓ અને સમાજસંસ્થાઓમાં સ્ત્રીની સર્વોપરી સત્તા સ્થાયી બની શકી. દક્ષિણ હિંદમાં હાલ એ જ સ્થિતિ પ્રવર્તે છે, તેનું કારણ એ છે કે છેક મૌર્યકાળ સુધી ત્યાંની દ્રવિડ પ્રજાઓ જંગલજીવન ગાળતી હતી. આર્ય ઋષિ અગસ્ત્યે વિંધ્યપાર જઈને દક્ષિણના દ્રવિડ દેશના અનેક વિસ્તારોમાં માનવસમાજના કેટલા યે સમુદાયો તેમજ અરણ્યવાસીઓમાં આર્ય સંસ્કૃતિઓનો પ્રભાવ સ્થાપ્યો.

આર્યો પોતાના મૂળ વતનની ભૌગોલિક અનુકૂળતાઓને લઇને અસ્થિર નિવાસ તથા અનિશ્ચિત ખોરાકવાળા પોતાના જંગલજીવનમાંથી છૂટી ઢોર પાળી કે ખેતીવાડી કરી ત્યાં સ્થાયી જીવન ગાળતા રહ્યા. એ આર્યસમુદાયોમાં ઘરમાં પુરુષની હમેશાં હાજરી રહેતી હોવાથી ત્યાંની કુટુંબસંસ્થાઓમાંથી સ્ત્રીની સર્વોપરી સત્તા ઊથલી પડી અને તેનું સ્થાન પુરુષસત્તાએ (Patriarchal) લીધું. આમ, જે માનવસમુદાયો પુરુષસત્તાપ્રધાન બન્યા તેમાંના મધ્ય એશિયા, ઇરાન અને ઉત્તર હિંદમાં વસતા આર્યો પણ એક હતા.

હિંદી આર્યો (Indo Aryans)ની ભાષાઓ તથા તેમના પ્રાચીન સાહિત્યના અભ્યાસ દ્વારા જાણી શકાયું છે કે હિંદની પ્રાચીન આર્ય પ્રજાના બે થર હતા.[4] પહેલા થરવાળા આર્યો કોઈ અજ્ઞાત કાળથી ઉત્તર હિંદમાં વસેલા હતા. એમની વિગત પુરાણોમાં મળે છે. તેઓ

૩ ધર્મ એટલે સંસ્કૃતિનું તે અંગ જે માનવેતર તથા પારલૌકિક માન્યતાઓ અને ક્રિયાઓ સાથે સંબંધ ધરાવે છે.

૪ આ વિષયના વધુ અભ્યાસ માટે જુઓ: પાર્જિટરનું Ancient Indian Historial Tradition, કેતકરરચિત મહારાષ્ટ્રીય જ્ઞાનકોશનો વૈદિક ભાગ, અને સર ગ્રીઅર્સનનું Linguistic Survey of Indiaના જુદાજુદા ભાગો.



આપણા દેશમાં પુરાતન કાળથી ચાલી આવતી માતૃપૂજાની પ્રતીતિ આપતી પ્રાચીન મૂર્તિઓ: (૧) ઈ.સ.પૂર્વે ૩૦૦૦ વર્ષ પરની મોહેં જો ડેરોમાંથી મળી આવેલી માતાની પ્રતિમા; (૨) ઇ.સ.પૂર્વે ૧૦૦૦ના કાળની બિહારમાં આવેલા લૌરી આનંદગઢમાંથી મળી આવેલી માતાની માટીની મૂર્તિ; (૩) ઇ.સ.પૂર્વે ૨૦૦ના શુંગ કાળની મૂર્તિ.

પ્રાકૃત ભાષા બોલતા હતા. તેમના ધર્મમાં માતા, શિવ તથા વૃક્ષપૂજાને સ્થાન હતું. ઋગ્વેદમા વર્ણવેલા દાશરાજ્ઞ યુદ્ધમાં સામા પક્ષના યદુ (ગુજરાતમાં મહાભારત કાળ પૂર્વે રાજ્ય કરતા યાદવો), તુર્વશુ, અનુ, દ્રુહ્યુ અને પુરુ તે આ હિંદના મૂળ આર્યો જ હતા. મોહેં જો ડેરો, હરપ્પા, રંગપુર ઈત્યાદિમાં મળી આવેલા ઈ.સ. પૂર્વે ૩૦૦૦ના અવશેષો તે એ જ આર્યોની સંસ્કૃતિના હોય એ વધુ શક્ય છે. દ્રવિડોના તો તે નથી જ. આ સમયે પૂજાતી એક માતાની માટીની પ્રતિમા જે મોહેં જો ડેરોમાં મળી છે તેનું ચિત્ર અહીં આપેલું છે.

આ પછી ઈ.સ. પૂર્વે ૨૦૦૦ની લગભગ ઉત્તર હિંદ ઉપર વૈદિક ભાષા બોલનારા ને ઋગ્વેદનો ધર્મ પાળનારા નવા આર્યોનાં ટોળાં ધસી આવ્યાં. લાંબા વખત સુધી બંને પક્ષો વચ્ચે અથડામણો થયા કરી અને અંતે મહાભારતકાળ (ઈ. સ. પૂર્વે ૧૫૦૦)થી થોડુંક પહેલાં બંને એકબીજામાં ભળી ગયા. આ સમયે પણ માતૃકાપૂજાનો પ્રચાર હતો એમ બીહારમાં લૌરીઆનંદનગઢમાં ઈ. સ. પૂર્વે ૧૦૦૦ની લગભગના મળી આવેલા વૈદિકસંસ્કૃતિના અવશેષો ઉપરથી જણાય છે.ત્યાંથી મળી આવેલી માતાની માટીની પ્રતિમાનુંચિત્ર અહીંઆપેલુંછે.

મૌર્ય અને શુંગ કાળમાં હિંદમાં બૌદ્ધ અને જૈન ધર્મ પ્રચલિત થયા હતા, પણ લોકસમાજ તો પોતાના પ્રાચીન ધર્મને જ વળગી રહેલો હતો. આ સમયે માતૃકાપૂજાનું અસ્તિત્વ સિદ્ધ કરતી શુંગકાળ (ઇ. સ. પૂર્વે ૨૦૦)ની માતાની એક પ્રતિમાનું ચિત્ર અહીં આપ્યું છે. આ પછીના કાળમાં માતૃકાપૂજાને મહાયાન બૌદ્ધ ધર્મમાં પણ તારા, મંજુશ્રી ઇત્યાદિ દેવીઓના રૂપે પ્રવેશ કર્યો હતો. આમ હિંદમાં માતૃકાપૂજાની સંસ્થા ઘણા પુરાતન કાળથી ચાલી આવે છે.[૫]

## ગુજરાતમાં માતૃકાપૂજન

ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં, ગુજરાતની તળપદી મુખ્ય માતાઓમાં હિંયાણી (પોરબંદર પાસે)ની હરસદ માતા સૌથી પ્રાચીન હોય એમ લાગે છે. એની મૂળ કથા તો શ્રીકૃષ્ણ સાથે સંકળાએલી છે; પણ તેને બે હજાર વર્ષ ઉપર અવંતિના રાજા વિક્રમાદિત્યે પોતાની ઇષ્ટદેવી બનાવી હતી અને તેનું બીજું મંદિર ઉજ્જૈનમાં બંધાવ્યું હતું જ્યાં તેં હજી યે પુજાય છે.

---

૫ ગુજરાતીમાં આ વિષય ઉપર એક સારું પુસ્તક લખાયું છે: 'શાક્ત સંપ્રદાય'–કર્તા દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા.

આ પછી અંબા-ભવાની આવે છે. દંતકથા પ્રમાણે શ્રીકૃષ્ણના બાળમોવાળા ત્યાં ઊતર્યા હતા. પણ આ વાતમાં માલ નથી. બીજી આખ્યાયિકા એવી છે કે ઇ.સ. ૭૬૪માં જ્યારે વલ્લભીપુર પડ્યું ત્યારે તેના છેલ્લા રાજા શિલાદિત્યની રાણી પુષ્પાવતીએ આરાસુર પર્વતમાં અંબા ભવાનીના મંદિરમાં આશ્રય લીધો હતો. ઇ. સ. ૧૦૨૪માં મહમુદ ગીઝનીના આક્રમણ વખતે નગર ઠઠ્ઠાથી આવેલા ક્ષત્રિય રાજા દામાજીનો પુત્ર જસરાજ અંબા ભવાનીમાં રાજ્ય કરતો હતો. ત્રીજી માતા પાવાગઢની કાલિકા (મહાકાળી) છે અને પતાઇ રાવળની કથા ઉપરથી જાણવા મળે છે કે ૧૫મા સૈકામાં તેમની સારી ખ્યાતિ હતી. બહુચરાજી આધુનિક છે. ગુજરાતની મુખ્ય માતાઓમાં આ ચાર જ તળપદી માતાઓ છે. બહારથી આવેલીમાં કચ્છ અને કાઠિયાવાડના જાડેજાઓની ઇષ્ટદેવી આશાપુરાનું સ્થાન મુખ્ય છે.

પંચાસરના પ્રાચીન અવશેષોમાં સાતમા સૈકાની જણાતી એક પ્રાચીન માતાની પ્રતિમા જે મને મળી આવી છે, તેનું ચિત્ર આ લેખને મથાળે આપેલું છે. એના મૂળ નામનો પત્તો નથી, પણ પંચાસરના નારોડાઓએ તેને લીંબજામાતાનું બાળતું નામ આપીએક પ્રાચીન ટેકરા ઉપર સ્થાપી દીધી છે.

### ગુજરાતની માતાઓ

ગુજરાતમાં પૂજાતી મુખ્ય મુખ્ય માતાઓ આ છેઃ (૧) અંબાજી કે અંબા ભવાની—આરાસુરવાળી, (૨) હજારી માતા-ઝાલાઓની-જે હળવદમાં પૂજાય છે, (૩) આશાપુરા—જાડેજા રજપૂતો અને લાડ વાણિયાઓની, (૪) આસાર માતા-સોનીઓની, (૫) ભૂત માતા અરઙ્જવાળી, (૬) ભીલડી માતા—જેનું સ્થળ ભીલડીઆમાં છે, (૭) ચામુંડા-ચાવડાઓ અને વાઘેલાઓની, (૮) દેવકી માતા, (૯) કાલિકા માતા-પાવાગઢવાળી, (૧૦) બહુચરાજી (બેચરાજી), (૧૧) ખોડીઆર માતા-ગોહિલોની, (૧૨) મેરી માતા (૧૩) રાંદલ, (૧૪) રેવલી માતા-ઇડર પાસે વડાળીમાં. (૧૫) શીતળા માતા-કાલાવડની, (૧૬) વાઘેશ્વરી માતા-શ્રીમાળી વાણિયા અને સોનીઓની, (૧૭) સાસુદી માતા-કપોળોની જે સુંદરી (ઝાંઝમેર)માં પુજાય છે, (૧૮) મંદારી-પરમારોની, (૧૯) વિંધ્યવાસિની-જેઠવાઓની અને (૨૦) હરસિદ્ધ કે હરસદ માતા-મિયાણીવાળી.

બીજી પણ કેટલીક મુખ્ય માતાઓ હશે જેની મને હાલ ખબર નથી; અને નાની માતાઓનો તો આપણે ત્યાં પાર નથી. બધી સતીઓ એટલે માતાઓ જ માની લેવી. ચારણીઆણીઓ પણ મરીને માતા જ થાય છે. દાખલા તરીકે બહુચરાજી.

### માતાને બલિદાન

હવે આપણે બલિદાનની મૂળ વાત પર આવીએ. બલિદાનનો હેતુ ધાર્યા કામની સિદ્ધિ માટે દેવને પ્રસન્ન કરવાનો હોય છે. આદિ માનવનો મુખ્ય ખોરાક માંસ હતો ને લોહી પીવું એ ઉજાણી લેખાતી, એટલે દેવને ઉજાણીથી પ્રસન્ન કરવા માટે જીવતા પ્રાણીનું તેના સ્થાનક પર બલિદાન આપવાની પ્રથા પડી. વળી પ્રાચીન કાળમાં તો નરમાંસભક્ષણ પણ ઉજાણી ગણાતું અને તેનોમાટે શત્રુઓ પસંદ કરાતા. એમાંથી જ નરમેધની પ્રથા જન્મી. આ બલિદાનપ્રથા આદિ માનવધર્મમાં ઘણી પ્રચલિત હતી. વૈદિક આર્યો તેમાં સુધારો કરીને પારલૌકિક દેવોની પ્રતિમાઓને બદલે નિસર્ગદેવોના ઉપાસક અવશ્ય બન્યા હતા, છતાં બલિદાનની લોકપ્રિય પરંપરાને તેઓ પણ તિલાંજલિ આપી શક્યા નહોતા. વૈદિક ધર્મના નરમેધ, ગોમેધ ને અશ્વમેધ યજ્ઞો એનું પ્રમાણ છે. નરમેધની પ્રથા વહેલી નાશ પામી અને તેનું સ્થાન શ્રીફળ વધેરવાને મળ્યું હોય એમ લાગે છે, કારણ તેનો આકાર માણસના માથા જેવો જ હોય છે.

દેવીઓને પાડા, બકરા કે મરઘાં જ કેમ બલિ અપાય છે, એ પ્રશ્ન પણ ધ્યાન ખેંચે તેવો છે. આપણા સમાજમાં એ પરંપરા ખેતીવાડીપૂર્વેના ભરવાડજીવનના તબક્કાના સમયની છે. તે સમયે ગાય, ભેંસ, બકરીઓ ઇત્યાદિના દૂધનો ખોરાક એ મુખ્ય હતો. આ પ્રાણીઓમાં માદા તો ઉપયોગની હોય છે, પણ નર તે જમાનામાં વિશેષ ઉપયોગી ન હતા. ખેતીની શોધ થતાં તેનો ઉપયોગ પાછળથી વધ્યો હતો. એટલે તે સમયે બલિદાન માટે નરપ્રાણીને જ પસંદ કરવામાં આવતો. ઉપયોગિતાવાદમાંથી જન્મેલી એ પરંપરા પછી તો અંધશ્રદ્ધા બની બેઠી ને યુગો પસાર થઇ ગયા છતાં એ તેના મૂળ સ્વરૂપમાં હજી પણ અમ સમાજમાં ટકી રહી છે.

આવાઆવા વિષયોનું હાલની પ્રજાઓની સંસ્કૃતિને લગતું સંશોધન એ માનવશાસ્ત્રનું ધ્યેય છે. પોતાના ઇતિહાસ તરફ તો ગુજરાતે ગમે તેવું યે થોડુંઘણું લક્ષ

આપ્યું છે, પરંતુ માનવશાસ્ત્રને લગતું કાર્ય જરાપણ થયું નથી હિંદના અન્ય પ્રાંતોમાં હાલની જ્ઞાતિઓ, ને કોમો રીતરિવાજ, રહેણીકરણી, પહેરવેશ, ધાર્મિક માન્યતાઓ તથા ક્રિયાઓ, સમાજબંધારણ, કળા, બોલી લોકસાહિત્ય આદિ ઉપર સંતોષકારક સાહિત્ય લખાઇ ગયું છે; પરંતુ હિંદભરમાં જે પ્રાંતમાં સૌથી વધુ સંખ્યામાં તરેહવાર પ્રજાઓએ વસવાટ માંડયો છે તે ગુજરાતમાં આ વિષય હજી સ્પર્શાયો યે નથી.

(ચાલુ) અમૃતલાલ વ. પંડયા

## કોલસો (અનુસંધાન પાછળના પૃ૦ ૨૪૫થી)

ઇચ્છા પણ નથી. કેટલા યે નવા માણસો (visitors) ચાનક ઉપર જ પોતાની હિંમત ખોઇ બેસે છે અને ચાનક નીચે પહોંચે તે પહેલાં જ તેમના હૃદયના ધબકારા વધી જાય છે. તેમને ગૅલેરીમાં ફરવા લઇ જવાનું તો કઇ રીતે સંભવિત હોય! પણ પાછા ઉપર લઇ જવા પણ ભારે પડી જાય છે, કારણ કે તેઓ પોતાનાં મન અને શરીર ઉપરનો કાબૂ ખોઇ બેસે છે!

(ચાલુ) દેવજી માવજી ટોપરાણી

જીવી જાણનારા ]૧.૩[ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

# અનામી છતાં નામાંકિત ખેડુત

દક્ષિણ આફ્રિકામાં એક વૃદ્ધ ખેડુત સમુદ્રકાંઠે રહેતો હતો, એટલે ખેતરમાં ઊભો ઊભો આવતાં જતાં વહાણને એ જોઇ શકતો.

એક દિવસે પ્રચંડ આંધી આવી. ખેડુત ઘરમાં હતો ત્યાં એના માણસે દોડતા આવીને કહ્યું કે એક વહાણ ખડક ઉપર તણાઇ ગયું છે ને ભાંગું ભાંગું થઇ રહ્યું છે.

ખેડુત ઘોડે ચડીને સાગરતીરે ગયો તો કેટલાક લોકો ત્યાં ઊભા હતા ને ભાંગતા વહાણને જોતા હતા.

મોજાં એટલાં ઊંચાં આવતાં હતાં કે ઘણા ખારવા વહાણ ઉપરથી દરિયામાં જઇ પડયા હતા, તેમાંથી કેટલાક તરત જ બૂડી ગયા, પણ બીજા ભાંગેલા વહાણનાં પાટિયાંને વળગીને તરતા રહ્યા હતા. ભાંગતા વહાણના તૂતક ઉપર પણ થોડાક ખારવા હજી દેખાતા હતા.

સમુદ્ર એવી ગંભીર ગર્જના કરતો હતો કે ખારવાઓનો આર્તનાદ સંભળાતો નહોતો, પણ તટસ્થ લોકોએ જોયું કે એનો જીવ ભારે જોખમમાં છે.

પણ કરવું કેમ? જીવનહોડી(લાઇફબોટ) એકે મળે નહિ, અને વકરેલા સમુદ્રમાં જીવનહોડી વિના બીજું કાંઇ ઝીક ઝાલે એમ નહોતું.

બુઢ્ઢા ખેડુતનું હૃદય આ દેખાવથી દ્રવ્યું. પોતાનો ઘોડો જાતિવંત તથા સરસ તારો હતો એટલે એણે ડૂબતા માણસોને બચાવવાનો નિશ્ચય કર્યો.

જીન ઉપર બરાબર બેસીને એણે ઘોડાને પાણીમાં નાખ્યો. થોડીવાર તો ખેડુત તથા ઘોડો દેખાણા નહિ, એટલે કાંઠે ઊભેલાને ડર લાગ્યો કે એ તો બૂડી ગયા.

પણ એ તો તરંગ હારે ઝૂઝતા પાછા નજરે પડયા, અને એક એક આંગળ આગળ વધીને અંતે ભાંગેલા વહાણ આગળ જઇ ચડયા.

પછી ઘરડા ખેડુતે પોતાને એક પગે એક માણસને, અને બીજે પગે બીજા માણસને વળગાડીને બે માણસને હેમખેમ જમીન ઉપર આણ્યા, એટલે કાંઠે ઊભેલા ટોળાએ હર્ષનાદ કરીને એનો સત્કાર કર્યો.

આ પ્રમાણે વૃદ્ધ ખેડુત તથા તેના ઘોડાએ સાત આંટા માર્યા, ને આંટે આંટે બબ્બે માણસને બચાવ્યા.

હવે તો પાટિયે વળગેલા બે માણસ જ બાકી રહ્યા. વળી ખેડુત તથા તેના ઘોડાએ સમુદ્રમાં ઝંપાપાત કર્યો, ને વહાણ આગળ જઇ ચડયા. પણ ખેડુત હવે થાક્યો હતો, એટલે પાછા વળતાં એક પ્રચંડ તરંગ એને ઘોડા ઉપરથી પાડીને તાણી ગયો.

ઘોડો તો તરીને સહીસલામત કાંઠેજો થઇ ગયો, પણ એના વીર સવારે જળસમાધિ લઇ લીધી.

(ચૅમ્બર્સની પાઠાવલિ ઉપરથી) દે. વા.

આ યુગને તો યુવાનમાં સંપૂર્ણ શ્રદ્ધા છે; પણ યુવાનને આ યુગમાં મુદ્દલ શ્રદ્ધા નથી.
અને એટલે જ પ્રગતિ રૂંધાતી જણાય છે.

# ચીની કુમારોની રાષ્ટ્રસેવા

ચીન-જાપાન યુદ્ધની આજની અરાજક અને અસ્તવ્યસ્ત પરિસ્થિતિમાં ચીન માટે જો કોઇ સૌથી વધુ આશાસ્પદ ચિહ્ન હોય તો તે તેની આજની કુમારપ્રવૃત્તિ છે. શાળામાં ભણતો ચીની કુમાર પોતાના દેશની સ્થિતિ અને શક્તિ સમજે છે, પરંતુ તે યુદ્ધમાં સક્રિય ભાગ નથી લેતો કારણકે તે માને છે કે દેશના બીજા કેટલા યે એવા કૂટ પ્રશ્નો છે જેમાં એ પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપી શકે એમ છે. લડાઇ સિવાયની પણ બીજી ઘણી રીતે તે પોતાના દેશના રક્ષણમાં સહાય કરી શકે એમ છે તેની તેને ખાત્રી છે. તેનામાં એક નવી જ દેશદાઝ ઊભી થઇ છે. એ દેશદાઝ છે કાર્ય કરવાની—દેશ માટે ગમે તેવી હાડમારી સહન કરીને પણ પોતાની સેવા અર્પવાની. એ સેવા અર્પવામાં કોઇ પણ વસ્તુ આડી આવે તો તેને દૂર કરવાની તેનામાં તાકાત છે.

એક ચીના કુમારને તેનાં માબાપ લગ્ન કરવા દબાણ કરતાં હતાં. એ કુમારે પોતાના મિત્રોને આ વાત કરી. બધાએ ભેગા મળી નક્કી કર્યું કે તેને પરણનારી છોકરી જો તેના સેવાના કાર્યમાં અને તેની મહત્ત્વાકાંક્ષા અને આદર્શોની આડે આવે એવી ન હોય તો જ તેની સાથે પેલા કુમારે લગ્ન કરવું. આ નિર્ણય પ્રમાણે એક મિત્ર પેલી છોકરીને જોવા તેને ગામ ગયો. થોડા દિવસ પછી તેણે આવી નકારમાં જવાબ આપ્યો. પેલા કુમારે પોતાનાં માબાપને લગ્ન કરવાની સાફ ના પાડી દીધી. હજી થોડાં જ વર્ષો પહેલાં આવી સ્વતંત્રતા લગભગ અશક્ય જ હતી. પેલા ચીના છોકરાનાં માબાપે એ વખતમાં કદાચ એને ભયંકર બળવાખોર માની ખૂબ માર્યો હોત ને મારી પણ નાખ્યો હોત. પરંતુ આજે તો ચીનનું કૌમાર જાગ્યું છે. તે એમ માને છે કે માતાપિતા કરતાં માતૃભૂમિનો પોકાર વધુ બળવાન છે.

હજી આજથી બાર વર્ષ પર પણ ચીનની દેશદાઝ આટલી તીવ્ર નહોતી. તે વખતે દેશદાઝ કરવો એ સામાન્ય નીતિ હતી. આજે પરિસ્થિતિ પલટાઇ ગઇ છે અને તે મોટા ભાગે ચીનના યુવકોએ જ પલટી છે જ્યારે જાપાની લશ્કરોએ નાન્કીંગ ઉપર આક્રમણ કર્યું ત્યારે શહેરને ઘેરીને બે લાખ માણસોનું ચીની લશ્કર પડ્યું હતું. તેમાંના એક લાખ અને સાઠ હજાર તો ભાડૂતી સિપાઇઓ હતા અને ચાળીસ હજાર ખરે દેશદાઝથી ભરેલા ચીની યુવકો હતા. દુશ્મન તરફથી એ શહેરનો કબજો સોંપી દેવાનો હુકમ થયો. એક લાખ અને સાઠ હજારનું ભાડૂતી લશ્કર ઉત્તરમાં નાસી ગયું, પરંતુ ચાળીસ હજાર યુવાનો અચળ થઇને ઊભા અને સામો પડકાર કર્યો કે 'કાં તો શહેરનું રક્ષણ કરીશું અથવા મરી ખૂટીશું.'

શાળાનું કામ પૂરું થાય છે ને ચીનના કુમારો સામે અસંખ્ય પ્રશ્નો તરે છે ને ઢગલાબંધ કામ દેખાય છે. તેની આડે સુખસગવડ ભોગવવાનું તેમને સૂઝતું પણ નથી. ચીનનો કુમાર આપણા યુવકોની જેમ મોટા કામને અભાવે નાનાં કામને તરછોડતો નથી. તે પણ પોતાની શક્તિ બરાબર સમજે છે અને એ પ્રમાણે નાનામાં નાનું કામ પણ કરવા લાગી જાય છે. તે એટલું જ સમજે છે કે ખાલી ચર્ચા કરવા કરતાં કંઇ ને કંઇ દેશોદ્ધારનું કામ શરૂ કરવું જ જોઇએ. આજે એ સેંકડો કેટલાં યે વર્ષોથી પોતાના સમાજની એક સુંદર સેવા કરી રહ્યા છે. દસ વર્ષ પહેલાં ચીનમાં ભણેલાઓની સંખ્યા ફક્ત દસ ટકા જ ગણાતી. વિદ્યાર્થીઓને અહીં પોતાનો કાર્યપ્રદેશ જણાયો ને હજારોની સંખ્યામાં અભણ લોકને ભણાવવા વિદ્યાર્થીઓ નીકળી પડ્યા. આજે ચીનમાં દરેક ભણતો માણસ ઓછામાં ઓછા બીજા એક માણસને ભણાવવાનું લેખિત વચન આપે છે. આ ઉપરથી યુવાનોની એ સેવાનો ખ્યાલ આવી શકશે.

વિદ્યાર્થીઓ ગામડાંમાં જઇ પોતે શાળા-કૉલેજોમાં જે કાંઇ જ્ઞાન એકઠું કર્યું હોય તે ખેડૂતો અને અભણ ગામડિયાઓને આપી દે છે. પ્રાણીશાસ્ત્ર, પદાર્થ-

વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે વિષયોનું સામાન્ય જ્ઞાન પ્રયોગો દ્વારા તેમની પાસેથી ગ્રામજનો મેળવે છે. તેઓ બહુ વિદ્વત્તાભર્યાં ભાષણો નથી કરતા, પરંતુ લોકસમૂહ સમજી શકે એવી સાદી ભાષામાં તેની વાતો કરે છે.

એ ઉપરાંત વિદ્યાર્થીઓ ગામડાંમાં જઇ આરોગ્યના નિયમોનો પણ પ્રચાર કરે છે. આપણી જેમ ત્યાંના ગામડિયાઓ પણ વિદેશી દવાઓ ને શસ્ત્રક્રિયાને શંકા અને ભયથી જુએ છે, એટલે વિદ્યાર્થીઓ દરદીઓને સમજાવી શહેરનાં દવાખાનાંઓમાં લઇ આવે છે, અને તેમને બધે ફેરવી બધું સમજાવી તેમનો અવિશ્વાસ દૂર કરે છે, એ ઉપરાંત આરોગ્યના સામાન્ય નિયમો લોકોનાં મન ઉપર ઠસાવવા કંઈ ને કંઇ તરકીબો તેઓ રચે છે. મોટાંમોટાં સરઘસો કાઢે છે અને પ્રદર્શનો ભરે છે. એક વખત તો તેમણે વાંસ અને કાગળની એક મોટી માખી બનાવી ફેરવેલી. તેની સાથે એક પાટિયા ઉપર લખેલું: 'માખીથી ચેતતા રહો; એ તાવ લાવે છે.' બીજા એક છોકરાએ મોટો ઉંદર ઊંચકેલો અને તેની સાથે પણ લખેલું: 'ઉંદરથી ચેતતા રહો; તે પ્લેગ ફેલાવે છે.' વળી એક મોટો મચ્છર પણ બનાવેલો અને તેની સાથેના પાટિયા ઉપર લખેલું: 'મચ્છરને દૂર કરો; તે મેલેરિયાનો દોસ્ત છે.'

રાષ્ટ્રભાવના જગાવવા માટે પણ એમના પ્રયાસો નાના નથી હોતા. શાળાનો દરેક વિદ્યાર્થી જ્યારે પણ સમય મળે ત્યારે દસવીસ લોકોને રસ્તા વચ્ચે પણ રાજકીય આંદોલનો અને પ્રશ્નો સમજાવવા ઊભો રહી જાય છે. એક દિવસ તો એ મોટા છોકરાઓએ શાળાના વડા અધિકારી પાસે આવી તેને કહી દીધું: 'સાહેબ આજે અમારામાંથી કોઇ શાળામાં નહિ આવે. આજે અમે ભાષણ કરવા જવાના છીએ.' અને એ દિવસે કોઇ શાળામાં ન ગયું! વિદ્યાર્થીઓ નાની-નાની ટોળીઓ બનાવી જુદાજુદા લત્તાઓમાં પહોંચી ગયા અને લોકોને ચાલુ રાજકીય બનાવો વિષે માહિતી આપવા મંડી પડયા. એક પંદર વર્ષનો છોકરો તો બસો માણસો આગળ ભાષણ આપતો હતો. પરરાષ્ટ્રોએ ચીન ઉપર શું શું વિતાડી છે અને એક ચીનો મજૂર પણ કઈ રીતે પોતાના દેશની સેવા કરી શકે એ હકીકત તે એટલા જુસ્સાથી અને એટલી સરસ રીતે સમજાવતો હતો કે એ સભામાં આવેલો એનો હેડમાસ્તર પણ છક થઈ ગયો! સાંજે જ્યારે બધા વિદ્યાર્થીઓ શાળામાં પાછા આવી ગયા ત્યારે એક વિદ્યાર્થી ખૂટતો હતો. બીજે દિવસે તેની તપાસ કરતાં એ સાઠ માઈલ દૂર નદીકિનારે મળી આવ્યો. આખા રસ્તે માગીને ખાતો અને મંદિરને ઓટલે સૂઇ રહેતો એ લોકોને સમજાવતો ૬૦ માઈલ ચાલીને ગયો હતો.

એવી જ રીતે યુદ્ધ વખતે પણ ત્યાંના વિદ્યાર્થીઓ સ્વયંસેવકનું કામ ખૂબ ખંતથી કરે છે. દુશ્મનોએ જીતેલા પ્રદેશોમાંથી નાસી આવેલા ગભરુ લોકોના થાકેલા પગને આરામ આપવા એક છોકરી ચાર વાંસ નીચે પાણી ગરમ કરે છે. તેની પાસે રૂ, સ્પિરિટ, આયોડિન એવી સારવારની થોડી સામગ્રી છે. બીજી બાજુ એક છોકરો લોકોને સલામત રસ્તાની માહિતી આપતો ઊભો છે. કેટલાક છોકરાઓ ખોવાઇ ગએલા માણસોની નોંધ કરે છે; કેટલાકને તેમનાં કુટુંબોની ભાળ આપે છે, આ બધું સરકારની નિમણૂક વગર સ્વયંપ્રેરણા અને સેવાવૃત્તિથી તેઓ કરે છે.

આજે ચીનની સ્થિતિ ખૂબ ભયંકર છે. આવતી કાલે એ દેશનું શું થશે એ કહી શકાય એમ નથી. છતાં આ અંધકારમાં પણ આશાનું કિરણ છે. કારણ કે તેનાં હજારો કુમાર-કુમારીઓ દેશના રક્ષણમાં સહાય આપવાની એક તક મેળવવા ખાતર પણ પોતાનો સમય, શિક્ષણ, સગવડ ને જિંદગી સુદ્ધાં તજવા તૈયાર છે.

('ટ્રેઝર ચેસ્ટ'માંથી) જનાર્દન રાવળ

---

## કહેવત · કથન · કવિતા

**'વસુ વિના નર પશુ'**

લક્ષ્મી વિનાનો લપોડ.
જર કરે દરિયામાં ઘર.
સૌ લીલાંનાં હરણ.
કંગાલનાં કાળજાં પોલાં.
જર કોના તો મર્દ રોતા.
નિર્ધનીઆનો જાયો
તે બાવળીઆનો છાંયો.

સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે

માયાકુ માયા મીલે, કરકે લંબે હાથ;
તુલસીદાસ ગરીબકી કોઇ ન પૂછે બાત.

સબ સહાય સબલકે, કોઇ ન નિર્બલસહાય;
પવન જગાવત આગકુ, દીપક દેત બુઝાય.

ઉતરની પ્રજા ગણવામાં આવે છે? અમેરિકામાં હિંદ વિષે અભિપ્રાય દર્શાવતા ઘણા લેખો પ્રકટ થાય છે. બ્રિટિશ રાજ હિંદમાં કેવું છે તે વિષે તમે તમારો મત દર્શાવશો.

અમેરિકાની કેળવણી વિષે તમે જાણવા માગો છો તો તે બાબત થોડું લખું છું. અમારા પિટ્સબર્ગમાં જ વીસ હાઇસ્કૂલો છે. તમારે ત્યાં તેમને માધ્યમિક શાળાઓ કહે છે એમ જાણ્યું છે. એ સિવાય બીજી ગ્રેડ સ્કૂલો છે. ગ્રેડ સ્કૂલમાં છ વર્ષના બાળકને લેવામાં આવે છે. તેમાં છ ગ્રેડ પૂરા કરતાં વિદ્યાર્થી હાઇસ્કૂલમાં પ્રવેશ પામે છે. છોકરો કે છોકરી તે વખતે બાર વર્ષની વયનાં થાય છે અને પછી તેમણે પસંદ કરેલા બધા વિષયો સાથે નવમા ગ્રેડ સુધી પહોંચે છે. તે વખતે એક ખાસ કોર્સ પસંદ કરે છે. એવા ચાર કોર્સ હોય છે. કૉલેજમાં જવા ચાહતા હોય તેમને માટે ઍકેડેમિક, જનરલ, કૉમર્શિયલ અને પ્રૅક્ટિકલ આર્ટ્સ. દરેક કોર્સની ખાસ તૈયારી સાધનો અને વર્ગો જુદા જ હોય છે.

હાઈસ્કૂલમાં પસંદગી માટે ઘણા વિષયો હોય છે દાખલા તરીકે મેં નવથી બાર ગ્રેડ સુધીમાં જે પસંદ કર્યાં છે તે આ પ્રમાણે છે: અંગ્રેજી, ફ્રેંચ, ઇટાલિયન, બીજગણિત, ભૂમિતિ, ઇતિહાસ, રસાયણવિદ્યા, ભૌતિકશાસ્ત્ર, બાયૉલૉજી (જીવવિદ્યા) વિજ્ઞાન, વ્યાપાર, શિક્ષણ, યંત્રકામ અને વીજળીક કામ વગેરે.

અમારા અમેરિકામાં કોઈ કામની શરમ ગણાતી નથી. મજૂરો અને ખોદનારાઓ પણ કૉલેજની ડીગ્રી મેળવી શકે છે. કૉલેજ દ્વારા દરેક ધંધાની તાલીમ અને કોર્સ મળી શકે છે. રાત્રે કે દિવસે શીખવાની પૂરી સગવડો છે.

અમારી કેળવણીની રીત બાબત તમને કંઇ ન સમજાય એવું હોય તો ગમે તેટલા પ્રશ્નો પૂછજો. મને તેમના જવાબ લખવાની બહુ મજા પડશે. ૧૯૪૦ના વર્ષ માટે હું તમને આરોગ્ય અને આનંદ ચાહું છું. તમારી સર્વ આશાઓ અને શુભેચ્છાઓ ફળવતી બને.

તમારો હૃદયપૂર્વક
Alfred Noran



# સંસારનાં શહેરો

## ૨૩-ગ્વાટેમાલા

ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડતી જમીનની પટ્ટી પર, આટલાંટિકથી પાસિફિક સુધી પથરાએલા આ ગ્વાટેમાલાનો મનોરમ પ્રદેશ બહુ ડુંગરાળ હોવા છતાં એના બન્ને કિનારા તો વસતિયોગ્ય, સપાટ અને ફળદ્રુપ છે. મધ્ય અમેરિકાનો સૌથી વધુ વસતિ ધરાવતો એ પ્રાંત એ દેશનો બીજા નંબરનો મુલક ગણાય છે. સ્પૅનિશ લોકોએ મધ્ય અમેરિકા જીત્યું તે પહેલાં મધ્ય અમેરિકામાં આબાદ બનેલી વિખ્યાત મય સંસ્કૃતિ અહીં ને દક્ષિણ મેક્સિકોમાં જ વિકાસ પામેલી. અને આજે પણ ગ્વાટેમાલાનાં કિરિગ્વા, ટિકલ વગેરે સ્થળેથી તેના અવશેષો હાથ લાગેલા છે. તેના અભ્યાસ પરથી માલૂમ પડે છે કે એ મય લોકો ગણિત. ખગોળ તથા રસાયણનું સારું જ્ઞાન ધરાવતા હતા, કુશળ કૃષિકો હતા અને એમની ભાષા પણ સંસ્કારી હતી.

એ પ્રદેશનું એ જ નામનું પાટનગર ગ્વાટેમાલા દરિયાની સપાટીથી ૫૦૦૦ ફૂટ ઊંચે એક સુંદર ખીણમાં આવેલું છે. વિષુવવૃત્તની નજીક હોવા છતાં એનું સરેરાશ ઉષ્ણમાન ૬૦ અંશ રહેલું હોઈ એની હવા સદા વસંત જેવી ખુશનુમા રહે છે. એની આસપાસ આવેલા જીવતા જ્વાળામુખીઓ તથા ઉન્નત અદ્રિશૃંગો દુનિયાભરના કોઇપણ પાટનગરને નથી એવું મનોહર ને ઈર્ષ્યાજનક દૃશ્ય એને સમર્પે છે.

ઇ. ૧૭૭૬માં સ્થપાએલું આ શહેર સર્વાંગે આધુનિક છે. એની સ્થાપના પહેલાં સ્પૅનિશોએ જ વસાવેલું ઍન્ટીગ્વા (જૂનું ગ્વાટેમાલા) ૨૦૦ વરસથી એ દરજ્જો ભોગવતું. એ પણ એવું જ સંસ્કારી અને સમૃદ્ધ નગર હતું, પણ ઇ. ૧૭૭૩માં જ્વાળામુખીઓ ને ધરતીકંપોથી તેનો નાશ થતાં તેનાથી પચીસ માઇલ દૂર નવા પાટનગર તરીકે ગ્વાટેમાલાનું નિર્માણ કરવામાં આવ્યું. તેને પણ તે પછી બે વખત (ઈ. ૧૮૭૪ ને ૧૯૧૭-૧૮માં) ધરતીકંપે અને જ્વાળામુખીએ જમીનદોસ્ત કર્યું. આજનું ગ્વાટેમાલા ચોથો અવતાર છે. ૧૯૨૦માં તે બંધાવું શરૂ થઇ ૧૯૨૮માં પૂરું થયું. તેની વસતિ ૧૧૫,૯૨૮ની છે. આખા મધ્ય અમેરિકામાં સૌથી મોટું ને અગત્યનું ગણાતું આ શહેર જગતના બધા દેશના એલચીઓનું નિવાસસ્થાન છે. એ દેશનું એ વ્યાપારકેન્દ્ર છે.

ગ્વાટેમાલા શહેરની એક વિશિષ્ટતા એની પીપલ્સ યુનિવર્સિટી છે. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓનો સંઘ જ એનું નિયમન કરે છે અને એનું કામ અશિક્ષિત પ્રૌઢોને શિક્ષણ આપવાનું છે. એવું જ મહત્ત્વનું કાર્ય ચીને પણ યુદ્ધમાં ડૂબવા છતાં ચાલુ રાખ્યું છે. વળી ગ્વાટેમાલાનો પ્રાકૃતિક નકશો (Relief map) તો તેની ખાસ વિશિષ્ટતા છે. ફ્રાન્સિસ્કો વેલા નામે ઇજનેરે ૧૮૦૦૦ ચોરસ મીટરનો કૉન્ક્રીટનો બનાવેલો એ આખા ગ્વાટેમાલા દેશનો નકશો એની યોજકબુદ્ધિથી બનાવાયો છે કે તેમાં નદી, નાળાં ને ઝરણાંનાં વહેણ પણ મૂર્ત કરી શકાય છે. ગ્વાટેમાલા શહેરની મુલાકાત લેનાર કોઈ પ્રવાસી એ જબરો નકશો જોયા વિના પાછો નથી ફરતો.



(બારી બહાર)

# માધુકરી

ભલે જલધિના મહા વમળમાં જઉં હું શમી,
અને તિમિરમાં ભૂલી પથ રહું વને આથડી;
વિરામ વિણુ તપ્ત હું રણુ મહીં ચહું ચાલવું,
પરંતુ નવ દીનતા શબ્દ તો કદી ઉચ્ચરું.

—પ્રહ્લાદ પારેખ

## સ્ટૅલિન-પોલાદી પુરુષ

રશિયાના તારણુહાર લેનિન પાસેથી 'પોલાદી પુરુષ' (Man of steel)નું બિરુદ મેળવનાર, અને તેણે અધૂરા મૂકેલા રશિયાના નવસર્જનને સફળ પાર ઉતારી આજના રશિયન મહારાજ્યની અડીખમ કાયા ઘડનાર તેનો સર-સુખત્યાર સ્ટૅલિન એક મામૂલી મોચી કુટુંબમાં જન્મ્યો હતો એ વાતથી ફરી એકવાર પ્રતીતિ થાય છે કે માણસ જન્મ-જાત સંસ્કાર કરતાં યે સ્વપુરુષાર્થથી જ ઉન્નતિ સાધી શકે છે.

ઇ. ૧૮૭૯માં દક્ષિણુ રશિયાના ડુંગરાળ પ્રદેશમાં જ્યૉર્જિયા પ્રાંતમાં આવેલા ટિફ્લિસ ગામમાં એક નિર્ધન મોચીને ઘેર તેનો જન્મ થયો હતો. કુટુંબની ભારે કંગાલિયત છતાં એણે કેળવણી લીધી. એનો બાપ તો એને પાદરી બનાવવા ઇચ્છતો હતો; પણ તે વેળા તેને શી ખબર કે પોતાનો પુત્ર ધીમેધીમે આગળ વધતાં ધર્મોપદેશકના રૂપમાં નહિ, પણ ધર્મવિધ્વંસકના રૂપમાં ૨૦ કરોડ રશિયનોનો વિધાતા બની તેમની પર રાજ્ય કરશે? એનો ધર્મનિષ્ઠ બાપ તો ઘણું યે ઇચ્છતો કે એ બાઈબલ ભણે, પણ સ્ટૅલિને તો બીજું જ બાઇબલ ભણવા માંડયું હતું–સમાજવાદના આદ્ય પ્રણેતા માર્ક્સનું જગવિખ્યાત પુસ્તક: 'કૅપીટલ'.

વીસ વર્ષનો થતાંમાં તો સ્ટૅલિને માર્ક્સનાં તમામ પુસ્તકોનો ઝીણવટથી અભ્યાસ કરી નાખ્યો, અને ૧૯૦૩ મા લેનિન સાથે એનો ભેટો થયો ત્યારે માર્ક્સનાં પુસ્તકોનો અભ્યાસ કરી કૉમ્યુનિસ્ટ બનવામાં જે કાંઈ બાકી રહી ગયું હતું તે એણે પૂરું કરી નાખ્યું. પરિણામે એ એક પક્કો કૉમ્યુનિસ્ટ અને લેનિનનો મુખ્ય ચેલો બની ગયો. અનેક વર્ષો સુધી એણે ભારે આવેશથી બોલ્શેવિઝમનો પ્રચાર કર્યો. તે વખતે એ બહુ જાહેરમાં આવ્યો નહોતો. કોઈ એને ઓળખતું સુધ્ધાં નહોતું. સ્વભાવે એ એકાંતિક હોવાથી મૂગોમૂગો પોતાનું કામ જ કર્યે જતો ને તેથી કેટલાક ઓળખીતાઓ એને 'લેનિનનો મૂગો મંત્રી' કહેતા.

અને રશિયાના એ કાળની એની કામગીરી એટલે ટેબલખુરશીની સુંવાળી કામગીરી નહિ, પણ જીવસટોસટ ખેલાતાં અનેક કાવતરાંઓની જાળ. એમાં કૉમ્યુનીઝમના એ કટ્ટા, ધૂની ને પક્કા અનુયાયીને પંદર પંદર વખત તો કારાવાસની સજા થઈ; અને તે પંદરે વખત જેલસત્તાવાળાઓની



આંખોમાં ધૂળ નાંખી એ જેલમાંથી ભાગી છૂટયા. તેથી ઘણી વાર લેનિન એને 'પોલાદી પુરુષ' કહી સંબોધતો (સ્ટૅલિનનો અર્થ રશિયન ભાષામાં થાય છે: પોલાદ).

રશિયામાં તે પછી જ્યારે આંતરવિગ્રહ જામ્યો અને ખુલ્લી ક્રાન્તિની ચળવળ ચાલી ત્યારે તે અંગે કામની વધુમાં વધુ જવાબદારી સ્ટૅલિન ઉપર જ લાદવામાં આવી. જ્યારેજ્યારે કૉમ્યુનિસ્ટ સંઘ ઉપર વિપત્તિનાં વાદળાં ઘેરાતાં ત્યારેત્યારે, સ્ટૅલિન તે વાદળાં બુદ્ધિપૂર્વક દૂર કરતો. એવામાં ૧૯૨૨માં કૉમ્યુનિસ્ટ પક્ષના સેક્રેટરીનું પદ ખાલી પડ્યું. લેનિને તે પદ લેવા ટ્રૉટ્સ્કીને આમંત્રણ આપ્યું, પણ ટ્રૉટસ્કીએ ઘસીને ના પાડી દીધી. આખરે સ્ટૅલિને તે આપદ્ધર્મ ગ્રહણ કર્યો. તેણે જોઈ લીધું કે જ્યારે પણ દેશની લગામ લેનિનના હાથમાંથી છૂટી જશે ત્યારે તે સેક્રેટરીના હાથમાં જ જઇ પડશે. તેનું એ અનુમાન સોએ સો ટકા સાચું જ નીવડયું અને લેનિનના મૃત્યુ બાદ સ્ટૅલિન જ બોલ્શેવિક રશિયાનો સર્વશ્રેષ્ઠ અધિષ્ઠાતા બન્યો, લોક એમ આ એ અનેક કાવાદાવા ખેલ્યો અને ટ્રૉટ્સ્કીને દેશવટે નીકળવું પડ્યું.

સ્ટૅલિનના હાથમાં સત્તા આવી તે વખતે રશિયા ઉપર બોલ્શેવિકોનું વર્ચસ્વ જામ્યું હતું ખરૂં. પણ તેમની સામે કાર્યનું વિશાળ ક્ષેત્ર આગુખેડયું જ પડ્યું હતું. વિપ્લવ અને રક્તપાત પછી દેશમાં શાંતિસ્થાપના થઈ ચૂકી હતી, પણ યુદ્ધને પરિણામે પ્રજા ત્રાહિત્રાહિ પોકારી ગઈ હતી. કરોડો માનવીઓ ભૂખથી રીબાતા હતા. આથી સ્ટૅલિન સમક્ષ સૌથી પ્રથમ પ્રશ્ન અન્નનો ખડો થયો. તે માટે દેશમાં ખેતી, શિલ્પ વગેરે હુન્નરઉદ્યોગોના સાધનોમાં ક્રાંતિકારી પરિવર્તન કરવાની જરૂર હતી.

પહેલાં ખેતીની શરૂઆત કરવામાં આવી. રશિયામાં ખેતીને લાયક જમીનોનો તો જરા યે અભાવ નહોતો અને જમીનો ફળદ્રુપ પણ પૂરેપૂરી હતી; પણ ખેડૂતો જૂના જમાનાથી ચાલ્યાં આવતા ઓજારો જ ખેતી માટે વાપરતા હતા. વળી જમીનો ટુકડે ટુકડે વહેંચાઇ હતી અને તે પ્રત્યેક ટુકડો જુદીજુદી માલિકી હેઠળ ખેડાતો હતો એટલે તે ઉપર યંત્રોનો પ્રયોગ કરવો સુગમ થાય તેમ નહોતું. જમીનના એ ટુકડા વચ્ચે જે હદ-શેઢા-રહેતા તે એમ ને એમ વણખેડયા પડી રહેતા. આ પ્રમાણે ઘણી જમીન વગર ખેડાએલી પડી રહી હતી. ગામડાં ગંદાં હતાં અને વસતિ પુષ્કળ હતી. રસ્તાઓ ને સડકોનાં ઠામઠેકાણાં નહોતાં. રેલરસ્તાઓ ગણ્યાગાંઠયા જ હતા. રેલડબ્બાઓ ગંદા ને ખડખડપાંચમ હતા. લોકોમાં અજ્ઞાનતા ને નિરક્ષરતા હદથી જ્યાદે વ્યાપેલાં હતાં.

વૈજ્ઞાનિક પદ્ધતિથી ખેતી કરવામાં યંત્રોની ખૂબ જરૂર હતી. દેશમાં જે ખાણો હોય તેમાંથી લોઢું કાઢવામાં આવે તો જ ખેતી માટે મોટાંમોટાં ઓજારો બની શકે. વળી તે ઓજારો બનાવવા માટે કારખાનાં ઊભાં કરવાં જોઇએ ને કારખાનાં માટે કારીગરો પણ પૂરતી સંખ્યામાં જોઇએ, તેમજ અભણ ખેડૂતોને ને યંત્રો વાપરતાં શીખવવું જોઇએ. પણ એ માટે સૌથી પ્રથમ ૨૦ કરોડ સ્ત્રીપુરુષોની અજ્ઞતા દૂર કરવી જોઇએ. આ બધી બાબતોનો વિચાર કર્યા પછી દેશની સર્વોત્તમ ભૌતિક આબાદી માટે એક પંચવાર્ષિક યોજના ઘડવામાં આવી. ઇ.સ ૧૯૨૭ના ઑક્ટોબરથી માંડી ૧૯૩૨ના ઑક્ટોબર સુધીમાં રશિયામાં ઇંગ્લાંડ, જર્મની ને અમેરિકા પણ જોઇને દિંગ થઈ જાય તેવાં મોટાં મોટાં હુન્નરઉદ્યોગોનાં તથા વીજળી ને મોટરગાડીઓનાં કારખાનાં ખોલવાનો નિર્ણય થયો.

રશિયાની જનતાને પોતાની જીવનયાત્રામાં નવો જ આદર્શ ગ્રહણ કરવાનો હતો. ખેડૂતોની બધી જમીનો રાજ્યે કબજે લઇને સમૂહરૂપમાં ખેતી કરવાની હતી. ૧૯૨૮ પહેલાં ખેડૂતો જેટલું અનાજ ઉત્પન્ન કરતા હતા તેથી ૨૫ ટકા વધારે અનાજ ઉત્પન્ન કરવાનું હતું. બોલ્શેવિકોની કલ્પનાના આ દિવાસ્વપ્નની મૂડીવાદી દેશો ઠેકડી કરતા હતા.

પણ પાંચ વર્ષને અંતે જ્યારે એ વિરાટ યોજના સફળરીતે પાર ઊતરી ત્યારે આખી દુનિયા વિસ્મય ને વિમુગ્ધ દષ્ટિથી રશિયાની એ નવજાગૃતિને જોઇ રહી. સોવિયેટ રશિયા જગતના બીજા સુધરેલા, શિક્ષિત ને વિકસિત દેશોની હરોળમાં બેઠું. એક વખતના ઊંઘતા રશિયાના એ નવઘડતરની પાછળ લોખંડી સ્ટૅલિનનો પ્રબળ પુરુષાર્થ હતો.

એની એ લોખંડી શક્તિના કારણ રૂપ એની દૃઢતા, એની તંદુરસ્તી, ધૈર્ય, ખંત, ફુર્તી ને યુક્તિ છે. વ્યવસ્થાશક્તિ તો એ પોતાના બાપની જ કહેવડાવે છે. ફિલસુફી ને ઇતિહાસનો એ જ્ઞાતા છે. એ ભાગ્યે જ કોઇને મળે છે. મૉસ્કોમાં હોય છે ત્યારે એ ક્રેમલિનમાં રહે છે. એનું ઘર મહેલ જેવું નહિ, પણ સાદુંસીધું જ છે. માત્ર ત્રણ જ ઓરડા એ વાપરે છે. ઘણુંખરૂં તો એ ગામડાંમાં જ રહે છે.

આવા સ્ટૅલિનના નેતૃત્વ હેઠળ આજનું રશિયા હિટલરના જર્મની સામે જંગે ચડ્યું છે. એ બે બળિયામાંથી કોણ જીતે છે તે જોવું રહ્યું. ('હૉડિયા'માંથી તારવીને)

## સ્વ. પ્રો. સ્વામીનારાયણ

અમદાવાદની શેઠ. લાલભાઈ દલપતભાઇ કૉલેજના ગણિતના અધ્યાપક શ્રી જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, અચાનક હૃદય બંધ પડતાં, તા. ૨૪-૬-'૪૧ની રાતે ગુજરી ગયા. ગુજરાતના એ પ્રખર ગણિતી લા: દ. કૉલેજમાં તો હમણાં અધ્યાપક થયા. તે અગાઉ તેઓશ્રી ગુજરાત કૉલેજમાં આજના અનેક ગુજરાતીઓના અધ્યાપક હતા.

ગણિત તો એમનો સહજ વિષય હતો. પણ એમનાં દેશાભિમાન અને રાષ્ટ્રપ્રેમ એમને સામાન્ય અધ્યાપકોથી નોખા પાડનારાં હતાં. તે કહેતા, '૧૯૦૫-૬ના ટિળક મહારાજના જમાનાથી રાજનાસું તો હું ખિસ્સામાં જ

રાખતો.' ૧૯૨૦માં અસહકારનો જમાનો આવ્યો ત્યારે એ તેમણે સરકારને સોંપ્યું અને ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા. ૧૯૨૪-૫ના જમાનામાં સ્વરાજ પાર્ટી જાગી; તેઓ તેમાં પડ્યા ને મુંબઈ ધારાસભામાં પહોંચ્યા.

તે આર્ય સંસ્કૃતિના અભિમાની હતા. પોતાના સ્વામીનારાયણ સંપ્રદાયની એક નવી શાખામાં છેલ્લાં થોડાંક વર્ષોથી તે અનન્ય રસ લેતા હતા. સાહિત્યમાં પણ તેમણે હાથ અજમાવ્યો છે; અને સંસ્કૃત શ્લોકો ને ગુજરાતી ભજનો પણ તે લખતા હતા. આમ અનેકવિધ શક્તિ તે ધરાવતા હતા. તેમની બાલિશ સરળતા તો તેમની જ હતી. અને એમની ગણિત-શક્તિ અને તે માટેની સહજ એકાગ્રતાએ તેમને એક ઓલિયા બનાવી દીધા હતા. આપણે સ્વતંત્ર હોત તો સ્વામીનારાયણ સાહેબ ગણિતમાં જ એકાગ્ર થઇ શકત અને તેની સેવા અને શોધો દ્વારા પોતાનું ને પોતાની માતૃભૂમિનું નામ કાઢત. એમની નિર્વ્યાજ સરલતા અને વિદ્યાપ્રેમ એમના વિદ્યાર્થીઓ હમેશ યાદ કરશે. પ્રભુ એમને શાંતિ આપો. (શિક્ષણ અને સાહિત્ય)

## ચોમાસામાં તંદુરસ્તીની સાવચેતી

બીજી કોઇ પણ ઋતુ કરતાં ચોમાસામાં તંદુરસ્તી વધારે બગડે છે, કારણકે વર્ષાઋતુમાં હવા ભીની અને રોગવાળી બને છે. એવે વખતે ભોજનમાં જે ખોરાક લેતા હો, તેનાથી ઓછો લેજો, વધારેપડતું અનાજ પેટમાં ભરવાથી અપચો થશે જેથી પેટમાં વાયુ વધી પડશે. અને ખોરાકમાં વાયુ કરનારા પદાર્થો તો સદંતર બંધ કરજો. વધારેપડતો ખોરાક આંતરડાંને બગાડે છે. આને લીધે વારંવાર દસ્ત માટે જવું પડે છે. શરીરમાં સુસ્તી વધે છે. ઘણી વખત તો તે મરડાનું ગંભીર સ્વરૂપ ધારણ કરે છે.

લસણનું પ્રમાણ ખોરાકમાં વધારજો, કારણકે વર્ષાઋતુમાં વાયુનો ભય વધુ પ્રમાણમાં રહે છે. લસણનો છૂટથી ઉપયોગ કરવાથી વાયુ નાશ પામે છે અને હોજરી સાફ રહે છે.

વરસાદની ભેજવાળી હવાને લીધે તમારું નાક બંધાઇ ગએલું રહે તો એકાદ સાંકડા વાસણમાં અથવા ચાની કીટલીમાં ખૂબ ગરમ પાણી કરો. વરાળને આવવા માટે એક નાનકડું છિદ્ર રાખો. એ વરાળ આવવાની જગ્યાએ થોડે દૂરથી તમારું મોઢું ધરો. આથી નાકમાં એ બધી વરાળ આવશે અને બાઝી ગએલું નાક સ્વચ્છ બની રહેશે. સૌથી વધારે ફળદાયી ઇલાજ તો એ છે કે નિયમિત, માફકસર કસરત કરીને તમારા લોહીને ગરમ રાખો. તમારાં ફેફસાંમાં શરદી સાથે લડવાની તાકાત પેદા કરો. યોગ્ય પરિશ્રમ કરીને તમારું શરીર શુદ્ધ રાખો. વર્ષાઋતુમાં જેમ ઝાડપાન પોતાની સુંદરતા ખરા સ્વરૂપમાં આપણને દેખાડે છે તેમ માણસમાત્રે પોતાનું દેહસૌંદર્ય વર્ષાઋતુમાં પૂર બહારમાં ખીલવી દેખાડવું જોઇએ. (પ્રવાસી)



**વીજળીના તોફાન વખતે**

૧ ધાતુના બાંધકામ અગર તારની વાડથી દૂર રહેજો.

૨ ઝાડ નીચે ચોમાસા અગર ઊભા રહેતા નહિ.

૩ પાણીના નળ, બંબો અગર સ્ટેન્ડથી દૂર રહેજો.

૪ તમારા મકાનમાં વીજળીથી ચાલતાં સાધનો વાપરતા બંધ રહેજો.

૫ રેલગાડીના પાટેપાટે ચાલતા નહિ.

૬ મોટાં મકાનો અગર ઊંચી જગાઓ નજદીક ઊભા રહેતા નહિ.

૭ પાણીનાં ખાબોચિયાં અગર જ્યાં પાણી હોય તેવી જગાથી દૂર રહેજો.

૮ વીજળીના તાર અને થાંભલાની પાસે જતા નહિ.

૯ મકાનોનાં પ્રવેશદ્વાર ખુલ્લાં રાખીને વચ્ચે ઊભા રહેતા નહિ.

૧૦ ખાસ અગત્ય સિવાય ટેલિફોન અને તેનાં સાધનોનો ઉપયોગ કરતા નહિ.

૧૧ કોઈપણ જાતની વીજળીના તારની લાઈનને, પછી ભલે તેમાં પાવર ન હોય તોપણ તેને અડકતા નહિ.

૧૨ તમારા રેડીઓના એરીઅલ-વાયરને અડકતા નહિ.

જ્યારે આકાશમાં તોફાન સાથે વીજળી થવા માંડે ત્યારે વાદળ અને જમીન વચ્ચે વહન કરી શકે તેવા ટૂંક માર્ગે આકાશમાંથી વીજળી જમીનમાં ઊતરી પડે છે. તેનું પ્રેશર લાખો વોલ્ટનું હોય છે, તે તેથી જ્યારે પડે છે ત્યારે કેવળ નાશ જ પાછળ મૂકી જાય છે. આને લીધે ઘણી યે વાર અત્યંત કરુણ બનાવો બનેલા આપણે સાંભળીએ છીએ, જેમાં જાનમાલનાં નુકસાન થાય છે. મોટાં મકાનો, કારખાનાં, ધુમાડાની ચીમનીઓ, દારૂગોળાના ભંડારો અને ઊંચી બાંધકામો ઉપર વીજળીના પડવા સામે રક્ષણ ખાતર વીજળીને સહેલાઈથી નુકસાન વગર જમીનમાં ઉતારી દેવા માટે ગોઠવણ કરવામાં આવે છે તે 'લાઈટનિંગ ઍરેસ્ટર' કહેવાય છે. ('વીજળીની દુનિયા')





કાગળ-કોતરણીના બે ઉત્કૃષ્ટ નમૂના

ભૈયા રામલાલજીને પાટણનો એકેએક તરુણ પિછાને છે. વર્ષો પહેલાં પાટણમાં આવીને તેમણે પાટણને વતન બનાવ્યું છે. તેમનો ધંધો તો રૂપાકામની ઝીણી કોતરણી કે નકશી કરવાનો, પણ ઉત્તર હિંદનો સહજ વારસો જે શરીરબળનું સંવર્ધન ને વિકાસ તે તેમણે અજબ સાધ્યો છે. શ્રી હનુમાનના પરમ ભક્ત સમા એ બ્રહ્મચારી શિલ્પકારને તમે જુઓ તો લાગે કે તમારી સામે મર્દાનગીનો સંપૂર્ણ નમૂનો ખડો છે. સુપ્રસન્ન મોં, વાતાવરણ ભરી દેતું બેઠા બાંધાનું વિશાળ ઊંચાઈવાળું તનુમંદિર અને કોઈપણ સહેજે મિત્ર બની જાય એવો એમનો સદ્‌વિનય એ સર્વ એમને પ્રતિષ્ઠિત મંડળમાં આગળ સ્થાન આપી દે એવાં છે. એમણે પોતાની કળાચાતુરીના સવિશેષ ઉલ્લાસ માટે કેટલુંક કાગળનું જાળીકામ તૈયાર કરેલું છે. તેમાં રહેલાં ઝીણવટ, રેખાવિન્યાસ અને આલેખનપ્રકાર આટલી નાની છાપમાં બતાવવાનું મુશ્કેલ છે, કારણકે તે દરેક ચિત્ર સાડા દસ ઇંચ પહોળું અને સત્તર ઇંચ ઊંચું છે. તેમાં પહોળા કે ઝીણા ગાળા વચ્ચે આધારો સાચવવાની સાથે ભાતની એકસરખી જાળવણી અજબ છે. ભારવાળીના ચિત્રમાં જોશો તો મુખ્ય આકૃતિ તરી આવે એવા સાફ હિસાબથી તેની પાછળની વેલ કોતરાઈ છે. તેમાં કોઈપણ રેખાનો વળાંક કઢંગો કે બુઠ્ઠો નથી બન્યો. રાણા પ્રતાપના ચિત્રમાં પણ ઝીણી રેખાની વેલ અને ફૂલો સમરસ વહેંચાએલાં છે. કાગળ કોતરણીમાં આધાર અને જોડાણ ડગલે ને પગલે સાચવવાં જોઈએ; પણ કળાની અતિ હદ તો રાણા પ્રતાપના ચિત્રમાં બખતરની જાળીમાં લાવેલી જણાશે. બખ્તરની જાળી વસ્ત્રોથી જુદી પડી આવે એટલી બારીક છે; પણ તેની કડીઓ ચડઊતરતાથી મોટી થતી જાય છે અને કેટલીકનાં પ્રમાણો તો ચોપડી જેવડાં થઈ જાય છે, છતાં કોઈ ભાગ કાંકરાની જેમ કુધારો પડી જતો નથી. આ અદ્‌ભુત કોતરણીકામ જોઈ કોઈ પણ પ્રશંસાથી વાહવાહ કહ્યા વિના નથી રહેતું; પરંતુ આ શક્તિનો વિકાસ માત્ર કાગળ ઉપર જ અટકી જતો જોઈને એક પ્રકારની ઉદાસીનતા આવે છે. ચિત્રજાળી ઉપજાવનારમાં જે વિવિધ શક્તિ ભરી છે તેનો વ્યવહારમાં ઉપયોગ કરવાના અનેક પ્રસંગો છે. કમાડના ગાળા, મંદિરોનાં દ્વાર, ઘરની બારી વગેરેમાં આજકાલ અર્થહીન ભૌમિતિક લીટા વિસ્તરે છે તેને બદલે આવા હાથ પાસેથી ભાવનાત્મક કે સૂચક જાળીકામમાં અનેક સર્જનો મેળવી શકાય. તે માટે ભવનશિલ્પીઓનો અને એમનો સહકાર થવો જોઈએ. વળી કેટલીક ચિત્રકામ પૂરતી જ રાખવા જેવી બાબતો જાળીમાં ન લાવવી જોઈએ. એમનું આકૃતિનું નિરૂપણ વધારે અભ્યાસ અને વેગવાન આલેખન માગે છે; તેમજ પાત્રોનાં સ્વભાવ ને લક્ષણ પ્રમાણે આસપાસની કોતરણીના વિસ્તારમાં આવતા આકારો રચાવા જોઈએ —ર.મ.રા.

## 'હું'નો ઉપયોગ

અમેરિકાની સાઇરેક્યૂઝ યુનિવર્સિટીના એક વિદ્યાર્થીને રાષ્ટ્રીય આગેવાનોનાં કેટલાંક ભાષણોની સૂક્ષ્મ તપાસ કરતાં તેમાં કોણે કેટલી વખત પહેલો પુરુષ સર્વનામ 'હું'નો ઉપયોગ કર્યો છે તે શોધવામાં રસ પડ્યો. અને પરિણામે તેને જણાયું કે હિટલરનાં ભાષણોમાં દર ૫૩ શબ્દોએ, મુસોલિનિનાં ભાષણોમાં દર ૮૩ શબ્દોએ, રૂઝવેલ્ટનાં ભાષણોમાં દર ૧૦૦ શબ્દોએ, ફ્રેન્ચ દાલાદિયરનાં ભાષણોમાં દર ૨૩૪ શબ્દોએ અને ચેમ્બરલેનનાં ભાષણોમાં દર ૨૪૯ શબ્દોએ એક વખત આ 'હું'નો ઉપયોગ કરવામાં આવ્યો હતો. (ક્રિયર ગેન્ટ)

પોતાનાં પત્નીને એક અગત્યના કામે ગળવાનું થતાં એક રવિવારની બપોરે એક આંકડાશાસ્ત્રરસિયાએ નાનાં ત્રણ બાળકોને સાચવવાની ફરજ સ્વીકારી. પત્ની પાછી ફરતાં નીચે પ્રમાણે તપસીલનું કાગળિયું પત્નીના હાથમાં પધરાવ્યું:

છોકરાંને રડતાં છાનાં રાખ્યાં—૯ વખત
એમને કપડાં ઉતરાવ્યાં, પહેરાવ્યાં—૧૩ વખત
લારીવાળા પાસેથી રબરના ફુગ્ગા ખરીદ્યા—જણ દીઠ ૩
ફુગ્ગાની સરેરાશ આવરદા—૧૨ સેકન્ડ
છોકરાંને રસ્તા પર દોડી જતાં અટકાવ્યાં—૨૧ વખત
છોકરાંએ દોડી જવા હઠ પકડી—૨૧ વખત
છોકરાંનો પિતા ભવિષ્યમાં આ જવાબદારી લેશે—૦ વખત.

# આ મહિનો (જૂલાઈ) ઇતિહાસમાં

**તા. ૪** ઈટલીના મુક્તિદાતા જિસેપ ગૅરીબાલ્ડીનો જન્મ-ઈ. ૧૮૦૭.
**તા. ૭** અત્યારે હજી ચાલી રહેલા ચીન-જાપાન વિગ્રહનો આરંભ-૧૯૩૭.
**તા. ૧૨** ફોટોગ્રાફીની લાઇનમાં રોલ ફિલ્મ ડ્રાઈ પ્લેટ, કોડાક કૅમેરા વગેરે ક્રાન્તિકારક શોધો કરનાર અમેરિકન જ્યૉર્જ ઈસ્ટમૅનનો જન્મ-૧૮૫૪. એમાંથી અઢળક ધન કમાઇ એણે સાડાસાત કરોડ ડૉલરનું દાન કરેલું.
**તા. ૧૭** મુંબાઇના દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'ની જ્વલંત કારકીર્દિના એકવખતના તંત્રી જાણીતા પત્રકાર બેન્જામીન ગાય હૉર્નીમૅનનો જન્મ-ઈ. ૧૮૭૩
**તા. ૨૬** પોર્ટુગીઝ વાઈસરૉય કૉન્ડી દ ઓગાએ જનોજી ભોંસલે સાથે સંધિ કરી-ઈ. ૧૭૫૯.
**તા. ૨૭** બંગાળી નવલના પિતા સમા પ્રતિભાશાળી સાહિત્યકાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનો જન્મ-ઈ. ૧૮૩૮.
**તા. ૨૮** આધુનિક જર્મન રાષ્ટ્રનું નવસર્જન કરનાર લોખંડી રાષ્ટ્રપુરુષ પ્રિન્સ બિસ્માર્કનું અવસાન-૧૮૯૮.
**તા. ૩૦** લૉર્ડ કૉર્નવૉલિસ બીજી વાર હિંદના ગવર્નર જનરલ થયા-૧૮૦૫.

## આ માસની વિભૂતિ

### અમૃતલાલ સુંદરજી પઢિયાર

કાઠિયાવાડના ચોરવાડ ગામમાં સં. ૧૯૨૧માં નિર્ધન ગિરનારા બ્રાહ્મણ સુંદરજી પઢિયારને ત્યાં તેઓ જન્મ્યા. આઠ વર્ષની વયે માતા કસ્તુરબાઈ વિદેહ થતાં તે પિતા અને ફોઇઓની નજર નીચે ઊછર્યા. છ જ ચોપડીઓ ભણ્યા છતાં તેમની જિજ્ઞાસાવૃત્તિ સતેજ હોવાથી લખવાનો છંદ તેમને શાળામાંથી જ લાગ્યો. કામગીરીના પ્રારંભમાં કઠિન દિવસો તેમને વિતાવવા પડ્યા. ચાણું કાઢીને પણ તેમને ચલાવવું પડ્યું મુંબઈની પ્રથમ પુસ્તક તેમણે શેઠ લક્ષ્મીદાસ ખીમજીને ત્યાં છાપાં-માસિકો વાંચી સંભળાવવાની નોકરી કરીને તેમની પાસે પ્રકટ કરાવ્યું



હતું. સ્વામી બ્રહ્માનંદજી પાસે તેમણે વૈદક અને યોગનો અભ્યાસ કર્યો. નિર્ધનો અને અપંગોની શુશ્રૂષા અર્થે તેમણે આજીવન લગ્ન ન કરવાનું પણ લીધું હતું. જે તેઓ અંત સુધી મક્કમ મનોબળે પાળી શક્યા હતા. પિતાએ લગ્ન માટે આગ્રહ રાખતાં તેઓ રાતોરાત ભાગવાં ધારણ કરી કાશી ઊપડી ગયા હતા; પરિણામે પિતા 'હાશરથી મૃત્યુ' પામ્યા હતા. પોતાની દવાઓ તથા પૈસાનો તેમણે છૂટથી રંકજનો માટે ઉપયોગ કર્યો છે ઓછું ભણેલાઓ પણ સમજી શકે તે હેતુથી અઢાર પુરાણોની માફક તેમણે 'સંસારમાં સ્વર્ગ' નામક ૧૮ ગ્રંથો લખવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ તેઓ ચૌદ જ પ્રકટ કરી શક્યા હતા, જે અત્યારે પ્રત્યેક પુસ્તકાલયમાં અનિવાર્ય વાચન ગણાય છે. અદ્યતન ગુજરાતની ધરખમ ધાર્મિક સાહિત્ય સંસ્થા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, તેમના મિત્ર સ્વામી અખંડાનંદજીએ મુંબઇમાંની તેમની ઓરડીમાં જ શરૂ કર્યું હતું. ઈ. ૧૯૧૮માંના દુકાળ સમયે સંકટગ્રસ્તોને નિમિત્તે અર્પેલી બહુમૂલ્ય સેવા તેમના ઐહિક જીવનની અંતિમ સેવા પામી. એ શ્રમ પછી તરત જ તેમને લાગુ પડેલો ક્ષયરોગ જીવલેણ નીવડ્યો અને તેમનો 'સર્વભૂતહિતરત' આત્મા ઈ. ૧૯૧૯ના જુલાઇની બીજી તારીખે ઊડી ગયો. સૌજન્યશીલ અને સાધુચરિત એ પુરુષ સેવા અને સાહિત્ય વડે પોતાની કલ્પના મુજબ 'સંસારમાં સ્વર્ગ' ઉતારવાને મથી ગયો.

## ભારતીય સંવતો

### ૨૧-હિજરી સન.

અરબી ભાષામાં 'હિજર' શબ્દનો અર્થ 'છોડવું' થાય છે ને આ સંવત ઇસ્લામના પ્રવર્તક મહંમદ પેગંબરના મક્કા છોડીને મદિના ચાલ્યા જવાના દિવસથી (તા. ૧૫મી જુલાઇ ઈ. ૬૨૨ =શ્રાવણ શુદિ ૨ વિ. સં. ૬૭૯ની સાંજથી) ગણવામાં આવે છે. એનું વર્ષ શુદ્ધ ચાંદ્ર વર્ષ છે એના પ્રત્યેક મહિનાનો પ્રારંભ ચંદ્રદર્શન (શુદ ૨)થી થઇ બીજા ચંદ્રદર્શને તે પૂર્ણ થયો ગણાય છે. એની તિથિઓ પણ દરેક સાંજથી ગણાય છે. ચાંદ્રમાસ ૨૯ દિવસ, ૩૧ ઘડી, ૫૦ પલ ને ૭ વિપલ લગભગ હોઈ, સૌર વર્ષ કરતાં ચાંદ્ર વર્ષ ૧૦ દિવસ, ૫૩ ઘડી, ૩૦ પલ ને ૬ વિપલ જેટલો ઓછો રહે છે. આથી બીજી સંવતો સાથે એનું કોઇ નિશ્ચિત અંતર નથી રહેતું. ગણિતથી જ એનો નિશ્ચય થઇ શકે.

## નવી કેડીઓ

કોઇ પણ ધંધામાં પડનારે શરૂઆતમાં થોડું ઉમેદવારીનું કામ કરવું પડે છે, અને એ મુજબ વકીલાતના ધંધામાં પણ શરૂઆતમાં થોડા કેસો નવા વકીલે માત્ર નામના દરથી લડવા પડે છે. આવા વકીલો જો એવા કેસોની શોધમાં ફાંફાં મારવાને બદલે સમાજમાં નજર કરે તો. જાહેર જીવનને અત્યાગુરૂપ એવી ઘણી વસ્તુઓ મળી આવશે, જેમાં જાહેરના હિતમાં વકીલ બેજાને કરાવાનો અવકાશ મળે. ખાસ કરીને પબ્લિક યુટીલીટી કંપનીઓ સામે આવા ઘણા કેસો કરી શકાય એમ છે. એમાં સફળતા મળતાં જાહેર જનતાનું ભલું થઇ શકે, અને પ્રતિષ્ઠા પણ જામી શકે. **હ.**

## આપણે

આપણી ચિન્તાશક્તિ ઉંમરમાં વધે પરિપક્વ થાય છે.

રોમ સામેના યુદ્ધ વેળા સેમાઈટ લોકોએ રોમન સેનાપતિ ક્યુરિયસને ફોડવા માટે સોનાની થેલીઓ સાથે દૂતોને મોકલ્યા. એ વેળા ક્યુરિયસ ગાજર બાફીને ખાતો હતો. દૂતોએ સોનાની લાલચ આપતાં તેણે જવાબ દીધો: 'જે માણસ ગાજરનું વાળુ કરી શકે છે તેને સોનાની ગરજ નથી રહેતી.'

અનેકાર્થી શબ્દ: કાટ=ધાતુ પરનો વિકાર-મેલ; ડંગારની લાકડું; સામો દાવ કે પ્રતિકાર; નઠારા કે આડ; નાશ કે ઘાણ; માથાભારે માણસ.

કહેવતોના અર્થ: 'મારો રૂપિયો શું ખાય છે?' મનની વાત છુપાવવા ગમે તેટલો પ્રયત્ન કરવા છતા તે બહાર આવ્યા વગર રહેતી નથી. એક માણસ ખોટો રૂપિયો ચલાવવા બજારમાં ગયો; દુકાનદાર કોઈ જાણતા જ કારણથી તેને તપાસવા લાગતા આ ભાઈથી પૂછાઈ ગયું કે 'મારો રૂપિયો શું ખાય છે?' આ ઉપરથી દુકાનદાર વહેમાયો અને રૂપિયો ચાલ્યો નહિ. આ અર્થનું પ્રતિપાદન કરતી અન્ય કહેવતો: 'હૈયે તે હોઠે;' 'કોણ કહે છે કે રાણીનો ધા?' [એની વાત આવતે અંકે]

ગણિતગમ્મત

$૧^2-(૦×૧)=૧$

$૨^2-(૧×૨)=૨$

$૩^2-(૨×૩)=૩$

$૪^2-(૩×૪)=૪$

$૫^2-(૪×૫)=૫$

$૬^2-(૫×૬)=૬$

$૭^2-(૬×૭)=૭$

$૮^2-(૭×૮)=૮$

$૯^2-(૮×૯)=૯$

$૧૦^2-(૯×૧૦)=૧૦$

અને એમ આગળ

(કાન્તિલાલ મ. જોષી)

બ્રિટિશ સામ્રાજ્ય ઇંગ્લંડ કરતાં ૧૦૦ગણું મોટું છે.



દક્ષિણ યુરોપ અને આફ્રિકામાં થતો આ કરોળિયો પોતાના દર પર, ગિલેરા પેઠે લાળ વડે જડેલાં, ઉઘાડવાસ થાય તેવાં અજબ ઢાંકણાં રચે છે ને તેના પર શેવાળ પણ ઉગાડે છે જેથી તે છૂપાં રહી શકે. ને એટલાં મજબૂત હોય છે કે માણસ યા પ્રાણીના પગતળે ચંપાવાછતાં ભાંગતાં નથી.

બારીના પડદા લટકી પડીને એકોળ ને ઢીલા થઈ જતા અટકાવવા હોય તો તેમને બીના ને બીના બારી પર કાળજીથી લટકાવી દઈ ત્યાં જ સીધા ને સીધા સુકાવા દેવા.

સાપ છ માસ ખોરાક વગર રહી શકે.

પતંગિયાં તેમના પગ વડે સ્વાદ લે છે, જેની શક્તિ માણસની જીભ કરતાં ૧૬૦૦ગણી વધુ છે!

સામોઆ ટાપુઓના પુરુષો લાંબા વાળ રાખે છે, જ્યારે સ્ત્રીઓ વાળ કપાવીને ટૂંકા કરે છે.

દુનિયાભરમાં લીંબુ ને નારંગીનો વધુમાંવધુ ઉપયોગ ઑસ્ટ્રેલિયા કરે છે.

ઇંગ્લંડમાં એડવર્ડ બીજાના વખતમાં કોઈનો દરવાજો ઉતારી નાખવો હોય તો તેના દ્વારનાં મોભ ઉતારી લેતાં.

સામાન્ય સર્પનું ગળું આપણી આંગળી જેટલું જ પહોળું હોય છે, પણ તેની રચના કુરસીનું આખું દડું ગળી શકે એવી સ્થિતિસ્થાપક હોય છે.

હીરાને રેડિયમ કિરણો આગળ ખુલ્લા ધરવામાં આવે તો તે હમેશને માટે લીલો થઈ જાય છે.

લૉસ ઍન્જેલિસના એક ૧૬ વર્ષના છોકરાએ ઝડપે બોલવાનો દાવમાં જ ઉચ્ચાંક મેળવ્યો છે. ૫૩ સેકંડમાં તેણે ૬૧૩ શબ્દો બોલેલો.

હિંદી હાથીના મોઢામાં મોટા દાંત ૧૩ ફૂટ લાંબા અને એક જોડી ૪૦૦ રતલ વજનમાં, એવા મળી શક્યા છે.

બિલાડાનો દોડવાનો વેગ વધુમાં વધુ એક મિનિટે એક માઈલનો હોય છે.



પાછળ પડેલા શિકારીને થાપ આપીને જંગલની ભૂલભૂલામણીમાંથી આ લોંકડી કયે રસ્તે બહાર નીકળી ગઈ તે લોપીને તમે શિકારીને બતાવી શકશો? પ્રવેશ આગળથી પેન્સિલનો લીટો દોરતા જઈને એ પ્રશ્ન કરી જુઓ.

બહાર



**વીણાધારિણી**

શિલ્પાચાર્ય શ્રીધર મહાપાત્રનું આ એક બહુગુણપ્રપૂર્ણ મૂર્તિકાવિધાન છે. [
ની પુરાતન તારાદેવીની મૂર્તિ કે ધ્યાનમગ્ન પ્રજ્ઞાપારમિતાની પ્રાચીન બા
મૂર્તિઓની હારમાં મૂકી શકાય એવી આ ભાવ-મનોહર કૃતિ માટે કલાકાર
ગૌરવ લઈ શકે તેમ છે. એ શિલ્પકારના સંપૂર્ણ સચિત્ર પરિચય માટે અંદર ન






વર્ષ ૧૮મું • અંક ૮મો • ઑગસ્ટ

વતી કાલનાં નાગરિકોનું માસિક • તંત્રી : રવિશંકર રાવળ • સંપાદક : બચુભાઈ રાવત **૨૧૨**

# હરીફ આલમની "વરણી"



## આપ જાણો છો?

'જન્મભૂમિ' શબ્દરચના હરીફાઈ
ગુજરાતી ભાષાની સર્વશ્રેષ્ઠ હરીફાઈ છે.

ચોક્કસ-અચોક્કસ સમયસંજોગોથી પર
રહીને નિયમિતપણે છેલ્લાં પાંચ વર્ષ
કરતાં વધારે સમયથી તે બહાર પડે છે.

**રૂ. ૧,૫૦,૦૦૦ (દોઢ લાખ)**
નાં ઈનામો આજ સુધીમાં તેણે વહેંચ્યાં છે.

૨૫,૦૦૦ (પચ્ચીસ હજાર)
કરતાં વધારે હરીફ ભાઈઓ
તેનાં ઈનામ જીતી ગયા છે.

દરેક વ્યૂહને અંતે જાહેર કરેલાં
હજારોનાં ઈનામો અમારા ખર્ચે
અચૂક મોકલી આપવામાં આવે છે.

સમસ્ત હરીફ આલમનો અપ્રતિમ
ચાહ અને વિશ્વાસ સંપાદન કર્યો છે.

## તો પછી

વ્યૂહ ૪૮માં માત્ર નવ
આનામાં હજારોનાં ઈનામ
મેળવવાની સુવર્ણ સંધીનો
લાભ જરૂર લેશો.

પ્ર૦પત્રો માટે બે આનાની ટપાલની ટિકિટ બીડનારને છૂટક ચાર પ્ર૦ પત્રો અમારા ખર્ચે મોકલી આપવામાં આવશે.

**જ્ઞાન, ગમ્મત અને અર્થલાભનો ત્રિવેણીસંગમ**









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપરથી ડાબી બાજુથી અનુક્રમે : 'ખેતર ભણી'–મઝહર એસ. માસ્તર (પાલણપુર) બીજું ઈનામ; 'ગ્રામ્ય કળા'–કંચનરાય એમ. અમીન (અમદાવાદ) નોંધપાત્ર; 'સૂર્યપ્રકાશિત શેરી'–મઝહર એસ. માસ્તર (પાલણપુર) નોંધપાત્ર; 'જીવનની સંધ્યા' ફિરોઝ એ. સરકાર (સુરત) ત્રીજું ઇનામ.

**અપ્સરા**

શિલ્પી : શ્રી શ્રીધર મહાપત્ર

(એમના વધુ પરિચય માટે આ અંકમાં બીજે જુઓ.)

શ્રીધર મહાપત્રે અમદાવાદના નિવાસ દરમિયાન સર્જેલું આ એક અનુપમ કાષ્ઠશિલ્પ છે માત્ર આઠ જ ઇંચના લાકડાના ટુકડામાં એણે સૌંદર્યકાવ્ય રચ્યું છે. સેવર્નના સફેદ લાકડાને મીણ જેવી મૃદુતા અર્પી નખશીખ અવયવો, અલંકારો અને અંગમરોડમાં કોઈ ઠેકાણે પણ ટાંકણાનો કર્કશ પસારો જણાવા દીધો નથી. વાયુની ફૂંકે જાણે બધી સપાટી લીસી અને મૃદુ બની હોય એવી અજબ કારીગરી સાથે મનોહર સૌંદર્યની જે ભભક આખા પાત્ર ઉપર રેલાઈ છે તે તો આ ફોટોગ્રાફમાં પણ ઉતારવી અશક્ય બની લાગે છે.

કુમાર આવતી કાલનાં નાગરિકોનું માસિક · વર્ષ ૧૮ · અંક ૮ · ઑગસ્ટ · ૧૯૪૧

## કોની વાટ?

કોની જુએ છે તું વાટ
  અભાગી! કોની જુએ છે તું વાટ?
કોણ રે આવી, નાવ લાવી તુજ
    નાંગરશે ઉર-ઘાટ?—અભાગી૦

શાને આ તું ફૂલહાર બનાવે?
  દીપકમાળા શાને આ જલાવે?
એમાં શાને તુજ કાળ વિતાવે?
    શા આ વ્યર્થ ઉચાટ?—અભાગી૦

ઊઠ! ઊભો થા ઝાલી લે લાકડી,
લઈ લે તારે કાંધે તું ગાંસડી,
  આવવાનું નથી કોઈ,
  પણ તેથી ના રહેવું રોઈ:
    જાવાનું છે તારે,
    થાવાનું છે તારે
    નાના મટીને વિરાટ!—અભાગી૦

આફત આવશે આભથી ઊતરી,
લેશે ધરા નિજ દુઃખમાં નોતરી;
  તોય છે તારે માથે,
  થઈ એક જવું સહુ સાથે,
    લેખ લખ્યા છે એ
    મા ન વી તા રે
    એક જ ભવ્ય લલાટ—અભાગી૦

પ્રહ્લાદ પારેખ





## ૨૫. મણિલાલ માધવલાલ દવે—સમાજ અને વિદ્યાર્થીઓના સાચા સેવક

● પાટણનું ડૉ. પંડ્યા વિદ્યાર્થી અભ્યાસગૃહ અને તેને અંગે જોડાએલી સંસ્કાર તથા સેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ ગુજરાતભરમાં જાણીતી છે. ડૉ. પંડ્યા સ્વાર્પણ અને સેવાનો જે વારસો મૂકી ગયા તેને પાછળથી સંપૂર્ણ કરનાર અને વિકસાવનાર, એક મૂંગા અને અવિરત કામ કરનાર, સમાજ અને વિદ્યાર્થીઓના સેવક, સ્વ. મણિભાઈ હમેશાં અપ્રસિદ્ધ રહેવાનું જ વ્રત પાળતા, એટલે ગુજરાતે શું ગુમાવ્યું છે તેની બહારની દુનિયાને ઓછી ખબર પડશે. પણ પાટણ જઈ આવેલા વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને પાટણની જનતાને પ્રગતિના એક મોટા સુકાનીની ખોટ પડી લાગશે.

ડૉ. પંડ્યા સમાજની સેવા કરતાં રોગનો ભોગ થઇ પડ્યા તે પછી તેમનાં સેવાકાર્યોનો તમામ દોરીસંચાર સ્વ. મણિભાઇએ જીવનભર એકધારો સાચવ્યો હતો. એ હતા તો પાટણ હાઈસ્કૂલના એક આસિસ્ટન્ટ શિક્ષક માત્ર,



પણ પોતાની વિશાળ અનુકંપા અને સેવાપરાયણતાએ કરીને તે આખા વિદ્યાર્થી આશ્રમ, બાળમંદિરો, વાચનાલયો અખાડાઓ અને ઉત્તર ગુજરાતના વ્યાયામ સંગઠનના પ્રાણરૂપ હતા. સ્વભાવે નિડર અને બહાદુર તેમજ હસમુખા અને પ્રેમાળ હોવાથી અનેક ગામોમાં તેમનું બહોળું મિત્રમંડળ બંધાયું હતું. અધિકારીઓ, વ્યાપારીઓ, વકીલો, ડૉક્ટરો એવાએવા અનેક ધંધાર્થીઓની લાગવગથી અને પોતાની સંગઠનશક્તિથી શહેરમાં મફત વિદ્યાર્થીગૃહ, વાચનાલયો સંગ્રહસ્થાન, અખાડાઓ ને વાર્ષિક વિદ્યાર્થીસંમેલનો યોજી તેમણે આજના પાટણનું નામ સંસ્કારી જગતમાં તરતું કર્યું હતું. નોકરીનાં પ્રમોશનો અને પદોનો લોભ ત્યાગીને તેમણે પાટણમાં જ જીવન સ્થિર કર્યું હતું. એમનું હસતું મોં કદી નિરાશા કે હાર સ્વીકારતું જ નહિ. અધિકારી કે રાષ્ટ્રભક્ત, વેપારી કે વિદ્વાન, બાળક કે વિદ્યાર્થી, સૌ તેમની સરળ અને વાત્સલ્યભરી મૂર્તિથી પ્રસન્ન બનતા. સેવાપરાયણ પત્ની, પુત્રો અને પુત્રીઓના બહોળા કુટુંબને તેમના આધારની હજુ જરૂર હતી ત્યાં એકાએક, ગઇ તા. ૯મી ઑગસ્ટને શનિવારે સવારે છ વાગ્યે હૃદય બંધ પડતાં એ મિત્રે પરલોકપ્રયાણ કર્યું. પાટણના શ્રીમંતો અને અધિકારીઓ કરતાં એમણે કરેલી સ્વભૂમિની સેવા જ્વલંત રહેશે. એમની ભાવનાઓ અને આશાઓ ટકાવી રાખવા પાટણના નાગરિકો યથાયોગ્ય કરશે તો એમનો પવિત્ર આત્મા પ્રસન્ન થશે.

## ૨૫. કવિકુલમણિ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર

● મહા પ્રકાશવંત દીપજ્યોતિ બુઝાઈ જતાં અંધકારનો જેવો ભાસ થાય-એવો અનુભવ ભારતની સમસ્ત જનતાને આજે થાય છે. એવા મહાન આત્માની જીવન-સમૃદ્ધિનો અને ભાવનાજગતનો તાગ લેવાની આપણી શી વિસાત છે? પણ એમના સગા, વિકસિત માનવ સંસ્કૃતિના પ્રકૃષ્ટ પદનું દર્શન કરવાનું સદ્‌ભાગ્ય પણ આપણને સાંપડ્યું હતું એટલું સ્મરતાં યે આપણે વિશ્વનિયંતાને કૃતજ્ઞભાવે પ્રણમી એમને આપણી હૃદયાંજલિ અર્પીએ. એવા મહાન હંસયાત્રીનું પ્રયાણ તો સીધું બ્રહ્મહૃદયમાં જ સંભવે. આપણે એમના જીવનની સુવાસ અને પ્રસાદીમાત્રથી કૃતાર્થ બની સ્તોત્ર અને માનાર્ઘ્યથી વિશેષ શું ધરી શકીએ?

— એ મહા કવિ હતા બેશક, પણ એવું વર્ગીકરણ તેમની

પૂરી વ્યાખ્યા કરી શકતું નથી. એઓ માનવજીવનની મધુરતમ વીણા હતા. એના સ્વરોનાં અનુકંપને જગતનાં હૃદય ગલિત થતાં. ઊંચી માનવસૃષ્ટિનો સ્પર્શ પામતા એ ઋષિકુલાવતંસ હતા. પણ કેવા ઋષિ! એમનાં તપ અને ત્યાગ હઠયોગીઓ જેવાં રુક્ષ ને આગ્રહી નહોતાં, પણ કોઈ બાળક પંખીનાં ગાન સાંભળતું, કુદરત જોતું, સરિતાના પ્રવાહની લીલા જોતું, ઘરમાંથી નીકળી પડે તેની પેરે પ્રેમળ સુકોમળ વાતાવરણની ઉપાસનામાં તે પરિણમતા. વ્યવહાર અને આદર્શ જુદા હોઈ શકે એ તેમણે કદી સ્વીકાર્યું જ નહોતું. આદર્શનું દર્શન થતાં પૈસા, પદવી, સંબંધીજનો, સ્વભૂમિ કે આત્મ-સંગોપન બધાં તેમણે તુચ્છ કર્યાં અને આશ્રમજીવનને યે વિદ્યા અને વીણાનું મનોહર ધામ બનાવ્યું.

પંડિતાઈ કે વિદ્વત્તા કેળવવા તેમણે વિદ્યાભ્યાસ ન સ્વીકાર્યો, પણ જનતામાં વિચારશૂન્યતાની જડતા ન રહે અને ઉચ્ચ માનવપ્રેમ વિકાસ પામે તે માટે ગ્રામજીવનના સંપર્કમાં જ તેમણે 'વિશ્વભારતી' સ્થાપ્યું અને પૃથ્વીના દૂરદૂર ખૂણેથી પધારતા જ્ઞાનયોગીઓનો તે અખાડો બન્યું.

કવિતા અને કળાનો સાચો સંબંધ તો શાંતિનિકેતનમાં જ મંડાયો છે. આપણી બીજી ગોખણિયા યુનિવર્સિટીઓએ યુરોપ અને હિંદની કવિતાનો અક્ષરદેહ જ વિચાર્યો, ત્યારે શાંતિનિકેતનના કળાધામમાં કવિતા કલાકારની પીંછીએ સાકાર બની અને વીણાની અંગુલીએ સ્વરલહરીએ ચડી એવી કવિતાનાં દર્શન બીજે દોહ્યલાં છે. બીજી કઈ યુનિવર્સિટીએ ભારતીય કળાઓના આદર કે સમારોહ કરી બતાવ્યા? શાંતિનિકેતનના સાધકો અને સહચારીઓએ તો કલકત્તાની યુનિવર્સિટીમાં વર્ષોથી કળાનું સિંહાસન મેળવ્યું છે અને શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર, શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી અને સ્ટેલા ક્રેમરિશ વગેરેની કલાવિવેચનાઓથી તેની કીર્તિ પ્રસારી છે. એને મુકાબલે આપણું મુંબાઈનું વિદ્યાધામ સંગીત અને શિલ્પકળાઓ વગર સંસ્કૃતિનું ફારસ માત્ર લાગે છે.

કવિવર રવીન્દ્રનાથ વિદ્વાન હતા, કલાચાર્ય હતા અને રાજર્ષિ હતા; પણ એકલા સદ્ગુણો સમસ્ત જનતાનાં હૃદય જીતી શકતા નથી, એકલી કલાસંપન્નતા બધાને મુગ્ધ કરતી નથી, એકલી વિદ્યા બધાંની સમજણ કરી શકતી નથી. કવિવરમાં તો હતું એક, અનેરું ઐશ્વર્ય. પરમાત્માની વાણી તેમનાં વચનોમાં ધ્વનિત થતી અને કુદરતના સ્વરો તેમને મુખેથી સરતાં.

એ પયગંબરી વાણી, એ ભવ્ય ઋષિમાનવ, એનાં શ્રવણ દર્શન અને સ્પર્શ અલોપ થયાં. એનો પ્રસાદ જ હવે માત્ર પાવન કરનારો બનશે. અનંતમાં વિલીન થયેલા એ ભવ્ય ને મહાન આત્માને આપણાં સાષ્ટાંગ નમન હો.

—ર. મ. રા.



જન્મ: ૬ મે ૧૮૬૧ • અવસાન: ૭ ઑગસ્ટ ૧૯૪૧
૧૯૯૭ની શ્રાવણી પૂર્ણિમાના મધ્યાહ્ને

## શ્રદ્ધાંજલિ

• અનુષ્ટુપ •

હતા શું એકલા? દેવ! ગયા શું એકલા વળી?
ના, ના; સૌના હતા સૌમાં રમતા છો, જગદ્ગુરુ!

બુદ્ધના પદ્મ શું હૈયું લોકહૈયું હતું અને
તન ને ધનથી ભારે ભર્યો છે લોકસંગ્રહ.

રાષ્ટ્રના ગૌરવે રાખ્યા રક્ષી આર્યજ સંસ્કૃતિ;
ધર્મના ગોપ! ધાર્યાં છે અધર્મે તપ ને ધૃતિ.

ત્રિવેણી ગૂંથતા દીઠા શ્રી શાંતિ વિશ્વભારતી;
મંદિરે સ્તોત્રમંત્રોની ઉચ્ચારી શિવઆરતી.

ભેદતાં મોહરાત્રિનાં શ્યામ આવરણો, રવિ!
ક્રાન્તદર્શી ય રાજર્ષિ સોહ્યા સૌમ્ય મહાકવિ.

ભાવનામેઘની વર્ષા વર્ષાવી જગ શાશ્વતી;
રવીન્દ્ર! આપથી મ્હેકી સંસારે રસશ્રાવણી.

પ્રાણ ને પ્રેરણા કેરા ગેબી ઓ પયગમ્બર!
ભાગી ને શીખવી ગૌરી-ગાયત્રી, રસઈશ્વર!

શબ્દના સ્વરના રંગી! રંગ્યા અર્થ તથા ધ્વનિ;
જીવને હે કલાચાર્ય! સાધી આંતરસંગતિ.

દેશળજી પરમાર

**શુદ્ધ ભારતીય કલાપરંપરાનો મૂળ તાર સાચવનારાં વિરલ કુટુંબોના વંશજ અને માટી, કાષ્ઠ, ધાતુ કે પથ્થર—કોઇ પણ સાધનમાં રૂપસુંદર કલાકૃતિઓ નિપજાવનાર**

**પ્રા**ચીન હિંદી કળાની સાચી પરંપરાનો આરંભકાળ તો હજારો વર્ષના ઇતિહાસમાં છુપાએલો છે. પણ તે પરંપરાના તાર સાચવી કામ કરતા અને શિલ્પશાસ્ત્રનાં સૂત્રો પ્રમાણે જ કલાનિર્માણ કરતા કલાચાર્યો પણ આજે તો વિરલ થઇ પડ્યા છે.

સંગીત અને શિલ્પનાં સુકાઇ જતાં ઝરણાં સજીવન કરવા માટે અને વિસરાતી સંસ્કૃતિના સાચા પરિશીલન તેમજ સાચા પુનરૂદ્ધાર માટે એવા શીલવંત કારીગરોને કળાશાળાઓમાં રોકી તેમની પાસે અનેક વિદ્યાર્થીઓ તૈયાર કરાવવામાં આવે તો હજુ પણ જગતને ચકિત કરી દે એવાં સર્જનો હિંદમાં શક્ય બને.

થોડાં વર્ષો પહેલાં હિંદના સરકારી પુરાતત્ત્વ ખાતાના વડા સર જૉન માર્શલે, આજે ભગ્નશેષ બનેલાં પ્રાચીન મહાલયો ને મંદિરોમાં સમારકામ કરવા તેમજ તેમનું સંરક્ષણ કરવા માટે, જેમના પૂર્વજોએ તે બાંધેલાં એવા પ્રવીણ શિલ્પીઓની શોધ કરવા માંડી. બિચારા કૈંક શિલ્પીઓના વારસો કામધંધો નહિ મળવાથી સરકારી ઑફિસોમાં કારકુનો અને પટાવાળા બની ગયા હતા: પણ જગન્નાથપુરી અને કોનાર્કનાં મંદિરો બાંધનારાઓનો એક વેલો કંઇક કળા સાચવી રહ્યો હતો. તેમાંના એક પુરુષ શ્રી ગિરિધારી મહાપત્ર એ ખાતાને હાથ



ચડ્યા. કલકત્તામાં એ વખતે શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર, શ્રી ઇ.બી. હૅવલ અને શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી વગેરેએ ભારતીય કલાની હિલચાલ ઉપાડી હતી. તેમની નજરે એ કલાધરની કૃતિઓ વસી એટલે વખતોવખત તેઓ તેને કંઇકંઇ કામ આપતા. પુરાતત્ત્વ ખાતાનું કામ પૂરું થયું, એટલે શ્રી મહાપત્રને તેમણે કલકત્તાની સરકારી કળાશાળામાં અધ્યાપક તરીકે ખેંચી લીધા.

એ જ અરસામાં ત્યાં ઓરીએન્ટલ આર્ટ સોસાએટી (પૌરસ્ત્ય કલાસંઘ)ની સ્થાપના થઇ અને તેનું સંચાલન ત્રણેક જણાની કમિટી દ્વારા થવા લાગ્યું. સરકારની પણ તેને મદદ હતી. તેનો ઉદ્દેશ શુદ્ધ પૌરસ્ત્ય કલાપ્રણાલિઓનો સમુદ્ધાર કરવાનો હતો. બાલક શ્રીધર મહાપત્ર એ વખતે પિતાની પાસે તાલીમ લઇ રહ્યા હતા. અસલ તો તેમનો ધંધો પથ્થર ઉપર જ શિલ્પ કરવાનો હતો, પરંતુ ગિરિધારી મહાપત્રે લાકડા ઉપર પણ પ્રયોગો કરી તેમાં નવી સિદ્ધિ પ્રાપ્ત કરી હતી અને પોતાના પુત્રોમાં તે ઉતારવાનો સતત આગ્રહ રાખ્યો હતો. પરંપરાગત ઘરગથ્થુ તાલીમ અને સંસ્કાર કલાસર્જનમાં જે સૂક્ષ્મતા કેળવી શકે છે તે માત્ર થોડાં વર્ષોના પાઠ્ય અભ્યાસક્રમથી શક્ય નથી બનતી; અને આવાં જ કારણોથી આપણા દેશમાં ધંધાર્થીઓની જ્ઞાતિઓ બની હશે. શ્રી મહાપત્ર પોતાના પુત્રને સવારે પાંચ વાગ્યે જગાડે અને કામ પર બેસાડે; દસ વાગ્યે નહાવા-જમવાની છૂટ મળે ને ફરી બપોરને નમતે પહોરે કામ ચાલે તે રાતના ખેંચાય ત્યાં સુધી. આવી રીતે એકાગ્ર થઇ એક ગેડે કામ કરવાની આદત અને નિશ્ચય શાળાપદ્ધતિમાં ભાગ્યે જ આવે છે.

તરુણ મહાપત્રની લગની પણ ઓર જ હતી. જેવી કોઇ કલાકૃતિ જુએ કે કલાકો સુધી જોતાં સ્થિર થઇ જાય. કેટલી યે વાર કલાની મસ્તીમાં અશ્રુ પણ વહાવી દે. પુત્રની પ્રગતિ જોઇ પિતા પ્રસન્ન રહેતા. શ્રી અવનીન્દ્રનાથની તેના પર ખાસ નજર હતી. એવામાં એક પ્રસંગ બન્યો.

## અભિજાત શિલ્પકાર
# શ્રીધર મહાપત્ર



**યમુનાતીરે રાધા • શિલ્પી : શ્રીધર મહાપાત્ર**
સૌંદર્યના સ્તોત્ર સમું પાષાણમાં ઉતારેલું આ એક મનોહર શિલ્પકાવ્ય છે. એ શા વિચાર કરતી હશે ? એ તે યમુનાજળમાં પોતાનું પ્રતિબિંબ નીરખે છે કે પાદાંગુલીઓ પાસેનાં પદ્મપત્રો સાથે લીલા ખેલે છે ? કે પ્રિયતમ શ્રી કૃષ્ણનુ ચિંતન એ કરતી હશે ? ચિત્રવિષયમાં કરેલા મનોહર ભાવઆલેખન ઉપરાંત તેની શિલ્પક્રિયા પણ અનુપમ છે.



હરપાર્વતી-નૃત્ય

રત્નનું આ એક અનેરૂં કાષ્ઠસર્જન છે. દોઢ કે બે હાથના લાકડાના ટુકડામાં કલાપૂર્ણ નૃત્યડોલન અને હરપાર્વતીનાં મુખારવિંદોની આસ્વલીલા જોતાં રત્નની પ્રથમ પંક્તિની કૃતિ ઠરે એવું આ શિલ્પ છે, અને કલકત્તાના કલા પ્રદર્શનમાં એ માટે તેમને સુવર્ણચંદ્રક અપાયો છે તે યથોચિત લાગે છે

શિલ્પી • શ્રીધર મહાપાત્ર



શ્રીધર મહાપાત્રની
બે શિલ્પકૃતિઓ
ડાબીબાજુ: શણગાર–
કાષ્ઠશિલ્પ; જમણીબાજુ
પાળેલું પંખી–કાષ્ઠશિલ્પ



કલકત્તા કળાશાળાની નજીક એક પરદેશી ઇટા-લિયન વેપારીએ કેટલીક આરસની ઇટાલિયન શિલ્પ-કૃતિઓની દુકાન ખોલી. યુવાન શ્રીધર મહાપાત્ર તે રસ્તે થઈ રોજ જાય, આવે અને આંખ ભરીભરીને તે જોયા કરે. તેનાથી મુગ્ધ બની એવું કંઈ કરવાનો એણે નિશ્ચય પણ કર્યો. પણ આરસ જોઈએ તે ક્યાં મળે? એવામાં તેના પિતાએ એક આરસમૂર્તિ કચરામાં ફેંકી દીધી. તરુણ શ્રીધરે તે ઉઠાવીને ઇટાલિયન કૃતિના અનુકરણ રૂપે પણ ધ્યાનસંકલ્પથી એક ચહેરો ઉઠાવ્યો. ભાવમુદ્રા એવી સરસ ખીલવી હતી કે તેની પ્રશંસા આપોઆપ થઈ જાય. બીજા વિદ્યાર્થીઓ સાથે તેણે પણ પોતાની આ નવી કૃતિ રજૂ કરી દીધી. બધા સહાધ્યાયીઓએ તેની પ્રશંસા કરવામાં બાકી રાખી નહોતી.

સાંજે શ્રી અવનીબાબુ શાળાના કલાકારોની તપાસ કરવા આવ્યા. ફરતાંફરતાં તરુણ મહાપાત્રની આરસ-કૃતિ પાસે ગયા, ને કોણે કર્યું એ જાણતાં જ ગુસ્સામાં આવી ખિજવાઈને તેમણે આચાર્ય મહાપાત્રને બોલાવ્યા અને એકદમ કહી દીધું કે આ તમારા છોકરાને હાલ ને હાલ અહીંથી પાછો વતનમાં મોકલી આપો. પિતા પણ સમજી ન શક્યા કે આમ કહેવાનું કારણ શું? પરંતુ શ્રી અવનીબાબુની તેઓ પૂજ્ય આમન્યા રાખતા, એટલે 'બહુ સારું' કહી ગયા. તરુણ કલાકાર તો આ પ્રસંગથી આભો જ બની ગયો. બીજા વિદ્યાર્થીઓને મજાક થઈ. શ્રીધરને તો લાગ્યું કે ધરતી માર્ગ દે તો સારું. પણ ફરી નિશ્ચય કરી તે અવનીબાબુ પાસે ગયો અને પૂછ્યું કે મને કારણ વગર શા માટે આમ દૂર કરો છો? મને કારણ જાણવાનો હક છે. તે જાણ્યા પછી જ હું અહીંથી ખસીશ. એટલી વારમાં અવનીબાબુનો ક્રોધ પણ કંઈક નરમ પડ્યો હતો; છતાં કડકાઈથી તેમણે કહ્યું: 'કારણ? કારણ પેલો પથ્થર. તેં તારી જાતને, તારા બાપને,



નાગદમન કૃતિ • શ્રીધર મહાપત્રે

તારી કલાને તેમજ તારા દેશને કલંક લગાડ્યું છે. કોનાર્ક અને ભુવનેશ્વરનો કલાકાર ઈટલીની નકલ કરે એટલે ભારતીય કલાનું મૃત્યુ થઇ ચૂક્યું. ભાવનિરૂપણમાં શું તારા દેશની કલા અસમર્થ છે કે તું આ રસ્તે ચડ્યો? જો હજી પણ તારી મરજી અહીં રહેવાની હોય તો પ્રતિજ્ઞા કર કે હવે એ હું કદી નહિ કરું. અને પેલા પથ્થરનો નાશ કર કે જેથી તારી કૃતિ તરીકે તે જાહેર ન થાય.

આ પુણ્યપ્રકોપે એ તરુણ કલાકારને પણ પશ્ચાત્તાપનાં આંસુ પડાવ્યાં. તેણે બધું કબૂલ કર્યું. પણ પેલી પથ્થરકૃતિ તો કોઇ વિદ્યાર્થી જ ઉઠાવીને રેલની ટિકિટ કઢાવી તુરત પોતાના ગામભેગો થઇ ગએલો. ત્યાર પછી શ્રીધર મહાપત્રે કદી જ યુરોપીય કલાનો આશ્રય લીધો નથી ને ભારતીય દેવશિલ્પની ઉપાસના જ વિકસાવી છે.

તેણે થોડા વખત કલકત્તા, લખનૌ, પટણા વગેરે ઠેકાણે અદ્દભુત રૂપસુંદર કલાકૃતિઓ નિપજાવી છે. પથ્થર, લાકડું, ધાતુ કે માટી,—કોઇ પણ સાધનમાં તેની નિર્માણશક્તિએ ચમત્કાર કરી બતાવ્યા છે.

તેના કામ માટે તેને નથી મોટા સ્ટુડિયોની જરૂર કે નથી તેને મોટા થોકા કે ઓઝારો જોઇતાં. માત્ર છ ફૂટની જગ્યામાં માત્ર જમીન ઉપર જ દિવસ અને રાત તે કામ કરતા બેસી શકે છે. પોતાનાં હથિયારોની અણીઓ કે ધાર જોઇએ એવી જાતે બનાવી લે છે. તે પોતાની કૃતિઓના નમૂના કે પાત્રો અને તેના અલંકારો મનના સામ્રાજ્યભંડારમાંથી જ ઉપજાવે છે. વાતવાતમાં તે કહે છે કે આ બધું આ જગતમાં નહિ હોય, પણ દેવસૃષ્ટિમાં બધું છે. એટલે આ સૃષ્ટિ સાથે તેને મેળવવાની તસ્દી ન લેશો. દેવસૃષ્ટિમાં બધું જ સુંદર ને અદ્દભુત ચમત્કારપૂર્ણ હોય છે. કલાકાર તો એ જગતનો વ્યવહારીઓ છે. તેનાં પાત્રો અપાર્થિવ છતાં મૂર્તિમંત ને આહ્લાદક અંગનિક્ષેપ કરી શિલ્પનિર્માણમાં સંગીત પૂરે છે. રસ અને પરમ પવિત્ર રસ એ જ એનું ધ્યેય છે.

એકાદ વેંતના લાકડામાં તો એ રત્નરંભા સર્જી શકે છે. માટીના પિંડમાંથી રૂદન, હાસ્ય કે શાંતિસ્વરો પ્રકટાવે છે. પથ્થર તો એની પરાપૂર્વની ઉપાસ્ય સામગ્રી છે ને એના હાથ તળે તે મીણ જેવો મૃદુ બની જાય છે.

આવા કલાનિપુણ માનવરત્નનો ગુજરાતને પરિચય કરાવવાનું ધન્ય કાર્ય શેઠશ્રી ગિરિજાપ્રસાદ ચિનુભાઈએ કર્યું છે. તેમના નિવાસસ્થાનમાં રહી શ્રી મહાપત્રે પોતાની કલાના દરેક પ્રકારના નમૂના ઉપજાવી ગુજરાતને સુંદર સ્મૃતિપ્રસાદ આપ્યો છે. ગુજરાતની એકાદ મોટી કલાશાળા હોત તો હિંદની ભૂતપૂર્વ કલાસમૃદ્ધિના આ વારસદારનું તેમાં એક આચાર્યપદ અનેક વિભૂતિઓને તૈયાર કરી શકે એવું છે. પણ સમાચાર મળ્યા પ્રમાણે લખનૌની સરકારી કળાશાળા એમને એવા જ કાર્ય માટે નિયુક્ત કરે છે; એટલે કોઇ ને કોઇ સાધક એમનું સાન્નિધ્ય પ્રાપ્ત કરી એમની જીવનભરની સિદ્ધિનો કંઇક પ્રસાદ ગુજરાતમાં અવતારે એ જ વાંછના રહે છે.

રવિશંકર રાવળ

## કહેવત • કથન • કવિતા

અથી બોલ્યા ને અથી ફેરફ
હજી તો પનો પંદર વાર પરણશે.
બોલે બંધ નહિ.
ગાંડીને માથે બહેડું.
ૐ
શિંગડે ઝાલો તો ખાંડો,
ને પૂંછડે ઝાલો તો બાંડો.
ૐ
બાઈ, બ્રાહ્મણ ને વરનીઆં;
ત્રણે સારાં ફરનીઆં.



માનવબરચો જવલ્લે જ જીરવી શકે એવા એક દુઃસહ સાહસની કથા

# હિમદંશનો કેર

જેમાં મારો જીવ બચાવવા મેં જાતે જ પગનાં આંગળાં કાપી નાખ્યાં

વીસ કરતાં વધુ ઉનાળા મેં ઉત્તર ધ્રુવમાં વિતાવ્યા છે. ગ્રીનલૅંડ અને લાબ્રાડૉરનાં બરફનાં વેરાનો ખૂંદતો રહી હું એસ્કિમો લોકો વચ્ચે તેમના સમાણો જ એક થઈને રહેલો. સાહસિક ખમીર વિનાના કોઈ ઈન્સાનને એ અફાટ પ્રદેશ આશ્રય આપી શકે નહિ, ને એ મુજબ મારે પણ ત્યાં અનેક સાહસો ઉઠાવવાં પડેલાં. પણ એ સૌમાં ખરાબ યાદ મૂકી જનાર સાહસ તો જેમાં મારે ડાબો પગ ગુમાવવો પડ્યો એ છે. આવા કિસ્સાઓમાં બને છે તેમ એ હોનારતમાં વાંક મારો જ હતો.

હડસનના ઉપસાગરની ઉત્તરે, ઉત્તર કૅનેડાનાં વેરાન શોધનારી એક ટોળી સાથે હું ૧૯૨૩ના જાન્યુઆરીની ૨જી તારીખે ઊપડ્યો. દુઃસહ ઠંડી વરસતી હતી ને પારો શૂન્યથી ૬૦ અંશ નીચે ઊતરી ગયો હતો. એક સ્થાન પસંદ કરી, ત્યાં વળતી સફર માટેનો સરંજામ બરફમાં સુરક્ષિત સંતાડી, હળવી સ્લેજો પર અમે આગળ વધ્યા.

પરંતુ આગળ વધતાં અમને જણાયું કે અમે ભૂલ કરી હતી. બરફ એટલો તો કઠણ હતો કે ચાહે તેટલા બોજા સાથે તેના પર આગળ વધી શકાય. મારાથી એ સહન ન થયું. મેં તેમને કહ્યું, તમે ઇગલૂ (બરફ ખોદીને કરેલો નિવાસ) બનાવવા માંડો, હું એ સરંજામ પાછો આણું છું. મને થયું કે એકાદ કલાક લાગશે, અને એટલા સમયની મુશ્કેલી સહન કરવા હું સશક્ત હતો.

સામાનના સ્થળે પહોંચી મેં તે બધો સ્લેજોમાં ભરી લીધો. પણ થોડુંક આગળ વધતાં જ હિમઝંઝાવાત શરૂ થયો. સ્લેજો, કૂતરાં ને હું સૌ બરફમાં ખૂંચી જવા લાગ્યાં. બરફ પરનું પગેરું ક્યાં યે અદૃશ્ય થઈ ગયું ને હું ગુમરાહ બની ગયો. મારી નજર સામે ઠંડું ગંભીર સપાટ વેરાન પથરાએલું પડ્યું હતું. નહોતી કોઈ કશી ટેકરીઓ કે જેથી હું દિશાનો ખ્યાલ રાખી શકું.

હું બેબાકળો બની ગયો. કૂતરાં સાથે મળી મેં સ્લેજ ઢસડવા માંડી. પણ જવું ક્યાં? ઝંઝાવાત શમવાની રાહ જોવી? ત્યાં એક ખડક આડો ખાડો મળી ગયો. નિરુપાયે ત્યાં આશ્રય લીધો ને થોડીવાર હું ઊંઘી રહ્યો.

અને જાગ્યો ત્યારે પહેલું જ સંવેદન મને એ થયું કે મારાં અંગો પર કંઈક વિપરીતતા વીતી ચૂકી છે. મારો ડાબો પગ બિલકુલ જડ બની ગયો છે ને મારા પર બરફ જામી ગયો છે. મારા ધડને હવે એ બરફમાંથી કેમ કાઢવું? મેં ચામડાની ટોપીનો એક ટુકડો ફાડી ચાવવા માંડ્યો. બરાબર પલળ્યો એટલે થોડીવાર ખુલ્લામાં મૂકી દીધો ને એ અક્કડ થઈ ગયો. એનો હાથપાવડા તરીકે ઉપયોગ કરી હું બરફ ઊતરડવા લાગ્યો. મને પડેલી મુસીબતનું લાંબું વર્ણન ન કરતાં એટલું જ કહીશ કે એ કબરમાંથી નીકળતાં મને કલાકો લાગ્યા!

એક કૂતરો આ નાશમાંથી બચ્યો હતો. એને લઈ જેમતેમ હું ઇગલુ પર પહોંચ્યો. પણ મારો હિમજડ પગ વધુ ને વધુ બગડતો ગયો. માંસ બધું મરી ગયું ને તેને ચીરીને મારા પગનાં આંગળાંનાં હાડકાં બહાર ડોકાવા લાગ્યાં. ડેન્માર્કની હૉસ્પિટલના એક વિદ્યાર્થી તરીકે પહેલાં હું ઉત્તરીય પ્રદેશોમાં જઈ આવેલો હોઈ મને એક વસ્તુ ખ્યાલમાં હતી, અને તે એ કે, મારે મોતને ન ભેટવું હોય તો પગનાં આંગળાંને રજા આપી દેવી. 'ઍનેસ્થેટિક્સ' ત્યાં ક્યાંથી કાઢે? સામાન્ય કોદાળી વડે મેં એ બેડોળ આંગળાંને કાપી કાઢી રજા આપી દીધી! પરંતુ પગ ન બચ્યો તે ન જ બચ્યો. વરસો પછી મારે ડેન્માર્કની એક હૉસ્પિટલમાં તેને પણ કપાવી રૂખસદ આપી દેવી પડી. વળી એ પણ અત્યારે કહી દઉં કે હિમદંશથી મારો ચહેરો એટલો તો બેડોળ બની ગએલો કે ત્યારથી મારે ચહેરા પર દાઢી ઉગાડવી પડે છે!

ધ્રુવપ્રદેશોના ખેડાણમાં બીજા કપરા અનુભવો તો મને અનેક થયા છે, પણ બીજો કોઈ અનુભવ આવી દુઃખદ સ્મૃતિ મૂકી નથી ગયો.

(પીટર ફ્રૉશેનની, 'ઍન્સર્સ'માં આવેલી આપવીતી પરથી)

કાઠિયાવાડના એક નાના ગામમાં ગાળેલા બીનજવાબદાર બાળપણનાં રમૂજી સંસ્મરણો

પરાક્રમમૂર્તિ શેરીમિત્ર

# ગદલ



ગઢડામાં જળઝીલણીના સમૈયાને ત્રણેક દિવસની વાર હતી. એવામાં એક દિવસ ગદલ મારી પાસે આવ્યો. ગદલનું આવી રીતે અચાનક આવવાનું થાય ત્યારે હું સમજી જતો કે કંઈક લાભની વાત છે. અને ગદલ પણ જાણતો કે ગામતરાં ખેડવામાં આ ભાઈબંધ હિંમતથી સાથ આપશે જ. એટલે આવવાનું કારણ પૂછતાં તેણે કહ્યું કે 'ગયા વર્ષની ગઢડાની જળઝીલણીનો ઉત્સવ ભૂલી ગયો!' જળઝીલણીનો ઉત્સવ! નામ સાંભળતાં જ ગયા વર્ષના પ્રસંગો સાંભર્યા.

આપણી તો ના હોય જ શેની? જળઝીલણીની બે દિવસ અગાઉ જવાનું નક્કી કર્યું. અમારા બેમાં બીજા ત્રણ જણા ભળ્યાઃ ભૂરિયો, મકનો અને ગદલનો નાનો ભાઈ. એમ પાંચ જણા તૈયાર થયા. ટુકડીનો આગેવાન તો ગદલ જ હોય. અવનવા સારાનરસા અને હિંમતવાળા દરેક કાર્યમાં પહેલ તેની જ હોય. પંદર વર્ષના સુકલકડી ગદલનો ચહેરો હમેશાં હાસ્યથી અને ટીખળથી ભરેલો જ રહેતો. શેરીના દરેક કામમાં પણ ગદલ મોવડી. અંધારિયા-અજવાળિયાની રમતમાં ગદલ ઘણો જ રસ લેતો. ગેડીદડાની મર્દાની રમત રમતાં રમતાં ચાંદનીમાં ગઢની રાંગે વાગતી ગદલની ગેડીના હોકાનો અવાજ ગામમાં પણ સૂતાં માણસોને સંભળાતો. કોડીઓના હુંજામાં ભંગાણ પાડવામાં ગદલનો પીંગળો કોડો પડે એટલે ગદલનું જ હુંજું હોય એ શંકારહિત વાત. ઉતાવળીમાં એ કાંઠામાં પૂર આવ્યું હોય તે તો ગદલનો ખુશાલીનો દિવસ. નહાવા જતાં પણ સાથે ચારપાંચ ભાઈબંધનું ટોળું હોય જ. ગમે તેટલા ઊંડા પાણીમાં પુલની ટોચ ઉપરથી ખાબકવાની પહેલ હમેશાં ગદલે કર્યા પછી જ બીજાઓ કરતા. ગદલ પાણીનો રંગ પારખીને હમેશાં ધુબકો મારે. કોશિયો ને પથ્થોંહિયો ધુબકો મારવામાં તો એણે પ્રભુતા મેળવેલી.

નિશાળમાં પણ હું અને ગદલ ઠેઠ સુધી સાથે જ ભણેલા. વહેલા ભળભાંખળામાં હજી સાથીદારો શેરીમાં દાતણ કરતા હોય ત્યાં તો પિત્તળની ચકચકાટ તાંબડી અને છાલિયું લઈ નાનાભાઈ સાથે ગદલ ઢોર ચારવા નીકળી પડતો. સાડા દસ વાગતાં તો છબોછલ બે તાંબડી ભરાઈને ઘરભેગી થઈ ગઈ હોય ને અગિયાર વાગે શાળાનો ઘંટ વાગ્યા પહેલાં વર્ગમાં ગદલ હાજર થઈ ગયો હોય. વર્ગમાં ડાબી તરફથી પ્રથમ નંબરનું માન ગદલને ફાળે આવતું કોઈકોઈ વાર મારા ભાગ્યમાં પણ એ માન આવતું. પણ અમે કોઈ દિવસ એથી ફુલાઈ જતા નહિ! ઘણીવાર તો અમને આનાથી પણ વધુ માન—બેન્ચ ઉપર પીઠ ફેરવીને ઊભા રહેવાનું મળતું. અમારા શિક્ષકને અમારી ઉપર આવું હેત ઉદ્ભવવાનું એક કારણ એ હતું કે વર્ગમાં ચાલતા અભ્યાસ દરમ્યાન જો ગામને ગોંદરેથી ઢોલ, ત્રાંસાં કે શરણાઈનો અવાજ સંભળાઈ ગયો હોય તો એક પછી એક છેલ્લી પાટલીના બધા બ્રાહ્મણના છોકરા ત્યાં પહોંચી જ ગયા હોય. કણબીની જાન પરણીને જતી હોય એટલે દક્ષિણા તો મળે જ. અરધો કે એક કલાક મોડા થયા પછી, અરધો અરધો કે એક એક પૈસો લઈ પુનઃ પાછા અમે એક પછી એક વર્ગમાં દાખલ થઈ જતા. આવું તો અમારે રોજનું થતું, એટલે શિક્ષક પણ રીઢા થઈ ગયા હતા. અભ્યાસમાં ગણિત અને પાડામાળા જેવા વિષયોમાં તો ગદલ કોઈ દિવસ બુદ્ધિનો વ્યય કરતો જ નહિ, કારણકે એને આત્મશ્રદ્ધા હતી કે એવા વિષયો પોતાને આવડવાના જ નથી. બપોરની રજામાં ઘેર આવતાં કાળિયો, ભૂરિયો, મોતિયો અને ડોંડિયો ગદલની રાહ જોઈને પાણિયારા પાસે હાંફતા ને પૂંછડી પટપટાવતા બેઠા જ હોય. અરધોક કલાક એ બધા કૂતરાની સાથે ગેલ કર્યા પછી, પાછો તે શાળામાં જાય અને સાંજે તો ઘેર આવીને ગેડીદડાની જમાવટ

બોલાવવા સાથીદારોની સાથે પહોંચી જ ગયો હોય. ગદની ઝંગેથી મોડી રાતે ઘેર આવીને વાળુ કર્યાં પછી શેરીના ચૉકમાં ગપ્પા મારવાનાં અને રાત્રે સૂઈ જવાનું. આવા ભરચક કાર્યક્રમમાં તેના દિવસો પસાર થયા કરતા.

દશમની પ્રાગડવાસ્યે અમે પાંચે જણા એક પછી એક ગામને પાદર ભેગા થયા. પહેરેલાં લૂગડાં અને એક એક ધોતલી. સાથે મિલકતમાં કણબીની જાનના દક્ષિણાના ત્રણ ત્રણ પૈસા આવ્યા હતા તે પણ લીધા હતા. એક પછી એક ગામડાં વટતાં ગયાં. એમ કરતાં સૂરજ બાપા માથે આવ્યા અને અમે ભૂખ્યા ડાંસ જેવા થઈ ગયા. પણ ટૂંકી પોતડી ને બટન વગરના બાંડિયા પર પાંચેક વર્ષનો જાણીતો પીળા રંગનો હાફ કોટ હવામાં ફફડફફડ કરતો ગદલ તો ઝીંકયે જ જતો હતો. પાછું વાળીને જુએ એ બીજા! આથમણી દિશાએ મોઢું ફેરવીને બોલતો જાય: 'એલા ભૂરિયા ! ઝટ હાલ્ય' મકના, પાછળ કેમ પડ્યો? દોટ મૂક મારો બાપો. આ સામે ઝાળ્યું દેખાય ઈ જ ગામ. ત્યાં જઈને જ પોરો ખાશું.' ત્યાં તો એનો ભાઈ બોલ્યો: 'મોટા! રોટલા ક્યાં ખાશું? હવે તો હલાતું નથી.'

'રોટલા તો, નાના, ઝાલરટાણે ગઢડા ભેળા થાશું ત્યારે જ ભાળશું. હાલવા માંડ, હાલવા માંડ, બાપલા; હવે છેટું નથી.' આમ હિંમતમાં ને હિંમતમાં, ગામડેગામડે પોરો ખાતા ત્રેવીસ માઈલનો રસ્તો અમે કાપી નાખ્યો.

સૂરજ મેર બેઠો અને સામી છાતીએ પવનના સુસવાટા વાગવા માંડ્યા. આખા દિવસના ભૂખ્યા હોઈ આંખે અંધારાં આવતાં હતાં. દૂરદૂરથી મંદિરોના ઘુંમટ ઉપર સોનાનાં ટોપકાં ચળકતાં દેખાયાં. ટંડેલ પરના ધજાગરાનો; મોરના ઊડવાના ફફડાટ જેવો અવાજ કાને અથડાવા લાગ્યો. જોતજોતાંમાં તો લગભગ ગઢડાને પહોંચ્યા. પાદરમાં વહી જતો ઘેલાંનાં આછાં નીરમાં મંદિરના ઘુંમટોના વાંકાચૂંકા અને સળવળાટ કરતા પડછાયા ખીલેલી સંધ્યામાં અનેરા લાગતા હતા. અરધા કાંઠામાં વહી જતાં ઘેલાંના પાણી કાપવાં જરા મુશ્કેલ હતાં.

બહુ જ થાકેલા હોવાથી અમે બધા પાણી પીને આરામ લેવા બેઠા. એવામાં મારું ધ્યાન ઘેલાના કાંઠા ઉપરની એક વાડી ઉપર પડ્યું. હજી તો હું ભૂરિયા ને મકનાને વાત કરું ન કરું ત્યાં તો ગદલ પોતાના ખભા ઉપર રાખેલી પોતડીની ભેટ બાંધી વાડીના છીંડી-બારા પાસે પહોંચી ગયો ! તેણે ચારે બાજુ આંખ ફેરવી ને નાક પર આંગળી રાખી અમને સિસકારી બોલાવ્યા. અમે જઈને થોરની આડશે ઊભા રહ્યા. બહાર ઊભાં-ઊભાં જોયું તો વાડીમાં પોપૈયાં, દાડમ અને કેળાં લચી પડતાં હતાં. એ જોઈને અમારી ધીરજ ખૂટી. નિશાની કરું એટલે તમે ધીમેધીમે અંદર આવજો એવું કહી ગદલ છીંડીબારું કૂદી અંદર પડ્યો. ત્રણેક મિનિટમાં તો ગદલે ધોતલી હવામાં ઉડાડી અમને અંદર આવવાની સૂચના કરી અને અમે અંદર પેઠા. ગદલે દાડમડી પરથી સાઠસિત્તેર દાડમ તોડીતોડીને નીચે ઢગલો કર્યો હતો. ખવાયાં એટલાં ખાધાં, થોડાં ખીસાંમાં ભર્યાં અને બીજાં સાથે લીધેલી પોતડીમાં ફાંટ બાંધી બહાર નીકળવાની તૈયારી કરતા હતા ત્યાં રખેવાળને ઝપાટાબંધ વાડી તરફ આવતો જોયો. અમારા હોશકોશ ઊડી ગયા!

અમે અડાબીડ નાઠા. એવા તો નાઠા કે હાથલા થોરની વાડ કૂદવાનું જોર પણ કુદરતી જ આવી ગયું! પરંતુ નસીબજોગે છીંડું જડ્યું ને કૂદીકૂદીને અમે બહાર પડ્યા. અમે આગળ ને રખેવાળ પાછળ એમ નદીના કિનારા સુધી દોડ્યા અને વધુ વિચારવાનો વખત ન હોવાથી નદીમાં ઝંપલાવ્યું. પાણીમાં એકદમ રસ્તો કાપવો બહુ મુશ્કેલ હતો. સાથળસાથળ પૂર પાણી આવ્યું. અમારી ઝડપ ઘણી ધીમી પડી ગઈ હતી. જોતજોતાંમાં રખેવાળ અમારી નજીક આવી પહોંચ્યો અને ગદલની પીઠ ઉપર કડિયાળી લાકડીનો ઘા પડે એટલી જ વાર હતી, ત્યાં સમય વર્તી ગદલે દાડમની ભરેલી પોટલી



રખેવાળ તરફ ફેંકી! દાડમની પોટલી લેવાના લોભમાં રખેવાળ જરા થોભ્યો, એ તકનો લાભ લઇ અમે નદી ઓળંગી ગયા!

અંધારું થઈ ગયું હતું. રખેવાળને હવે અમારી પાછળ આવવું પોસાય એમ હતું નહિ, એટલે દાડમની પોટલી હાથ કરી પોણી નદી વટાવી તે ગાળો દેતોદેતો પાછો ફર્યો. આરતીના ઘંટનાદ અને નગારાની દાંડીના ઘાવનો અવાજ સાંભળી યાત્રાળુઓ મંદિર તરફ ઉતાવળે જતાં હતાં. અમે પણ ટોળા વટાવી મંદિરના વિશાળ ચોગાનમાં જઈ પહોંચ્યા. અસંખ્ય યાત્રાળુઓની ભીડ, આખાદિવસનીકાપેલીમજલ અનેદમણુંજમનીગએલા ગનાવે અમે ભૂખ ને થાકથી લેવાઇ ગયા હતા. ગજવામાં રહ્યાંસહ્યાં આઠદસ દાડમ મંદિરની પાછળના ભાગમાં બેસીને અમે ખાધાં. આ ઉપરાંત રાત્રે ખાવાનું લેવા માટે અમારી પાસે કશી પણ સગવડ હતી નહિ. મંદિરના રસોડા પાસે પહોંચ્યા તો ભગવાનને થાળ પણ જમાડી લીધો હતો! અંદર જઇને પૂછતાં રસોડું ધોવાઈ ગયું છે એવા સમાચાર મળ્યા.

ત્યાં હાથીના પગ અને સૂંઢને પણ ભુલાવે એવા હાથપગવાળો એક ખડતલ પાજો ભંડાર સાફ કરતો હતો. એના પગ ને માથાની સપાટી કરતાં પેટ અરધો હાથ બહાર ઝૂલતું હતું. અમે ધીમે રહીને તેની પાસે ગયા. અમને જોતાં એ જરા ચમક્યો. જાણે અમે કાળીવાઘરીના છોકરા કેમ ન હોઇએ, એવું વર્તન બતાવી અમને પૂછ્યું 'અહયા કેમ આવ્યા છો?' 'અમે બ્રાહ્મણ-ના છોકરા છીએ. કંઈક ખાવાનું હોય તો મહારાજનો પ્રસાદ આપો.' મહારાજના પ્રસાદની માગણી સાંભળતાં પાજાની આંખો લાલઘૂમ થઇ ગઈ. એક હાથમાંની સાવરણી અને બીજા હાથમાંની અરધી ભરેલી પાણીની ડોલ નીચે મૂકતોક ને તે અમારી તરફ ધસ્યો. હાથ પગ અને છાતી ઉપરાંત આખા શરીર પર ઊગેલા કાળા વાળવાળો એ માનવરીંછ જોઇને અમે થથરી ઊઠયા. 'સાળા વટલેલ ભામટાઓ! મરી ગયા, જો અંદર આવીને રસોડું અભડાવ્યું તો! મહારાજના થાળ જાણે તમારે માટે જ બનતા હશે કેમ? હો; આવ્યા રાજાના કુંવર! મહારાજનો પ્રસાદ આપો! પ્રસાદ ખાવો હોય તો જાવ, કોઠારમાં જઇને મહારાજને બે રૂપિયા ભેટ ધરો તો પ્રસાદ મળશે. જાવ, નીકળો બહાર. ફરી જો પગ મૂક્યો છે તો તમારી વાત તમે જાણ્યા.'

અમને વટલેલ ભામટા કહેનાર આ નરવાનર પાજો જાણે ભગવાનના ભંડારમાં જ જન્મ્યો હશે! એની સાથે નકામી માથાકૂટ કરવાનું છોડી અમે મંદિરની એક મોટી ચાલીમાં આવ્યા, જ્યાં અનેક યાત્રાળુઓએ પડાવ નાખ્યો હતો. અમે પણ ત્યાં જ સૂવાનો વિચાર કરી પડાવ નાખ્યો અને આવતી કાલે સવારથી શું કરવું તેની સૂચનાઓ ગદલ પાસેથી લેવા સૌ બેઠા. એટલામાં સાંભર્યું કે મૂળ મુદ્દાની વાત તો રહી જાય છે! 'અલ્યા મકના! જા દોડ તો! દુકાનો બંધ થઈ જશે. તો રખડી પડશું. પાંચ પૈસાનાં પાંચ પડીકાં કંકુનાં લઇ આવ. આવતી કાલે સવારમાં ચારવાગ્યે જ જરૂર પડશે.'

થોડીવારમાં મકનો પૈસાવાળાં પાંચ પડીકાં લઇને આવ્યો. *દરેક જણે એક એક પડીકું લઈ, નાની વાટકી* અને એક ટબૂડી આટલી વસ્તુઓ તૈયાર કરી નાખી. સવારેસાડાચારે ઊઠવાની દરેકને સૂચના મળી ગઈ. પછી જુદરાંને ઘેલાંના જમણા કાંઠાની હદમાં ફરવાનું; મકનાને ઘેલાંના ચડતા હાથે સ્નાન કરીને જતા યાત્રાળુઓને ચાંદલા કરવાનું; નાનાને ઘેલાંના ડાબે કાંઠે ફરવાનું અને ગદલને તથા મારે નદીના પટ ઉપરથી તે મંદિરના ચોક સુધીની હદમાં ઘૂમવાનું નક્કી કર્યું. દિવસભરના કાર્યક્રમનો આ વ્યૂહ ગોઠવીને અમે થાક્યાપાક્યા સૂઇ ગયા.

પરોઢિયે મંગળાની આરતીનાં નગારાંનો અવાજ કાનમાં ગગડતાં જ અમે જાગી ઊઠયા. પાથરેલી પોતડીઓ ખભે નાખતાક ને ઝપાટાબંધ નદી તરફ રવાના થયા. નદીના પટ પર હજારો યાત્રાળુઓએ પડાવ નાખ્યો હતો. પાછલી રાતના અંધારિયામાં હજી એકબીજાનાં મોં પણ બરાબર દેખાતાં નહોતાં. વહેતા પાણીનો ખળખળાટ કાનને મધુર લાગતો હતો. અસાધારણ માનવમેદનીમાં અમે પાંચે જણા છૂટાછવાયા થઇ ગયા.

ચાંદલા કરવાની શરૂઆત કરતાં જરા શરમ તો આવી, પણ ગદલની જૂની ટેવ ને મહાવરાથી હું તેને અનુસરતો થયો ને ધીમેધીમે મારી શરમ ઓછી થતી ગઇ. પાઈ, પૈસો અને અધેલો કરતાં ગદલની ટબૂડી પૈસાથી ભરાવા લાગી. લગભગ સાડાદસને શુમારે અમે ફરી પાછા બધા એકઠા થયા, ત્યાં રાજભોગની આરતીનાં નગારાં સંભળાયાં. આજે તો બધા યાત્રાળુઓની સાથે અમે પણ મંદિરને રસોડે જમી આવ્યા જમીને ફરી પાછા

ચાંદલા કરવા ઊપડયા. તે સાંજના અંધારૂં થતાં સુધી એ જ પ્રવૃત્તિ કરી રાત્રે જૂના સ્થળે આવીને સૂઈ ગયા.

બીજે દિવસે જળઝીલણી એકાદશી હતી. આગલી સાંજથી જ લાલજી મહારાજના વરઘોડાની પૂર્વ તૈયારીઓ થવા માંડી હતી. મંદિરની બહાર ચોગાનમાં મેળાને શણગારવા અનેક માણસો દોડધામ કરતા હતા. કાલનો દિવસ અમારા માટે અમૂલ્ય હતો. જેટલી કાળજી ને ઝડપથી ચાંદલા કરીએ એટલું વધુ મેળવી શકીએ એવી સ્થિતિ હતી. સવારમાં ઊઠતાંવેંત જ અમે કામે વળગી ગયા. લગભગ બપોરના બાર સુધી એ જ કામ ચાલુ રાખ્યું. દોડાદોડ કરી થાકીને વખત થયે સંકેત પ્રમાણે નદીની ભેખડ પાસે અમે ભેગા થયા.

આજ તો એકાદશી એટલે મંદિરમાં રસોડું બંધ! ખાઇશું શું? બધા વિચાર કરવા બેઠા. પૈસા ખરચીને મેળામાંથી ખાવાનું તો લેવાની મરજી થાય જ શેની? ટબૂડીમાં એકઠા કરેલા પૈસા પાછા ઓછા થઇ જાય ને? વિચાર કરતાં ગદલને એક નુસખો જડી આવ્યો. તે બોલ્યો: 'આજે જો માલમલીદો ખાવો હોય તો મંદિરના બ્રહ્મચારીઓના ખાનગી ભંડારમાં જઇએ. નાટક ભજવીશું તો આજનો દિવસ સુધરી જશે. હું, ભૂધર્યો અને તું ત્રણે ઉપર જઇએ. મકનો ને નાનકો નીચે આપણી રાહ જુએ. એમને માટે આપણે ખાવાનું લેતા આવીશું.' બરાબર નક્કી કરી અમે ત્રણે, શિખરબંધ મંદિરના વિશાળ ચોકમાં થઇને બ્રહ્મચારીઓના નિવાસ તરફ ઊપડયા. એક પછી એક વિશાળ હૉલમાં જુદાજુદા બ્રહ્મચારીઓ અને સાધુઓનાં મંડળોએ પોતપોતાના અડ્ડા જમાવ્યા હતા. રસ્તામાં જતાં દરેક સાધુની આંખો અમારા ઉપર પડી જ હોય, અને અમને ચારપાંચ પ્રશ્નો પૂછી લ્યે ત્યારે જ તેમને નિરાંત થાય. ગદલ આ બધાને બહુ જ સરળતાથી જવાબ આપતો જાય, ને આગળ ને આગળ હવેલીના ઊંડાણમાં ધપતો જાય. થોડી મિનિટ ચાલ્યા પછી ગદલ સહેજ અટક્યો અને પાછું ફરીને અમારી સામે જોયું. પછી આજુબાજુ નજર ફેરવી હળવેકથી કહ્યું, તમને કોઇ કંઈ પણ પૂછે તો તમારે એકદમ જવાબ આપવો જ નહિ. મૂંગામૂંગા સાંભળ્યે રાખવું. હું બધું પતાવી દઈશ. થોડુંક ચાલ્યા પછી એક મોટા ઓરડાના બારણા પાસે અમે આવીને ઊભા. નાનામોટા દસેક બ્રહ્મચારીઓનું એક મંડળ અંદર રહેતું હતું. ઓરડાના મધ્ય ભાગની બેઠક પર એ શિષ્યોના ટેકાએ મહામહેનતે ઊભા રહી શકે એવા એક હૃષ્ટપુષ્ટ ગુરુ તકિયાને અઢેલી આડા પડયા હતા. અમે ત્રણે જણે ધીમેથી અંદર જઇ નીચા વળીને જે સ્વામીનારાયણ કર્યા. ક્યાંથી આવો છો, કેવા છો, વગેરે બેત્રણ પ્રશ્નો પૂછયા, તેના જવાબમાં ગદલે પોતાની પૂર્વ હકીકતોનો પણ સમાવેશ કરી નાખ્યો. થોડીઘણી વાતચીતથી મહારાજ પણ ગળી ગયા હતા. તેમણે પૂછયું 'તમે અભ્યાસ કરો છો કે છોડી દીધો?'

'અભ્યાસ તો અત્યારસુધી કરતો હતો, પણ ગામમાં સંસ્કૃત ભણવાની સગવડ ન હોવાથી ત્યાં ચેન પડતું નથી.'

સંસ્કૃતના અભ્યાસનું નામ સાંભળતાં મહારાજ સહેજ તકિયાને દબાવી બેઠા થયા. અમારામાંથી એકાદ બેને ચેલા મૂંડવાની વૃત્તિ તેમને જાગી. ગદલે પણ વાતનો રંગ બરાબર પકડયો અને કહ્યું, 'સંસ્કૃત ભણવાની જો કયાંય વ્યવસ્થા થતી હોય તો, બધી જ માથાકૂટ છોડીને સંસ્કૃત જ શીખવાની ઘણી હોંશ છે.'

'અલ્યા છોકરા, તારે બાપા છે કે?'

જરાક મોઢું નબળું કરીને ગદલે ના પાડી. 'મારે બા છે અને એક નાનો ભાઇ છે, એટલે મારે ઘેરથી તો કોઈ વાંધો લે એમ જ નથી.'

'ત્યારે મૂરખા, ત્યાં તારા ગામમાં શું પડયો છે? અહીં તો બહુ જ સરસ સંસ્કૃત પાઠશાળા છે. ખાવાપીવાનું આપણી સાથે રાખજે ને પાઠશાળામાં ભણવા જજે. કોઇકોઇ વખત કપડાં પણ આપીશું,—જો તું ભણતો હોય ને તારો ભવ સુધરતો હોય તો; સમજ્યો કે?'

ગદલ મોંઢાના ભાવ સહેજ પણ બદલાવ્યા વિના ઘણી જ આમન્યાપૂર્વક આગળ વાતો કરતો જ ગયો: 'સ્વામીજી, અહીં જ આપની સાથે રહીને જો અભ્યાસ કરવાની સગવડ થાય તો આપનો મોટો ઉપકાર.'

'તે ગાંડા! અમે શું કામ ના પાડીએ? તમારા જેવા બ્રાહ્મણના છોકરા ભણીગણીને હોશિયાર થતા હોય તો અમારૂં શું બગડી જવાનું છે? અમે તો ખુશી જ હોઇએ ને? જ્યારે અહીં આવવું હોય ત્યારે મંદિર ખુલ્લું જ છે.'

થોડીઘણી વાતચીતમાં ગદલે મહારાજને એવી તો ખાત્રી કરાવી દીધી કે આ છોકરો હવે વહેલો મોડો આપણો શિષ્ય બની જશે. એટલે મહારાજને હજી પણ વિશેષ લાગણી બતાવવાનું મન થયું: 'કેમ અલ્યા છોક-



ગયો, આજે તો અગિયારશ છે, એટલે તમારે જમવાનું કેમ કર્યું? ભંડાર તો આજે બંધ હશે?'

'જમવામાં તો, મહારાજ, બહાર જઈને બબ્બે પૈસાના ગાંઠિયા ખાઈ લઈશું, એટલે ચાલશે.'

'મોટો થયો છે, મૂર્ખા!' બે પૈસાના ગાંઠિયાથી કાંઈ આખો દિવસ નીકળતો હશે? નિષ્કુળાનંદ, જુઓને જરા, ઓરડા કબાટમાં મહારાજનો પ્રસાદ હોય તો છોકરાઓને જરા નાસ્તો કરાવો, જરાક પાણીઆધાર થાય.'

આઠદસ મગજના લાડવા, સારી પેઠે સુખડી, અથાણું વગેરે નિષ્કુળાનંદે લાવી આપ્યું અને એ પ્રસાદની પત્રાવળી લઈ ગદલે નમીને સાષ્ટાંગ કરી રજા માગી. મહારાજે પણ હસતાંહસતાં છેવટનો લોભ બતાવી કહ્યું કે 'અહીં આવશો તો રેશમી અબોટિયાં સુદ્ધાં આપીશું.' ગદલે લાગણીપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે 'મારી બા ઓણ રજા આપશે તો તો જરૂર તરત આવીશ. નહિતો ગોર આ વખતે તો આવ્યા વિના રહીશ જ નહિ.'

બહાર ભકતો અને નાનકો અમારી રાહ જ જોતા હતા. ભગવાનના પ્રસાદની પત્રાવળી લઈ અમે ઝપાટાબંધ બહાર આવ્યા. મગજના લાડુ ને સુખડી બરાબર ઉડાવી અને આજના ભોજનની ચિંતા મટાડી દીધી.

એકાદ કલાક આરામ લઈ અમે પાછા ચાંદલા કરવા ઉપડી ગયા. ઉત્સવ સાંજ સુધી જ હવે હતો. ફરી પાછા છસાત કલાક રખડી સાંજે અમે બધા ભેગા થયા. દરેક જણાએ પોતપોતાની કમાણીનો હિસાબ રજૂ કર્યો. સરેરાશ આઠઆઠ દસદસ રૂપિયા મેળવ્યા હતા. બીજે દિવસે સવારે ઘર તરફ પ્રયાણ કર્યું. નીંગાળા સુધી ચાલ્યા, ત્યાંથી વગર ટિકીટે ગાડીમાં બેઠા, રસ્તામાં પકડાયા અને સાહેબે છોડી પણ મૂક્યા. ધોળાથી મોટરમાં બેસી ઘેર આવ્યા. ગદલની રાહ જોતો કાળિયો અને મોતિયો ખડકીની બહાર ઊભા હતા તે ગદલને દૂરથી આવતો જોઈ બન્ને પગે ઊંચા થઈ એને બેઠી પડયા.

મગનલાલ ત્રિવેદી

## પવનપાવડી

એ નામથી હમણાં જ બહાર પડેલી પુસ્તિકામાં ચાલુ યુદ્ધના વિવિધ પ્રકારના અનેક વિષયો સમાવેલા છે. અત્યારનાં યુધ્યમાન રાષ્ટ્રોના શાસકો કોણ છે; અત્યારના યુદ્ધના કર્ણધારો કોણ છે; અત્યારનાં વિમાન, યુદ્ધનૌકા, ટૅન્ક, ટૉર્પિડો આદિ શું છે અને કેવાં છે; અત્યારે બનતા મહાન બનાવોવાળાં રણક્ષેત્રો ક્યાં છે તથા કેવા છે; જગતની રંગભૂમિ ઉપર અત્યારે ભજવાતા પ્રસંગોની પૂર્વભૂમિકાઓ શી છે; ટોટલ વૉર, વૉર ઑફ નર્વ્સ, લાઈટનિંગ વૉર, ન્યૂ ઑર્ડર, નૅશનલ પ્લૅનિંગ, બ્રિટિશ ઇંગ્લિશ વગેરે વિદ્યાર્થીને જાણવાલાયક, પણ સગવડને અભાવે નહિ જણાએલી બાબતોનું રહસ્ય શું છે; વગેરે મુદ્દાઓ ચર્ચતી આ નાની પુસ્તિકા વિદ્યાર્થી આલમની રસવૃત્તિ ઉત્તેજીને તેમના મર્યાદિત દૃષ્ટિકોણને વિશાળ બનાવે છે. પ્રાથમિક વિદ્યાર્થીથી માંડી મૅટ્રિક તથા આગળના વિદ્યાર્થીઓ, તેમજ વર્તમાનપત્ર વાંચતા બીજા સામાન્ય વાંચકોને પણ આ પુસ્તિકા એક મિત્રની ગરજ સારશે. કીમત ચાર આના. લેખક-પ્રકાશક: દેવેન્દ્ર મજમુદાર, નાગરવાડો, પાટણ.

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનું ચૌદમું અધિવેશન

કવિશ્રી અરદેશર ફ. ખબરદારના પ્રમુખપદ હેઠળ મુંબાઈના ઉપનગર અંધેરીમાં મળનારા આગામી અધિવેશનની તારીખો ૪-૫ ઑક્ટોબર ૧૯૪૧ (સંવત ૧૯૯૭ના આસો સુદ ૧૪-૧૫) શનિ-રવિ નક્કી કરવામાં આવી છે. તેમાં નીચે જણાવ્યા પ્રમાણે વિભાગવાર પ્રમુખો ચૂંટવામાં આવ્યા છે: (૧) સાહિત્ય-શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ.એ. (૨) ઇતિહાસ-પુરાતત્ત્વ-પ્રો. કોમીસેરીએટ, એમ.એ. (૩) તત્ત્વજ્ઞાન-શ્રી રસિકલાલ પરીખ, બી.એ (૪) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર-સર મણિલાલ બા. નાણાવટી. (૫) કલા-શ્રી નાનાલાલ સી. મહેતા, આઈ.સી.એસ. (૬) ભાષાશાસ્ત્ર-શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, એમ.એ; (૭) પત્રકારત્વ-શ્રી ચુનીલાલ વ. શાહ (૮) વિજ્ઞાન-શ્રી કપિલરામ વકીલ.

આ ઉપરાંત કવિ-મુશાયરો, નાટ્યપ્રયોગ, નૃત્ય આદિ રંજન-કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો છે.

પૃથ્વીના ગુરુત્વાકર્ષણ અને હવાના વાતાવરણથી યે પર અનંત અવકાશમાં ઊડીને ગ્રહો તથા ઉપગ્રહોમાં ડોકિયાં કરવાના માનવીના ગગનગામી મનોરથોને પાર પાડતું

# અ વ કા શ - યા ન

**જુલે વર્નના 'ચંદ્રલોકમાં પ્રવાસ' જેવી વાર્તાઓમાં જેની માત્ર કલ્પના જ કરી છે તે રૉકેટ તથા તેની પછી કદાચ સ્થાન લે તેવા યાંત્રિક વાહનની શકયતાઓનો ચોકસ વૈજ્ઞાનિકરીતે વિચાર કરતો અત્યંત રસભર્યો સરળ લેખ**

**પ**ક્ષીઓની જેમ આકાશમાં ઊડવાનું સ્વપ્ન માનવજાતે લગભગ બાલ્યાવસ્થાથી જ અત્યંત સોનેરી રંગે રંગેલું છે. એટલે વિમાનોનો યુગ શરૂ થયો અને હલકો વાયુ ભરવાની બાંજગડ વગર જ વજનદાર જહાજો વાદળાંઓમાં સ્વૈરવિહાર કરવા શક્તિમાન થયાં, ત્યારે પ્રથમ તો માનવાને લાગ્યું કે ઉડ્ડયન માટેની તેની યુગયુગની મહત્ત્વાકાંક્ષાનો હવે છેડો આવી ગયો. પણ એવામાં, માનવજાતના જીવનની કોઈ સુભાગી પળે આપણને રૉકેટ (હવાઇ) સાંપડી; અને માનવીની સ્વભાવત: જ ગગનગામી કલ્પનાને ફરી નવું જોમ મળ્યું.

બલૂનો હવા કરતાં હલકાં હોવાથી તેમને ઊંચકી શકે એવા હવાના થર સુધીમાં જ તે તરી શકે. વિમાનો વળી પોતાની ગતિના જોરે હવા પર દબાણ લાવતાં હોઇને એ દબાણના જોરે અદ્ધર જાય; પણ તે યે એવું દબાણ આપી શકે એટલી ઘટ્ટ હવા હોય ત્યાં સુધી જ તે ઊંચે ચડી શકે. પણ રૉકેટના ઉડ્ડયનને તો હવા સાથે કાંઈ નિસ્બત નથી. તે તો પોતાના જ જોરે, પોતાની અંદર સમાએલી ગતિપ્રેરક શક્તિથી જ આગળ વધે; પછી ભલે આસપાસ હવા હોય અગર ન હોય. ઊલટું, જેમ હવા ઓછી તેમ તો એને વધારે સુગમતા રહે, જેથી એટલો ઘસારો તો ઓછો! એટલે આ રૉકેટના પ્રથમ દર્શને ફરી પાછી માનવકુલને કવિતા સ્ફૂરી અને ગ્રહે ગ્રહ ફરવાના એને કોડ જાગ્યા.

અને પછી તો કલ્પનામાં ઉન્મત્ત બનેલા માનવીએ એ રૉકેટની શકયતા ઉપર ઘણો યે કલ્પનાવિહાર કરી જોયો. તેના ઉપર પુષ્કળ વાર્તાસાહિત્ય રચાયું, જે અત્યારે પણ આપણને રોમાંચ આપી રહ્યું છે. કોઇએ એચ. જી. વેલ્સની 'થિંગ્ઝ ટુ કમ' નામની ફિલ્મની પેઠે 'સ્પેઇસ ગન' કલ્પના કરી; કોઇએ હવાથી પણ હલકી ને પોલાદ કરતાં પણ મજબૂત ધાતુઓ કલ્પી; કોઇએ ગુરુત્વાકર્ષણથી પર એવાં તત્ત્વો કલ્પ્યાં; અને આ બધી યે કલ્પનાઓને બળ આપનાર પેલી રૉકેટ જ રહી. પણ રૉકેટની કાર્યશક્તિને યે મર્યાદા છે. કેમ તે આપણે જોઇએ.

**બં**દુક ફૂટતાં જેમ પાછળ તેનો ધક્કો લાગે છે, તે જ સિદ્ધાંત રૉકેટની કલ્પના પાછળ છે. કોઈ પણ બંધ વાસણમાંથી, ઓચિંતો ફાટે તેવો વાયુ જેટલા વેગથી બહાર નીકળે એ વેગના પ્રમાણમાં તે બહાર નીકળવાની વિરુદ્ધ દિશામાં એ વાસણ પર દબાણ કરે. આથી, બંદુક ફૂટે છે ત્યારે નળીની બહાર નીકળતી વખતે એની અંદરનો વાયુ-ધુમાડો-બંદુકને પાછી હડસેલે છે. રૉકેટની ગતિમાં પણ મૂળભૂત સિદ્ધાંત આ જ છે. એની અંદરનાં રસાયણો સતત સળગતાં રહી અતુલ દબાણવાળો વાયુ જન્માવે, તે વાયુ એક અથવા વધુ નળીએ વાટે બહાર નીકળતો જઈ રૉકેટને પાછળ ધકેલે, અને વાયુની દૃષ્ટિએ પાછળ ધકેલાતા એ ભાગને એવી રીતે 'સ્ટ્રીમલાઇન' કર્યો હોય કે તે એ દિશામાં પોતાની સમતોલતા રાખી શકે, એટલે એ પાછળનો ભાગ તે રૉકેટનો આગળનો ભાગ બની જાય. અને જ્યાં સુધી બહાર નીકળતા વાયુનું એને પાછું દબાણ મળ્યા કરે ત્યાં સુધી એમ આગળ ને આગળ રૉકેટ ધસ્યે જાય. એ ભાગને, ધારો કે, ચંદ્રની દિશામાં રાખ્યો હોય, તો રૉકેટ એમ અંદરના વાયુના દબાણથી ધકેલાતું ધકેલાતું અમુક વખતે ચંદ્રમાં પણ પહોંચે.

પણ અહીં આપણી એક મર્યાદા નડતર રૂપ થાય છે. રૉકેટને બહુ લાંબી સફર કરાવવી હોય ત્યારે એ આખી સફર દરમ્યાન ફૂટયા જ કરે એટલા વાયુનું ભાતું પણ તેમાં પ્રથમથી જ પૂરી દેવું જોઇએ. અને ગ્રહોની મુસાફરી માટે તો એ ભાતું-બળતણ-હજારો ટન જેટલું થઇ જાય છે. વળી, આ મુશ્કેલી કાંઇ આટલેથી જ અટકતી નથી. રૉકેટમાં મૂકવાના બળતણ સાથે રૉકેટના કદ અને વજનનો પણ પરસ્પર મેળ સાધવો જોઇએ. એટલે વધુ બળતણ સમાવ-

વામાં જેમ રૉકેટ મોટી અને વજનદાર કરતા જઇએ તેમ એ વધારાના વજનના ભાગનું વધુ બળતણ પણ પાછું જોઇએ. આમ, આ કાર્યકારણની અતૂટ સાંકળ એટલે લાંબે સુધી લંબાય છે કે કદ, વજનને બળતણનો પરસ્પર મેળ મળી રહેતાં એ ભાવી રૉકેટ આપણી આજની શક્તિની મર્યાદા બહાર ચાલ્યું જાય છે! છતાં વિજ્ઞાનીઓ તો હજુ પણ રૉકેટના પ્રયોગો કર્યે જ જાય છે.

આ ઉપરાંત જેમાં વીજળિક બળ કામે લગાડી શકાય તેવા કોઇ અવકાશયાન સાધનનો વિચાર પણ વિજ્ઞાનીઓ બીજી બાજુ કરવા લાગ્યા કારણકે આજે સૂર્યના પ્રકાશમાંથી સીધેસીધી વીજળિક શક્તિ મેળવવાની શોધ પ્રયોગાવસ્થામાં છે; અને એકાદ દાયકામાં તો સૂર્યનાં કિરણોનું વીજળીનું રૂપાંતર કરવાની ક્રિયા એવી સાદી અને અસરકારક થઇ ગઇ હશે, કે જો કોઈ વિમાનમાં વીજળિક શક્તિનો પ્રયોગ થતો હોય તો તે માર્ગમાંથી જ પોતાની બહારની સપાટી પર પડતાં સૂર્યનાં કિરણોમાંથી સારી શક્તિ મેળવી શકે. ગ્રહોમાં વિમાનોને પહોંચતાં દિવસો નહિ પણ વર્ષો લાગે, અને અવકાશમાં તો એના ઉપર સૂર્યનો પ્રકાશ સતત જ પડ્યા કરતો હોય. એટલે, આમ વર્ષો સુધી સતત રીતે મળતો વિદ્યુતનો પ્રવાહ જો ઉપયોગમાં લઈ શકાતો હોય તો બળતણમાં સેંકડો ટનનો બચાવ થાય અથવા તો કદાચ બળતણની જરૂર પણ ન પડે.

વળી આ ઉપરાંત રેડિયોમાં પણ દિનપ્રતિદિન નવાનવા આવિષ્કારો થયે જ જાય છે; અને વિજ્ઞાનીઓની એવી ગણતરી પણ છે કે પચીસેક વર્ષમાં તો ધારેલી દિશામાં તાર વગર વીજળીનો પ્રવાહ મોકલતા થઇ જવાશે. આથી, આજે જેમ કોઈ યંત્ર વીજળીથી ચલાવવા માટે પાવરહાઉસની સાથે તારનું સંધાન કરવું પડે છે તેની જરૂર પછી નહિ રહે, અને દૂર બેઠાં કોઇ પણ યંત્રને વીજળિક ગતિ આપી શકાશે. અત્યારે પાઇલટ વિના ચાલતાં વિમાનો વિષે આપણે વાંચીએ છીએ, પણ તેની રચના જુદી હોય છે. એવાં વિમાનોમાં વીજળીની શક્તિ નિયામક સ્ટેશનેથી નથી આવતી, પણ વિમાનમાં જ ઉત્પન્ન થતી હોય છે. માત્ર તેનું નિયંત્રણ કરનારાં વિવિધ ચક્કરોને, વિમાનમાંની વિદ્યુતના બળે જ, સ્ટેશનથી છૂટેલો બીનતારી સંદેશો આમતેમ દોરવે છે એટલું જ. પણ આ અવકાશ-વિમાનમાં તો ખુદ ગતિ માટેની શક્તિ જ મોકલવાની વાત છે.

અને આ વાત સિદ્ધ થાય તો બે ફાયદા થાય તેમ છે. એક તો એ કે એવા અવકાશ-વિમાનને પોતાની ગતિ માટે જોઇતાં બળતણ તેમજ તે ઉત્પન્ન કરવાનાં યંત્રોનો બોજો ઉપાડવો પડતો ન હોવાથી તે હળવું બને, અને તેથી ઓછી શક્તિનો વ્યય થાય. અને બીજો ફાયદો એ કે એ વિમાનને રોજેરોજ જોઇતી શક્તિ હમેશની જરૂર મુજબ જ ઉત્પન્ન થતી હોવાથી શક્તિનું કોઇ અશક્ય ભંડોળ જમાવવાની તકલીફ જ ન રહે. ઘણાં વર્ષો સુધી કોઇ યોજના ચાલુ રાખવાનો પ્રશ્ન હોય ત્યાં આ બહુ મોટી સગવડ થઇ પડે એ સ્પષ્ટ છે.

આ ઉપરથી સમજાશે કે વિજ્ઞાનીઓ રૉકેટ માટે વીજળીની શક્તિ સારૂ શા માટે આગ્રહ રાખે છે. અવકાશ-યાન માટેનું વિમાન પણ રાસાયણિક ક્રિયા કરતાં યાંત્રિક ગતિ ઉપર આધાર રાખતું હોય તો એના આયોજનમાં વહેલી સફળતા મળે.

પણ વળી એક પ્રશ્ન ઊભો થયો. યાંત્રિક ગતિથી બહુ તો એકાદ પૈડું પોતાની ધરી ઉપર ફરી શકે; પરંતુ એ પૈડાના આધારને—ખુદ એ વિમાનને જ ધક્કો કેવી રીતે લાગી શકે? આ પ્રશ્ન એક જબરા કોયડા રૂપ હતો. અને છતાં પાછળથી એનું જે સમાધાન આવ્યું તે જાણીએ તો આપણને તેની સાદાઇ માટે આશ્ચર્ય જ થાય. આપણે બધાએ જીવનમાં કોઇ ને કોઇ રીતે અનુભવેલો યંત્રશાસ્ત્રનો એક તદ્દન સાદો નિયમ એ સમાધાનની ચાવી રૂપ છે, એ જોતાં આપણને પ્રતીતિ થાય છે કે બધી મહાન સાધનાઓના મૂળમાં તો કોઇ મુફલિસ દેખાતું તત્ત્વ જ હોય છે.

કોઈ નવું જ આણેલું ઍલાર્મ-ઘડિયાળ સુંવાળા ટેબલ પર મૂક્યું હોય છે ત્યારે તેનો ઍલાર્મ ચાલુ થતાં ઘડિયાળ પોતાની અંદર લાગતા ધક્કાના જોરે ટેબલ પર ચક્કર લેવા માંડે છે. આ બનાવ તો આપણે ઘણી યે વખત જોઇએ છીએ. અને આપણને કલ્પના પણ ભાગ્યે જ આવી શકે કે વિજ્ઞાનીઓની આવતી કાલની આશા રૂપ એ ભાવી અવકાશ-વિમાનને ગતિ આપનારો સિદ્ધાંત આ ઘડિયાળમાં જ છુપાએલો છે.

એ સિદ્ધાંતને યંત્રશાસ્ત્રની વ્યવસ્થિત રીતે ચિત્ર નં. ૧માં સમજાવ્યો છે. એ ચિત્રમાંની ઉપરની આકૃતિમાં



વચ્ચે એક કમાન છે અને તેની બે બાજુ બે સરખાં વજનો છે. યંત્રની ધરીને બે છેડે દીવાલરૂપે બે ડેશીઓ રાખેલી છે અને ડાબી તરફની ડેશી આગળ બીજી એક કમાન રાખેલી છે. હવે ધારો કે એ ધરી પરના એ વજનોમાંનું ડાબી બાજુનું વજન ડાબી તરફ અને જમણી બાજુનું વજન જમણી તરફ એકસરખા જોરથી, ત્યાં મૂકેલી ડેશીઓ સામે અથડાવા માટે ફેંકાય છે. એ વજનોને ગતિ કેવી રીતે મળી શકે તે ચિંતામાં આપણે હાલ પડવાની જરૂર નથી. એને માટેની યાંત્રિક રચના તો જરૂર પડ્યે તેમાં સહેલાઈથી ઉમેરી શકાય. પણ એ વજનો જ્યારે પોતપોતાની બાજુ તરફ ફેંકાશે ત્યારે, ડાબી બાજુના વજનની અને ત્યાંની ડેશીની વચ્ચે આડે આવતી કમાન શો ભાગ ભજવે છે તે જ આપણે ખાસ જોવાનું છે. પ્રથમ તો એ કમાન પોતાની પર આવતા વજનનું જોર ઝીલી લેશે અને તેથી સંકોચાશે. અને પછી પહોળી થતી વખતે પોતે સંઘરેલી બધી શક્તિ ડાબી બાજુની ડેશી પર દબાણ લાવવામાં વાપરશે. એથી ઊલટું, જમણી બાજુનું વજન તો, તે તરફની દીવાલ સાથે સીધેસીધું અથડાતાં એની ઘણીખરી શક્તિ એ અથડાટથી ઉત્પન્ન થતી ગરમીમાં તેમજ એ દીવાલને ઉષ્ણ કરવામાં ખર્ચાઈ જશે. અને એ શક્તિનો માત્ર થોડો ભાગ જ એ જમણી દીવાલ પર સાચેસાચું દબાણ લાવી શકશે. ગણતરીથી નક્કી થયું છે કે આવી રીતે વજન દીવાલ સાથે સીધેસીધું અથડાય ત્યારે તેની એકંદર શક્તિનો ⅔ ભાગ ગરમી તથા અથડાટમાં નકામો જાય છે. અને માત્ર ⅓ ભાગ જ દબાણમાં કામ લાગે છે. આમ, ડાબી તરફની બાજુ ઉપરની કમાનને લીધે આ ⅔ ભાગ નકામો જતો ન હોવાથી એ તરફની દીવાલ ઉપર એટલું વધુ દબાણ અસર કરશે. અને તેથી, નીચેની આકૃતિમાં જણાવ્યા પ્રમાણે, યંત્ર એ ⅔ શક્તિના આંચકાથી તીરની દિશામાં ખેંચાશે. એટલે જો આ વજનો ફેંકાવાનો ક્રમ યાંત્રિક રીતે ચાલુ રહી શકે તો, યંત્રને એ ડાબી તરફની કમાનની બાજુ પર એટલું સતત દબાણ રહ્યા કરે કે તે એ દિશામાં એકધારી ગતિ કરી શકે. અને આ ગતિ યંત્રની અંદરથી જ ઉત્પન્ન થતી હોવાથી તેને બહારની દિશાની કોઈ મર્યાદા નથી. તેથી જેમ એ ગતિથી યંત્ર આગળ ધકેલાય છે. તેમજ, જો પૂરું દબાણ થાય તો, ગુરુત્વાકર્ષણની સામે થઈને તે ઉપર પણ જઈ શકે.

ચિત્ર નં. ૨માં આ યંત્રના અમેરિકન શોધક મિ. હેરી બુલ પોતાના યંત્ર સાથે તેમની પ્રયોગશાળામાં દેખાય



છે. એ યંત્ર એટલે ચિત્ર નં. ૧માં જણાવ્યા મુજબની રચનાવાળી એકાદ ફૂટ લાંબી નળી તથા તેમાં વજનોને વીજળીથી ગતિ આપવા માટેની થોડીક વધુ યંત્રરચના. જે તાર વડે એ યંત્રને લટકાવેલું છે તે તાર જ વિદ્યુતવાહકનું કામ પણ કરે છે. વિદ્યુતનો પ્રવાહ ચાલુ કર્યા પહેલાં યંત્ર સમતોલ હોય છે. પણ જેવો પ્રવાહ ચાલુ કરવામાં આવે કે તરત જ જાણે કોઈ અદૃશ્ય શક્તિ તેને ડાબી બાજુથી ખેંચી રહી હોય તેમ તે એ તરફ ધસે છે અને પ્રવાહ ચાલુ રહે ત્યાં સુધી, ગુરુત્વાકર્ષણનો સામનો કરતું, એમ તોળાએલું જ રહે છે.

ચિત્ર નં. ૩માં એક યાંત્રિક ચિત્રકારે આ સાદા પ્રયોગથી ઉત્તેજિત થતી નિરંકુશ કલ્પનાને મુક્ત કરતું એ બાની અવકાશ-વિમાનનું કલ્પનાચિત્ર આલેખ્યું છે. વીજળિક શક્તિ બીજી રીતે મળી ન શકે ત્યાં સુધી બળતણમાંથી જ તે ઉત્પન્ન કરવાનો તેમાં હિસાબ

વાત તો કરાય જ નહિ, નહિતર અહીં પણ વાઘેલા જેવા ભૂંડા હાલ થાય. પણ મારે શું કહેવું એ હું નક્કી કરું તે પહેલાં જ હું મહંતની સામે આવી પહોંચ્યો હતો. પ્રભુ કરે તે થાય એમ વિચારી મેં તેમને પ્રણામ કર્યાં.

'કેવા છો ?' મહંતે પૂછ્યું.

'બ્રાહ્મણ.' મેં ઉત્તર આપ્યો.

'ક્યાંથી આવો છો ?'

'પાટણથી!' મનમાં હું ભગવાનને વીનવવા લાગ્યો કે એ મને મારા ઉદ્દેશ વિષે પ્રશ્ન ન પૂછી બેસે.

'આમ ક્યાં જવું છે ?'

કયા ગામનું નામ આપવું તે હું નક્કી કરી શક્યો નહિ; જે બાજુએ મારો હાથ ગયો તે દિશાનું મેં સૂચન કરતાં કહ્યું: 'આમ જવું છે.'

'એટલે, વીરમગામ ભણી ?' મને એ પહેલવહેલી ખબર પડી કે અહીં થઈને વીરમગામ જવાય છે.

'તો મા'રાજ, પાટણથી સીધા ટ્રેનમાં જ બેસી જવું'તું ને, તે આમ પગપાળા ચાલી નીકળ્યા છો ?'

'જરા દેલમાળ કામ હતું.' મેં જવાબ આપ્યો.

'એમ ? તો તો તમે ઠીક કર્યું, તે આ રસ્તે થઈને ચાલ્યા. દેલમાળથી તો અહીં થઈને જ વીરમગામ ટૂંકું પડે. પણ અહીં આવવાને બદલે મુંજપર જઈ ત્યાંથી બસ પકડી હોત તો જગ્યા સારી મળત.'

'કંઈ નહિ, લોટેશ્વર ભગવાનનાં દર્શન તો થયાં ને ?'

'હા એ ઠીક, મહારાજ; લાગો છો તો શ્રદ્ધાળુ. સારું ત્યારે, તમારા માટે એક ઓરડી ખોલાવી દઉં છું.'

હજારેક માણસને ઉતારો આપી શકાય એટલી બધી ઓરડીઓ મંદિરના અતિથિગૃહમાં હતી. મજૂરને ગાઉ દોઢ આના લેખે મજૂરી ચૂકવી વિદાય કર્યો અને હું પેટપૂર્તિનાં સાધનો માટે સાંજ પડવાની રાહ જોતો ઓરડીના એક ખૂણામાં થાક્યોપાક્યો પડ્યો.

### લોટેશ્વરનો કળામય કુંડ

ક્ષિતિજને ગોખલે આવી બેઠેલી સંધ્યા સૂર્યકિરણો ઉપર સોનેરી રંગ રેલવા લાગી. લોટેશ્વરના ગોવાળિયા ઢોર લઈને ઘેર પાછા વળતા દેખાયા. થોડીકવારની ઊંઘે મારામાં નવું ચેતન રેડી દીધું હતું. ઊઠીને હું બહાર લોટેશ્વર મહાદેવના મંદિરની સામેના કુંડ ઉપર આવ્યો. કોઈ કુશળ શિલ્પીએ ભારે કળા વાપરી આ કુંડની રચના કરી છે. આટઆટલું ફર્યો છું, પણ એવો કળા-ભર્યો કુંડ ક્યાં યે નિહાળ્યો નથી. બીજા કશા માટે નહિ તો તેની કારીગરી જોવા પણ કળાવિદોએ આ સ્થળ અવશ્ય જોવું જોઈએ. ત્યાં એક ઠેકાણે ચતુર્ભુજ વિષ્ણુની પૂર્ણ માનવકદની આરસની એક અખંડ પ્રતિમા ક્યાંકથી લાવીને ઊભી કરી દીધેલી જણાઈ. કોઈ પણ મ્યૂઝિયમની પ્રતિષ્ઠા વધારે તેવી તેની કારીગરી હતી. એવી તો કેટલી યે પ્રતિમાઓ વઢિયારની ભૂમિમાં ડગલે ને પગલે રગદોળાતી મેં જોઈ છે.[1]

### લોટેશ્વર તીર્થ

લોટેશ્વર એ વઢિયારનાં મુખ્ય તીર્થોમાંનું એક ગણાય છે. ખરું નામ લોહેશ્વર છે. પૂર્વકાળે ધર્મારણ્ય (વઢિયાર અને પાટણવાડો આ બંને પ્રદેશો પુરાતન કાળમાં ધર્મારણ્ય કહેવાતા. એના ઇતિહાસ માટે જુઓ કુમાર અંક ૧૯૫–૯૬માંના લેખાંક)માં લોહાસુર નામનો દૈત્ય રહેતો હતો. તે આ વનમાં તપસ્યા કરતા ઋષિઓ ઉપર ઘણો ત્રાસ વર્તાવતો, એટલે મહાદેવે તેનો નાશ કર્યો અને એથી તેઓ લોહેશ્વર કહેવાયા અને આ સ્થળે સ્થાપિત થયા.[2] સ્કન્દ પુરાણાન્તર્ગત ધર્મારણ્ય ખંડ છે તેમાં આ તીર્થની પૌરાણિક વિગત મળે છે. આ ઉપરાંત સરસ્વતી માહાત્મ્ય અને સરસ્વતી પુરાણ-માં સરસ્વતીકાંઠાનાં તીર્થોની યાદીમાં 'લોહયષ્ટિ'ના નામથી એની પણ ગણત્રી કરવામાં આવી છે. સર-સ્વતી પુરાણમાં એની નોંધ હોવાથી એટલું તો અવશ્ય જણાય છે કે વઢિયારના વિસ્તારમાં 'લોટી'ના નામથી

---

૧ શિલાલેખો, તામ્રપત્રો, પાળીઆ ઇત્યાદિ પુરાસામગ્રી, તેમના મહત્ત્વથી અજ્ઞાત એવા લોકસમાજને હાથે કેવી રીતે નાશને ભેટે છે તેનો ખ્યાલ 'કુમાર' અંક ૨૦૬માંના લેખાંક-માં મેં આપ્યો છે. એનાથી ઊલટું, મૂર્તિઓ ઇત્યાદિ ધાર્મિક પુરાવસ્તુઓને આપણો લોકસમાજ ઘણી કાળજીપૂર્વક સંઘરે છે એ પુરાવિદો માટે આનંદ પામવા જેવું છે. કોઈ જગ્યા-એ જમીનમાંથી એકાદ અખંડ મૂર્તિ નીકળી આવે કે એટલે દેવ પ્રકટ થયા એવી માન્યતા લોકોમાં ફેલાઈ જાય છે, ને પછી ધાર્મિક વિધિ સાથે તેને કોઈ સારે સ્થળે સ્થાપી દે છે.

૨ લોહાસુરનું આખ્યાન ભસ્માસુરના ખૂબ જાણીતા પૌરા-ણિક આખ્યાન સાથે મળતું આવે છે. એટલે અહીં તેની નોંધ લીધી નથી. જેમને આ તથા લોટેશ્વર સંબંધી બીજી પૌરાણિક કથાઓ જાણવી હોય તેમણે નીચેને સરનામેથી 'લોહેશ્વર માહાત્મ્ય' નામનું પુસ્તક આઠ આનાની કિંમતે મંગાવી લેવું: વકીલ હરિલાલ જદવજી શુક્લ, વ્યવસ્થાપક શ્રી લોટેશ્વર મહાદેવ, મુ. રાધનપુર.

ઓળખાતું આ સ્થળ આજથી આઠસો વર્ષ પૂર્વે સિદ્ધરાજના સમયમાં તીર્થ તરીકે સારૂં મહત્ત્વ ધરાવતું હતું.[3]

### લોટેશ્વરના પુરા-અવશેષો

કુંડમાં મંદિરના એક કાર્યકર્તા સ્નાન કરતા હતા. તેમણે વાતો કરતાં મને જણાવ્યું કે ચંદુરના સુખી કરમશી રથવી નાડોદાએ બાદશાહ અલાઉદ્દીનના વખતમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી મુસલમાનોથી તેનું રક્ષણ કરવા તેને ફરતો આ ગઢ બંધાવેલો છે.

કુંડને મૂકી હું મંદિરને ફરતા વિશાળ અને મજબૂત ગઢની રાંગેરાંગે ચાલવા લાગ્યો. પૂર્વ દિશાએ આવતાં એક પાળીઓ જોયો. તેના ઉપર વિક્રમ સંવત ૧૬૯૬નું વર્ષ વંચાતું હતું. આ પાળીઆને જેમ ને તેમ રહેવા દેવા માટે કોટમાં બારી પાડવામાં આવેલી હતી. આ પરથી જાણી શકાયું કે સં. ૧૬૯૬ પછી ગમે ત્યારે આ ગઢ બંધાયો છે. પેલા ભાઇએ કહેલી અલાઉદ્દીનના વખતમાં બંધાયાની વાત ખોટી જણાઇ. આ સ્થળની નજીક બીજા પણ પાળીઆ હતા. એ બધામાં જૂનામાં જૂના પાળીઆ ઉપર સં. ૧૬૬૭નું વર્ષ લખેલું હતું.

### લોટેશ્વર સરસ્વતીને કાંઠે નહોતું

ગઢની પ્રદક્ષિણા પૂરી કરી હવે હું લોટેશ્વરમાં જે વોંકળો આવેલો છે તેને કાંઠેકાંઠે કદાચ કોઇ પ્રાચીન સ્થળ કે વસ્તુ મળી આવે એ હેતુથી ચાલવા લાગ્યો. મારે બીજું એ પણ તપાસવું હતું કે સરસ્વતીપુરાણ અને સરસ્વતીમાહાત્મ્યમાં જણાવ્યા પ્રમાણે લોટેશ્વર ખરેખર સરસ્વતી નદીને કાંઠે હતું કે કેમ. ખૂબ ચીવટપૂર્વક અવલોકન કરતોકરતો હું વોંકળાને કાંઠેકાંઠે ગામથી દોઢેક માઇલ દૂર પહોંચી ગયો અને અંતે મારા નિરીક્ષણ ઉપરથી હું એ નિર્ણય ઉપર આવ્યો કે સરસ્વતીનો પ્રવાહ કદી લોટેશ્વરને સ્પર્શીને વહ્યો નથી. અતિ પ્રાચીન કાળમાં તો લોટેશ્વર તથા હારીજ–વાઘેલ–દેલમાળ વિસ્તાર કે જેમાં થઇ સરસ્વતી વહે છે તેની વચ્ચે બેચરાજી સુધી જતી એક સાગરપટી આવેલી હતી, એટલે દેખીતીરીતે સરસ્વતી તેને વટાવીને લોટેશ્વર આવી શકે તેમ નહોતું. તે પછીના કાળમાં–એની જ્યારથી વિગત મળે છે ત્યારથી જ–એને પુરાણો ઝિલ્લાણ થી સ્થલ (સિદ્ધપુર)થી તીર્થ તરફ વહેતી વર્ણવે છે. આ વસ્તુ તથા જમીનના ઉંચાણનીચાણનો વિચાર કરતાં મને એ શક્ય જણાયું નહિ કે કદી યે સરસ્વતીનો પ્રવાહ આટલો આઘો આવી શક્યો હશે. હાલ લોટેશ્વરની વાયવ્યે હારીજની પેલી બાજુ બાર માઇલ દૂર સરસ્વતીનો પ્રવાહ વહે છે અને ઝિલ્લાણ[4] તીર્થને બદલે તેની બાર માઇલ ઉત્તરે કચ્છના રણને કાંઠે

૩ જુઓ કનૈયાલાલ ભાઈશંકર દવે સંપાદિત 'સરસ્વતીપુરાણ' પાન ૨૭.

૪ આ ઝિલ્લાણ હાલ ઝીલાણંદ કહેવાય છે. ત્રિકુવાડાની સામે કચ્છના રણમાં આવેલો એ એક બેટ છે. ત્યાં જે સ્થળે સરસ્વતી વહેતી તે હજી પણ દેખાય છે. આ લેખમાળામાં પંચાસર પછી એની વિગત આવવાની છે.

આવેલ કુંવર ગામ કે જેને પુરાણોમાં 'કોટલાદેવી' કહ્યું છે ત્યાં આગળ રણને મળી જાય છે. (આ સ્થળ પણ આ પ્રવાસમાં આગળ આવશે).

અંધારું થઈ જવાથી હવે હું પાછો ફરી મંદિરમાં આવ્યો. મહંતે કહ્યું કે 'મહારાજ, અમારાં રસોડાનું તો તમને ખપે નહિ, એટલે સીધુંસામાન આપીએ છીએ; તે હવે રાંધી ખાઓ.' આખા દિવસના રઝળપાટ પછી આ અધરાતે પતે એવી કંડાકૂટ ગમે કોને ? એટલે મેં મહંતનો આભાર માની ત્રણચાર શેર દૂધ મળી શકે તો તે ગામમાંથી મંગાવી આપવા વિનંતિ કરી. દૂધ આવ્યું તે પીને મહંત પાસેથી ક્ષેત્રેશ્વર વિષે માહિતી મેળવવા માંડી. તેમણે જે કંઈ જણાવ્યું તેનો સાર એ હતો કે આ સ્થળ પિંડદાન માટે આખા વઢિયારમાં મોટું તીર્થ ગણાય છે. ફાગણ વદ દશમથી તે અમાસ સુધી અને ભાદરવા વદ દશમથી તે અમાસ સુધી એમ વર્ષમાં બેવાર અહીં મોટી જાત્રા ભરાય છે. પિંડદાન ઉપરાંત અહીં ભૂતપ્રેત વગેરેનો ઉદ્ધાર થાય છે, એટલે આખા ઉત્તર-ગુજરાતમાંથી તાંત્રિકો અને ભૂવાઓ આવી અહીં એકઠા થાય છે અને લોકોના ભૂતપ્રેતના વળગાડનું નિવારણ કરે છે. (આ દૃષ્ટિએ આ મેળાઓ જોવા જેવા તો ખરા !) મંદિરનો ફરતો ગઢ હનુમાનમઢી તથાં કુંડમાં-નો મુખ્ય કૂવો ગંગકૂપ કે ગંગવો કહેવાય છે. સવાસો વર્ષ ઉપર થઈ ગએલા પાટણના મોટા હવે કહેવાતા એક બ્રાહ્મણે અહીં તપસ્યા કરેલી, એટલે તેમની એક પ્રતિમા મંદિરમાં એક ઠેકાણે બેસાડવામાં આવી છે. રાધનપુર રાજ્ય તરફથી મંદિરને જમીન મળેલી છે તેમાંથી તેનો ખર્ચ ચાલે છે.

દિવસ કરતાં રાત્રે મંદિરનું વાતાવરણ વધુ જીવંત જણાતું હતું, કારણ કે સાંજ પડતાં સંખ્યાબંધ વટે-માર્ગુઓ અહીં રાત રોકાઈ રહે છે. છેલ્લી રાતના વાઘેલના વાતાવરણ કરતાં અહીંનું વાતાવરણ મને આનંદકારક લાગતું હતું અને એથી મારા આ પ્રવાસને આગળ લંબાવવાનો મારામાં ઉત્સાહ આવ્યો.

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

જીવી જાણનારા ] ૧૪ [ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

## કેઇટ શેલીનો પૂલ

આયોવા (Iowa)માં એક નદી (Des Moines) ઉપર પૂલ છે તેને અમેરિકનોએ પંદર વર્ષની વીર કન્યા કેઇટ શેલીનું નામ આપ્યું છે.

કેઇટના પિતા રેલ્વેના પાટાના ઇન્સ્પેક્ટર હતા, પણ તે મરી ગયા હતા. કેઇટ મા તથા નાનાં ભાઈ-ભાંડુ દારે રહેતી હતી, ને એના ઉપર કુટુંબનો આધાર હતો.

૧૮૮૧ના ઉનાળામાં સતત વરસાદ થયો, ને નદીમાં પ્રચંડ પૂર આવ્યું. એનાં ઢોર પોતાની જાણે ઊંચી સુરક્ષિત જગ્યાએ ચાલ્યાં જાય, એટલા સારુ કેઇટ એને છોડી મૂકવા ઘર બહાર નીકળી. ઢોરને છોડીને એ પાછી ઘેર આવતી હતી, ત્યાં એણે જોયું તો હની ક્રીક ઉપરના પૂલ આગળ એક એંજિન આવ્યું તે પૂલ તૂટી જવાને લીધે નદીના ઘોડાપૂરમાં જઈ પડ્યું.

એંજિનની પાછળ જ પશ્ચિમથી આવતી રાતની પૅસેન્જરગાડી આવતી હતી. થોડી જ વારમાં એ તૂટેલ પૂલ આગળ આવી પહોંચવાની હતી. પૂલે આવતાં પહેલાં તે મૉઈનગોના સ્ટેશને ઊભી રહે, એટલે જો કેઇટ ત્યાં ગાડી ઉપડ્યા પહેલાં જઈ પહોંચે તો ટ્રેઇન બચી જાય.

ફાનસ લઈ ને કેઇટ નિકળી; પણ પવને ફાનસ ઠારી નાખ્યું. પૂરને લીધે પાટે પાટે ચલાય એમ નહોતું, એટલે ઘર પાછળ ટેકરી હતી એના ઉપર થઈને કેઇટ ચાલી. વચ્ચે એક પૂલ આવ્યો, એના ઉપર લપસણાં પાટિયાં જ હતાં, ને નીચે નદી આગરનાદ કરતી હતી. પૂલનાં પાટિયાં ઉપર ઊભાંઊભાં ચાલવામાં જોખમ હતું, એટલે કેઇટ ચાર પગ કરીને ચાલી. છેવટે એણે પૂલ વટાવી દીધો, પણ હજી અર્ધા માઈલનો પંથ કરવાનો હતો, અને થોડીક જ મિનિટ બાકી રહી હતી. પડતીઆખડતી કેઇટ મૉઈનગોના સ્ટેશને પહોંચી એ જ વખતે ટ્રેઇન પણ સ્ટેશનમાં આવી, અને ટ્રેઇન બચી ગઈ. આમ કેઇટે કોણ જાણે કેટલાંયે સ્ત્રીપુરુષો તથા નાનાં બાળકોના જીવ બચાવી લીધા.

(મીના એમેજી ઉપરથી) દે. વા.

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો



## પ્રકરણ ૧૮મું

## આદર્શ કેદી રામદાસ કાકા

મોટેરાંઓને જેલમાં વળાવી અમારી બાલ-મંડળી ફીનિક્સના કામમાં મશગૂલ બની હતી. જેમજેમ વખત વીતતો ગયો તેમતેમ અમારો કલ્લોલ પણ વધતો ગયો. પણ જ્યારે જેલવાસીઓના ઉપવાસના ખબર ઉપરાઉપરી આવવા લાગ્યા ત્યારે અમે ખૂબ અકળાયા.

રુસ્તમજી કાકાની કુસ્તી અને પૂજ્ય બાના ફળાહાર માટે તો ટૂંકાટૂંકા ઉપવાસોથી કામ પત્યું, પણ ઘી માટેના ઉપવાસે જેલ બહારના લોકોને ભયભીત કરી મૂક્યા. ડરબન એ નાતાલ પ્રાંતની—આખા દક્ષિણ આફ્રિકાની—શ્વેત નગરી તરીકે વખણાતી, અને તેની રાજધાની મેરિત્સબર્ગ તો જાણે મોતીનગર. પણ ત્યાંનાં કેદખાનાં તો કાળાં ઘોર હતાં. સત્યાગ્રહના યુદ્ધનો અનુભવ ટ્રાન્સવાલને તો આ પહેલાં મળી ચૂક્યો હતો. પણ નાતાલ પ્રાંતની સરકારને સારુ સત્યાગ્રહી કેદીઓ સંઘરવાનો આ પહેલો જ મોકો હતો. ટ્રાન્સવાલના સત્યાગ્રહમાં જેટલો નહોતો પડ્યો તેટલો નાતાલના સત્યાગ્રહમાં ગોરાઓના ખિસ્સા ઉપર કાપ પડ્યો. આ અણધાર્યા ધાથી નાતાલના ગોરા અમલદારો છેડાઈ પડે એ સ્વાભાવિક જ હતું. મેરિત્સબર્ગનું કેદખાનું ઉભરાવા લાગ્યું કે ખૂની હબસી કેદીઓ માટેનું ડરબનનું દોઝખ સમાણું કેદખાનું પણ હિંદી કેદીઓનું મહેમાનઘર બન્યું. ત્યાં જેલના સુપરિન્ટેન્ડેન્ટ જેલના ગવર્નર કહેવાતા. ડરબનની જેલનો ગવર્નર વધુ પંકાએલો હતો. પોતાના પાષાણ હૃદય માટે તેને ગુમાન હતું. હિંદી કેદીઓને સીધા દોર કરી દેવાનો અને તેમના ઊભરાને મોળો પાડી દેવાનો એણે આકરો સંકલ્પ સેવ્યો હતો.

દક્ષિણ આફ્રિકાની જેલોમાં ગોરા અને હબસી કેદીઓને અઠવાડિયે બે વાર ખોરાકમાં માંસ મળતું. હિંદી કેદીઓ માંસ ન લઈ શકતા હોવાથી તેમણે ઉપવાસો કરી ટ્રાન્સવાલની કેદમાં માંસને બદલે બે અધોળ ઘી અઠવાડિયે બે વાર મેળવવાનું મંજૂર કરાવ્યું હતું. પણ નાતાલની જેલમાં સરકારે ઘી ન આપ્યું. ફીનિક્સની આખી ટોળી તથા જોહાનિસબર્ગથી આવી મળેલા મણિલાલ કાકા, પ્રાગજીભાઈ દેસાઈ, શ્રી મેઢ વગેરે પંદરેક જણે ઘીના મુદ્દા પર ઉપવાસ આરંભ્યા. ખરું જોતાં ઘી ન મળવાની ફરિયાદ તો ઘણી ફરિયાદોમાંની એક હતી. જૂથી ભરેલા કામળા, માંસથી ખરડાએલાં ખાવાનાં વાસણ, દારોગાઓની વગરકારણની ગાળો અને તુમાખી તથા અઠવાડિયે એક વાર નહાવા દેવાની પણ સખત અગવડ વગેરે અનેક કઠણાઈ દૂર કરવાને આ ઉપવાસો શરૂ થયા હતા.

ઉપવાસના ખબર જેલ બહાર બધે ફરી વળ્યા અને ડરબન તથા આખા નાતાલમાં હિંદી લોકોનો ઉચાટ વધી ગયો. ભૂખે મરનારાઓમાં મણિલાલ ગાંધી અને રામદાસ ગાંધી એ બે તો બાપુજીના દીકરા હતા. બે ત્રણ દિવસ બહારના લોકોએ સમાધાનીની આશા રાખી. પણ પછી ઉપવાસનો અંત જલદી આવવો જણાયો નહિ. એક દિવસ દેવદાસ કાકા છાપખાનામાં બીબાં ગોઠવતા હતા ત્યાં હું ગયો તો લખાણમાં આવેલો રેવાશંકર તથા મૅજિસ્ટ્રેટનો સંવાદ વાંચી સ્તબ્ધ બની ગયો. રેવાશંકર હતો ન હતો થઈ જવાનો ડર અમને લાગ્યો. સંવાદ કંઈક નીચે પ્રમાણે હતો: આજે મારી પાસે ઇન્ડિયન ઓપિનિયનની ફાઈલ નથી એટલે સ્મરણથી જ લખવું રહ્યું:

'રેવાશંકર રતનશી સોઢા નામના કેદીને ને કાજીને સંવાદ થયો.

કાજી—તમે શાં તોફાન આદર્યાં છે, કેમ ખાતા નથી?

કેદી—અમે કંઈ ઈરાદાપૂર્વક તોફાન નથી કર્યું. અમારે ઘી જોઈએ છે, તે આપો એટલે ખાશું.

કાજી—ઘી બી કંઇ નહિ મળે. કેદમાં આવ્યા છો ને જાણો છો? કેદમાં માગ્યું મળતું હશે?

કેદી—તમે ઘી આપવાને લાચાર છો તો અમે ઉપવાસ છોડવાને લાચાર છીએ.

કાજી—ઘી નહિ મળે તો ક્યાં સુધી ઉપવાસ જારી રાખશો?

કેદી—મરી જશું ત્યાં સુધી.

કાઝી—મરી જશો તો જશો એ તોટો નથી. અમારી પાસે પુષ્કળ જગ્યા છે.

કેદી—તો ઘી ન મળે ત્યાં સુધી મરનારાઓ એ તોટો નહિ પડે.

ઉપવાસીઓમાં સૌથી નાની વયના રામદાસ કાકા અને રેવાશંકર સોદા હતા. જેલના ઉપવાસીઓએ એ બેને ફોડવાનો મહાપ્રયાસ કર્યો. રેવાશંકરે પોતાની કડકાઈથી જેલરોને હંફાવ્યા, એથી પણ વધુ રામદાસ કાકાએ પોતાની નમ્રતા, મક્કમતા અને દૃઢતાથી એ સૌને દિગ્મૂઢ બનાવી મૂક્યા. જેલની બહાર આવ્યા પછી અમારા ગોઠિયાઓએ જેલની જે વાતો સંભળાવી તેમાં ઘીના ઉપવાસોની કથા સાથે રામદાસ કાકાની વિનમ્રતાની સ્તુતિનું પુનરાવર્તન પણ અનેક મોઢે હતું. જેલના અનુભવીઓ કહેતા:

'સવારથી સાંજ સુધી અમારે જેલનાં ખેતરોમાં કામ કરવાનું રહેતું. સવારે નાસ્તો કરી અમે કામે ચડીએ. તે વખતે ખેતરમાંનાં ગાજર, મૂળા, રીંગણાં જે હાથ આવે તે ચાવીએ. અંદરઅંદર પણ ગરમાગરમ ચર્ચામાં ઊતરી પડીએ. મોટા નાના બધાનું [illegible] ચાલે પણ રામદાસ કશામાં ન ભળે. ઈશ્વર ઈશ્વર રામદાસ તો રામદાસ જ. બાપુ પેઠે જ [illegible]. ન આમ જુએ કે ન તેમ જુએ. નીચા વળી ખોદવાનું કામ અખંડપણે કર્યે જાય. અમને ટોકવા દારોગો વારેવારે આવે, પણ રામદાસની પડખે પણ ન ચડે; કારણ કે રામદાસ થાકે તો યે કોદાળી છોડી બેસે નહિ. ઊભાઊભા સહેજ થાક લઈ લે ને વળી પાછા ધીમી ગતિએ અસ્ખલિત કામ ચાલુ કરે. કોઈવાર અમે બધા આગ્રહ કરી એકાદ ગાજર કે મૂળાનો કટકો આપવા મથીએ તો પણ રામદાસ એકના બે ન થાય. અમને સંભળાવી દે કે 'તમારે મને ન કહેવું.' કોઈક વાર અમારી પાસે નિકટથી બહારનું મિષ્ટાન્ન આવતું ત્યારે યે તે હાથ ન લગાડતા. જેવા શાંત ખેતરમાં કામ વખતે, તેવા જ શાંત જેલની ઓરડીમાં. કામ પરથી પાછા આવી પોતાની જગ્યાએ બેસી વાંચવા લાગે. ગીત ગાય તો પણ અડખેપડખેના કોઈને ખલેલ ન પડે એ રીતે ધીમે સાદે. રામદાસનાં સંયમ, શાંતિ, અને વિનય પાસે મોટામોટાઓ પણ વામણા દેખાતા. જેલના નિયમોનો ભંગ ન થવા દેવાની એમની ચીવટ એટલી બધી કે પોતાના ભાણામાંથી કદી કોઈને આપે નહિ કે કોઈમાંથી કદી લે નહિ. આકરી મજૂરીનું કામ એટલે ભૂખ તો કકડીને લાગે, પરંતુ જેલનિયમ વિરુદ્ધ બીજાઓ વધારાનું ખાવાનું મેળવી લાવે તોપણ એક કોળિયો પણ રામદાસ સ્વીકારે નહિ. ખૂબી એ કે આખા ટોળામાં રામદાસ સૌથી નાના. પૂરા સોળ વરસના પણ નહિ. પોતાનું વર્તન એમણે જેટલું શોભાવ્યું તેટલા જ એમણે અમારા ઉપવાસ પણ દીપાવ્યા. એ જેટલા વિનયી એટલા ટેકીલા પણ.

અમારા લાંબા ઉપવાસમાં શરૂઆતમાં તો ઘણા બેઠા પણ જેમજેમ વખત જતો ગયો તેમતેમ કેટલાક ખરવા લાગ્યા. ચાળીસીની ટેવવાળા વહેલા પડ્યા. મક્કમ રહેલાઓમાંથી રેવાશંકર ને મગનભાઈ ચકરી ખાઈને પડ્યા, પણ સૌથી કુમળા રામદાસ અડગ રહ્યા. એ કાચી કળી રખે કરમાઈ જાય એ બીકે જેલના અધિકારીઓ બાવરા બની ગયા. ડરબન સુધી જેલના અધિકારીઓ અને સરકારી ઊંચા અમલદારો વચ્ચે તારના સંદેશા ચાલુ થયા.

'જેલના ઉપવાસો એટલે બહારના ઉપવાસો જેવા [illegible] નહિ. બહાર કોઈ ઉપવાસ આદરે કે આસપાસના બધા લોકોની સહાનુભૂતિ પોતા તરફ ખેંચી લે. ઉપવાસીને બનતો આરામ, શાંતિ, પાણી, સ્નાન વગેરે મળે. તેથી ઊલટું દક્ષિણ આફ્રિકાની જેલમાં હતું.'

આ સંબંધી વાતો ચાલતાં રેવાશંકર વગેરે પાસેથી મેં સાંભળેલું કે 'ઉપવાસને દા'ડે જેલરનો કડપ બહુ વધી જતો. ખોદવામાં આડે દા'ડે સુસ્તી કરીએ તો ચાલે, પણ ઉપવાસને દા'ડે તો દારોગો કમર ઊંચી ન થવા દેતો. પરોઢિયે ઊઠવાબેગા રોજની જેમ પોતપોતાના પાયખાનાની બાલદીઓ ઉપાડી પરેડ કરવી પડે અને સાંજે અમે થાક્યા હોઈએ તોપણ જડતીની પરેડમાં દારોગો જાણીબૂઝીને એટલી બધી ચિકાશ કરતો કે એના પર ખૂબ દાઝ ચડતી. જડતીની પરેડમાં રોજ સાંજે બધાં લૂગડાં ઉતારી એક હારમાં અમારે દિગંબર ઊભા રહેવું પડતું. મોં, બગલ અને સાથળમાં અમે કંઈ છુપાવ્યું નથી એની ખાતરી જ્યારે દારોગાને થતી ત્યારે અમને ફરી કપડાં પહેરવાની છુટ્ટી મળતી. ઉપવાસને દહાડે એક તરફ ઝટ થાકી આડા પડવાની

ઉતાવળ હોય ને દારોગો પરેડમાં દોઢો વખત લગાડી અમને સતાવે. મન ઊકળી જાય તો યે એ કડવો ઘૂંટડો ગળે ઉતારી અમારે શાંતિ સાચવવી પડતી. ઉપવાસમાં નહાવાનું ન મળતું એ સૌથી મોટો ત્રાસ હતો. આખા દિવસમાં બપોરે જમવાનો ને આરામનો કલાક દોઢ કલાક મળે તેમાં ઊંઘ ખેંચી. કાઢતા એટલે ટકી શકાતું.

ઉપવાસો લંબાયા એટલે અધિકારીઓએ ફૂટ પાડવાના પ્રયત્ન આદર્યા. મોટાઓમાંથી પ્રાગજીભાઈ દેસાઇ અને શ્રી મેઢને જુદી એકાંત કોટડીઓમાં પૂર્યા. નાનામાંથી રામદાસ કાકા, રેવાશંકર ને કુપ્પુસ્વામીને જુદા કાઢ્યા, અને એમને ઉપવાસ છોડવા અનેક રીતે સમજાવ્યા. કાયદા પ્રમાણે આખી રાત કેદીને પડખે ખાવાની થાળી પડી રહેતી, પણ એક આંગળી સુદ્ધાં કોઈ બોળતું નહિ; એક ટંક ભૂખ્યા ન રહી શકનારા ગોરા તથા હબસી જેલ-અધિકારીઓ આટલી ટેક અને કષ્ટસહન જોઇ સ્તબ્ધ બની જતા.

ઉપવાસ, કોદાળીનું કામ અને માથાફાટ તડકો એમાં કેટલુંક ખેંચાય? ત્રીજે ચોથે દિવસથી એક પછી એક, ખેતરનાં કામ કરતાં તમ્મર ખાઇને જમીન પર ઢળી પડ્યા. જેલવાળાઓ ગભરાયા ને ખેતરમાં તડકે કામ કરવાનું બંધ કરાવ્યું. રેવાશંકર જે સૌથી જબરો દેખાતો એ સૌથી વધુ ક્ષીણ દેખાયો એટલે એને હૉસ્પિતાલમાં મોકલવામાં આવ્યો. ત્યાં ચારપાંચ જણાએ સુસ્કેટાટ બાંધી એના ગળામાં દૂધ રેડવા માંડ્યું. પણ રેવાશંકર એમ ગાંજ્યો જાય એવો ન હતો. તેણે ઊબકા કરી બધું બહાર ફેંકી દેવા માંડ્યું. જેલવાળાઓ વધુ આકરા થયા. તેમણે રેવાશંકરના ગળા નીચે રબરની નળી ઉતારી. રેવાશંકરની રાડારાડ કશી કામ ન આવી ને એની હોજરીમાં બળાત્કારે ખોરાક પંપ કર્યો. એ ખોરાકમાં ઈંડાં આપ્યાની શંકા રેવાશંકરને પડી, પણ એ લાચાર હતો.

આમ જ્યારે એક તરફ રેવાશંકરના પેટમાં પંપથી ખોરાક પહોંચાડવાનો બળાત્કાર ચાલતો હતો ત્યારે બીજી તરફ પ્રાગજીભાઇ દેસાઇ પર એક હબસી દરોગો તૂટી પડ્યો. એમને લાત મારી અને પગ પકડી પીઠ-ભર એમને બેચાર ગજ ઘસડી કાઢ્યા. ઉપવાસોનો આ ઇતિહાસ બહુ પુરાણો થઇ ગયો અને તે યે મેં પ્રત્યક્ષ અનુભવેલો નહિ, કેવળ સાંભળેલો. પણ એની



શ્રી મેઢ અને (ઊભેલા) શ્રી રામદાસ ગાંધી

કારમી અસર આજે પણ મને વિસરાઇ નથી. મારા વર્ણનમાં તે તે પ્રસંગોના સમય અને ક્રમમાં કદાચ ફેર પડ્યો હશે, પણ બધી વાતનો સાર એટલો કે નાતાલની સરકાર સત્યાગ્રહી કેદીઓને ઝુકાવવા પોતાનું બધું બળ અને બધી કળ વાપરી રહી હતી અને બીજી તરફ ફીનિક્સવાસી સત્યાગ્રહીઓ અણનમ રહેવાને નરકયાતના સમાણાં દુઃખો સ્વેચ્છાએ ઝીલી રહ્યા હતા. જેલની બહારના લોકો અધીરા થઈ ગયા હતા. ત્યાં સાતમે કે આઠમે દિવસે ખબર ફરી વળ્યા કે સત્યાગ્રહી કેદીઓને ઘી મળ્યું છે અને બીજી ફરિયાદો દૂર થઇ છે.

સત્યાગ્રહની લડાઇનો અંત તો હજુ ક્યાં યે દેખાતો ન હતો, પણ કેદખાનામાં મળેલા આ વિજયે હિંદીઓના ઉત્સાહમાં મોટો ઉછાળો આણ્યો.

ઉપવાસના અંતની વિગત પણ રસભરી છે. એ સાંભળેલી બીના પણ અહીં આપી જાઉં. રેવાશંકર, કુપ્પુ વગેરેનું કહેવું હતું કે પાંચ દિવસ તો અમે તાનમાં ખેંચી કાઢ્યા. પણ પછી અમારા હોશકોશ ઊડી ગયા હતા અને દિલ કરમાવા લાગ્યું હતું. છતાં પણ રામદાસ જરા યે ત્રાસ્યા ન હતા. એમનામાં હજુ ખેંચવાની પૂરી હિંમત હતી. મોટાઓના શા હાલ થયા છે એની અમને ખબર ન પડતી. હજુ કેટલું વેઠવું પડશે એવો ફફડાટ અમને પજવવા લાગ્યો હતો. ત્યાં એક સાંજે જેલર, ગવર્નર અને મૅજિસ્ટ્રેટ આવ્યા અને આવતાંની સાથે ધમકાવવાનું જ શરૂ કર્યું: 'તમે શું સમજો છો તમારા મનમાં? આમ તોફાન કરશો તો હાથે કરી ખુવાર થશો. સરકાર બોલતી નથી ત્યાં સુધી ઠીક છે,

પણ એ આકરી થશે તો મોં બારે થઇ પડવાની છે.' ગોરા અમલદારોનું અંગ્રેજી સમજાવવા એક દુભાષિયો (ઇન્ટરપ્રીટર) રીત પ્રમાણે તેમની સાથે આવેલો. એ ત્યાં 'ઇટાપટ' કહેવાનો! સાહેબથી સવાયા લહેકામાં તેણે એમની વાતનો અનુવાદ અમને સંભળાવ્યો. 'સુનો, સાહબ બોલતા હૈ તુમ નહિ ખાયગા તો તુમકો સખત સજા હોગા. તુમ ખાઓ નહિ તો સરકાર તુમકો બહુત સજા કરેગી.' આટલું ઉતાવળેથી ધમકીના અવાજમાં સંભળાવી ધીમે સાદે એ પણ સંભળાવી દીધું: 'ઘીકા પરવાના તો આ ગયા હૈ.' વળી ઊંચે સાદે: 'લેકિન તુમકો ખાના હી પડેગા. સાહબકું કહ દો કિ હમ ખાયેંગે. માન જાઓ. સાહબકે સામને મત હો.' વળી ધીમેથી: 'ઘીકા પરવાના મિલ ગયા, ફિકર મત કરો.' આમ અમને ધમકી અને ઘી મળ્યાના ખબર એકસાથે મળ્યા. અમારા ટાંટિયા ગળવા લાગ્યા હતા તે જોર આવ્યું અને અમે સાહેબનું કહેવું રોજની જેમ ઘોળીને પી ગયા ને અમારો નન્નો કાયમ રાખ્યો.

લગભગ ઊંઘવાને સમયે જેલર ફરી તારના સમાચાર લઇને આવ્યો: 'અમે મિ. ચિમનીને તમારી ફરિયાદો મોકલી હતી. તમારી કેટલીક માગણી સાચી હતી ખરી, પણ આમ તોફાન કરી માથે વાગી બેસો એ કેમ પોસાય? પણ હવે તમે ઘી લઇ શકો છો. મિ. ચિમનીએ મંજૂરી આપી છે. બોલો શું ખાશો? અત્યારે તો રસોડું બંધ છે એ તમે જાણો જ છો.' અમે આભાર માન્યો અને બીજી સવારે જ પારણાં કરશું એમ કહી શાંતિપૂર્વક સૂતા.

પારણાં કર્યાં, ઘી મળ્યું, રસોડામાં અમારા પ્રતિનિધિ તરીકે શ્રી મેઢ રસોઇ કરાવવા રહ્યા. સફાઇ પણ સુધરી અને અમે થોડા દિવસમાં તાજા થઇ ગયા. ઉપવાસની વાત વિસારે પડી. એ એક વાર્તા બની રહી.'

ઉપવાસની કથા ઉપરાંત જેલવાસીઓના બીજા અનુભવની વાતો પણ ખૂટે એવી નથી. મોટીમોટી ચળવળના પ્રસંગોથી કેદીજીવનના પ્રસંગો ઓછા નથી હોતા. મને પોતાને જેલ જવાનું મળેલું નહિ એટલે ત્યાંની નાનીનાની વાતોમાં પણ મને બારે રસ પડતો. જેલ જતા–આવતાઓ પાસે કલાકો સુધી ત્યાંની કથા સાંભળતો. એમાંનું ઘણું આજે ય મગજમાં રમી રહ્યું છે. પણ એ બધું ક્યાં આપવા બેસાય? એક બે કિસ્સા કહી આ પ્રકરણ પતાવું.

દક્ષિણ આફ્રિકાના ગોરાઓને હિંદી લોકોનો ધર્મ એ ન સમજાય એવી ચીજ થઈ પડી હતી. નહાવામાં ધરમ, ખાવામાં ધરમ, ઊઠવાબેસવામાં ધરમ અને સૂતરના બે તાંતણામાં યે ધરમ! જેલમાં ધરમને નામે કેદીઓને ક્યાંકક્યાંક બાબડી પડવાનું પણ થર થતું અને એની ઓથે તિકડં પણ ચાલતું,–ખાસ કરીને બહારના ખબર સૌને પહોંચાડવામાં. નહાવાનું મળે ત્યારે નહાતા જાય શ્લોક ગાતા જાય ને વચ્ચે એમ પણ ગાઈ દે:'

> 'ખબર આજે આવ્યા છે કે બાપુ કૂચ કરતા જાય છે,
> સાથે હડતાલી બણુ હજાર. કાલે જઇને બેસશે.'

આવા બીજા વિનોદો પણ ચાલતા.

એકવાર અમારે ત્યાં ફીનિક્સમાં રવિવારની રજા માંણવા ડરબનની જેલનો એક બોર (ડચ) દારોગો આવ્યો. ગોરું શરીર ને ઊંચો પહાડ સમો. જેલમાં મારા પિતાશ્રી પરનો એ ચોકિયાત હતો. અમારી પંગતમાં એ ખૂબ રસથી જમ્યો. મારા પ્રત્યે એણે વિશેષ ભાવ બતાવ્યો. મને કહે, 'તારા પિતા જેલમાં બહુ મજામાં છે. તારે એને કંઇ કહેવડાવવું છે?' મને એની સાથે વાત કરવાની હોંશ થતી ન હતી. હું તો એનો ચહેરો જ જોયા કરતો હતો અને વિચારતો હતો કે 'આ માણસ કેવો હશે? અહીં આટલો ડાહ્યો ને ગરવો દેખાય છે, પણ કેદખાનામાં એનો કેવો રોફ હશે?' મારે કંઇક તો જવાબ આપવો જ જોઇએ, એટલે મેં ટૂંકે પતાવ્યું: 'કહેજો કે અમે મજામાં છીએ.' ધરાઇધરાઇને તેણે અમારી વાડીનાં તાજાંતાજાં ફળ અને મધમધતું શાક આરોગ્યાં, અને પછી હાથ મેળવી ચાલતો થયો. બાપને કેદમાં રાખનારા એ મીઠા મહેમાનની સ્મૃતિ મારા એ બાળજીવન પર સદા માટે અંકાઈ ગઈ અને કારમા દેખાતા માણસમાં પણ માણસાઈ જોવાની વૃત્તિ વધી.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

### એક સુધારો

ગયા અંકમાં જે કલાકારનો પરિચય આપ્યો છે તેમનું નામ અબ્દુલ કલામ નહિ પણ અબુલ કલામ છે અને તેમના જન્મની સાલ ૧૯૧૪ નહિ પણ ૧૯૧૬ છે.

કિંમતે મામૂલી પણ ઉપયોગે અણમોલ, આપણો ઘરઘરનો ને નિશદિનનો પરિચિત

# કોલસો
## અને તેની પેદાશો

ગયા અંકથી પૂરું

ખાણિયા અથવા ખાણોમાં કામ કરતા મજૂરોને મલકટ્ટા કહે છે. દરેક ખાણમાં ૨૫૦ થી ૧૦૦૦ જેટલા મલકટ્ટા કામ કરે છે. મોટી ખાણોમાં ૨૦૦૦થી ૩૦૦૦ પણ હોય છે. તેઓ એક ટ્રૉલી ભરીને કોયલો ખોદી કાઢે ત્યારે તેમને ૭ આના મજૂરીના મળે છે. એક ટ્રૉલીમાં લગભગ પોણો ટન કોયલા સમાય. એક મલકટ્ટો એક પલ્લામાં—એટલે કે આઠ કલાકમાં—પોતપોતાની શક્તિ પ્રમાણે ૧થી ૨ ટ્રૉલી કોયલો ખોદી શકે છે. ખાણની અંદર તો ચોવીસે કલાક અંધારૂં હોવાથી ત્યાં દિવસ-રાતનો તો સવાલ જ નથી. ત્યાં તો હમેશ રાત જ હોય છે. તેથી ખાણનું કામ પણ ચોવીસે કલાક ચાલુ હોય છે. ૨૪ કલાકમાં મલકટ્ટાઓ આઠઆઠ કલાકે ત્રણ વખત બદલાય છે. તેને ત્રણ પલ્લા કહે છે. કોઈકોઇ ઉદ્યોગી મલકટ્ટાઓ એકીસાથે બે પલ્લામાં પણ કામ કરે છે. ખાણની અંદર ફક્ત પુરુષ મલકટ્ટાઓને જ કામ કરવા દેવામાં આવે છે. બે વર્ષથી સરકારી કાયદો થવાથી સ્ત્રી મલકટ્ટાઓને અંદર જવા દેવામાં આવતી હતી. તેઓ ફક્ત ઉપર કામ કરી શકે છે. અંદરનું કામનું સ્થળ ચાનકના નીચેના છેડાથી જેમજેમ વધારે દૂર તેમતેમ મજૂરીનો દર સહેજ વધારે મળે, કારણકે ખોદેલો કોયલો દરેક મલકટ્ટાએ ચાનક સુધી પહોંચાડવો જ જોઇએ. વળી ગૅસવાળી ખાણમાં પણ મજૂરીનો દર વધારે. કોઇ પણ પળે ગૅસ નીકળી આવે તો નક્કી મોત જ આવે.

આ મલકટ્ટાઓ બંગાળી, સંથાલ, માંઝી, બિહારી, બૈયા, રામપુરી અને બિલાસપુરી જાતિના હોય છે. આ સિવાય ભાગ્યે જ બીજી કોઈ જાતિનો મલકટ્ટો ત્યાં હશે. તેમાં સંથાલ અને માંઝીનું પ્રમાણ વધારે છે. આ મલકટ્ટાઓ રાતના વખતે કોલીઆરી પાસેથી એકાદ બે ટોપલી કોલસાની ચોરી કરી ગામમાં બેત્રણ પૈસે વેચી પોતાની કમાણીમાં વધારો કરે છે. આ ચોરી ત્યાં એટલી વ્યાપક અને જાહેર છે કે આખું ઝરિયા ગામ આ ચોરીનો જ સસ્તો પડતો કોયલો વાપરે છે. ખાણના રખેવાળો તથા અધિકારીઓ પણ તે જાણતા હોવા છતાં તે તરફ આંખમીંચામણાં કરે છે. બેત્રણ પૈસા માટે તેઓ જો મલકટ્ટા સાથે તકરાર કરવા બેસે તો તે જ મલકટ્ટો તેમને હલકા-ઊંચા કોયલા સેળભેળ કરી નાખી વધારે નુકસાન કરી શકે છે. અંદર કામ કરતા મલકટ્ટાઓનું આયુષ્ય જરૂર ઓછું થઈ જાય જ. તેઓ પેટમાં જેટલો ખોરાક ખાતા હશે તેટલો શ્વાસ મારફત કોયલો ખાતા હશે. દરેક ૫૦ અથવા ૧૦૦ મલકટ્ટા ઉપર એક નાનો સરદાર દેખરેખ અને કામનોંધણી માટે હોય છે. બધા સરદારો ઉપર એક મોટો સરદાર હોય છે.

સરકારી કાયદા પ્રમાણે તેઓને બહાર આવે ત્યારે નહાવા માટે મોટા કુંડો હોય છે; પીવા માટે મફત દૂધ મળે છે; અઠવાડિયામાં એક વખત તંદુરસ્તી જાળવવા વગેરે વિષયો ઉપરનાં સિનેમા જોવા મળે છે; રહેવા માટે મફત ઘર મળે છે; બાળવા માટે તો મફત કોયલા મળે જ! માંદગી સમયે ડાક્ટર પણ મળે છે. પરંતુ આટઆટલી સગવડો મળવા છતાં હજી તેઓ પોતાની જૂની ટેવો ભૂલી શક્યા નથી. સ્ત્રી તથા પુરુષો બંને દેશી દારૂ, તાડી અને તમાકુ–બીડીનાં વ્યસન છોડી શક્યાં નથી. પૈસો હાથમાં આવે એટલે સીધા પીઠામાં દોડી જાય છે. આજે જો અહીં કૉંગ્રેસ સરકાર ચાલુ હોત તો સંપૂર્ણ દારૂબંધીની નીતિથી તેઓ સુખી હોત. આજે તો તેઓ એટલા બધા ગરીબ છે કે બીજા દિવસે શું ખાવું તેનો તેમને વિચાર થઇ પડે છે. એવે વખતે તેઓ એક પૈસાના થૂલામાં પાણી ભેળવી તેના ઉપર આખો દિવસ કાઢી નાખે છે.

કોલફીલ્ડના આત્મા સમાન કોલસાની ખાણનો તો આપણે પરિચય કર્યો; હવે તેની પેદાશ એટલે કાચો કોયલો ને તેમાંથી બનતા બીજા માલનો વિચાર કરીએ.

### સ્ટીમકોલ

ખાણમાંથી સીધો નીકળેલો અને કંઇ પણ ક્રિયામાંથી પસાર ન થએલો કાચો કોયલો તે સ્ટીમકોલ કહેવાયછે. રેલવેનાં ઍંજિનો, મિલો, કારખાનાં વગેરેમાં આ જ કોયલો કામ આવે છે. તેની હલકી-ઊંચી જાતો ૭થી ૧૭ સીમ વચ્ચે વહેંચાએલી હોય છે. ઘણુંખરૂં ૧૦થી ૧૭ સીમના ઊંચા માલનો જ સોદો થાય છે.

## ★ કોલસામાંથી પેટ્રોલ ★

પહેલી નજરે તો કોલસા અને પેટ્રોલ વચ્ચે કશું સામ્ય ન જણાય, કારણ કોલસો એ રંગીન ઘન પદાર્થ છે, જ્યારે પેટ્રોલ રંગહીન પ્રવાહી છે. પરંતુ વિજ્ઞાનીઓએ કોલસામાંથી પણ પેટ્રોલ મેળવવાનું શક્ય બનાવ્યું છે.

કોલસામાંથી પેટ્રોલ મેળવવાની રીતને Hydrogenation (હાઇડ્રોજેનેશન) કહેવામાં આવે છે. હાઇડ્રોજેનેશન એટલે કોલસામાં હાઇડ્રોજન મેળવવો તે. ઘન બળતણ અને પ્રવાહી બળતણ વચ્ચે આમ તો આપણને કશું સામ્ય ન જણાય, પણ જો એ બંનેનું રાસાયણિક પૃથક્કરણ કર્યું હોય તો તરત તેમનું સરખાપણું જણાઇ આવે. એ બંનેના બંધારણનો મુખ્ય ઘટક કાર્બન છે. પેટ્રોલમાં ૮૮ ટકા કાર્બન અને બાકીના ટકા હાઇડ્રોજન છે; જ્યારે કોલસામાં ૮૦ ટકા કાર્બન અને બાકીના ભાગમાં મુખ્યત્વે હાઇડ્રોજન તથા થોડા પ્રમાણમાં નાઇટ્રોજન અને ગંધક પણ છે. કોલસામાંથી આ બીનજરૂરી નાઇટ્રોજન, ગંધક વગેરે કાઢી નાખી તેમાં ખૂટતો હાઇડ્રોજન મેળવીએ એટલે પેટ્રોલ બને.

આ શોધ ઈ. ૧૮૬૯માં એક ફ્રેન્ચ વિજ્ઞાનીએ પ્રથમ બહાર પાડી. પરંતુ ત્યાર પછીનાં ૪૦ વર્ષ સુધી એ પ્રયોગશાળામાં જ પુરાઇ રહી. એ ખરા ઉપયોગમાં ૧૯૧૨થી મુકાઈ. જર્મનીએ ૧૯૨૬માં તે માટે એક જબરું કારખાનું ઊભુ કર્યું અને આજે તે એ રીતે લાખો ગૅલન પેટ્રોલનું ઉત્પાદન કરે છે. ૧૯૨૯માં ઇંગ્લંડે પણ તેનું અનુકરણ કર્યું.

હવે આપણે પેટ્રોલ સારવવાની ક્રિયા તરફ વળીએ. પહેલાં તો કોલસાની વસ્ત્રગાળ ભૂકી કરી નાખી તેને heavy Oil (હેવી ઑઇલ) નામના એક વિશિષ્ટ પ્રકારના તેલ સાથે મેળવી તેની લાહી—paste બનાવે છે. એ લાહી પછી એક મોટા નળામાં ગરમ કરવા મૂકી નળાને ડટો મારી દે છે. ત્યારબાદ તેના પર દર ચોરસ ઇંચે ૩૫૦૦ રતલનું દબાણ આપી નળામાં હાઇડ્રોજન છોડવામાં આવે છે. પણ બંનેનું એકાએક મિશ્રણ નથી થઇ જતું. એમનું એકીકરણ કરવા માટે એક ત્રીજા પદાર્થની જરૂર પડે છે જેને સહાયક (catalytic agent) કહેવામાં આવે છે.

આ બંને પદાર્થનું એકીકરણ થતાં બહુ વખત લાગે છે, અને એ વેળા ઉત્પન્ન થતી ગરમી ઊકળતા પાણીની ગરમીથી ચારપાંચગણી હોય છે. એને પરિણામે અર્ધપ્રવાહી તેલ તથા થોડોક ગાળ બાકી રહે છે. એ ગાળને બૉઇલરોમાં બાળવાના કામમાં લેવામાં આવે છે, જ્યારે તેલના મિશ્રણને તેનું બાષ્પીભવન થઇ જાય ત્યાં સુધી ગરમી આપવામાં આવે છે. આ જે બાફ હોય છે તે કાચા તેલ (crude oil)ની હોય છે. એક નળીમાં તેને ઠંડી પાડી પુનઃ પ્રવાહી બનાવવામાં આવે છે, ને એમાંથી પછી એવી જ પ્રક્રિયા મારફત પેટ્રોલ સારવવામાં આવે છે.

---

૭થી ૧૦ સીમનો માલ કાઢતી ખાણો સેકંડ ક્લાસ ખાણો કહેવાય છે તથા ૧૦થી ૧૭ કાઢતી ફર્સ્ટ ક્લાસ કહેવાય છે.

સ્ટીમકોલમાં પીળા ડાઘ (water mark)વાળો, પથરીલો (stone), આમડી (plate)વાળો વજનમાં ભારે તથા દેખાવમાં જ ખરાબ લાગતો કોયલો 'રિજેક્ટેડ'—નકામો—ગણી કાઢી નાખવામાં આવે છે અને સીધા બળતણના કામ માટે તે નકામો હોવાથી, તેનો સૉફ્ટ કોક બનાવવામાં આવે છે.

૧૦થી ૧૭ સીમનો કોયલો ચકચકતો, વજનમાં હલકો, (અંદર પથ્થરનો ભાગ ન હોવાથી) તથા દેખાવમાં જ સારો હોય છે. તેમાં પણ ગોળ જાત સૌથી વખણાય છે. તે ગોળ કોયલાને ભાંગવાથી ટુકડા નથી થઈ જતા, પણ ઉપરનાં પડ તૂટી જઈ અંદરથી ગોળાકાર જ દેખાય છે. ભાંગવા છતાં પણ તે પોતાની ગોળાઈ મૂકતો નથી.

### સૉફ્ટ કોક

રિજેક્ટેડ, મિક્સ તથા ૭થી ૧૦ સીમનો હલકો કોયલો પહેલાં ભઠ્ઠીઓમાં બાળવામાં આવે છે અને તેના ઉપર રાખ નાખી તેને ઢાંકી દેવામાં આવે છે. પછી કોયલાની જાત પ્રમાણે અંદર ને અંદર તેને ૨૪ થી ૭૨ કલાક સુધી બળવા દેવામાં આવે છે, અને તેમાંનો બધો ધુમાડો નીકળી ગયા પછી, તેને પાણીથી ઠારી નાખવામાં આવે છે. આ થયો સૉફ્ટ કોક. તેને જ્યારે ફરીથી બાળવામાં આવે ત્યારે તે ધુમાડો કરતો નથી. કલકત્તામાં અને મધ્ય હિંદુસ્તાનમાં લગભગ ૯૫ ટકા આ જ કોયલો ઘરકામ માટે વપરાય છે. સ્ટીમકોલનો ભાવ ઝરિયા ડિલિવરી, હલકી-ઊંચી જાત પ્રમાણે ટનના રૂ. ૧ાથી ૪ સુધી આવે છે. મુંબઈ, કરાંચી, અમદાવાદ વગેરે શહેરોમાં આ જ સ્ટીમકોલ, રેલવેનૂર વધી જવાથી, ૨૦થી ૩૫ રૂપિયે ટન પડે છે. સૉફ્ટ કોકનો ભાવ ઝરિયા ડિલિવરી, ટનના રૂ. ૭થી ૧૫ સુધી આવી શકે છે.

### હાર્ડ કોક

આ જાત પણ સ્ટીમકોલમાંથી જ બનાવવામાં આવે છે. સ્ટીમકોલના મોટામોટા ટુકડાઓનો પહેલાં મશીનથી ભૂકો બનાવાય છે. પછી પાકા ચણેલા બંધ ભઠ્ઠાઓમાં, ઉપરનાં બાકોરાંમાંથી તે ભૂકો ભઠ્ઠાઓમાં નાખવામાં આવે છે. તે પછી ઉપરના એ બાકોરાને

## ★ આપણા રાષ્ટ્રમાં કોલસો ★

હિંદુસ્તાનના અનેક બ્રિટિશ પ્રાન્તોમાં ને દેશી રાજ્યોમાં કોલસાની ખાણો આવેલી હોવા છતાં તેની નીપજ દેશના માત્ર એક ખૂણામાં—બિહાર અને બંગાળમાં—જ અટવાઇ રહી છે. દેશ આખાની કુલ નીપજમાં ૮૫ ટકા જેટલો જ એનો ફાળો છે. આનું પરિણામ એ આવ્યું છે કે આપણા દેશની ઘણીખરી કાપડની મિલો, કાગળની મિલો, ચામડાંનાં કારખાનાં, કાચનાં, સીમેન્ટનાં ને ખાંડ વગેરેનાં કારખાનાં એ જ પ્રાંતોની આસપાસના ૫૦૦ માઈલ જેટલા વિસ્તારમાં જ સીમિત બન્યાં છે. હદ ઉપરાંતની આ એકસ્થ પ્રવૃત્તિ હિંદુસ્તાનના બીજા પ્રાંતોના ઉદ્યોગવિકાસમાં બાધક નીવડે એ દેખીતું છે. દાખલા તરીકે મદ્રાસ ઈલાકો લોઢાની ખાણોથી સમૃદ્ધ છે, છતાં તે તેનો લાભ નથી ઉઠાવી શકતું, કારણ બંગાળ ને બિહારથી કોલસાની આયાતનો ખર્ચ તેને બહુ ભારે પડી જાય છે. એવી જ બીજા પ્રાંતોની ફરિયાદો ત્યારે જ દૂર થઇ શકે, કે જ્યારે રેલવે કંપનીઓ પોતાનાં ઊંચાં નૂરો ઘટાડી નફાખોરીની દાનત જતી કરે.

હિંદુસ્તાનનો બધા પ્રકારના કોલસાનો કુલ જથ્થો જોઇએ તો ભાગ્યે જ ૬૦ અબજ ટન થવા જાય. બીજા દેશો સાથે સરખાવીએ તો એ જથ્થો અમેરિકાના કોલસાના જથ્થાનો ૬૪મો ભાગ, કેનેડાના જથ્થાનો ૨૦મો ભાગ, બ્રિટનના જથ્થાનો ૩જો, જર્મનીનાનો ૭મો, ચીનનાનો ૧૬મો, મંચૂરિયાના તેમજ ઑસ્ટ્રેલિયાના જથ્થાનો ૩જો ભાગ થયો. આમ બીજા દેશોના મુકાબલે હિંદનો જથ્થો પ્રમાણમા રંક છે, તેમ ગુણે પે રંક છે. ઍન્થ્રેસાઈટ કે હાઇ કાર્બન બિટ્યુમિનસ કોલસો તો હિંદમાં છે જ નહિ. એનો ઊંચામાં ઊંચો લેખાતો કોલસો લઇએ તો ભાગ્યે તેનો જથ્થો ૫ અબજ ટન થવા જાય છે, જે આજના જ અનુક્રમથી ખોદાતો રહે તો ૧૦૦ વરસમાં ખલાસ થવા આવે. અને કોકિંગ કોલસો તો ભાગ્યે ૩૩ વરસ જ ચાલે એટલો છે!

પરંતુ આ તો એની કુદરતી આયુમર્યાદા થઇ. એની નીપજમાં આજે જે બગાડ અને ગેરવ્યવસ્થા ચાલે છે તે એ આયુમર્યાદા એથી પણ ઘટાડતાં આવે છે. વળી કોલસામાંથી આજના ઉદ્યોગોમાં આગળપડતું સ્થાન પામેલી જે અનેક ગૌણ પેદાશો નીપજે છે તેના તરફ તો નથી એ કોલસાની ખાણોના માલિકોએ ધ્યાન આપ્યું કે નથી સરકારે. સરકારે કોલસાનું એ બહોળું ઉદ્યોગક્ષેત્ર વિસ્તારવા આર્થિક મદદ આપી, વહેલામાં વહેલી તકે એ હિતાવહ પગલું ભરવું જોઇએ ને તેનો અપવ્યય અટકાવવા તેની નીપજ અને વેચાણનીતિ પર અંકુશ મૂકવા રહેનિશ વેસ્ટફાલિયન સીન્ડીકેટ જેવી સીન્ડીકેટ સ્થાપવી જોઇએ.

(મહાસભાએ સ્થાપેલી 'નૅશનલ પ્લૅનિંગ કમિટી' પર ડૉ. બલરાજ શેઠે મોકલાવેલા રીપોર્ટમાંથી)

---

માટીથી બરાબર બંધ કરી લઇ બાજુના એક બાકોરામાંથી એ ભૂકાને આગ દઇ પછી એ બાકોરાને પણ માટીથી પૅક કરી લેવામાં આવે છે. ધુમાડો નીકળી જવા માટે ઉપર એકાદ નાની ચીમની હોય છે. સ્ટીમ કોલની હલકી-ઊંચી જાત પ્રમાણે તેને ૨૪થી ૭૨ કલાક સુધી બળવા દે છે. બરાબર પાકી ગયા પછી બાજુના દરવાજા ખોલી નાખી લાલચૂમ કોયલો બહાર કાઢે છે. હવે તેમાંથી ધુમાડો તથા ભડકો બંને નીકળી ગયા હોય છે. આ પછી તેના પર નળ વાટે પાણીનો સતત મારો ચાલુ રાખી તેને ઠારી નાખે છે. અને તેમાં બેથી ત્રણ કલાક તો સહેજે નીકળી જાય છે. આ ઠરેલો કોયલો ગાંગડા નહિ પણ પડ રૂપે હોય છે. તેને નક્કી કરેલા કદ પ્રમાણે હથોડા અથવા મશીનથી ભાંગી નાખવામાં આવે છે. આ થયો હાર્ડ કોક.

હાર્ડ કોકને બાળતાં તે ધુમાડો કરતો નથી. તેની ગરમી સ્ટીમકોલ કે સૉફ્ટ કોક કરતાં ૬થી ૭ગણી હોય છે. ૧૦થી ૧૭ સીમની સ્ટીમની ભૂકીમાંથી તે બનાવેલો હોવાથી તે સૉફ્ટ કોક કરતાં ઘણો મોંઘો હોય છે. રિજેક્ટેડ અથવા હલકા સ્ટીમમાંથી તે બની શકતો નથી. આ જાત લોઢું અથવા બીજી ધાતુઓ ગાળવાના કામમાં વપરાય છે. જમશેદપુરની ટાટા કંપની હાર્ડ કોક ઘણો વાપરે છે. તેનો ભાવ ઝરિયામાં ટનના રૂા. ૧૧થી ૨૩ સુધી આવી શકે છે. આ માલમાં ફુલવાળો તથા રંગે સહેજ સફેદ હાર્ડ કોક સૌથી વધારે ભાવ લાવે છે. લોદના સ્ટેશનનો હાર્ડ કોક વખણાય છે.

### કોલડસ્ટ

કોલડસ્ટ એટલે કોયલાનો ભૂકો. ખાણમાંથી કોલસા કાઢતાં જે ભૂકો થાય તે પણ બીજા મોટા કોલસા સાથે બહાર નીકળે છે અને બહાર મોટા કોયલા નીકળ્યા પછી તેને ભાંગીને પણ કોલડસ્ટ બનાવવામાં આવે છે. આ ડસ્ટ, હાર્ડ કોક બનાવવામાં તથા ઈંટો તેમજ ચૂનો પકવવાના ભઠ્ઠામાં કામ આવે છે.

સ્ટીમકોલમાંથી બનતા સૉફ્ટકોક ને હાર્ડ કોકનો આપણે પરિચય કર્યો. હવે તેમાંથી બનતી બીજી વૈજ્ઞાનિક વસ્તુઓનો વિચાર કરીએ. ઝરિયાના માઇનફીલ્ડમાં આવી વૈજ્ઞાનિક વસ્તુઓ બનાવતાં ફક્ત બે જ કારખાનાં છે. બંને યુરોપિયન માલિકીનાં છે: લોદના કોક પ્લાન્ટ ને બરારી કોકપ્લાન્ટ. લોદના કરતાં બરારી

કોકપ્લાન્ટ મોટા ને વિશેષ વૈજ્ઞાનિક વસ્તુઓ નિપજાવે છે.

### ભરાલી કોકપ્લાન્ટ

ઝરિયાથી ચારેક માઇલ દૂર ભરાલી ગામ પાસે આ કોકપ્લાન્ટ છે. પહેલાં તો તેની રચના તપાસીએ.

ફૅક્ટરીમાં, રેલવે લાઇનની બાજુમાં જ જમીનની અંદર જગ્યા ગોઠવેલી છે. રેલવે વૅગનમાંથી કોલડસ્ટ પરબારી તે જગ્યા ઉપર નાખવામાં આવે છે, જેથી ઝીણો માલ તેમાંથી ચળાઇને જમીનની અંદર આવેલા 'પૅન્સ'માં પડે છે અને જાડો માલ જે ઉપર રહી જાય છે તે જુદો કાઢી લેવામાં આવે છે. મશીન ચાલુ થતાં જમીનની અંદરના પૅન્સ ઉપર ચડવા માંડે છે તથા એકદમ ઊંચે કોલટાવર ઉપર પહોંચે છે. ત્યાં વળી તે મશીનથી પિસાય છે. એવી રીતે ઉપરથી ધીમેધીમે ચણુચાર ઠેકાણે પિસાતીપિસાતી તે ભૂકી નીચે ટ્રૉલીમાં પડે છે અને ટ્રૉલી મારફત તેને બઠ્ઠા પાસે લઈ જઈ અંદર નાખવામાં આવે છે. ત્યાંનો દરેક બઠ્ઠો ૧૦ ટન ભૂકી સમાવી શકે છે. આવા કુલ ૧૬ બઠ્ઠા ત્યાં છે. એમાં સ્ટૅંડર્ડ માલને લગભગ ૪૦ કલાક સુધી બંને બાજુથી ગૅસની નળી વાટે ગૅસની ગરમી આપવામાં આવે છે. બીજી કોઈ જાતની આગ તેને દેવાતી નથી. ૪૦ કલાક પછી ડસ્ટ પાકી ગયા બાદ તેને બહાર કાઢી પાણીના મારા વડે ઠંડી પાડી તેનાં પડોને હથોડાથી જોઇતા કદ પ્રમાણે ભાંગી હાર્ડ કોક બનાવવામાં આવે છે. મોટા ટુકડા ભાંગતાં જે થોડાઘણા નાના ટુકડાઓ (કાંકરા જેવા) પણ થઇ જાય છે તેને 'રબલ્સ' કહે છે. તે સોઢા તથા પિત્તળનાં નાનાંનાનાં કારખાનાંઓમાં કામ આવે છે. તેનો ભાવ ફૅક્ટરી ડિલિવરી ટનના રૂ. ૧૦ આવે છે. મોટા ટુકડા જે હાર્ડ કોક કહેવાય છે તેનો તેમને રૂ. ૧૮નો ભાવ ઊપજે છે. તેમના ઘણાખરા માલનો કૉન્ટ્રૅક્ટ પહેલેથી જ તાતા કંપની સાથે થઈ ગએલો હોય છે.

આ હાર્ડ કોક બનાવવાના બઠ્ઠાઓમાં ઉપરથી ધુમાડો નીકળી જવા માટેની ચીમનીઓ બીજી ચાલુ ચીમનીઓ જેવી ખુલ્લી નથી હોતી. તેનો ધુમાડો નકામો આકાશમાં ચાલ્યો જવા ન દેતાં તેમાંથી વૈજ્ઞાનિક રીતે કેંક વસ્તુઓ બનાવવામાં આવે છે.

પહેલાં ધુમાડાને ચીમનીમાંથી નળી દ્વારા આગળ લઇ જઇ તેને પાણીથી ઠંડો પાડે છે, અને અમુક ક્રિયાઓમાંથી પસાર કરી તેમાંથી કોલટાર (ડામર), શોલ્ટાર તથા પીચ બનાવે છે. બાકી વધેલો ધુમાડો ફરી નળીવાટે આગળ એક કારખાનામાં લઇ જઇ ત્યાં તેમાંથી ગૅસ છૂટો પાડી લે છે તથા બાકી રહેલા ગૅસ વગરના ધુમાડામાંથી 'ઍમોનિયમ સલ્ફેટ' બનાવે છે. આ કાચા ઍમોનિયમ સલ્ફેટને અમુક ક્રિયાઓમાંથી પસાર કરી સફેદ દૂધ જેવું બનાવીને તેને બજારમાં વેચવામાં આવે છે. ખેતરમાં તે ઉત્તમ ખાતરનું કામ આપે છે. તદ્દન રેતિયાળ જમીન ઉપર પણ તે સારામાં સારો પાક ઉત્પન્ન કરી શકે છે.

હવે છૂટા પાડી દીધેલા ગૅસને પાઇપ દ્વારા આગળ લઇ જઇ સ્ટીમથી ગરમ કરીને તેમાંથી નેપ્થા સારવી લેવામાં આવે છે. જેમાંથી ફીનાઇલ બને છે.

નેપ્થા છૂટો કરી લીધા પછી બાકી રહેલો ગૅસ પાઇપ દ્વારા આગળ લઈ જઈ તેમાં સેલ્ફરિક ઑઇલ મેળવીને ગરમ કરવાથી તેનો હલકો ભાગ વરાળ બની જાય છે અને ગૅસ રહી જાય છે. આ ગૅસની હવે કંઈ જરૂર ન હોવાથી તેને પાછો પાઇપ દ્વારા હાર્ડ કોકના બઠ્ઠાઓમાં કોલડસ્ટને ગરમી આપવામાં તેમજ બીજાં બધાં કેમિકલ કારખાનાંઓમાં એવા જ કામમાં લેવામાં આવે છે. એ રીતે જોઇતાં રસાયણો બનાવી લીધા પછી આ ગૅસને નકામો ન જવા દેતાં છેવટ સુધી તેનો ઉપયોગ કરવામાં આવે છે.

ઉપર જણાવેલા ગૅસ અને સેલ્ફરિક ઑઇલના મિશ્રણને ગરમ કરી બનાવેલી વરાળ 'વેપર'ને પાછી ઠંડી કરવામાં આવે છે અને તેને અમુક ક્રિયામાંથી પસાર કરાવી તેમાંનાં પાણી અને તેલ જુદાં પાડવામાં આવે છે. આ જુદું પાડેલું ઑઇલ તે બેન્ઝોલાઇઝ્ડ ઑઇલ છે. તેને પાછું વિશુદ્ધ કરી ક્રૂડ બેન્ઝોલ બનાવવામાં આવે છે, જે જરાક મેલાશ ઉપર હોય છે. આ ક્રૂડ બેન્ઝોલને પાણી, ઍસિડ અને સોડાથી ધોઇ સફેદ ચકચકતું બનાવવામાં આવે છે. આ છેલ્લું પ્રવાહી તે 'મોટરસ્પીરીટ' અથવા પેટ્રોલ, જે મોટરો, વિમાનો તથા પેટ્રોલથી ચાલતા મશીનોમાં કામ આવે છે.

આવી રીતે આ ફૅક્ટરી ખાણમાંથી નીકળતા કાચા કોયલામાંથી દુનિયાને ઉપયોગી એવી હાર્ડકોક, ડામર, ઍમોનિયમ સલ્ફેટ, નેપ્થલીન, ફીનાઇલ, પેટ્રોલ વગેરે વસ્તુઓ બનાવે છે.

દેવજી માવજી રોપરાણી

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

——આ પત્ર મેળવનાર: વિનુ મહેતા—મુંબાઇ——

૧૦૦૪ ફાંક્લૅંડ સ્ટ્રીટ
વાલાવાલા, વૉશિંગ્ટન (યુ.એસ.એ.)

પ્રિય વિનુ,

તમારા પોસ્ટકાર્ડ માટે આભારી બનું છું, પણ તમે જણાવો છો તે પત્ર અને 'હરિજન' મળ્યાં નથી.

મારો છેલ્લો પત્ર લખાયા પછી તો દુનિયામાં કૈંક ઐતિહાસિક બનાવો બની ગયા. ફ્રાન્સ પડયું અને ખગ્રાસ યુદ્ધનો આરંભ એ મહત્ત્વની બીનાઓ છે. અમેરિકાનો મોટો ભાગ બ્રિટિશ રાજ્ય જીત મેળવે એવું ઈચ્છનારો છે, કારણકે જર્મન જીત થાય તો પછી આ દેશનો જ વારો આવે.

તમે છાપાંઓમાં વાંચ્યું હશે કે યુનાઇટેડ સ્ટેટ્સ તેના શાંતિભર્યા કાળમાં લશ્કરભરતીનો હુકમ પહેલી જ વાર અમલમાં લાવે છે. જેના પર કોઇનો આધાર હોય તે સિવાયના ૧૮થી ૪૦ વર્ષના દરેક જણને એક વર્ષ લશ્કરની નોકરી ભરવી પડશે. મને લશ્કરી અમલ પસંદ નથી, પણ તે એક અનિવાર્ય અનિષ્ટ છે. એક વર્ષની નોકરી પૂરી થતાં માણસ છૂટો થાયછે, પણ યુદ્ધ ચાલુ હોય તો તેને ફરી બોલાવી શકાય.

મારો છેલ્લો પત્ર લખાયા પછી શાળા એકવાર બંધ થઇ અને પાછી ઊઘડી યે ખરી. હું બધા જ વિષયોમાં પાસ થયો અને હવે હું નીચેના વિષયો લેવાનો છું: ટાઇપિંગ, આજનો ઇતિહાસ, બૅન્ડ, વક્તૃત્વ અને ફ્રેન્ચ. ફ્રી સ્કૂલિંગ (મફત અભ્યાસ)નું મારૂં આ છેલ્લું વર્ષ છે અને કૉલેજમાં તો મારે પૈસા ભરવા પડશે. પરંતુ મારી પાસે પૂરતા પૈસા નથી, એટલે કૉલેજના ઘણા વિદ્યાર્થીઓની જેમ મારે કંઇક કામ મેળવીને વર્ષ કાઢી લેવું પડશે. અમારા દેશમાં કોઈપણ કામ કરી શકે એમ હોય તો તે કૉલેજની કેળવણી પામી શકે છે. હાઇસ્કૂલમાં એક વર્ષ મારે વધારે કરવું હોય તો થઈ શકે, પણ કૉલેજમાં દાખલ થવાને ચાર વર્ષનો કોર્સ પૂરતો છે.

તમે કયા ધંધાઓમાં જવાનું પસંદ કરો છો? મેં હજુ કશું નક્કી કર્યું નથી, પણ બે મુખ્ય સંભવિતતા છે: ધારાશાસ્ત્ર કે શિક્ષણશાસ્ત્ર. ગયા ઉનાળામાં મને એક છાપાની ફેરી મળી હતી. હજુ પણ તે ચાલુ છે. તેના મને ૨૨ ડૉલર મળે છે. રોજ બપોરે ૩થી ૫ સુધીમાં હું છાપાં વહેંચવા જાઉં છું. ફક્ત રવિવારે સવારમાં ૩થી ૬ જવું પડે છે. અઠવાડિયામાં દર ત્રીજી સવારે હું જાહેર ખબરોનું લખાણ પહોંચાડું છું. આ મળતરમાંથી હું કૉલેજનો ખર્ચ બચાવી શકું છું.

શાળા શરૂ થાય તે પહેલાં બેત્રણ દિવસમાં છોકરાઓ પોતાના cordury pants ખરીદવા માંડે છે. આ પૅન્ટ તપખીરિયા, લીલા, આછા તામ્રવર્ણા કે પીળા રંગોમાં મળે છે. ગમે તે એક રંગમાં અમને તે મળે છે. અમે વહેલાં ખરીદી રાખીએ છીએ એટલા માટે કે શાળામાં પહેરતાં પહેલાં મેલાં બની જાય. બહુ ચોખ્ખાં પહેરવાં એ વળી અજુગતું લેખાય છે. જેમ જૂનાં અને મેલાં તેમ સારૂં.

અમારા દેશમાં આવતે મહિને પ્રમુખની ચૂંટણી થવાની છે. ઉમેદવારો આખા મુલકમાં ઘૂમી રહ્યા છે. ભાષણો કરે છે કે અમારી પાસે સત્તા આવે તો આમ કરીએ ને તેમ કરીએ. સામાવાળા આવશે તો કેવાં નુકસાનો થશે તે પણ વર્ણવે છે. અમારે ત્યાં બે મોટા પક્ષો છે: રીપબ્લિકન અને ડેમૉક્રેટ. આજકાલ ડેમૉક્રેટ જોરમાં છે અને તેમનો મુખ્ય સત્તાધીશ પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ છે. તે આ વખતે ત્રીજી વાર પ્રમુખપદ માટે ઉમેદવાર છે. રીપબ્લિકનોએ તેમના તરફથી મિ વેન્ડેલ વિલ્કીને આગળ ધર્યો છે તે પહેલાં ડેમૉક્રેટ હતો, પણ રૂઝવેલ્ટની નીતિ તેને અનુકૂળ ન લાગવાથી રિપબ્લિકનોને મળી ગયો.

અમારા રાજબંધારણમાં કોઈ પ્રેસિડેન્ટને ત્રીજી વાર ચૂંટાવાની મનાઈ નથી, છતાં અમારા પહેલા પ્રેસિડેન્ટ વૉશિંગ્ટને એ પ્રથા અંગીકાર નહિ કરેલી. કદાચ એમાંથી પાછી રાજાઓની રીત પર ચઢી જઇએ તો? ત્યાર પછી કોઈ પ્રેસિડેન્ટ ત્રીજી વાર આગળ આવ્યો નથી; માત્ર આ વર્ષે રૂઝવેલ્ટે જ આગ કર્યું છે. આથી ડેમૉક્રેટોમાં ફાટ પડી છે. પણ નવેમ્બર સુધી સમજ નહિ પડે કે તે ચૂંટાશે યા નહિ. હું પોતે તો વિલ્કીને પસંદ કરૂં છું; ભલે તે રીપબ્લિકન પાર્ટીનો રહ્યો. તેણે કદી રાજ્યદ્વારી જગ્યા મેળવી નથી, પણ તેના વિચારો પાકા છે. બે પક્ષો વચ્ચે મુખ્ય મતભેદ તો આ ત્રીજીવારની ચૂંટણી સંબંધેનો જ છે. બંને બાજુનાં થાણાં બધાં શહેરો અને ગામોમાં છે. ત્યાથી તમે જેને મત આપવા ચાહતા હો તેના બિલ્લા મળે છે. વિલ્કીનાં પ્રચારવાક્યો આવાં છે: 'વિલ્કીને વિજય અપાવો, વિલ્કીને સાથ આપો. વિલ્કી અને મૅકનેરીમાં પ્રજાની આશા છે. હું ત્રીજીવારની ચૂંટણીની સામે છું. ઈ.'

ડયુવે રીપબ્લિકનોની પસંદગી પામશે એમ ધારૂં છું. પણ સભામાં દરેક પક્ષે પોતાનાં નામો આપ્યાં ત્યારે ડયુવે પહેલાં બેવાર તો આગળ આવ્યો, પણ ૬ઠ્ઠી અને ૭મી બે ફેરીમાં વિલ્કીનો કાળો ઘોડો ચૂંટણી પૂરતા ૫૧ ટકા મત ખેંચી ગયો. રૂઝવેલ્ટ તેની સામે પહેલી બૅલટ વેળા ૧૨૦૦માંથી તેના કરતાં ૧૭૫ વધુ મતે ચૂંટાયો હતો.

હું હવે બંધ રાખું છું, પણ તમે કૃપા કરી જલદી લખજો. હિંદમાંની તમારી શાળાપ્રણાલિ વિષે કંઈક લખો ને? એ વિષયમાં મને બહુ જ રસ પડશે.

તમારો અમેરિકન મિત્ર
Ted Rich



# પંચતંત્રની વાર્તાઓ



## ત્રીજું તન્ત્ર · સન્ધિવિગ્રહ અથવા કાકોલૂકીય

હવે આ સન્ધિવિગ્રહ નામે ત્રીજું તન્ત્ર આરંભાય છે, જેનો આ પ્રથમ શ્લોક છે:

**રાખવો નહિ વિશ્વાસ મિત્રતાગત શત્રુમાં।**
**ઘૂકપૂર્ણ ગુહા બાળી કાગડે આગ ચેતવી ॥**

રાજકુમારોએ પૂછ્યું: 'એ કેમ?' વિષ્ણુશર્મા કહે:

એક વનમાં મોટો વડ હતો જે પક્ષિશબ્દે કરીને જાણે પથિકોને વિસામો ખાવા બોલાવતો હતો. ત્યાં સહસ્ર કાગડાના પરિવારવાળો મેઘવર્ણ નામે તમાલ-શામળો વાયસરાજ રહેતો હતો. એનાથી થોડે આઘે ગિરિગુહામાં હજાર ઘૂડના પરિવારવાળો અરિમર્દન નામે ઉલૂકરાજ વસતો હતો. એ એકવાર સહજવેરને કારણે રાતવેળાએ મોટા ઘૂડસંઘ સહિત કાગડાઓ ઉપર તૂટી પડ્યો ને અનેક કાગડાનું કદન કરીને પાછો ગયો.

બીજે દિવસે પ્રભાતે, હણાતાં શેષ રહેલા, ભાંગેલ ચાંચ પાંખ ને ચરણવાળા તથા બીજા કાગડાઓની બાળ લીધા પછી મેઘવર્ણ મન્ત્રીઓ હારે એકાન્તમાં



મંત્રણા કરવા મંડ્યો, ને બોલ્યો, 'આ શત્રુની તરત પ્રતિક્રિયા કરવી જોઇએ. કહ્યું છે, કે

**જન્મતાં વેંત જે શત્રુવ્યાધિને શમવે નહિ।**
**અતિપુષ્ટાંગવાળો યે તે એનાથી હણાય છે॥**

એટલે વિચાર કરીને ઝટ બોલો; કે એનો ઘાત કયા ઉપાયથી કરવો.'

મેઘવર્ણના ઉજ્જીવી, સંજીવી, અનુજીવી, પ્રજીવી ને સ્થિરજીવી નામે પાંચ મન્ત્રી હતા; તેમાંથી ઉજ્જીવી કહે, 'શત્રુ બળવાન છે, પણ કદાચ આપણા સમાન હોય તો પણ સંધિ ઇષ્ટ છે, કારણ યુદ્ધમાં વિજય સંદિગ્ધ રહે છે. બૃહસ્પતિ કહી ગયો છે કે સંશયવાળું કામ કરવું નહિ. નેતરના જેવી વૃત્તિ રાખવી, સર્પના જેવી નહિ.'

સંજીવી કહે, 'સંધિ મને ન રુચે, કારણ પાણી ગમે એવું તપ્યું હોય તો પણ અગ્નિને ઠારે જ છે. એટલે વિગ્રહ કરવો એવી મારી મતિ છે. વનમાં રહીને હરણનાં બોટેલાં પાણી પીવાં એ સારું, પણ પ્રભુત્વરસના સ્વાદિયાએ શત્રુઅધીન રહેવું નહિ સારું. શત્રુ બળવાન છે તો શું થઈ ગયું? નાનો સિંહ ઉત્સાહશક્તિસંપન્ન હોય છે તો મોટા હાથીને મારે છે. અને બળથી અવધ્ય રિપુને, ભીમે કીચકને માર્યો તેમ, છળ કરીને માયાથી મારવા.'

અનુજીવી કહે, 'રાજન્, સંધિવિગ્રહ અયુક્તાં છે, ને મને તો યાન ઠીક લાગે છે. શત્રુનું બળ જોઈને યુધિષ્ઠિર જેવાએ પણ દેશત્યાગ કર્યો હતો.'

પ્રજીવી કહે, 'દેવ, આણે વિદેશગમન કરવા કહ્યું, પણ એમ ઝટપટ ગઢનો પરિત્યાગ ન કરવો ઘટે. મારું મત એવું છે કે દુર્ગમાં સ્થિર આસન કરીને આપણે લડવું. સ્વસ્થાને રહેલો મગર ગજેન્દ્રને પણ ખેંચી જાય છે; પણ એ જ જો સ્થાનભ્રષ્ટ થાય તો કૂતરા આગળ પણ હારી જાય છે. પોતાને સ્થાને રહીને એક જણ સો જણની સામે પણ ટકર ઝીલે છે.'

સ્થિરજીવી કહે, 'મને સંશ્રય ગમે છે. માણસ સમર્થ ને તેજસ્વી હોય તો પણ બીજાની સહાયતા વિના એ શું કરે? પવન નથી હોતો તો સળગેલો અગ્નિ પણ એની જાણે

ફરી જાય છે. એટલે કોઇ બળિયાનો આપણે આશરો લેવો.'

પાંચેનાં મત જાણીને મેઘવર્ણે પિતાના દીર્ઘાયુષી પ્રધાન ચિરંજીવીને કહ્યું, 'તાત, હવે તું કહે કે શું કરવું.' ચિરંજીવી કહે, 'આ ભાઇઓએ મને બોલવા સારુ અવકાશ રહેવા દીધો નથી, પણ બળવાન શત્રુ હારે વિરોધ કરવો તે હાથી હારે ચરણયુદ્ધ કરવા જેવું છે. કહ્યું છે, કે

**પોતાનું પારકું તેમ ન વિચારી બલાબલ ।**
**ઝૂઝવા મંડતો જે તે નોતરે માત્ર નાશને ॥**

આપણામાં યુદ્ધ કરવાનું સામર્થ્ય નથી, અને આ યુદ્ધકાળ પણ નથી. વિચાર કરીને કામ કરે એને, મહોદધિને નદીઓ ભજે છે તેમ, સંપત્તિઓ ભજે છે. જો યુદ્ધ થાય એમ નથી તો સંધિ પણ સહજવેરી હારે અશક્ય છે. એટલે મારી વાત સાંભળવી હોય તો આપણે એકાન્તે બેસિએ, કેમકે વાત છ કાને ગઈ એટલે ફૂટી સમજવી.'

રાજા ને ચિરંજીવી બે જ રહ્યા એટલે મેઘવર્ણે પૂછ્યું, 'બાપુ, આ ઘૂડ હારે આપણે કેમ કરીને પ્રાણાન્તિક વેર બંધાણું?' તે બોલ્યો, 'ભદ્ર, વચનદોષથી. કહ્યું છે, કે

**ગ્રીષ્મમાં ચરતાં નિત્ય ઊભા મોલ અબુદ્ધિમાન્ ।**
**દ્વીપિચર્મપ્રતિચ્છન્ન ખરે બોલી બગાડિયું ॥**

રાજા કહે, 'એ કેમ?' ચિરંજીવી બોલ્યોઃ

### કથા ૧

હસ્તિનાપુરમાં શુદ્ધપટ નામે ધોબી હતો. એની આગળ ગધેડો હતો તે અતિવાહનની પીડાથી તથા ઘાસ ન મળવાથી બહુ દૂબળો થઈ ગયો. એટલે એને પોષણ મળે તો સારું એવી બુદ્ધિથી ધોબીએ એના શરીર ઉપર દીપડાનું ચામડું ઓઢાડીને એને રાતે પારકા જવમાં છોડી મૂક્યો. હવે તો ગધેડો ઇચ્છાનુસાર સસ્ય ભક્ષણ કરે છે, અને દીપડો જાણીને કોઇ એને વારતું નથી; એટલે એ હૃષ્ટપુષ્ટ થઈ ગયો. એક વાર એણે આઘેથી ગધેડીનું ભૂંકણ સાંભળ્યું અને તરત જ પોતે પણ ભૂંકવા મંડ્યો. આથી ક્ષેત્રપાળોએ આ તો ગધેડો જ છે એમ જાણીને લાકડી, પાણા તથા બાણ મારીને એને મારી નાખ્યો; એટલે હું કહું છું: 'ગ્રીષ્મમાં ચરતાં નિત્ય' ઇતિ.

(ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી




### હરીફાઇનું પરિણામ

હમણાંહમણાં હરીફાઈમાં આવતાં ચિત્રોની સંખ્યા ઘટી ગઇ છે. ગુણની દૃષ્ટિએ પણ ચિત્રો બહુ ઊતરતી કક્ષાનાં જણાયાં છે. ચાલુ યુદ્ધ આને માટે જવાબદાર નહિ હોય? આથી કેટલાંક મહિનાથી એક યા વધુ ઇનામો અમારે મોકૂફ રાખવાં પડે છે. આ માસે પણ એમ જ બન્યું છે.

પહેલું ઇનામ: (મોકૂફ); બીજું ઇનામ: 'ખેતર ભણી'—મંઝદર માસ્તર (પાલણપુર); ત્રીજું ઇનામ: (મોકૂફ); કૌસેજના: 'જીવનની સંધ્યા'—ફીરોઝ સરકાર (સુરત). નોંધપાત્ર (૧) 'સૂર્યપ્રકાશિત શેરી' મઝદર માસ્તર-(પાલણપુર); (૨) 'ગ્રામ્ય કળા' કંચનરાય અમીન-(અમદાવાદ).

સવારના કોમળ સૂર્યપ્રકાશમાં ગામમાંથી સીમ ભણી જતા ખેડૂત તથા તેના સાથીદાર (બળદ)ના ચિત્ર 'ખેતર ભણી'માં જુદા પ્રકારની ફોરમ આવે છે. ભાઇ મઝદર માસ્તરે સામા પ્રકાશમાં લીધેલા આ semi silhouette ફોટોગ્રાફનો ક્રિયાક્રમ સારો છે. વર્તુમેલ ન્યૂન છે, છતાં આકારોની સ્પષ્ટતા જળવાઈ રહી છે અને ચિત્રમાં કુદરતી વાતાવરણ ખડું થાય છે.

એક્સપોઝર દરમિયાન પાત્રના હલનથી, કે ચાંપ દાબતી વેળાએ 'કૅમેરા ધ્રુજવાથી, ચિત્રની વિગતમાં કેટલીકવાર અસ્પષ્ટતા આવે છે. ચિત્રમાં આ બેમાંથી કયું કારણ જવાબદાર છે તે શોધી કાઢવું આવશ્યક છે ચિત્રની ભોંય (બૅકગ્રાઉન્ડ)માં ઘણુંખરું સ્થિર વસ્તુઓ આવે છે. ચિત્રમાં જ્યારે ગતિમાન તેમજ સ્થિર બંને વસ્તુઓના આકાર બેવડા દેખાય ત્યારે જાણવું કે કૅમેરા હાલ્યો છે; પણ જ્યારે ચલિત પાત્રની આકૃતિ જ ખસેલી દેખાય અને બૅકગ્રાઉન્ડ તથા ફોરગ્રાઉન્ડનાં સ્થિર પાત્રો સ્પષ્ટ દેખાય ત્યારે સમજવું કે પાત્રની ગતિ માટે એક્સપોઝરની સ્પીડ ઓછી પડવાથી એ પરિણામ નીપજ્યું છે.

'ખેતર ભણી'માં ખેડૂત અને બળદ કૅમેરા તરફ સીધા ચાલ્યા આવે છે. આમ જ્યારે ચલિત પાત્ર કૅમેરા તરફ જ આવતું હોય ત્યારે ઓછામાં ઓછી ૧/૨૫ સેકન્ડની સ્પીડથી ચિત્ર સુરક્ષિતરીતે લઈ શકાય છે ભાઈ માસ્તરના ચિત્રમાં ફોરગ્રાઉન્ડમાં ડાબી તરફની ઊંચી જમીનની અને બૅકગ્રાઉન્ડના છાપરાની આઉટલાઇન બેવડાઈ ગએલી છે ને જોતાં આ દોષ માટે પાત્રની ગતિ અગર એક્સપોઝરની સ્પીડ જવાબદાર નથી, પરંતુ ચાંપ (શટર) દાબતી વખતે દબાણનું પ્રમાણ વધવાથી તેમજ દબાણની દિશાભૂલથી કૅમેરા ધ્રુજ્યો છે આ પ્રકારની ખામી કૅમેરા શેઇક (camera

shake)ના નામથી ઓળખાય છે. જોકે આ ચિત્રમાં કૅમેરા-શેઇક્નું પ્રમાણ જૂજ હોવાથી બીજી રીતે ચિત્ર રુચિકર અને આહ્લાદક લાગે છે.

ભાઇ સરકારના 'જીવનની સંધ્યા' ચિત્રમાં એક વૃદ્ધ મુસ્લીમ ગૃહસ્થનું અસરકારક પાત્રાલેખન છે, ઊંડી પેસી ગએલી ઝીણી આંખો એ પાત્રની વિશિષ્ટતા છે. પરંતુ ભાઇ સરકારે પાત્રનો પૂરેપૂરો ઉપયોગ રચ્યો નથી, નહિતો સુંદર ચિત્ર ઉપજાવી શકાત. ટેકનિક મોળી છે, સંયોજનનું ઠેકાણું નથી અને એક્સપોઝર તથા નેગેટિવનું ડેવલપમેન્ટ વધારે-પડતું થવાથી કોમળ વર્ણભેદ અદૃશ્ય થયા છે. સૉફ્ટ મેટનો પેપર વાપરવાથી કદાચ સારો પ્રિન્ટ મેળવી શકાય.

ભાઈ માસ્તરના નોંધપાત્ર ચિત્રમાં ચિત્રના લક્ષ્યનું એકીકરણ થયું નથી. અપ્રમાણ છાયાપ્રકાશ ચિત્રમાં વિસંવાદ ઉપજાવે છે. ઝાડની ડાળીઓમાંથી ડોકિયાં કરતી શેરીના મકાનની સફેદ દીવાલો આંખને ખૂંચે છે.

માટીના પિંડમાંથી પાત્ર ઘડતા કુંભારના માટીવાળા હાથ અને આંગળાંની ચપળ ક્રિયાઓ દર્શાવવાનો ભાઇ અમીનનો પ્રયાસ ફતેહમંદ થયો નથી. કૅમેરાના અયોગ્ય દૃષ્ટિકોણને લીધે વાસણ તથા હાથના આકારો અનુપટતું આકર્ષણ પામે છે.

**બળવન્ત ભટ્ટ**



# સંસારનાં શહેરો

## ૨૪-વૉશિંગ્ટન

અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની પહેલી રાજધાની તો ફિલાડેલ્ફિયા હતું, જ્યાં તેર રાજ્યોએ ૧૭૭૬માં સંયુક્ત બની સ્વાતંત્ર્યનો ઢંઢેરો બહાર પાડેલો. પણ ૧૭૯૦ના જુલાઈની ૧૬મી તારીખે સમસ્ત અમેરિકન રાજ્યોની કૉંગ્રેસે એવો ઠરાવ પસાર કર્યો કે એક નવી રાજધાની ઊભી કરવી જે ફેડરેશનની -બધાં રાજ્યોના સમવાયની-સંયુક્ત મિલકત રહે તેમ જ જે સઘળાં રાજ્યોના જ્યુરિસ્ડિક્શન (કાયદાની હકુમત)થી પર રહે. તદનુસાર મેરીલૅન્ડ અને વર્જિનિયા નામનાં રાજ્યોની સરહદ ઉપર પોટોમાક નદીને કાંઠે ૧૦૦ ચોરસ માઇલના વિસ્તારનું એક નવું જ સંસ્થાન 'ડિસ્ટ્રિક્ટ ઑફ કોલંબિયા'ના નામથી ઊભું કરવામાં આવ્યું અને તેની બરોબર મધ્યમાં એક નવું નગર વસાવી તેને અમેરિકાના સ્વાતંત્ર્યવીર તથા પ્રથમ પ્રમુખના નામ પરથી વૉશિંગ્ટન નામ આપવામાં આવ્યું. કોલંબિયાના ટચુકડા રાજ્યની ઉત્પત્તિ આ નગર માટે જ કરવામાં આવી છે. એ સ્થળની પસંદગી ખુદ વૉશિંગ્ટને પોતે જ કરેલી અને મેજર લ'આંફં નામના એક ફ્રેન્ચ એન્જીનીઅર-આર્કિટેક્ટે તેની નગરરચનાનો નકશો કરેલો.

પોટોમાક નદીને ડાબે કાંઠે આજે સોહી રહેલા અમેરિકાના એ પાટનગરના આજના નિર્માણના મુકાબલામાં તેની અસલ સ્થિતિનો ખ્યાલ મેળવવો હોય તો આ રહ્યા ડૅનિયલ વેબ્સ્ટરના શબ્દો: 'I wonder if there ever was an uglier, more dismal swamp than this town.' ઓગણીસમી સદી સુધી યુરોપના રાજદૂતો અને એલચીઓ ત્યાં રહેવું પણ નાપસંદ કરતા. પણ અમેરિકન સિવિલ વૉર(આંતરયુદ્ધમાં) ઉત્તરનાં રાજ્યોના નાયક તરીકેના મૂલ્યથી તેની પ્રતિષ્ઠા વધી અને ૧૮૬૦ થી ૭૦ સુધીનાં દસ વર્ષમાં જ એની વસતિ ૬૧,૧૨૨ પરથી ૧,૦૯,૧૯૯ પર પહોંચી. પછી તો રફતેરફતે એની એટલી તો સુધારણા ચાલી કે આજે સાડા પાંચ લાખની વસતિ ધરાવતું એ મનોહર નગર જગતના બીજા કોઇ પણ પાટનગર જેટલું વસાહતયોગ્ય બની ચૂક્યું છે.

આખા નગર પર ગૌરવભર્યાં ઉત્તુંગ ઘુમ્મટે શોભી રહેલી ભવ્ય ઇમારત તે અમેરિકાની રાજસભાની બેઠકનું મકાન 'કૅપીટોલ'. તેના શિખર પર સ્વાતંત્ર્ય દેવનું પૂતળું છે. બીજાં મહત્વનાં મકાનો તે અમેરિકન કૉંગ્રેસની લાયબ્રેરી અને અમેરિકાના પ્રમુખનું બે માળનું સાદું રહેઠાણ 'વ્હાઇટ હાઉસ'. આ ઉપરાંત પાંચ યુનિવર્સિટીનાં અને એક ચિત્રાલયનું મકાન પણ છે.



વસતિનો મોટો ભાગ સરકારી અમલદારો અને નોકરિયાતોનો જ છે કેટલાક લોકો વળી તેનાં પરાં જેવાં એલેક્ઝાન્ડ્રિયા, આર્લિન્ગ્ટન કે ફેરફૅક્સમાં રહે છે. એ લોકોને—અને સામાન્યતઃ આખી અમેરિકન પ્રજાને-દરરોજનું દસથી વીસ માઇલનું ઘરથી ઑફિસ સુધીનું ડ્રાઇવિંગ (મોટર ચલાવવાનું) તો કંઇ હિસાબમાં નથી હોતું. સરેરાશ અમેરિકન લોકો જેટલા જ અહીંના લોકો પણ મિલનસાર ખરા જ.



# મધુકરી

ખૂટો ના ધૈર્ય માર્ગે શિર પર વસમી વર્ષની આફતોમાં.
દાહોના ડુંગરાઓ અડગ હડવતો આત્મ હારે ન હારો.
શ્રદ્ધા ઊંડાણુ કેરી અગર, અસિ તણી ધાર શા પંથ-અંતે,
સાક્ષી સત્‌સિદ્ધિની હો અમૃતમય મહાજ્યોતિપુંજે અનંતે.

—પૂજાલાલ

## ગિડુગુ રામમૂર્તિ પંતુલુ

તેલુગૂ ભાષાના સમર્થ સમુદ્ધારક અને જીવનભર એ કાર્ય માટે ઝૂઝનાર આ પ્રયત્નશીલ સાહિત્યસેવકનો જન્મ ઈ. ૧૮૬૩ના ઑગસ્ટની ૧૨મીએ દખ્ખણમાં ૫ર્વતપેટ્ટી મુકામે થયો હતો. મૅટ્રિક સુધીનો અભ્યાસ પૂરો કર્યો ત્યાં પિતાનું અવસાન થયું એટલે અભ્યાસ છોડી તેમણે પર્લાકિમિડી મુકામે એક શાળામાં શિક્ષકની નોકરી સ્વીકારી. પરંતુ અધ્યાપન સાથે અભ્યાસ તો ચાલુ જ રાખ્યો અને બીએ.માં આખા પ્રાંતમાં બીજે નંબરે આવ્યા.

ઈ. ૧૮૯૮થી ૧૯૧૧ સુધી પર્લાકિમિડીની મહારાજા કૉલેજમાં ઇતિહાસના પ્રોફેસર રહ્યા. ત્યાં કુલ ૩૧ વરસ એ નોકરીમાં રહ્યા. ત્યાર પછી જ એમના કાર્યજીવનનો આરંભ થયો અને ૧૯૪૧ના જાન્યુઆરીની ૨૨મીએ થયેલા અવસાન પર્યંત એ ભાષા અને ઇતિહાસના સંશોધનમાં જ મગ્ન રહ્યા હતા.

કઠોર નૈતિક જીવન ધરાવતા શ્રી પંતુલુ પોતાના આદર્શ ખાતર જીવનની કોઇ પણ તકને હોમી દેવા તૈયાર રહેતા મહાપુરુષ હતા. ભારતના સામાજિક જીવનમાં જે ક્રાન્તિ રામમોહનરાય અને વિદ્યાસાગરે મચાવી એવી જ ક્રાન્તિ તેલુગૂ ભાષાના નવનિર્માણ અર્થે એમણે મચાવી અને એ ભાષાના સાહિત્યના 'જૉનસન' બની રહ્યા.

ઈ ૧૯૩૬ના એપ્રિલની ૧લીએ આંધ્રના ગંજામ, પર્લાકિમિડી અને બહેરામપુર જિલ્લા ઓરિસ્સામાં મેળવી દેવામાં આવ્યા. આથી પંતુલુને ભારે આઘાત થયો. એમણે એની વિરુદ્ધ લોકમત કેળવવા માંડ્યો અને પ્રતિજ્ઞા લીધી કે ઉપર્યુક્ત જિલ્લા આંધ્રમાં પાછા ન મેળવવામાં આવે ત્યાં સુધી પર્લાકિમિડીમાં પગ ન મૂકવો. ત્યાંથી એ રાજમહેન્દ્રી ચાલ્યા ગયા. એ જિલ્લાઓ આંધ્રના જ છે એવા પુરાણા શિલાલેખો સહિત અનેક પુરાવા એ રજૂ કરતા રહ્યા.

તેલુગૂ ભાષાનું સ્વરૂપ તો ઠેઠ અગિયારમી-બારમી સદીમાં જે હતું તે જ આજે છે. ભાષામાં કોઈ પ્રવાહ નથી અને તે બહુ કૃત્રિમ અને પરિશ્રમસાધ્ય રહી છે. લેખકોએ એને એવી જટિલ બનાવી દીધી છે કે તેનું ગદ્ય તો માત્ર સંસ્કૃતાભ્યાસીઓ જ સમજી શકે. એનું સાહિત્ય ગણ્યાગાંઠ્યા વિદ્વાનોમાં જ સીમિત રહ્યું છે. આ સીમાબદ્ધતા સામે પંતુલુએ માથું ઊંચક્યું ને બોલચાલની સજીવ ભાષાને યથેષ્ટ સ્થાન અપાવવા આંદોલન ઉપાડ્યું. ઈ. ૧૯૦૭થી એમણે એ શરૂ કર્યું અને સરકાર તથા વિદ્વાનોના વિરોધ છતાં પોતાના પ્રયત્નને વળગી રહ્યા. એ અનેક ભાષાઓના જ્ઞાતા હોઇ, પોતાના સમર્થનમાં એવીએવી દલીલો મૂકતા કે એમના ઐતિહાસિક જ્ઞાન સામે વિરોધીઓને પણ નમવું



આલ્તમશના નાના પુત્ર નસીરુદ્દીન જેવી જ એની બેગમ પણ સદ્ગુણી હતીને દિલ્હીની શાહાનશાહબાનુ થયા છતાં ઘરનું બધું કામ હાથે કરતી. એક દિવસ રસોઈ વેળા દાઝતાં તેણે નસીરુદ્દીન પાસે મદદ માટે એક બાંદીની માગણી મૂકી; પરંતુ એ ન સ્વીકારતાં નસીરુદ્દીને જવાબ આપ્યો,'રાજ્યની લક્ષ્મીમાં વધારો કરવાનો જ મારો અધિકાર છે; જરૂર ઉપરાંત વાપરવાનો નહિ'

અનેકાર્થી શબ્દ:કોટિ=કરોડ,અથવા સો લાખની સંખ્યા; આલિંગન; વર્ગ કે પ્રકાર; કમાનનો છેડો; તકરારના પ્રશ્નની એક બાજુ-પૂર્વપક્ષ; ઊંચામાં ઊંચું બિંદુ-અંતિમતા;કાટખૂણિયા ત્રિકોણની કર્ણ સિવાયની બાજુ.

કહેવતોના અર્થ: 'સક્રમીંના સાળા ઘણા.' સક્રમી—શ્રીમંત—માણસની વહુને 'બહેન બહેન' કહેતા ઘણા જણ જે ખુશામત કરતા આવે એ સ્થિતિ નિર્દેશીને લોકોની લક્ષ્મીપૂજા તેમજ સ્વાર્થસાધુવૃત્તિ તથા પૈસાનો મહિમા બતાવવા આ કહેવત વપરાય છે, અને એ ભાવની અનેક કહેવતો પ્રચલિત છે. એમાંનીથોડી:લીલા વનના સૂડા ઘણા; સૌ અગની(સગડી)એ તાપે; ધમધમતી વહેલે સૌ બેસવા આવે; મધ ત્યાં માખ; સબ દામકે ગુલામ; જરને સૌ જુહાર કરે; ગાંડે હોય જર, સૌ પૂછે ઘર; જર બિસ્યાર (ઘણું) તો મરદ હોશિયાર; નમતે ત્રાજવે સૌ બેસે; દામ કરે કામ, લોંડી કરે સલામ.

દુનિયામાં ઇશુ ખ્રિસ્તની મૂર્તિઓ કરતાંભગવાનબુદ્ધની મૂર્તિઓની સંખ્યા ઘણી જ વધારે છે. તેમાં વધુમાં વધુ ચીન અને જાપાનમાં છે.

દુનિયાનાં એક લાખ ઉપરની વસ્તી ધરાવતાં શહેરોનો ૭૦ ટકા ભાગ નદી અથવા સમુદ્રકિનારે વસેલો છે.



નૉર્વેનું દશ્ય રજૂ કરતી એ દેશની ટિકિટ (સંગ્રહ: હરિલાલ બૅકર)

ગણિતગમ્મત

$(૧ + ૨)^૨ - (૧^૨ + ૨^૨) = ૨ \times ૨$

$(૨ + ૩)^૨ - (૨^૨ + ૩^૨) = ૩ \times ૪$

$(૩ + ૪)^૨ - (૩^૨ + ૩^૨) = ૪ \times ૬$

$(૪ + ૫)^૨ - (૪^૨ + ૫^૨) = ૫ \times ૮$

$(૫ + ૬)^૨ - (૫^૨ + ૬^૨) = ૬ \times ૧૦$

$(૬ + ૭)^૨ \cdot (૬^૨ + ૭^૨) = ૭ \times ૧૨$

$(૭ + ૮)^૨ - (૭^૨ + ૮^૨) = ૮ \times ૧૪$

$(૮ + ૯)^૨ - (૮^૨ + ૯^૨) = ૯ \times ૧૬$

$(૯ + ૧૦)^૨ - (૯^૨ + ૧૦^૨) = ૧૦ \times ૧૮$

$(૧૦ + ૧૧)^૨ - (૧૦^૨ + ૧૧^૨) = ૧૧ \times ૨૦$

અને એમ આગળ (કા. મ. જોષી)

તમાકુના ડાઘ લીંબુના રસથી નીકળી જશે.

હોલાંડનું વેનીસ ગણાતું આમ્સ્ટરડામ નગર નાનામોટા ૯૦ ટાપુઓ ઉપર બંધાયેલું છે.

દુનિયાભરમાં ઓછામાં ઓછું હવામાન (વધુમાં વધુ ઠંડી) સાઈબીરિયા (રશિયા)માં આવેલા વર્ખોનીનિસ્કી મુકામે ૧૮૮૫ના જાન્યુઆરીની ૧૫મી તારીખે મપાયું છે: શૂન્ય નીચે ૯૦ ડિગ્રી અને થોડા દોકડા ઉપર!

સામાન્ય વાચકની આંખો વાંચતી વખતે એકએક નહિ પણ બેથી ત્રણ શબ્દો એકીસાથે ઉકેલતી જતી હોય છે.

'મારા વર્ગમાં તને ઊંઘવું ભારે પડશે હો, ચંદુ ?'

'સાહેબ, તમે જરાક ધીમેથી બોલશો તો વાંધો નહિ આવે.'

માણસના ચહેરા ઉપર દર ચોરસ ઇંચે લગભગ ૧૬૦ વાળ હોય છે.


ઝાડે ચડતી માછલી

ઘેરા લીલા રંગની અને શરીરે ધૂંધળા પટ્ટાવાળી છ ઇંચની આ માછલી તળાવ કે નદીમાં પાણી ખૂટે ત્યારે બીજા પાણીની શોધમાં જમીનપરપ્રવાસે(મોટે ભાગે રાત્રે) નીકળે છે અને વચ્ચે કોઈ ઝાડ આવે તો તે પર ચડી પણ શકે છે.

**વધુમાં વધુ કોની કેટલી ગતિ?**

| | | | |
|---|---|---|---|
| આંગળીના નખ (વર્ષમાં) | | ૨¾ | ઇંચ વધે |
| માણસના વાળ | ,, | ૧૬ | ,, |
| વાંસ | ,, | ૩૬ | ,, |
| હવાની લહરી (એક કલાકે) | | ૫ | માઈલ |
| માણસની ચાલ | ,, | ૬¾ | ,, |
| મરઘી | ,, | ૧૨ | ,, |
| માણસની દોડ | ,, | ૨૪¾ | ,, |
| હાથી | ,, | ૨૫ | ,, |
| ગ્રેહાઉન્ડ કૂતરો | ,, | ૩૬ | ,, |
| સંદેશાવાહક કબૂતરો | ,, | ૪૦ | ,, |
| ઘોડેસ્વાર | ,, | ૪૧ | ,, |
| સામાન્ય વહાણ | ,, | ૫૬ | ,, |
| ગરુડ | ,, | ૧૨૫ | ,, |
| મોટરબોટ | ,, | ૧૨૫ | ,, |
| આગગાડી | ,, | ૧૨૫ | ,, |
| દરિયાઈ જહાજ | ,, | ૪૪૦ | ,, |
| ધ્વનિ | ,, | ૭૬૦ | ,, |
| વાવંટોળ | ,, | ૧૨૦૦ | ,, |
| બંદૂકની ગોળી | ,, | ૧૮૦૦ | ,, |
| પ્રકાશ (એક સેકંડે) | | ૧૮૬૩૨૫ | ,, |

અલ્તમશના નાના પુત્ર નસીરૂદ્દીન જેવી જ એની બેગમ પણ સદ્‌ગુણી હતી ને દિલ્હીની શાહાનશાહબાનુ થયા છતાં ઘરનું બધું કામ હાથે કરતી. એક દિવસ રસોઈ વેળા દાઝતાં તેણે નસીરૂદ્દીન પાસે મદદ માટે એક બાંદીની માગણી મૂકી; પરંતુ એ ન સ્વીકારતાં નસીરૂદ્દીને જવાબ આપ્યો,'રાજ્યની લક્ષ્મીમાં વધારો કરવાનો જ મારો અધિકાર છે; જરૂર ઉપરાંત વાપરવાનો નહિ'

અનેકાર્થી શબ્દ:કોટિ=કરોડ,અથવા સો લાખની સંખ્યા; આલિંગન; વર્ગ કે પ્રકાર; કમાનનો છેડો; તકરારના પ્રશ્નની એક બાજુ–પૂર્વપક્ષ; ઊંચામાં ઊંચું બિંદુ–અંતિમતા; કાટખૂણિયા ત્રિકોણની કર્ણ સિવાયની બાજુ.

કહેવતોના અર્થ: 'સક્કર્મીના સાળા ઘણા.' સક્કર્મી– શ્રીમંત–માણસની વહુને 'બહેન બહેન' કહેતા ઘણા જણ જે ખુશામત કરતા આવે એ સ્થિતિ નિર્દેશીને લોકોની લક્ષ્મીપૂજા તેમજ સ્વાર્થસાધુવૃત્તિ તથા પૈસાનો મહિમા બતાવવા આ કહેવત વપરાય છે, અને એ ભાવની અનેક કહેવતો પ્રચલિત છે. એમાંની થોડી:લીલા વનના સૂડા ઘણા; સૌ ઊગતી (સગડી)એ તાપે; ધમધમતી ચહેલે સૌ બેસવા આવે; મધ ત્યાં માખ; સબ દામકે ગુલામ; જરને સૌ જુહાર કરે; ગાંઠે હોય જર, સૌ પૂછે ઘર; જર-બિસ્યાર (ઘણું) તો મરદ હોશિયાર; નમતે ત્રાજવે સૌ બેસે; દામ કરે કામ, લોંડી કરે સલામ.

દુનિયામાં ઇશુ ખ્રિસ્તની મૂર્તિઓ કરતાં ભગવાનબુદ્ધની મૂર્તિઓની સંખ્યા ઘણી જ વધારે છે. તેમાં વધુમાં વધુ ચીન અને જાપાનમાં છે.

દુનિયાનાં એક લાખ ઉપરની વસ્તી ધરાવતાં શહેરોનો ૭૦ ટકા ભાગ નદી અથવા સમુદ્રકિનારે વસેલો છે.



નૉર્વેનું દૃશ્ય રજૂ કરતી એ દેશની ટિકિટ (સંગ્રહ: હરિલાલ બૅંકર)

ગણિતગમ્મત

$(૧ + ૨)^૨ - (૧^૨ + ૨^૨) = ૨×૨$
$(૨ + ૩)^૨ - (૨^૨ + ૩^૨) = ૩×૪$
$(૩ + ૪)^૨ - (૩^૨ + ૩^૨) = ૪×૬$
$(૪ + ૫)^૨ - (૪^૨ + ૫^૨) = ૫×૮$
$(૫ + ૬)^૨ - (૫^૨ + ૬^૨) = ૬×૧૦$
$(૬ + ૭)^૨ - (૬^૨ + ૭^૨) = ૭×૧૨$
$(૭ + ૮)^૨ - (૭^૨ + ૮^૨) = ૮×૧૫$
$(૮ + ૯)^૨ - (૮^૨ + ૯^૨) = ૯×૧૬$
$(૯ + ૧૦)^૨ - (૯^૨ + ૧૦^૨) = ૧૦×૧૮$
$(૧૦ + ૧૧)^૨ - (૧૦^૨ + ૧૧^૨) = ૧૧×૨૦$

અને એમ આગળ (કા. મ. જોષી)

તમાકુના ડાઘ લીંબુના રસથી નીકળી જશે.

હોલાંડનું વેનીસ ગણાતું આમ્સ્ટરડામ નગર નાનામોટા ૯૦ ટાપુઓ ઉપર બંધાએલું છે.

દુનિયાભરમાં ઓછામાં ઓછું હવામાન (વધુમાં વધુ ઠંડી) સાઈબીરિયા (રશિયા)માં આવેલા વર્ખોનીનિસ્કી મુકામે ૧૮૮૫ના જાન્યુઆરીની ૧૫મી તારીખે મપાયું છે: શૂન્ય નીચે ૯૦ ડિગ્રી અને થોડા દોકડા ઉપર!

સામાન્ય વાચકની આંખો વાંચતી વખતે એકએક નહિ પણ બેથી ત્રણ શબ્દો એકીસાથે કૂદકૂદતી જતી હોય છે.

'મારા વર્ગમાં તને શાયદું ભારે પડશે હો, ચંદુ ?'

'સાહેબ, તમે જરાક ધીમેથી બોલશો તો વાંધો નહિ આવે.'

માણસના ચહેરા ઉપર દર ચોરસ ઇંચે લગભગ ૧૬૦ વાળ હોય છે.


ઝાડે ચડતી માછલી

ઘેરા લીલા રંગની અને શરીરે ધૂંધળા પટાવાળી ૭ ઇંચની આ માછલી તળાવ કે નદીમાં પાણી ખૂટે ત્યારે બીજા પાણીની શોધમાં જમીનપર પ્રવાસે (મોટે ભાગે રાત્રે) નીકળે છે અને વચ્ચે કોઈ ઝાડ આવે તો તે પર ચડી પણ શકે છે.

**વધુમાં વધુ કોની કેટલી ગતિ!**

| | | | |
|---|---|---|---|
| આંગળીના નખ (વર્ષમાં) | | ૨½ ઇંચ | વધે |
| માણસના વાળ | ,, | ૧૬ | ,, |
| વાંસ | ,, | ૩૬ | ,, |
| હવાની લહરી (એક કલાકે) | | ૫ | માઈલ |
| માણસની ચાલ | ,, | ૬⅔ | ,, |
| મરઘી | ,, | ૧૨ | ,, |
| માણસની દોડ | ,, | ૧૪⅔ | ,, |
| હાથી | ,, | ૨૫ | ,, |
| ગ્રેહાઉન્ડ કૂતરો | ,, | ૩૬ | ,, |
| સંદેશાવાહક કબૂતર | ,, | ૪૦ | ,, |
| ઘોડેસ્વાર | ,, | ૪૧ | ,, |
| સામાન્ય વહાણ | ,, | ૫૬ | ,, |
| ગરુડ | ,, | ૧૨૫ | ,, |
| મોટરબોટ | ,, | ૧૨૫ | ,, |
| આગગાડી | ,, | ૧૨૫ | ,, |
| દરિયાઈ જહાજ | ,, | ૪૪૦ | ,, |
| ધ્વનિ | ,, | ૭૨૦ | ,, |
| વાવંટોળ | ,, | ૧૨૦૦ | ,, |
| બંદૂકની ગોળી | ,, | ૧૮૦૦ | ,, |
| પ્રકાશ (એક સેકંડે) | | ૧૮૬૩૨૫ | ,, |



વતી કાલનાં નાગરિકોનું

જોધપુરનો ૪૦૦ વર્ષનો કિલ્લો : છબિ-મદનમોહન શર્મા



તંત્રી - રવિશંકર રાવળ

સપ્ટેમ્બર

૨૧૩

૧૯૪૧

સંપાદક-બચુભાઈ રાવત



# નવચેતન

દર માસે
૧૦૦ પાનાંનું
અનેક ચિત્રો સાથે

વિવિધ રસમય વાચન આપતું સર્વાંગસુંદર અને
અનોખું માસિક પત્ર

લખો: નવચેતન ઑફિસ ૨૫ પોલોક સ્ટ્રીટ, કલકત્તા

વાર્ષિક રૂા. ૬ા= બ્રહ્મદેશમાં રૂા. ૭ હિંદબહાર છૂટક નકલના ૦-૧૨-૦

---

ટે.નં૩૧૯૭૫ • નવે ઠેકાણે. ટે.એ.લૉજ

# નૃસિંહ લૉજ

ગુજરાતી. રહેવા તથા જમવાનું સુંદર સ્થાન.

૧૭૭/૭૯ હૉર્નબી રોડ, કોટ, મુંબઇ.

---




ઘણા લાંબા વખતથી જે અત્યંત કાળજીપૂર્વક તૈયાર થઈ રહ્યો હતો તે
અભિનવ ચિત્રસંગ્રહ બહાર પડી ગયો છે.

**રંગ ને રેખામાં કુમાશભર્યું**
**કવિત્વ વહાવનાર કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં**

આમાં સંગ્રહાએલાં ૨૧ પૂર્ણરંગી અને ૩૪ સાદાં ચિત્રો પછી ભાગ્યે જ એમનું કોઈ સંગ્રહયોગ્ય ચિત્ર રહી જવા પામ્યું હશે એવી નિ:શેષ પસંદગીથી આ સંગ્રહને સમૃદ્ધ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની ચરિત્રરેખા છે.

ઑઇલ અને વૉટર કલર, પેન્સિલ અને પેન-ઍન્ડ-ઇંક સ્કેચ, સ્ટેપલ વર્ક, વૂડકટ, સૉફ્ટ બ્રશસ્કેચ આદિ, એમની કલમ ને પીંછીનો કસબ દર્શાવતા બધા પ્રકારના નમૂના એમાં છે.

**ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલાશોખીનોના સંગ્રહ માટે એ અમૂલ્ય ચીજ છે.**

જન્મજયંતી, લગ્નોત્સવ આદિ શુભ પ્રસંગે તેમજ વારતહેવારે આપી શકાય તેવી મોંઘી ભેટ. ઊંચા આર્ટપેપર ઉપર છાપેલું અને રૂપેરી રંગની ઝલક સાથે ત્રણ રંગમાં છાપેલા ભભકભર્યા પૂંઠા સાથેનું, પાકા બાંધણીનું, કુમારના કદના મનોહર રૂપરંગ ધરાવતું પુસ્તક : છતાં

કિંમત ત્રણ જ રૂપિયા (રજિ. પોસ્ટેજ ૦-૬-૦) કુમાર કાર્યાલય · રાયપુર · અમદાવાદ



**હરીફાઇનું પરિણામ**

ડાબી બાજુ ઉપરથી અનુક્રમે (૧) 'સરાણીઓ'–બાબુ ભણસાલી (મહુધા) પહેલું ઇનામ; (૨) 'સૂર્યમંદિર ઉદેપુર'–આર. એમ. મિસ્ત્રી (નડીઆદ) નોંધપાત્ર; (૩) 'ગામ બહાર'–કૃષ્ણ પરીખ (મુંબાઇ) નોંધપાત્ર; (૪) 'ઘર તરફ'–નવનીત શાહ (અમદાવાદ) બીજું ઇનામ; (૫) 'નિદ્રાને ખોળે'–હાસમ સુતાર (નડીઆદ) ત્રીજું ઇનામ; (૬) 'જલતરંગ'–મદનમોહન આર શાહ (અમદાવાદ) નોંધપાત્ર.



રસાસ્વાદ

કલાકાર: શ્રી પી. આર. રૉય • એમના પરિચય માટે જુઓ અંદર

## ધ્રુવને

· સ્રગ્ધરા ·

ઘૂમે નક્ષત્રમાળા, અનવરત અશેષે ઘૂમે સર્વ તારા,  
ઘૂમે સ્વર્ગંગ, ઘૂમે ગ્રહ ઉપગ્રહ ને સૂર્ય સોમે નિરાળા:  
બ્રહ્માંડે એક એમાં અવિચલ ધ્રુવ! તું શાન્ત એકાન્ત ખૂણે  
અન્તર્ધ્યાને વિરાજે સુનીતિસુત, અહો બદ્ધ પદ્માસનસ્થ!  
સ્પર્શે સ્થાને ન તારે રજ તમ ગુણના ચિત્તવૃત્તિ સમીર,  
હૈયે તારે અલિપ્તે અવિરત ઝળકે સચ્ચિદાનંદ-દીપ.  
શત્રૂ ના, કાળ ના, ના પ્રકૃતિગતિ ત્યહીં, હે પ્રશાન્ત પ્રસન્ન!  
વાંછું એ સ્થૈર્ય તારું વિમલહૃદય હે સિદ્ધઆદર્શ! દિવ્ય.

કિન્તુ મારે નસીબે અનવરત હજી વિશ્વમાં ઘૂમવાનું  
આશા તૃષ્ણા પ્રયત્ને અડગ, પરમ આદર્શને પામવાને.  
તું મારું લક્ષ્ય; કિન્તુ નહિ જ વિરમું જો થાઉં ના પૂર્ણકામ.  
સિદ્ધિ ના—સાધ્ય ના—તો ધ્રુવપદ કહીં? હું માનું છું આટલું કે  
તું જેવો પ્રાણ રાખું દૃઢ અફર પછી તુચ્છ છે સ્થૈર્ય અન્ય;  
છો મારે લાખ તારા સમ રઝળવું સોત્કંઠ આદર્શપન્થ.

પારાશર્ય

# સામયિક ચિંત

## તમે કેવા છો?
## વ્યવહારદક્ષ કે વિચારદક્ષ?

તમે એક સમયસાધક વ્યવહારુ માણસ છો કે માત્ર સ્વપ્નદર્શી અને આદર્શવાદી જ છો? તે બરાબર જાણવું હોય તો માનસશાસ્ત્રીઓએ ઠરાવેલી નીચેની કેટલીક ચિકિત્સા કરી જુઓ.

અ—"કાં ભાઈ? કેમ છો?"

બ—આવો, સારું છે.

આટલી વાતચીત એક મહત્ત્વપૂર્ણ નમૂનો છે. આ સાદા પ્રશ્નોમાં તો તમારા સ્વભાવની અને નસીબની ચાવી સમાએલી છે. સોમાં નવાણું જણા તેમાંનું એક જ વાક્ય ઉચ્ચારશે. એ કયું? તમારી જાતને જ પૂછો કે તમે તમારા પિછાનદારને પહેલે જ તબક્કે આવકારો છો, કે જરા જેટલો વિલંબ કરી તેને પ્રથમ પૂછવાની તક આપો છો? એ જરા જેટલી પળમાં ચારિત્ર્યની કિંમતી કસોટી છે.

ઉપલા સંવાદમાં પ્રશ્ન પૂછનાર 'અ' વર્ગવાળા સ્વભાવતઃ વ્યવહારપીઢ બનેલા હોય છે અને તેમનામાં તુરત વર્તન કરવાની ટેવ છે. પણ અક્કડ રહેલા 'બ' ભાઈ ઘણે ભાગે કલા-માનસ (આર્ટિસ્ટિક ટેમ્પરામેન્ટ) વાળા હોય છે. તેમનામાં આદર્શપ્રેમીઓ, સ્વપ્નદ્રષ્ટાઓ, કવિઓ વગેરે સમાઈ જાય છે.

વળી, બહુ જ થોડા માણસો સ્પષ્ટ રૂપે એક જ વર્ગના હોય છે. આપણે બધા એ બંને વર્ગનું સંમિશ્રણ ધરાવીએ છીએ. પછી તેમાંના એકનો અંશ ચડતો હોય કે કમી હોય.

હવે તમારા પર એક બીજો પ્રયોગ કરી જુઓ. તમારામાં કયો અંશ ચડિયાતો છે તેની આ એક વિચિત્ર કસોટી છે.

તમારા બંને હાથ બીડી અને આંગળાં સામસામા ગાળામાં ભરાવો. તદ્દન સહજપણે ને જરાયે પ્રયત્ન કર્યા વગર જ એ કરજો. ને પછી જુઓ કે કયો અંગૂઠો ઉપર રહે છે.

ક્રિયાપરાયણ માણસનો જમણો અંગૂઠો જ ઉપર આવવાનો; અને વિચારપરાયણ માણસનો ડાબો અંગૂઠો ઉપર રહેવાનો. એનું કારણ ન પૂછતું. કોઈ નહિ કહી શકે. પણ એ અજમાવી જુઓ અને તમને બરોબર પરિણામ આપશે.

જમણા અંગૂઠાવાળાનું મગજ વ્યવહાર બાબતો ઉપર ચોંટેલું છે અને તે પ્રાપ્ત પણ કરી શકે છે. તેવો માણસ ફતેહમંદ ધંધાદારી હોય છે. ફુરસદના દિવસે તેનો સમાગમ સરસ નીવડે છે. દેખાવમાં તે જીવનનો ખૂબ લાભ ઉઠાવતો જણાય છે, પણ તે સાથે રસવૃત્તિના અનેરા પ્રસાદોથી તે હમેશાં વંચિત રહે છે.

ડાબો અંગૂઠો ખુદ જીવનનું ચિંતન કરે છે. અપાર્થિવ, અમર્ત્ય એવી કલ્પનાઓને લીધે દુનિયાદારીની નજરે તો એ નિષ્ફળતા જ પ્રાપ્ત કરે છે. 'તરત દાન'નું પુણ્ય મેળવનાર વ્યવહારુની પેઠે તેનું ગાડું સરળ ચાલતું નથી. છતાં તેના માટે સાવ અશક્ય એવાં સત્યોની સમીપ તે પહોંચી ગયો હોય છે. સહાનુભૂતિ અને સચ્ચાઈમાં તે વધી છે અને ઉત્તમ વિશ્વાસપાત્ર હોય છે.

આવી બાબતના પ્રયોગો માટે માનસશાસ્ત્રીઓએ પ્રશ્નો ઘડી કાઢ્યા છે. તેનો પ્રામાણિક જવાબ મળે તો દરેક જણ પોતાનો ખરો વર્ગ સમજી શકે. ધારો કે નીચેના બધા પ્રશ્નોના જવાબ 'હા' આવે તો તમારા ઘડતરના મસાલામાં સ્વપ્નદર્શીનું તત્ત્વ પ્રબળ છે એમ માનજો. માણિક 'નકાર' થાય તો જરૂર તમે એક વ્યવહારદક્ષ પુરુષ.

(૧) તમારી ઓળખાણનું મંડળ ખાસ પસંદગીના પાત્રોનું બનેલું છે?

(૨) તમને વાતવાતમાં ઓછું આવે છે અથવા દુઃખ લાગે છે?

(૩) તમને એકલાં જ કામ કરવું ગમે છે?

(૪) લોકોને કામ કરતાં જોઈ તેમનામાં જોડાઈ જવા તમને મન થાય ખરું?

(૫) તમે બેઠાબેઠા તરંગો કરો છો?

(૬) તમે જે કામ લઈ બેસો તેમાં અતીવ મશગૂલ થઈ જાઓ છો ખરા?

(૭) તમને રાક્ષસો પકડવા આવતા હોય અને તમે નાસતા હો એવાં સ્વપ્ન આવે ખરાં?

વ્યવહારદક્ષ માણસમાં બીજો એ પણ ફેર છે કે તે ગમે તે પણ વાતનો નિર્ણય તુરત કરી લે છે; તરંગવશ માણસ શું કરવું તે ઘણીવાર કહી શકતો નથી ને પ્રસંગનો વળ જોયા કરે.

દૃષ્ટિભેદની પણ એક કસોટી છે. જેથી એકમાં કોઈ જેવું નિશ્ચયીપણું જણાય છે, જ્યારે બીજામાં બધુંય સ્વીકારવાની વિશાળ દૃષ્ટિ પણ જુદી પડે છે. તરંગવાદીને એક વિરોધી વાતોનો સામનો કરવો પડે તો તે બધીને આવકારે અને બંનેની સત્યતા જુએ; પણ તેનો પ્રતિદ્વંદ્વી તો એ હિસાબમાં રાખી નકામા બધાને બાદ કરી નાખે છે.

કયો ત્યારે; હવે આ પૂરું કરતાંકરતાં પણ તમારા સ્વભાવની પરીક્ષા કરનારો એક પ્રયોગ ઉપરનો કરી જોજો. લેખ વાંચતાંવાંચતાં તમને, તમે પોતે 'અ' વર્ગમાં છો કે 'બ' વર્ગમાં, તેના વિચાર આવ્યા હશે જ; તેમજ તમારા મિત્રો ઉપર આ પ્રયોગનું શું પરિણામ આવે છે તે જોવું હશે. તમે ઓફબીટ 'અ' વર્ગના સભ્ય હશો તો કસોટી તમારા પર લગાડવાનું તમને ભાગ્યે જ સૂઝ્યું હશે.

(ડબલ્યુ. રોફર્ડના અંગ્રેજી લેખ ઉપરથી)

★

## જીવનની કિંમત-મૃત્યુ

દુનિયામાં કોઈ પણ ચીજ સુંદરમાં સુંદર રૂપ પામી હોય તો તે મૃત્યુ છે. મૃત્યુ એ અણમોલ ચીજ છે. સ્વતંત્ર

> મરણ માંહ્ય જવું જીવી ધ્યેય જો
> પુરુષના પુરુષાર્થ અજેય તો.

મેળવવા માટે. મૃત્યુની ભેટ હમેશાં સ્વાતંત્ર્યવેદી પર ધરવી જ જોઇએ. આજે માણસ એકેએક વસ્તુ કરવા તૈયાર હોય છે, એકેએક ચીજ પ્રાપ્ત કરવા તે તલપાપડ થાય છે, પણ એક જ ચીજ માટે તે તૈયાર નથી હોતો; અને તે ચીજ છે મૃત્યુ. માણસ મોત પસંદ કરવા કરતાં હલકામાં હલકું કામ કરવા તૈયાર થઈ જશે. એ વૃત્તિ ન હોવી જોઇએ. ધ્યેયને ખાતર જાન ફના કરવી એ શૂરવીરોનું કામ છે.

આજે આપણામાં એક મર્દમાં હોવી જોઈતી શક્તિ નથી. જેનામાં સાહસ નથી, જેનામા તાકાત અને કામ કરવાની દૃઢતા નથી તે પોતાની જાતને મનુષ્ય કહેવડાવવા લાયક નથી. ઇંગ્લૅન્ડમાં આજે બૉમ્બ પડી રહ્યા છતાં ય ત્યાંના લોકો જરા પણ ડગ્યા વિના ધૈર્ય અને બહાદુરીથી એ સહી રહ્યા છે અને પોતાનાં રોજિંદાં કામો સ્વભાવિકપણે કર્યે જાય છે. એ શક્તિ આપણામાં નથી. મોતને ભેટવાની તાકાત નથી. જ્યાં સુધી એ શક્તિ પ્રાપ્ત નહિ થાય ત્યાંસુધી સ્વરાજ્ય લેવાની વાતો કરવી નકામી છે. બજારમા સોના-ચાંદીની ચીજ ખરીદવા જાઓ છો અને તમને જોઈતી ચીજ કિંમત આપી તમે ખરીદી લો છો. તેમ સ્વરાજ્ય લેવું હોય તો તેની પણ પૂરેપૂરી કિંમત આપવી જોઇએ.

મનુષ્યમાં શરીરબળ અને માનસિક બળ એ બે ચીજો હોવી બિલકુલ જરૂરી છે. એકાન્તમાં બેસી તમારા હૃદયને તમે પૂછી જોજો કે એ બે ચીજો તમારામાં છે? ન હોય તો તે મેળવવા પ્રયત્ન કરો. પણ આજે આપણને એ ચીજો હોવી જોઇએ છતાં ન હોવા બાબત શરમ આવતી નથી

અમદાવાદમાં છ લાખની વસતિમાં વ્યાયામ કરતા ત્રણ હજાર નવજુવાનો છે. તે ખૂબ થોડા છે. છ લાખની વસતિમાંથી એક લાખ યુવાનો નીકળી પડવા જોઇએ કે જે અમદાવાદની આબરૂ લૂંટાતી બચાવી શકે. ગુજરાતમાં ભારે સાહસ છે અને મોટી શક્તિઓ છે, પણ તે બીજે માર્ગે ચડી ગઈ છે 'લીધા-દીધા'માં સાહસ અને શક્તિ વપરાતી રહી છે. આજે નવજવાને નવજવાન બન્યે જ છૂટકો છે. ગુજરાતીઓને આજે કોઈ ચીજ ખોવાઈ જાય એવી લાગતી હોય તો તે પૈસા છે, આબરૂ નથી. આ સ્થિતિમાં સબડી રહેલો સમાજ કેવી રીતે ઉન્નત થઈ શકે?

મારા ઉપર ગુજરાત-કાઠિયાવાડનો ભારે ઉપકાર છે. જ્યારે સરકારે મને મૃત્યુદંડને પાત્ર ગણ્યો, મને માણસ તરીકે જીવવા માટે નાલાયક ગણ્યો ત્યારે એ જ ગુજરાતની ભોમે મને આશ્રય આપ્યો. મારૂં એ ઋણ ફેડવા આજે હું મથી રહ્યો છું. મારે ફક્ત સો નવજવાનની જરૂર છે કે જેઓ 'સેવા અને પ્રેમ'ની મુદ્રા ધારણ કરે. મારી યોજનાનો ઉદ્દેશ માણસમાં જે ખરો 'મનુષ્ય' રહેલો છે અને જે અત્યારે સૂતેલો છે તેને જગાડવાનો છે.

કેવળ વ્યાયામશાળાઓ અને અખાડાઓ ખોલ્યે નહિ વળે. માદરે વતન માટે મરી ફીટવાની અને ભારત મૈયાની ગુલામીની બેડીઓ તોડવાની તમન્ના સેવવી જોઇએ.

(સરદાર પૃથ્વીસિંહ)



## આપણા જીવનની ઊણપ

રઘુભાઇની સાથે વાતો કરતાં એક દિવસ અમે આપણા દેશના વહાણવટા પર વિચાર દોડાવવા લાગ્યા. અને મને વધારે સ્પષ્ટ લાગ્યું કે આપણો આવડો મોટો દરિયો ને આપણે પરદેશી સ્ટીમરોથી જ ચલાવવું પડે! ત્યારપછી તો રાત્રે ઘણાંઘણાં સ્વપ્નાં આવ્યાં ને આપણા જુવાનો આ દિશામાં કેમ વધારે ને વધારે ઝંપલાવે એવા મનસૂબા કર્યા આ દિશામાં આપણી પરદેશી સરકાર, આપણી ગરીબાઈ વગેરે અનેક કારણો પડ્યાં છે એ હું સમજું છું, પણ આપણામાં આવા જીવન માટે જે વેગ ને સાહસ આવવાં જોઇએ એ નથી એનું મને તો ભારે દુઃખ છે. હિમાલય આપણો અને તેની શોધખોળ કરે જર્મનીવાળા અને ફ્રાંસવાળા. એ લોકો ચડે, પડે, ખરે, છતાં ય પાછા ચડે. આપણા કરોડો લોકો દર વર્ષે હિમાલયની યાત્રા કરે. પણ આપણે કોઈ એની તપાસ પાછળ મરવાના ખરા?

આપણા દેશજીવનનાં આવાં અનેક ક્ષેત્રો આજે પડ્યાં છે ત્યાં આપણે ઝંપલાવવું જોઇએ અને આપણી વીર્યવત્તા ત્યાં ખીલવવી જોઇએ. આપણા લોકોમાં આવો વીર્યોદ્રેક કેવી રીતે આવે? જુઓને, આજે તો આપણા બે શિક્ષકોને ચાર દિવસ મુસાફરીએ નીકળવું પડે ત્યારે આપણે ત્યાં ટાઢ વાય છે. દેશ-પરદેશોમાં આવાં સાહસોમાં ઝંપલાવવું એ જાતે જ કેળવણી છે. અને આપણી આખી પ્રજા આજે આ કેળવણીથી વંચિત રહે છે. સિપાહી થવું, વિમાની થવું, ઉત્તર ધ્રુવની સફરોમાં જવું, હિમાલય પર ચડનાર મંડળીમાં જવું, ભારતવર્ષ ફરતો જે અફાટ સાગર પડ્યો છે તેમાં અનેક સ્થાને ડૂબકીઓ મારવી, ભારતના ડુંગરાઓને આપણા પગ તળે કાઢી નાખવા,—આવાં આવાં સાહસ આપણામાં ક્યારે આવે? આવાંઆવાં કામો માટે આપણું લોહી ઉછાળા મારી રહેવું જોઇએ. આપણા દેશના રખડુ ગણાતા છોકરાઓને આ માર્ગે લીધા હોય તો ભારે ચમત્કાર કરે એમાં મને શંકા નથી.

પણ આવા વિચારો આજે ૫૪ વર્ષે આવે તેનું શું થાય? આ ખેપ તો હવે ખલાસ થવા આવી. (નાનાભાઇ)

# માનવતાની સમુત્ક્રાંતિ ભણી વહેતી જગતની વણઝારનાં એક વિરલ પ્રવાસી

કોઈ કાલનો નકશો આજે ફરી જાય, આજનો સમ્રાટ આવતી કાલે સામાન્ય માણસ બની જાય, પરમ દિવસની સરકાર આજે બંદીવાન બની જાય અને આજનું નગર આવતી કાલે ભસ્મીભૂત થઈને ઉજ્જડ વેરાન બની જાય એવી, સર્જન અને સંહારની અકળ લીલા આજે પૃથ્વી પર ભેલાઈ રહી છે. કોઈ પણ ચીજ આજે સલામત નથી, સ્થિર નથી. આજનો મહાન સિદ્ધાંત આવતી કાલે પામર બની જાય છે; આજે ઉત્થાન પામેલા આદર્શનું આવતે અઠવાડિયે કરણ અધઃપતન થાય છે. રાષ્ટ્રીયતા, સંસ્કાર ને સંસ્કૃતિની ભયાનક અથડામણો ને જબ્બર ટક્કરો થઈ રહી છે. જાણે મનુનો મન્વંતર બદલાતો હોય એવાં ચિહ્નો દેખાય છે.

છતાં, મૂલ્ય અને મહત્તાના આ ચલિત જમાનાથી અસ્પૃશ્ય રહીને, સંહારના આ તાંડવથી જરા યે ડગ્યા વિના, માનવતાની સમુત્ક્રાંતિ ભણી જતી વણઝારમાં પોતાનો અંશ પૂરનાર વિરલ વણઝારાઓ—એ અખંડ જીવનયાત્રીઓ નિજ શ્રદ્ધાની જ્યોતને અજવાળે પોતાનો માર્ગ કરી રહ્યા છે, પોતાની મજલ કાપી રહ્યા છે. મૃત્યુને પણ મારનારા આ અમર યાત્રાળુઓના સંઘમાં રાષ્ટ્ર, જાતિ કે સંસ્કૃતિના ભેદભાવ આપમેળે ઓગળી ગયા હોય છે.

અનુભવજન્ય આત્મશ્રદ્ધાની મશાલને અજવાળે નિજ માર્ગ કાપતી આવી એક વિભૂતિ, શ્રીમતી સોફિયા વાડિયાની જીવનરેખા દોરવાનો અહીં નમ્ર પ્રયત્ન છે.

ઇ. ૧૯૦૧ના સપ્ટેમ્બરની ૧૩મી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સના કોલંબિયા પ્રાંતના બોગોટા પરગણામાં જન્મ; પ્રાથમિક શિક્ષણ પારિસમાં અને ઉચ્ચ શિક્ષણ ન્યૂ યૉર્કમાં; ઇ. ૧૯૨૩માં થીઑસોફીનો પ્રથમ પરિચય. ઇ. ૧૯૨૮ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખે લંડનમાં જાણીતા થીઑસોફિસ્ટ શ્રી બી.પી. વાડિયા સાથે લગ્ન; અને ૧૯૨૯ના મે મહિનામાં હિંદુસ્તાનમાં આગમન. બસ; હકીકતની દૃષ્ટિએ આટલી જરૂરી સામગ્રી.

પરંતુ મનુષ્ય માત્ર હકીકતોનો બનેલ નથી. એ, સંજોગોમાંથી અકસ્માત જન્મેલું પ્રાણી નથી; પૂર્વજન્મોનાં સંચિત કર્મોનું ફળ અને એની સિદ્ધિ તથા નિષ્ફળતાઓ સાથે લઈને અવતાર પામેલ આત્મા છે.

પશ્ચિમમાં યુરોપિયન માબાપને પેટે જન્મ, પારિસનું પ્રાથમિક ઘડતર અને ન્યૂ યૉર્કના યૌવનસંસ્કાર—એને પરિણામે આપણે કલ્પના કરી શકીએ એવાં નમણાં રૂપલાવણ્ય, સંસ્કારિતા અને પ્રતિભાનો વિરલ સંગમ એ. એમની સહજ સિદ્ધિ છે. છતાં આપણે જો એમને જોઈએ તો કહ્યા વિના માની ન શકીએ કે આ બાઈ હિંદી નથી; એટલાં એ સર્વાંગે હિંદી બની ગયાં છે.

થીઑસોફી સાથે એમનો પ્રથમ સંસર્ગ તો ૧૯૨૩માં થયો, છતાં એઓ જન્મથી જ શાકાહારી છે. અને આનું કારણ એમનું સ્વાભાવિક આંતરિક વલણ જ છે.

૧૯૨૩માં થએલા થીઑસોફીના સંસર્ગની સ્પષ્ટ અસર તો એઓ ૧૯૨૯માં હિંદ આવે છે ત્યારે સમગ્ર સ્વરૂપે પ્રકાશી ઊઠે છે. મને સ્પષ્ટ યાદ છે એ ૧૯૩૦ની સાલ. અમે વડોદરામાં એમને યુવકસંઘના આશ્રયે બે ભાષણો આપવા નોતર્યાં હતાં. એમણે વડોદરા કૉલેજના સેંટ્રલ હૉલમાં ગીતા વિષે પહેલું વ્યાખ્યાન આપ્યું: 'ધ સ્ક્રિપ્ચર ઑફ ધ સોલ' અને બીજું 'મેન્સ ઇટર્નલ હે.' તે વખતની મારી લાગણી એવી છે કે જો આંખ મીંચી દઈએ અને એ વ્યાખ્યાન સાંભળીએ તો એમ જ લાગે, કે જેણે જીવનભર ગીતાનું મનનચિંતન કર્યું છે અને ગીતાના મર્મને જે પચાવી ગઈ છે એવી કોઈ આર્ય કુલનારી પુષ્પોની કુમાશથી અને આર્યદર્શનના ગાંભીર્યથી ગીતાનો સંદેશ સુણાવી રહી છે.

અને બીજે વર્ષે હું એમને જ્યારે ફરી મળ્યો ત્યારે, જાણે મારી કલ્પના અવતાર પામી હોય તેમ, મેં એમને સંપૂર્ણ હિંદી પહેરવેશમાં જોયાં.

ઈ. ૧૯૨૩માં થએલો થીઑસોફીનો પ્રથમ સંસર્ગ તો એમના જીવનનું એક મહત્ત્વનું સીમાચિહ્ન છે. કોઈ પણ ફિલસૂફીને મનુષ્ય જ્યારે પોતાના જીવનમાં પચાવવા અને પ્રકટ કરવા મથે છે ત્યારે એ તત્ત્વો સાથેનો એનો સંસર્ગ માત્ર બૌદ્ધિક નથી હોતો, માત્ર ભાવાવેશ ઉપર પણ એ અવલંબિત નથી હોતો. એ હોય છે સહજ જ્ઞાન ઉપર સ્થાપિત આત્મિક સંસર્ગ. આવી અવસ્થામાં શ્રદ્ધા માત્ર જ્ઞાન ઉપર અથવા દર્શન ઉપર અંકિત નથી હોતી, પણ શ્રદ્ધા એ સાક્ષાત્કારનું સ્વાભાવિક પરિણામ હોય છે. એટલે થીઑસોફીનો સ્વીકાર અને એની સાધનાનો સાક્ષાત્કાર એ સોફિયા માટે જીવન જેવી અને જેટલી સહજ અને અનિવાર્ય વસ્તુ બની ગઈ. બાકી ઘણી વ્યક્તિઓ આજે પચાસ

### મેધા માતૃત્વ ને માનવતાની ત્રિવેણી સમાં

## શ્રીમતી

# સોફિયા વાડિયા

પચાસ વર્ષથી થીઑસોફીના સંસર્ગમાં છે, છતાં એમનો જીવનવિકાસ પરિમિત છે, સામાન્ય છે. આપણને એમ લાગે છે કે એવી વ્યક્તિઓનો સંબંધ એ ફિલસૂફી સાથે બૌદ્ધિક છે. એમણે હજી એને પચાવીને સાક્ષાત્ નથી કરી. આનો જવાબ પૂર્વજન્મના સિદ્ધાંતના દૃષ્ટિબિંદુથી આબાદ આપી શકાય તેમ છે. આવી વ્યક્તિઓ પાસે પૂર્વજન્મોનાં સંચિત કર્મોની મૂડી ગરીબ હોય છે અને આ જન્મનો પ્રયત્ન પણ પાંગળો હોય છે. પરંતુ કોઈ વિરલ વિભૂતિ જન્માને સભાન થતાં વિશ્વની કોઈ દિવ્ય શક્તિનો જાણ્યે અજાણ્યે સ્પર્શ પામે છે અને એનાં પૂર્વજન્મોનાં કર્મો પોતાનું સંચિત એને ખોળે ધરે છે. આવી રીતે એ પોતાના પૂર્વજન્મોની સિદ્ધિ વિશે જાગૃત થતાં અપૂર્વ વેગે એ આપોઆપ જીવનશક્તિ બની જાય છે. એનાં પ્રયત્ન અને પુરુષાર્થ પાંગળાં નહિ પણ પ્રેરણાદાયી બને છે.

સોફિયાની થીઑસોફીની વાત કરતી વખતે એક બીજી વાત પણ સ્પષ્ટ કરવાની જરૂર અનિવાર્ય છે. ઇ. ૧૮૭૫માં મૅડમ એચ. પી. બ્લૅવેટ્સ્કીએ સર્વ ધર્મના વિજ્ઞાનનું અને સર્વ વિજ્ઞાનના ધર્મનું એકીકરણ કરતી એક અપૂર્વ સમન્વયભરી અને ભવ્ય સામંજસ્યવાળી સંપૂર્ણ જીવનની સાધના થીઑસોફીને નામે જગત આગળ મૂકી. પરંતુ એમના મૃત્યુ બાદ એમના શિષ્યોમાં મતભેદનો એક મોટો વંટોળ ઊઠ્યો અને ઈ. ૧૯૦૯માં એ ફિલસૂફીના મૂળ સ્વરૂપને વફાદાર શિષ્યોના મંડળે મિસિસ બેસંટ વગેરેથી છૂટા પડી અમેરિકામાં લૉસ એન્જેલિસમાં 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'ની સ્થાપના કરી.

હિંદુસ્તાન જાણે છે કે શ્રી બી. પી. વાડિયા અને બિશપ ઍરૂંડેલ ડૉ. ઍની બેસંટના ડાબા-જમણા હાથ હતા. શ્રી વાડિયા થીઑસોફીના પ્રચાર અર્થે અઘારથી અમેરિકાના પ્રવાસે ગયા. ત્યાં એ 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'ના પરિચય ને સંસર્ગમાં આવ્યા અને એમણે થીઑસોફીના એ બંને ભિન્ન ભિન્ન વર્ગો



વચ્ચેના મતભેદનો તટસ્થતાપૂર્વક અભ્યાસ કર્યો, જેને અંતે એમને 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'વાળા મંડળની વિચારધારા વધારે સાચી લાગી; અને ત્યાંથી જ એમણે થીઑસોફિકલ સોસાયટીના સભ્ય તરીકેનું પોતાનું રાજીનામું, તે વખતનાં સોસાયટીનાં પ્રમુખ ડૉ. ઍની બેસંટ ઉપર મોકલી આપ્યું.

શ્રી સોફિયા પણ તે વખતે અમેરિકામાં હતાં. ઈ. ૧૯૨૩માં એઓ પણ 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ' અને શ્રી બી. પી. વાડિયાના પરિચયમાં આવ્યાં. અને જાણે પોતાની કોઈ ખોવાઈ ગએલી વસ્તુ પાછી મળી હોય એમ, તેમણે થીઑસોફીને પોતાની કરી પોતાના ગયા જન્મનું અધૂરું રહેલું કામ પાછું શરૂ કર્યું. ૧૯૨૮માં ઈંગ્લંડમાં બી. પી. વાડિયા સાથે એમનું લગ્ન થયું અને ઈ. ૧૯૨૯ના મેમાં હિંદ આવીને એ જ વર્ષના નવેમ્બરની ૧૭મી તારીખે એ બંનેએ મુંબાઇમાં 'ધ યુનાઇટેડ લૉજ ઑફ થીઑસોફિસ્ટ્સ'ની હિંદમાં પ્રથમજ સ્થાપના કરી.

'લૉજ'ની સ્થાપના બાદ શ્રી સોફિયાએ ઇ. સ. ૧૯૩૦માં 'ધી આર્યન પાથ' નામનું માસિક શરૂ કર્યું. આ માસિકને આજે બાર વર્ષના સતત પરિશ્રમે કરીને એમણે પૂર્વ અને પશ્ચિમના સાંસ્કૃતિક ને આધ્યાત્મિક આદર્શો ને તત્ત્વજ્ઞાનના અપૂર્વ સમન્વય તથા સમભાવી ચર્ચા, અભ્યાસ અને પ્રચારનું સુંદર સાધન બનાવ્યું છે.

# મોડાસામાંથી મળેલાં પ્રાચીન શિલ્પ



ત્રણેક ફૂટ ઊંચી, રાખોડી રંગના પથ્થરની આ મૂર્તિ એટલી સ્વાભાવિક છે કે પ્રથમ જોવા જનારને કોઇ સજીવ યોગી ભભૂત ચોળી વીરાસન વાળી બેઠો હોય એવો સચોટ ભ્રમ ઉત્પન્ન કરે છે.

ઉત્તર ગુજરાતમાં મોડાસા ખૂબ જૂનું ગામ છે. આઇને અકબરી, મીરાતે સિકંદરી, મીરાતે અહમદી વગેરે મુસલમાન યુગનાં ઇતિહાસોમાં એના ઉલ્લેખો આવે છે. તે પહેલાંના કાળનો ઉલ્લેખ જૂના ગુજરાતી કાવ્ય 'કહાનડદે પ્રબંધ'માં છે. દંતકથાઓ ને પુરાણ-કથાઓમાં પણ એ ચમકે છે.

ગામમાં આજે પણ જે કેટલીક જૂની હવેલીઓ ઊભી છે તેની રચના ધ્યાન ખેંચે તેવી છે.

એક કાળે ત્યાં જૈનો, નાગરો અને ગાયકો (ગાંધર્વો)-ની વસતી ખૂબ હતી, આજે તો એ ત્રણેમાંથી એકેનું નામનિશાન નથી. મરાઠાઓ ને મુસલમાનોએ ત્રણત્રણ વખત આ ગામ લૂટ્યું છે ને બાળ્યું છે. મુસલમાનોના આગમન પહેલાં ત્યાં સ્વતંત્ર રાજપુત રાજ્ય હતું, અને ભૌગોલિક દૃષ્ટિએ એની રાજકીય અગત્ય જોઇ અંગ્રેજોએ ઇડરના રાજા પાસેથી લગભગ સવાસો વર્ષ પહેલાં એ મેળવી લીધું છે. મારવાડ અને રાજપુતાનાની સીમ પર એ આવેલું છે. અમદાવાદથી ડુંગરપુર, કેસરિયાજી જવાનો સરિયામ માર્ગ ત્યાં થઇને છે. ગુજરાતનો ડુંગર-પુર સાથેનો વેપારધંધો મોડાસાની મારફત જ ચાલે છે.

મોડાસામાં મુસલમાની સમયની કેટલીક ઇમારતો છે, એક જૂનો કિલ્લો છે, કિલ્લામાં ખંડિયેર મહેલો છે, ઉપરાંત બીજી ઇમારતો પણ છે. ગામની ભાગોળે દરેક ધોરી રસ્તા પર વાવ છે. આવી એક વાવને કૂવામાં ફેરવી નાખવામાં આવી ત્યારે તેમાંથી કેટલીક સુંદર મૂર્તિઓ તથા સંખ્યાબંધ કોતરકામવાળી શિલાઓ અને કુંભીઓ નીકળેલી. દુઃખની વાત છે કે આજે આપણી કલાની સૂઝ એવી મરી ગઇ છે કે એ મૂર્તિઓને એ કૂવામાં જ અંદરના ભાગમાં જડી દેવામાં આવી! 'કુમાર'ના તંત્રી શ્રી રવિશંકર રાવળે આ મૂર્તિઓ જોઇ ત્યારે કહેલું કે કૂવાનું ચણતર તોડીને પણ એ બહાર કાઢવી જોઇએ. એ મૂર્તિઓનું મૂલ્ય તેઓ એટલું આંકતા હતા કે ચણતર તોડવાનું ખર્ચ પણ તેમણે માથે લેવાનું કહેલું! પણ હજી એ મૂર્તિઓ કૂવામાં જ છે. એના ફોટોગ્રાફ લેવાનું પણ અશક્ય છે!

દસેક વર્ષ પહેલાં મ્યુનિસિપાલિટીએ જૂના કિલ્લાની એક વધારાની તૂટી પડેલી પાંખમાંથી પથ્થરો કઢાવેલા, ત્યારે પણ અસંખ્ય શિલ્પવાળા શિલાખંડો નીકળેલા. એ બધાનો ઉપયોગ સડકો બાંધવામાં થયો! કળા-કારીગરીની સમજદાર મ્યુનિસિપાલિટી હોત તો એ પ્રાચીન થાપણમાંથી સંગ્રહાલય ઊભું કરી શકત ને પોતાની પ્રતિષ્ઠામાં વધારો કરત.

આવા બીજા પણ દાખલાઓ છે. ઘરોના પાયાનું ખોદકામ થતાં ઘણી વખત સુંદર કોતરકામવાળા પથ્થરો ને મૂર્તિઓ નીકળે છે. એક શ્રીમંતના ઘર આગળ ખોદકામ થતાં આવી ઘણી મૂર્તિઓ દેખાઇ હતી, પણ વખતે એ મૂર્તિઓને મંદિરમાં પધરાવવાને નામે કંઇ ખરચ કરવું પડશે એ બીકે એમણે એ ખોદકામ બંધ રખાવ્યું ને મૂર્તિઓને ત્યાંની ત્યાં જ દાટી દીધી!

આજે મૂર્તિની મૂર્તિ તરીકે કિંમત નથી, પણ કલાના નમૂના તરીકે, પ્રાચીન સંસ્કૃતિના અવશેષ તરીકે, ઇતિહાસના એક અણલખ્યા પ્રકરણ કે પૃષ્ઠ કે લીટી તરીકે કિંમત છે. એ જ દૃષ્ટિએ આજે આ સામગ્રી રજૂ કરવા પ્રેરાયો છું.

ગઇ સાલ ચોમાસામાં મોડાસામાં એક નોંધપાત્ર બનાવ બન્યો. જેઠ મહિનામાં માઝુમ નદીમાંથી, સબલપુર * ના જમણા હાથ પર આવેલા ઊંડા ધરા-માંથી બે સુંદર મૂર્તિઓ નીકળી! એક છે વિષ્ણુની ને બીજી છે માનવ ગરુડની. વિષ્ણુની મૂર્તિ કાળા લીસા પથ્થરની

* એ મોડાસાની પડખે જ આવેલું એક નાનકડું પરું છે. વસતિ હજી હમણાં વસવા માંડી છે. તે ઇડર સ્ટેટને તાબે છે. અને તે રાજ્યે સબલપુર તાલુકાની કચેરી પહેલાં મોડાસા ગામમાં હતી, ત્યાંથી સબલપુરમાં ખસેડી, ત્યાં વસતિ વસાવવા પ્રયત્ન શરૂ કર્યો છે!

## દિવંગત ગુરુદેવને

• અનુષ્ટુપ •

મૃત્યુ તો તમને લેવા આવ્યું, માન્યું લઈ ગયું;
તેણે ખોલી જહીં મુઠ્ઠી ત્યાં તો ભોંઠું પડી ગયું.

આશ્ચર્યે તે: 'અરે ક્યાં એ?' વદીને નીરખે પૂંઠે,
હૈયેહૈયે તમારી એ નિહાળે છબી જે ઊંડે.

ભવ્ય એ જિંદગાનીની પાસમાં વામણું બન્યું,
જીતવા આવિયું તેની પતાકા જયની થયું.

તેજે જે પ્રજ્જવળી ઊઠયાં સૂર્ય તારા નિહારિકા,
તેજેથી સળગે નિત્યે એ જ જે પ્રાણની શિખા,

મથ્યું એ ફૂંકથી તેની ઓલવી નાખવા જ એ,
લાખલાખ શિખા થૈ ત્યાં પ્રકૃતિ માનવી વિષે
વિરાજે એ અને હસે.

આવ્યું'તું જિંદગી લેવા, આપી ગ્યું અમરત્વ એ.

પ્રહ્લાદ પારેખ

અને ચારેક ફૂટ ઊંચી છે. ગરુડની મૂર્તિ ત્રણેક ફૂટ ઊંચી છે ને રાખોડી રંગના પથ્થરની બનાવેલી છે. તે રંગ એટલો સ્વાભાવિક છે કે અમે તે પ્રથમ જોવા ગયા ત્યારે એ મૂર્તિ છે એમ જાણતા હોવા છતાં, ખરેખર કોઈ બાવો ભભૂત ચોળીને વીરાસન વાળી બેઠો હોય એવું લાગેલું! આવો સચોટ ભ્રમ ઉત્પન્ન કરી શકે એવું પૌરુષભર્યું એનું સર્જન છે. પૂરા માનવ કદની, બેઠેલા રૂપની એ મૂર્તિ એક સુંદર શિલ્પ છે.

એક પગ ઊભડક લઈ હાથ જોડી ગરુડ બેઠો છે. તેના મોં પર શરણાગત ભક્તની પ્રબળ છતાં મૃદુલ છાયા છે. આંખોમાં શાંત હાસ્ય છે અને એક રમાડવાનું મન થઈ આવે તેવો નાજુક શરીરનો નાગ તેની ડોકે વીંટળાઈને, જાણે સંગીતના તાનમાં લટ્ટુ બની હળ્યો હોય તેમ વંકી ડોક કરી, ગરુડના જોડાએલા હાથની અડોઅડ જામ્યો છે. એ નાગની ડોકના મરોડમાં કલાકારનો એક વિજય છે. ગરુડના મોંનો સમસ્ત સીનો, એની રૂવાબદાર બેઠક, હાથપગનાં આંગળાંમાંથી નીતરતું કૌવત, માથા પર બેઠા ઘાટની ઓળેલી જટા ને તેમાં છોગાં જેમ ફરકતી નાગના બચ્ચાની ફણા, ભરાવદાર મૂછો ને ગુચ્છાદાર દાઢી, પીઠે ઢળેલી અધખૂલેલી પણ ભારે પાંખો,—આ બધો દેખાવ નજરે થંભાવી દે છે ને મુખમાંથી 'અહો!'કાર નીકળી જાય છે!

હવે વિષ્ણુની મૂર્તિ જોઈએ. શંખ, ચક્ર, ગદા ને પદ્મથી સજ્જ વિષ્ણુ અહીં ઊભા છે. એમના મુખમંડલ પર અનેરી પ્રતિભા છે. હોઠનું મરકતું હાસ્ય, પહોળી આંખની પલકમાં પૃથ્વીને માપી લેતી હોય તેવી દૃષ્ટિ, મરોડદાર નાક, હાથની આંગળીઓની મનોહર મુદ્રાઓ ને બાહુઓની સુંદર રચના—આ બધું આકર્ષક છે. જમણા હાથમાં પકડેલા શંખનું શિલ્પ એવું સજીવ લાગે છે કે જાણે હમણાં જ હાથ ઊંચો કરી એ ફૂંકશે એની પ્રતીતિ થયા વગર નથી રહેતી. પ્રભાવભરી ઢળે પડેલી ગદાની અણી ધરતીને અડી રહે છે તે જાણે પદ્મસ્થ બુદ્ધના ઢળેલા હાથની આંગળી ધરતીને આશિષ અને આશ્વાસન દેવા અડકી રહી હોય એવું લાગે છે! મૂર્તિના માથા પરનો બેઠા ઘાટનો મુકુટ પ્રાચીન વેશભૂષાના અભ્યાસીઓને કદાચ ઉપયોગી થઈ પડે. મૂર્તિની ચોતરફ ઉપર ને નીચે, જમણી ડાબી બાજુએ, નાનીનાની મૂર્તિઓ છે. તેમાં, પગની બંને બાજુએ બે બે મૂર્તિઓ છે. એક ગંધર્વયુગલ છે, તે ગાનવાદનમાં અને નૃત્યમાં મસ્ત છે. તેના મોં પર સંગીતની તૃપ્તિ સ્પષ્ટ દેખાય છે. ડાબા પગની બાજુએ બે પુરુષાકારો છે, તેમાંની એક ઊભેલી મૂર્તિ આપણને પરિચિત લાગે છે; કારણ કે જે માનવ ગરુડની મૂર્તિ આપણે જોઈ, તે જ અહીં ઊભેલી સ્થિતિમાં કોતરેલી છે: બરાબર તે જ. એ જ ચહેરો, એ જ દાઢી, એ જ મૂછો, એ જ આંખો અને એ જ જટા. ફેર માત્ર એટલો કે ત્યાં એને આપણે બેઠેલા રૂપમાં જોઈ, અહીં ઊભેલા રૂપમાં છે.

આ બંને શિલ્પને ટપી જાય એવી એક ત્રીજી મૂર્તિ તે જ ધરામાંથી આ વર્ષે બે મહિનામાં નીકળી છે. એ છે વરાહની. શ્રીમદ્ ભાગવતમાં વિષ્ણુના દસ અવતારોની કથાઓ લખેલી છે, તેમાં વરાહની વાર્તા આમ છે: 'હિરણ્યાક્ષ નામનો દૈત્ય (દિતિનો પુત્ર) બહુ પ્રજાપીડક નૃપતિ હતો. તેણે દેવોને હરાવ્યા ને વિષ્ણુની સાથે યુદ્ધ માગ્યું. વિષ્ણુએ વરાહનું રૂપ લીધું ને હિરણ્યાક્ષના ત્રાસથી પાણીમાં ડૂબેલી પૃથ્વીને પોતાની આગલી દાઢની અણી વડે પાણી પર લઈ આવ્યા. હિરણ્યાક્ષે વિષ્ણુના સૂવર રૂપની મશ્કરી કરી. જવાબમાં વરાહે કહ્યું: 'અમે વનમાં ફરનારા સૂવર છીએ, તારા



વરાહ-મૂર્તિના શિલ્પનો સંપૂર્ણ ખ્યાલ આપતાં તેનાં ડાબાં-જમણાં પાસાં. જમણી બાજુના ચિત્રમાં પૃથ્વી દેવીની પ્રતિમા સ્પષ્ટ જણાય છે. ડાબી તરફના ચિત્રમાં તેના આગલા-પાછલા બંને પગ આગળ અનુક્રમે ચક્ર અને શંખ તથા જમણા ચિત્રમાં તેના પગો વચ્ચે ગદા જણાય છે.



જેવા કૂતરાને શોધીએ છીએ.' આ સાંભળી નાગ જેમ રમતાં રમતાં તેના રમાડનાર પર ક્રોધ કરે તેમ હિરણ્યાક્ષે ક્રોધ કર્યો. બંને વચ્ચે, એક ગાયને માટે લડતા બે સાંઢ જેવું યુદ્ધ થયું. ઋષિઓથી વીંટાએલા બ્રહ્મા તે જોવા આવ્યા. વરાહના હાથમાંથી ગદા પડી ગઇ. પછી તેણે ચક્ર વડે રાક્ષસનો નાશ કર્યો.'

આટલી કથા જાણ્યા પછી આ શિલ્પ સરળતાથી સમજાઈ જાય છે. મૂર્તિના છેક નીચલા ભાગ પર દરિયાનાં મોજાં જેવી ઊંચીનીચી અર્ધવર્તુલાકાર લીટીઓ પાડેલી છે, તે દરિયાના પાણીનો ખ્યાલ આપે છે. તેની ઉપર કાચબો કોર્યો છે. એ કાચબાનું મોં ને ડોક અતિ મનોરમ છે. કાચબાની ડોકની બરાબર ઉપર માનવ અર્ધ શરીર છે. સુકોમળ એનું મોં છે ને એણે પ્રણત ભાવથી હાથ જોડેલા છે. એ મુખની ઉપર શેષ નાગ સાત ફણાઓનું છત્ર કરી ઊભો છે. હાથ જોડી રહેલા માનવના શરીરનો બાકીનો ભાગ અને શેષનાગનું શરીર બંને એક જ છે, તે એમ સૂચવે છે કે એ માનવ એ શેષનાગનું જ સ્વરૂપ છે, ને એ રૂપે શેષ વિષ્ણુના પરાક્રમની સ્તુતિ કરે છે.

આ શેષની ફણાઓની ઉપર વરાહનું પ્રભાવશાળી મોં આવેલું છે. આમ, પાણી ઉપર કાચબાની ડોક, તે ઉપર માનવ મુખ, તે ઉપર શેષફણાઓનું અર્ધગોળ છત્ર, તે ઉપર વરાહનું તીક્ષ્ણ દંતુશળવાળું મુખ—કલ્પના સુંદર છે, ને તેથી યે સુંદર એ કલ્પનાની સિદ્ધિ છે. નાગનું શરીર વરાહની છાતી નીચે થઇને જાય છે, ને પાછળ નાગની પૂંછડી તથા વરાહની ટચુકડી પૂંછડીની શિલ્પકારે સુંદર ગાંઠ વાળી છે—શેષ અને વિષ્ણુની એકતા, એકરૂપતા સૂચવવા હોય તેમ. એ ગાંઠનું શિલ્પ આકર્ષક છે અને ગાંઠની કલ્પના મધુર વિનોદથી ભરેલી છે.

વરાહ વિષ્ણુનો અવતાર છે એમ સૂચવવા વિષ્ણુનાં ચાર ચિહ્નો—શંખ, ચક્ર, ગદા ને પદ્મ શિલ્પમાં ગોઠવેલાં છે. વરાહના આગલા જમણા પગની નીચે ચક્ર છે, છાતી નીચે, પગોની વચમાં ને શેષના શરીરને પડખે આડી ગદા કોતરેલી છે, પાછલા જમણા પગની નજીક શંખ મૂકેલો છે ને પૂંછડીઓની ગાંઠ નીચે કમળ જમાવેલું છે.

વરાહની પીઠ પર સાજ બિછાવેલો છે, તેમાં તપ કરવા બેઠેલા દેવોની (દેવગણ યુદ્ધ જોવા આવેલો તે સૂચવવા?) હારોની હારો કોતરેલી છે. તે બતાવે છે કે વરાહ–વિષ્ણુના આધારે બધા દેવો છે. દેવોના સરનશીનસમા બ્રહ્મા એ પીઠ પર બેઠેલા છે. વરાહના પગના સાંથળ, કપાળ, કાન, દાઢ, મોં વગેરે અનેક જગ્યાએ દેવોના આકારો કોતરેલા છે.

વરાહની ડાબી બાજુએ ત્રિભંગી કરીને ઊભેલી એક મનોહર નારીમૂર્તિ છે. તેનો જમણો હાથ ઊંચો થએલો છે, ને તે વરાહના લાંબા મુખની દાઢને સ્પર્શે છે. આ નારીમૂર્તિ તે પૃથ્વીદેવીની પ્રતિમા છે. તેના પગ કાચબાની પીઠ પર છે ને તે શેષને તથા વરાહને ટેકવીને ઊભેલી છે. વરાહે પૃથ્વીને દાઢ પર ચડાવી પાણી પર લાવીને મૂકી એમ ભાગવતમાં કહ્યું છે તે અહીં પ્રત્યક્ષ છે.

વરાહના મોં પર વિજયનો મત્ત મુસ્કેરાટ છે. એના વિશાળ કાન, કૌવતદાર શરીર, પગનો ગતિશીલ મરોડ વગેરે અનુપમ છે. વરાહનો તીણો દંતુશળ એની ઊર્ધ્વતાથી આપણામાં ઊર્ધ્વ વિચાર પ્રેરે છે.

હાથી, ઘોડો, ગાય, બળદ, વાઘ વગેરે પ્રાણીઓની પ્રતિમાઓ હિંદુ શિલ્પમાં જોવામાં આવે છે, પણ વરાહની આવી સુંદર પ્રતિમા ક્યાંયે જોયાની મને ખબર નથી.

ત્રણે મૂર્તિઓ એક જ જગ્યાએથી નીકળી છે.







ડાબી બાજુથી: (૧) વરાહ-મૂર્તિનું એક વધુ દૃશ્ય; (૨) એ મૂર્તિના આગલા ભાગમાં આવેલી, વરાહાવતાર વિષ્ણુનું સ્તવન કરતી શેષનાગની મૂર્તિ સ્પષ્ટ કરતું દૃશ્ય. (૩) મોડાસામાંથી મળેલી વિષ્ણુની મૂર્તિ.

વિષ્ણુ-વરાહની મૂર્તિઓ તો એક જ જાતના પથ્થરની છે તથા ત્રણે વિષ્ણુભક્તિથી પ્રેરાઇને બનાવાએલી છે. જે જગ્યાએથી આ મૂર્તિઓ નીકળી છે તે માઝૂમ નદીના ધરાની ઉપરના ભાગમાં, નદીના બાહામાં ક્યાંક ક્યાંક કુંભી જેવા બેચાર કોતરેલા, અર્ધકોતરેલા પથ્થરો પડેલા દેખાય છે. ત્રણે મૂર્તિઓને એક બાજુએ પાણીના વહેણનો ઘસારો લાગેલો છે તથા તેઓ ક્યાંક સહેજ ખંડિત થએલી છે. મૂર્તિભંજકોના હાથમાંથી મૂર્તિઓને બચાવવાને આ ધરામાં તે ઉતારી દેવામાં નહિ આવી હોય?

કદાચ આવી બીજી મૂર્તિઓ પણ હજી ત્યાંથી નીકળે. શિલ્પકારે વિષ્ણુના બીજા અવતારોની પણ મૂર્તિઓ કેમ નહિ ઘડી હોય? એ હાથ ને એ કલ્પના એક વરાહ અવતારને જ શિલ્પમાં ઉતારીને બેસી કેમ રહે?

આવી મૂર્તિઓ પ્રાચીન કલાકારીગીરીની સૂચક છે. એ રીતે તેનું મૂલ્ય છે અને એ રીતે જ તેને જોવી જોઇએ. ઈડર રાજ્યની હદમાંથી એ નીકળી છે, રાજ્યનું પોતાનું શોધખોળખાતું પણ છે, પરંતુ તે ખાતાએ આ મૂર્તિઓની કશી ખબર લીધી નથી. આ મૂર્તિઓ સારીરીતે સાચવવી જોઇએ ને સબલપુરમાં જ સુંદર રીતે, સૌને જોવા મળે તે રીતે રાખવી જોઇએ. આજે તો એને બનાવટી આંખો બેસાડી દઈ કદરૂપી બનાવી દીધી છે, કુદરતી રાખોડી પથ્થરના ગરુડને કાળા લપેડા કરી કાળા અને બિહામણા બનાવી દીધા છે. વરાહ ને વિષ્ણુને તેલથી માલિશ કરી મૂળ પથ્થરની કુમાશ ઉડાડી દીધી છે. વળી વાઘા પહેરાવી, તિલક ટપકાં કરી એ ત્રણે મૂર્તિઓના અસલ કલાસ્વરૂપને ઢાંકી દીધું છે.

કોઈ વિદ્વાન આ મૂર્તિઓના રચનાકાળના નિર્ણયમાં માર્ગદર્શન કરશે?

રમણલાલ સોની



મોડાસાનો જૂનો કિલ્લો



માઝૂમ નદીમાં પડેલો જંગી પથ્થર

# વ્યવસ્થિત રહેવાની ઘેલછા

મૂળ લેખક
શ્રી અનંત કાણેકર

કોઈ પણ વસ્તુ જ્યાંથી લીધી હોય ત્યાં જ બરાબર ફરીથી મૂકવાની અને બધું વ્યવસ્થિત રાખવાની—કેટલાક લોકોને જાણે ઘેલછા જ લાગી હોય છે. એ લોકોની જિંદગીનો ઘણોખરો સમય એ વસ્તુનો ઉપયોગ કે ઉપભોગ કરવાને બદલે એને ઠેકાણાસર સારીરીતે મૂકવામાં જ પસાર થાય છે. હું તો એમ માનું છું કે કોક દિવસ સૂર્ય જો જરાક એકાદ બાજુ તરફ ઝૂકેલો જણાય, તો આવા લોકો આકાશમાં ઊડી સૂર્યને પણ ઠેકાણાસર રાખવાનો પ્રયત્ન કર્યા વગર ન રહે!

મને પોતાને આવા લોકો સામે ગુસ્સો ચડવાનું તો કારણ એ છે કે આવો એક હદ ઉપરાંત વ્યવસ્થિત રહેતો માણસ હાલ મને મારા હાથ નીચે કામ કરવા મળ્યો છે. એના આ વિચિત્ર વ્યવસ્થિતપણાથી બધાં કામ તો જોકે કોઈપણ જાતની અગવડ વિના થઈ શકે છે, પણ તેથી મારી જે દશા થાય છે તે કહેવા જેવું તો ખરું જ નહિ. એક જ વાત કહું. તે તમે સાંભળશો એટલે મારી કેવી શોચનીય અવસ્થા થઈ હશે એનો તમને ખ્યાલ આવશે. મારા ગજવામાં માત્ર એક રૂપિયો બાકી હતો ને કંઈ કારણસર મેં તે ટેબલ પર કાઢી મૂક્યો હતો. તે એમ ને એમ ટેબલ પર પડ્યો રહેવા દઈ હું જરા બહાર ગયો અને થોડી વાર પછી પાછો આવીને જોઉં છું તો રૂપિયો કબાટમાં અને ઉપર તાળું; અને કૂંચી એ 'વ્યવસ્થિત' ભાઈના ખિસ્સામાં! અને ઑફિસનો વખત પૂરો થઈ ગએલો, એટલે ભાઈસાહેબ, તો 'વખતસર' ઘેર ચાલ્યા ગએલા! અને ગુસ્સે થઈએ પણ કોના પર? પૈસા કોઈ ચોરી ન જાય એવા શુભ હેતુથી ભાઈએ પૈસા ઠેકાણે મૂકી દઈ મારા પર ઉપકાર કર્યો હતો. ચા પીવા પૂરતા પણ મારા ગજવામાં પૈસા ન હોવાથી ચાની આશાએ હું એક મિત્રને ત્યાં ગયો, તો એ ભાઈ ઘરમાં ન હતા અને એમની પત્ની પાસે ચા માગવાની હિંમત મારામાં હતી નહિ. એટલે ધીરેધીરે પાણી પીવાની વાતોથી મેં શરૂઆત કરી. પણ બાઈ બિચારી હતી બહુ સરળ ને સીધી, એટલે એણે ઠંડા પાણીનો લોટો મારી આગળ લાવી મૂક્યો. 'શરદીથી મારું ગળું બગડી ગયું છે અને ડૉક્ટરે ઠંડું પાણી પીવાની મના કરી છે;' એવીએવી ઘણી વાતો જ્યારે મેં એને સંભળાવી ત્યારે કાંઈક મારો ખરો મુદ્દો એના મગજમાં પેઠો ને આખરે એણે મને ચા બનાવી આપી.

આ 'વ્યવસ્થિત' માણસ આવ્યો ત્યાર પહેલાં તો હું ઘણો જ સુખી હતો. સર્વ જાતના કાગળ, ચોપડીઓ, ખડિયા, અવારનવાર સીંગદાણાનાં પડીકાં અને બીજી ઘણી ચીજો શી લહેરથી મારા ટેબલ પર પડેલી રહેતી! અને બધી ચીજો આંખ આગળ હોવાથી મને કોઈ પણ જાતની ઉપાધિ ન હતી. જ્યારે જે કરવાનું મન થાય ત્યારે તે કરવાનું. અને હવે? હવે મારા ટેબલ પર સીંગ તો ક્યાંથી જ દેખાય? મારી નજર ક્યાંક બીજી તરફ વળે કે ભાઈ ટેબલ સાફ કરી મૂકવાના જ! વળી, એ માણસને કાઢી મૂકવાનો વિચાર કરું તો માણસ બહુ જ મહેનતુ અને પ્રામાણિક છે. એટલે હવે તો મને મારી જાતની જ શરમ આવે છે અને એને કાઢી મૂકવાને બદલે હું જ જરાજરા વ્યવસ્થિત થતો જાઉં છું!

આનંદની વાત એટલી જ છે કે ઑફિસમાંથી ઘેર આવ્યા પછી આ માણસનો મને કંઈ ત્રાસ નથી. અને ઑફિસના વ્યવસ્થિતપણાનું બધું વેર હું ઘેર વાળી લઉં છું. મારા ઘરમાં પ્રવેશ કરો, એટલે આંખને ઘણો જ આનંદપ્રદ દેખાવ નજરે પડવાનો. કાઢી મૂકેલાં મોજાં, આમતેમ હવા ખાતાં બ્રશ ને જોડા, ખુરશીઓ પર આરામ કરી રહેલા મેલા કોટ, બિછાના પર તબિયતથી પડેલા ધોબીને ત્યાંથી ધોવાઈને આવેલા સૂટ ને બીજી કેટલી યે ચીજો, દુનિયામાં બીજે ક્યાંય ન મળતું સ્વાતંત્ર્ય મારી ઓરડીમાં અનુભવે છે. વળી મોટામોટા લેખકોના ગ્રંથ, ટૂથબ્રશ ને બિસ્કિટના ડબ્બા મારી ઓરડીમાં મિત્રભાવે એક જ સ્થળે રહેતા હોય છે! મારા આ આનંદી સંસારનું વર્ણન મારા એક પરણેલા મિત્ર આગળ મેં જ્યારે કર્યું, ત્યારે એને બહુ અદેખાઈ થઈ આવી ને તપી જઈને એ મને કહેવા લાગ્યો: 'દીકરા, જ્યાંસુધી પરણ્યો નથી ત્યાં સુધી જ આ વાતો. એક વાર વૈઈ તો લાવ; પછી જોઈશું તું અવ્યવસ્થિત રહે છે!' એ ભાઈના આ શબ્દો સાંભળ્યા ત્યારે જ મને સમજાયું કે ભીષ્મ જેવા પુરુષશ્રેષ્ઠે આમરણ ન પરણવાનો નિશ્ચય શા માટે કર્યો હશે!

આ વ્યવસ્થિત લોકો કેટલીકવાર બહુ સાદી વાતો પણ સમજી શકતા નથી. દાખલા તરીકે પૈસા



આ અંકની ચિત્રપ્લેટો તરીકે આપેલી સુંદર કૃતિઓના સર્જક

## કલાકાર શ્રી પી. આર. રૉય

આ તરુણ કલાકારે હિંદના એકેએક પ્રદર્શનમાં પોતાની શક્તિ અને પ્રતિભાથી કલાનિષ્ણાતોનું ધ્યાન ખેંચ્યું છે; અને એકે વર્ષ એવું નહિ ગયું હોય કે જેમાં એને ઉચ્ચ પ્રતિનું ઇનામ કે માન મળ્યું નહિ હોય. એનું બચપણ બહુ કઠોર અનુભવોથી ભરપૂર વીત્યું હતું. તેનામાં કંઇકે પ્રતિભા હશે એવું કોઇ સ્વીકારતું જ નહોતું, એટલે તેની કેળવણી લગભગ રખડી ગયા જેવી હતી અને કોઇએ તેની દરકાર કરી નહોતી. પરંતુ પોતાની ધગશથી જ તેણે ચિત્રકળાનો નાદ કેળવ્યો અને ઘણી મુશ્કીબતો વેઠીને લખનૌની કળાશાળામાં પ્રવેશ મેળવ્યો. ઘરનાં બધાંની ઇચ્છા તેને નોકરીએ વળગાડી દેવાની હતી, એટલે તેના આ નવીન પ્રસ્થાનમાં ઘરની કશી મદદ મળી નહોતી અને છેવટે તેને વિસારી દીધા જેવું કર્યું હતું. લખનૌની ચિત્રશાળામાં ભાઇશ્રીએ સાત વર્ષ અભ્યાસ કર્યો. ત્યાંના હેડમાસ્તર શ્રી બીરેશ્વર સેનની તાલીમને જ તેની પ્રગતિ ખરેખરી આભારી છે એવું તે સ્વીકારે છે. ઈ.સ. ૧૯૩૫માં તેને કલકત્તાના મેટ્રો થીએટરમાં ભીંતચિત્રો કરવાની તક મળી અને બીજાં પણ એકબે કામ મળ્યાં. આ કામ સમૂહકૃતિઓ તરીકે થયાં હતાં. ઈ. સ. ૧૯૩૭માં લખનૌ પાછા આવી કંઇક કામ શોધવા મહેનત કરી, પણ જણાયું કે પ્રજાને રીઝવ્યા સિવાય કંઇ જ નહિ બને. આ ખ્યાલ પૂરેપૂરો સમજાયો તો ખરો, પણ તેમાં યે કેટલીક આપદાઓ હતી. ઉત્કર્ષનું પ્રભાત જોતાં પહેલાં તેને ઘણી યાતનાઓ અને પરિશ્રમનો ભાર વહેવો પડ્યો. પણ તેણે પોતાની કળામાં અટળ શ્રદ્ધા ટકાવી રાખી અને તેની ઉપાસના તેને યોગ્ય રૂપમાં ફળી. પછી તો કલા-વિવેચકોએ તેનાં ચિત્રોની પ્રશંસા કરી. પ્રદર્શનોએ માનચાંદ આપ્યાં અને મિત્રો તેમજ શ્રીમંતોએ તેનાં ચિત્રો ખરીદીને તેની કલાને અપનાવી. કલકત્તા, મ્હૈસુર, દિલ્હી, અમૃતસર, શીમલા, મુંબાઈ વગેરે હિંદનાં શહેરોમાં તેને મળેલાં પારિતોષિકોનો હારડો બહુ લાંબો છે, અને હજુ તો તે જુવાનીને ઉંબરેથી ફક્કડ તબિયતે લાંબી મજલ ખેંચી શકે તેમ છે. તેની કળા માટે ઘણું ઉજ્જવળ ભાવી સરજાયું છે. તેણે હમણાં તો લખનૌને જ પોતાનું કેન્દ્ર બનાવ્યું છે.

---

તિજોરીમાં ઠેકાણાસર મૂકવાની વાત: એમને એટલું યે સમજાતું નથી કે ઘરમાં કદાચ ચોર પેસે તો એ બીજું બધું મૂકી દઇને તિજોરી જ ફોડવાનો? મુંબાઇના એક મોતીના પ્રખ્યાત વેપારી વિષે હું એક વાત જાણું છું. મોતીની અત્યંત મૂલ્યવાન ચીજો, એ મોતી રાખવાની તિજોરીમાં રાખવાને બદલે કોઇકોઇ વાર ટેબલ પરના શાહીચૂસ કાગળ નીચે કે કોઇ વાર કોઈ કૅલેંડર પછવાડે મૂકી દેતો. કારણ એટલું જ કે ચોર આવી જગ્યા કોઈ દિવસ શોધતો નથી.

મારૂં અવ્યવસ્થિતપણું એક છેડે છે તો મારા બીજા એક મિત્રનું વ્યવસ્થિતપણું છેક બીજે છેડે છે! બધી ચીજો જાણે ફોટો પડાવવા ગોઠવી મૂકી ન હોય! ચોપડીઓની અભરાઇ પર પુસ્તકો હારબંધ ગોઠવી મૂકેલાં, અને દરેક પુસ્તક પર એક જ રંગના કાગળનું ચડાવેલું પૂઠું. ઘસીઘસીને ચળકતો બનાવી દીધેલો પાણીનો લોટો એક ખૂણામાં, અને એના પર એનાથી યે વધારે ચળકતું પ્યાલું. હું તો એમાંથી પાણી પીતાં પણ બીઉં છું: ન કરે નારાયણ ને આપણી આંગળીથી ડાઘો પડ્યો તો! તેવી જ કપડાંની વ્યવસ્થા. ગડી ખૂલી જાય તો બનાવો હતી તેવી ને તેવી! પણ આ વ્યવસ્થિત રહેવાની ઘેલછાથી થયું છે એવું, કે એ અંદરથી તદ્દન મૂર્ખો અને બહારથી ઓલિયા જેવો થઇ ગયો છે! ચોપડીઓની હાર બગડી ન જાય અને ચોપડીનાં પાનાં મેલાં ન થાય એટલા ખાતર એ ખાસ કંઇ વાંચતો જ નથી, તેથી મનથી તો એ નિર્બુદ્ધ રહ્યો છે; અને ચોખ્ખાં કપડાંની ખૂલેલી ગડી ફરી વાળી હતી તેવી વ્યવસ્થિત બનાવવામાં એનો ઘણોખરો વખત જતો હોવાથી એના શરીર પર ઘણેભાગે મેલાં કપડાં જ હોય છે, અને તેથી એ ઓલિયા જેવો લાગે છે.

કોઇપણ ચીજની ઘેલછા તો ખરાબ જ છે. પછી ભલે ને તે વ્યવસ્થિત રહેવા માટેની હોય!

(મરાઠી ઉપરથી) વસન્ત જોષી

# હડકવા : જે કૂતરાને લાગ્યા પહેલાં માણસને લાગે છે

કોણ જાણે શાથી આજકાલ કૂતરાને હડકવા લાગ્યાની માન્યતા અમારા ગામમાં બધે ફરી વળી હતી. અનાજના પાકની, ફળફૂલની અને પક્ષીઓના સેવનની ઋતુ બેસે છે. તાવતરિયો, અછબડા કે શીતલામાતાનો વાવર પણ નિયમસર આવે છે ને જાય છે. જગતમાં ગાંડાઓની પણ ઋતુઓ આ નિયમબદ્ધ સંસારમાં કેટલાક નિષ્ણાતોએ નિર્ણીત કરી છે કે ઉનાળામાં આંબાવાડિયાની કેરીઓ હિલોળે ચઢે છે એની સાથે વૈશાખી વા વાતાં ગાંડાઓનાં મગજ પણ ચગે છે! આવો કશો નિયમ પ્રાણીજીવનમાં પણ હશે? નહિ તો પછી કૂતરાને દેખી બધાં ભડકતાં કેમ ફરે છે? હજી કાલે જ મકન પટેલનો પરણેલો પરતેલો દીકરો સતિયો મીરત ઇસ્પિતાલમાં જઈ દવા કરાવી આવ્યો ને ભગવાન લેખે સારું તો થઈ ગયું, પણ જોગજોગે લાકડાજોગો થયો હોત તો તેના બાપનું મોંઘું રતન ધૂળભેગું થઇ જાત ને? અને પેલી શવલીની રતનને હડકાયું કૂતરું કરડતાં ધૂતપાપેશ્વર મહારાજે મંત્રબળથી જ સૂતી બેઠી કરેલી: એના જ ભણકારા ઘેરઘેર સૌના મગજમાં રણકયા કરતા હતા. દૂરથી કોઈ કૂતરું આવતું દેખ્યું કે લોકો હાથમાં લાકડી ઘુમાવી તેને દૂર ભગાડવા માટે તૈયાર જ હોય! કોઇ કૂતરી ઉકરડો માર્યાથી ભોંકતી હોય, કે કાટવાળો પદાર્થ આરોગવાથી ઓકતી હોય તો ગામના કેટલાક પરગજુ જુવાનો ડાંગે ડાંગે એના શ્વાસ કાઢી નાખે. કૂતરાં પાળનારના પડોશીઓ તો ખાસ ચોંકીને ચાલતા. તેઓ ઘરથી બહાર પગ મૂકતાં અગાઉ બૂમ મારતા: ‘અલ્યા કલ્યાણભાઇ દીકણાભાઇ, તમારા ડીપુડાને સાંકળે બાંધજો જરા.’ રખેને તેમને વળગી પડે! અમારા જેવા શ્વાનપાલકોનાં કૂતરાં છૂટાં ન મૂકવા તથા હડકાયાં કૂતરાંની સંગતમાં ન આવવા દેવા ખાસ નોટીસો ને ગોદાગોદ ચેતવણી અપાઇ ચૂકી હતી. કૂતરાંના કહેવાતા હડકવા સાથે માણસોનો આ જુદી જ તરેહનો હડકવા જાણે ગામભરમાં ધૂમ મચાવી રહ્યો હતો.

આથી, અમારા જૉલી—બહાર પોતાના મિત્રોની સાથે રમવાના રસિયા જૉલી—ને હમણાં શૃંખલાબદ્ધ કરી રાખવામાં આવ્યો હતો. તેથી તે ખૂબ અકળાતો, મુંઝાતો, ઉંઆવ, ઉંઆવના ચિત્કારો નાખતો પોતાનો સખત વિરોધ જાહેર કરતો. પણ એ કશું ન ગણકારતાં હૈયું કઠણ કરી અમારે તેને બાંધી જ રાખવો પડતો. ઘરના સઘળા પ્રત્યે મારી મના છતાં એક દિવસ મારી ભત્રીજીએ તેનો રૂપાળો છતાં દયામણો ચહેરો ને ઘડીઘડીમાં ભીંદડી જેવી મીંચકારાતી છૂટકારો ઇચ્છતી આંખો જોઇ, તેની મૂક ભાષા જાણે સમજી ગઇ હોય એમ, ઠીક સંધ્યાકાળે તેને જરા ટહેલવા છોડી મૂક્યો. આ વાતની જાણ થતાં હું બહુ ગુસ્સે થયો. અને મારા નોકર કુબેરને જૉલી શોધી લાવવા કહ્યું. કુબેરે થોડીવારમાં તેને એક મોટા લૂગડાના ડૂચા વડે પકડી ઘેર આણી સાંકળે બાંધ્યો.

પણ દરરોજનો જૉલી આજ jolly (આનંદી) રહ્યો ન હતો. તે તરત જ તેની ફાટીતૂટી ગોદડી પાથરતાં લેટી પડ્યો. તેના શ્વાસની ધમણ જોરબંધ ચાલતી હતી. તે આમ ઘડીવાર પડી રહ્યો. તે બીમાર પડ્યો એટલે તેની રમતગમતનાં હમેશનાં સાથી, ઘરનાં બધાં છોકરાંએ પણ તેને વછોડ્યો. આખો દિવસ દરવાજાનું રક્ષણ કરતાં ભસભસ કરતો જૉલી આજે મૌનવ્રત લઈ રહ્યો હતો. ગાય આવી કે બકરીનું બચ્ચું આવ્યું, કાળો ડગલો પહેરી કોઇ સાહેબ આવ્યો કે હાથમાં ટબલું લઇ ભેરવાળી માળાઓ પહેરી સાંઈ આવ્યો, વાળવા દેડી આવી કે માથે ટોપલો મૂકી શાકવાળો આવ્યો: તેમનું સ્વાગત તેના ભસવાથી પ્રથમ તો અવશ્ય થવાનું જ. પછી પિછાન પડતાં તેના સ્વભાવ મુજબ પૂંછડી પટપટ હલાવી જે કંઇ તેમની પાસે હોય તે પોતાનું કરવાની દાનતથી કૂદી કૂદી તે ઊછળતો. આગળ બે પગ લંબાવી શરીર પર ટટાર થઇ જતો. ચકલી, કબૂતર કે કાગડાને તો એ આંગણાંમાં બેસવા દે જ શાનો?

આવો જૉલી આજ નિશ્ચેતન હતો. તેથી ઘર આખામાં જાણે સૂનકાર બરાઇ ગયો હતો. જૉલી તરફ ટગર ટગર જોઇને હું દુ:ખથી ગભરાઇ ઊઠ્યો. એની મોટી દયામણી રોતી આંખો મારું હૈયું ચીરી નાખવા લાગી. જાણે કે એકાન્તમાં દુ:ખ ભોગવવાને એને નર્યો એક ખૂણે નાખી મૂક્યો હોય, એમ એકલતાની લાગણી પ્રકટ કરતી તેની આંખો મને વીંધવા લાગી.

છૂટતાંવેંત તે ભસતો ભસતો પગથિયાં ને દરવાજો કૂદી સંધ્યાની મધુર પ્રકાશરેલમાં નહાવાને નીકળી પડ્યો, ને દોડ્યો ભાગોળ ભણી. સંધ્યાકાળે ગામની ભાગોળનો રંગ મધુરવી લહેરે જીવનને રંગમય કરે એવો ન્યારો હોય છે. તેની ધૂળમાં છોકરાં રમતાં હોય છે. ગોધણી ને ભતવારી પણ સાથે પાછાં વળતાં હોય છે. પનિહારીઓ છેલ્લો ઘડો કૂવાના પાણીમાં ડુબાડતી રાતરમણના વિચારોમાં ગરક હોય છે. નવરાઓનો તો તળાવપાળે ચોરો હોય જ. સારું ગામ કામે કે વગર કામે એ ટાણે ભાગોળે ભરાયું હોય છે. તો પછી બિચારા જૉલીને તે ઘરમાં સાંકળે બંધાઇ ગોંધાઈ રહેવાનું કેમ ગમે? તીરને વેગે ધસતો, ઓહ્‌વ–આંઉ, ઓહ્‌વ–આંઉ ભસતો તે પાદરે આવીને દોડતાં ગલુડિયાંની પાછળ પડી રમવા લાગ્યો.

ગામમાં હડકવાની બીક નિર્દોષ બાળકોમાં પણ એવી જોરપૂર્વક બેસાડેલી કે તેઓ જૉલીને ભસતો જોતાં 'ઓ માડી રે!' કરતાં જે હાથ આવ્યો તે ઊંચા ઓટલે ચઢી ગયાં. પાસે હવામાં ઊડતી મગતરી વીણવા આવેલું અબાબીલ પક્ષી, જૉલીને પોતાના પર તરાપ મારતો જોઈ, માળામાં ઘૂસી જઈ તિરસ્કારયુક્ત ચિત્કાર કરવા લાગ્યું. સૂરજનાં અંતિમ કિરણોમાં પાંખો સમારવા ઊડતાં પતંગો ચળકતી પાંખો ફફડાવી ઊડતાં હતાં તેની સંગે રમવા જૉલી ઠેકડા મારવા લાગ્યો. દૂરથી માંખીઓના ઝુંડનો ગમગણાટ સાંભળી ગાંડાની જેમ દિશાભાન વિના તે આમતેમ જોરથી દોડવા લાગ્યો.

એટલામાં એકે રાડ નાંખી: 'ભૂરા ભગતડાનો જાલિડો હડકવાયે નંખાણો. મારો સાળાને.'

બધા ભયભીત થઈ નાસભાગ કરવા લાગ્યા. કેટલાકે ડાંગ હાથમાં તોળી. સઘળાને નાસભાગ કરતા જોઇ એક જુવાન બોલ્યો: 'ભાગો છ શું એં! એને માર્યા વના ન મેલું.' ને સનનન કરતી ડાંગ વીંઝી.

પરંતુ આ બંધાને રમતખેલ સમજતા જૉલીએ તેને આબાદ ચુકાવી, અને જીત્યાનું ગૌરવ દૈવે લેતો હોય એમ મારનારની સામે હરખભેર દોડ્યો.

પણ તે સાથે તો મારનારે બોંય માપી! તેની સાથે દહીસદી હિંમત પકડનાર પણ હિંમત છોડી નાઠા. દૂરથી રહ્યારહ્યા સુરક્ષિત સ્થાને ઊભેલા કેટલાક નામર્દોએ પથ્થરના પ્રહાર કરવા શરૂ કીધા. તેને ચૂકવતો ને મારવા આગળ આવનારની સામે થતો જૉલીનો આનંદ હવે ગભરાટ ને ગુસ્સામાં પલટાઇ ગયો હતો. પથ્થરના વરસતા વરસાદમાંથી એક તેના પેટમાં અને એક આગલા જમણા પગે ચોંટ્યો તેવો જ તે લાગલો 'ચિઆઉં, ચિઆઉં, ચિઆઉં' કરતો ને લંગડાતો ઘર તરફ નાઠો. તેની કારમી ચીસ તેની શોધમાં ગયેલા મારા નોકર કુબેરે દૂરથી સાંભળી. તેણે સફાળા તે તરફ દોડી, જોરથી ઝાપટ મારી તેને કાળિયામાં વિંટાળી દીધો અને ઊંચકી ઘેર આણ્યો. પણ પછી પગને ચાટતો વેદનાની ચીસ મારતો નર્યો બેભાન જેવો થઇ તે પડ્યો. મેં તેના વાગેલા પગે હળદર મીઠું ખદખદાવી ભર્યું ને પાટા બાંધ્યા. નાના બાળક જેમ તે વારેવાર છળી ઊઠતો, પણ પાછું માથું ઝુકાવી દઈ પડી રહેતો.

કુકડાએ છડી પુકારી. દૂરથી પ્રભાતિયાંના સ્વર આવ્યા. જગતસમસ્ત પશુપંખીના જાગવા સાથે હું પણ જાગ્યો. ઊઠતાંવેંત અમારો કુબેર કહેવા લાગ્યો: 'બાઇસા'બ, રાતભર જાલીડાએ રડીઆ જ કીધું છે.'

મેં કહ્યું, 'માંદો છે ને? કદાચ રાતે બિચારાને ટાઢ પણ વાઇ હશે અને ઘા પર કળતર થતી હશે. તમને કોઇને એને ઓઢાડવાનું યે ના સાંભર્યું.'

તરત જ હું બહાર આવ્યો. જૉલી છેક આંડો પડી ગયો હતો અને તણાઈ જતો હતો. રાતે બાંધેલા પાટા જેમના તેમ હતા. પણ તેની સન્મુખ લીલુંછમ થઇ ગએલો દૂધનો પડીઓ મેં પડેલો દીઠો! એનો શ્વાસ ઘૂંટાતો હતો. તેના સઘળા શરીરની હાડપિંજરની રચના ઊછળી રહી હતી. ગાયગમણ સાથે કુતરાનું કાઢતાં ફળીના કેટલાક ભાવુક લોકો જૉલીને વાસી ખીચડીથી માંડીને તાજા પકવાન ધરી જતાં. તે મુજબ કોઇ આ ધરી તો નહિ ગયું હોય? તેમ છતાં શ્રદ્ધા ન રહેવાથી મેં પૂછ્યું: 'આ દૂધ એને કોણે મૂક્યું છે?'

'કોણ જાણે, શેઠ!'

'તો કોણ મુઉંનું એ?' પડીઆમાં ઝેરની ઝાંખી થતાં હું જોરથી કકળી ઊઠ્યો: 'કોઇ બદમાશે મારા જૉલીને ઝેર દીધું છે રે. નખ્ખોદ જાય એનું. બિચારા કૂતરાએ એનું શું બગાડ્યું?' મારી આંખે તમ્મર આવ્યાં ને બેશુદ્ધ સમાણો હું ઢળી પડતો રહી ગયો.

થોડી વારે બાલભાનુના પ્રકાશે તડકાનો સોનેરી રંગ ચમકી ઊઠ્યો. જૉલી તેની સામે જોઇ રહ્યો. એણે અત્યંત અનુગ્રહથી કરુણ (અનુ૦ આગળ પાન ૩૩૦)

સત્તા શાસન ચલાવતી હશે. એ રાજ્યસત્તા તે કઈ હશે? ચાલુ માન્યતા પ્રમાણે બીજા સૈકાથી શ્રીમાલમાં ગુર્જરોનું રાજ્ય રહ્યું હતું, એટલે આ પ્રદેશ એમને તાબે રહ્યો હશે એમ માનવા સહેજે આપણું મન પ્રેરાય; પણ ઐતિહાસિક પ્રમાણો આ ચાલુ માન્યતાની વિરૂદ્ધ જાય છે. હુએન-સંગના પ્રવાસ પૂર્વે એટલેકે ઈ.સ. ૬૪૧ની પહેલાં ભિલ્લમાલમાં ગુર્જરોનું રાજ્ય નહોતું. આ બનાવની માત્ર ૧૨ વર્ષ પૂર્વે, ઇ. સ. ૬૨૯માં (ભિલ્લમાલના રહેવાસી હોવાથી) ભિલ્લમાલકાચાર્ય કહેવાતા મહાન જ્યોતિષી બ્રહ્મગુપ્તે પોતાના ગ્રંથ બ્રહ્મસ્ફુટ સિદ્ધાંતમાં શક સંવત ૫૫૦માં ચાપવંશી વ્યાઘ્રમુખ રાજાનું રાજ્ય હોવાનું જણાવ્યું છે. આમ, ભિલ્લમાલને આંગણે ઈ.સ. ૬૨૯માં ચાપ કે ચાવડા વંશનું રાજ્ય તથા ઇ.સ. ૬૪૧માં ગુર્જર વંશનું રાજ્ય હોવાનાં પ્રમાણો મળે છે. ચાપ અને ગુર્જર વંશો એક ન હતા એમ અવનિજનાશ્રય પુલકેશીના નવસારીના તામ્રપત્રમાં કરેલા આ બંને નામોના સ્વતંત્ર ઉલ્લેખ ઉપરથી જણાવા મળે છે. એટલે આપણે એમ માનવું પડે છે કે ઈ. ૬૨૯ અને ૬૪૧ના વચગાળામાં ચાપોત્કટોને ઉચ્છેદી ગુર્જરોએ તેમનું સ્થાન લઈ લીધું હતું. એ ચાપોત્કટો ભિલ્લમાલથી પંચાસર આવેલા અને ત્યાં એમણે પોતાનું સ્વતંત્ર રાજ્યસ્થાપેલું.આમાન્યતાસંબંધે થોડાક પુરાવાઓઆછેઃ

(૧) ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તક નં. ૪૮–૮માં વનરાજના પિતાનું રાજ્ય ભિલ્લમાલમાં હોવાનું લખેલું છે. (૨) પાટણ સંઘવીના પાડાના પ્રાચીન ગ્રંથભંડારમાં ચંદ્રપ્રભ ચરિત્રની પ્રતમાં વનરાજના મંત્રી ઠક્કુર નિન્નનું જીવનચરિત્ર આપેલું છે અને તેમાં એમ પણ જણાવેલું છે કે તેના પૂર્વજો શ્રીમાલમાં વનરાજના પૂર્વજોના મંત્રી હતા. (૩) સરસ્વતીપુરાણના ૧૮મા સર્ગમાં લખ્યા પ્રમાણે ચાપોત્કટો અર્બુદારણ્યથી અણહિલ્લપુરપાટણ આવ્યા હતા. અર્બુદારણ્ય તે આબુના પૃષ્ઠભાગમાં આવેલ વન હતું, જેમાં શ્રીમાલ વસેલું હતું.

### સુરાષ્ટ્રમાં ચાપોત્કટો

આ ઉપરાંત પંચાસરમાં ચાપોત્કટોના આગમનની વિગતને એક બીજું પાસું પણ છે. તે એ કે ચાપોત્કટો સોમનાથ પાટણથી પંચાસર આવ્યા હતા. પ્રબંધચિંતામણિમાં વનરાજના પુત્ર યોગરાજ સંબંધે એક પ્રસંગ લખેલો છે. તેના કુંવર ક્ષેમરાજે યોગરાજને વિનંતિ કરી કે 'સોમેશ્વરપત્તનમાં બીજા દેશનાં વહાણો તોફાનથી ઘસડાઈ આવ્યાં છે ને તેમાં કરોડોનું દ્રવ્ય છે; તો આપ આજ્ઞા કરો તો તે લૂટી લઇએ.' યોગરાજે ના પાડી, છતાં ક્ષેમરાજ પોતાના બીજા બે ભાઈઓને લઈ ત્યાં ગયો અને એ માલ લૂટી લઈ પાટણ આવ્યો. એ જોઈ યોગરાજે કહ્યું કે 'બીજા રાજ્યોના રાજાઓ, સૌ રાજાઓની પ્રશંસા કરતી વખતે ગુર્જરદેશમાં ચોરોનું રાજ્ય છે એવી મશ્કરી કરે છે, ત્યારે આપણા પૂર્વજો વિષે કંઈક ગ્લાનિ અને દુઃખ થાય છે. તમે પૂર્વજોનું એ કલંક વિસ્તારીને તાજું કર્યું છે.' આ વચનો ઉપરથી જણાય છે કે પ્રભાસ અને દીપપત્તન (દીવ)ના ચાપોત્કટો તે યોગરાજના પૂર્વજો હતા. એ જબરા ચાંચિયા હતા ને છેક સોકોત્રા સુધી તેમણે થાણાં સ્થાપ્યાં હતાં. યોગરાજે પોતાના પૂર્વજોની આ ચાંચિયાગીરી પ્રત્યે ઈશારો કરેલો છે. પણ હાલના વિદ્વાનો માને છે તેમ તેઓ ધાડપાડુ કે ચોર નહોતા. અને ચાવડાનું મૂળ ચૌરકે ચોટ્ટા શબ્દમાં નથી, પણ ચાપોત્કટ છે અને તેનો અર્થ 'જબરા તીરંદાજ' એવો થાય છે, ચોર નહિ. અને ચાંચિયાગીરી તો મોટામોટા શહેનશાહોએ પણ કરી છે.

પ્રભાસના ચાપોત્કટોનું રાજ્ય નાઘેર એટલે કાઠિયાવાડને દક્ષિણ દરિયાકાંઠે માંગરોળથી માંડી મહુવા સુધી પ્રસરેલું હતું. સોમનાથ જે અપૂર્વ સમૃદ્ધિ માટે પંકાતું તે આ રાજવીઓને જ આભારી હોવાનું કહેવાય છે. નાઘેરમાં આ લોકો મીઆણીથી આવ્યા હતા. ત્યાંનો પ્રભાત ચાવડો લોકકથાઓમાં બહુ પ્રસિદ્ધિ પામ્યો છે. ક્યાંક તેને ઉજ્જેનના વિક્રમાદિત્યનો સગો તો ક્યાંક ધુમલીના સાલકુમાર જેઠવાનો સમકાલીન કહ્યો છે. વળી મીઆણીમાં ચાપોત્કટો ઓખામંડળથી આવેલા હતા. ત્યાં ચાવડાપાદરમાં તેમની રાજધાની હતી. બેટશંખોદ્ધાર પણ તેમનો જ હતો. પાંચમા-છઠ્ઠા સૈકાના આ બનાવો છે. ઓખામંડળમાં આ પ્રજા દરિયામાર્ગે ક્યાંક પરદેશથી આવી હતી. કચ્છમાં લાખા ફુલાણીની પૂર્વે તેમનું જ રાજ્ય હતું. ત્યાં તેમની પાટનગરી લાખીઆર વીઅરા હતી.

ચાપોત્કટોનો જે કંઈ ઇતિહાસ નોંધપોથીઓ અને પ્રબંધાદિમાં મળે છે, તેના ઉપર વિચાર કરતાં એમ જણાય છે કે ગુપ્ત સત્તાના અસ્તકાળે, વલભીના સ્થા-

પ્રતની લગભગ પરદેશથી પહેલવહેલા એ લોકો ઓખા-મંડળમાં આવી વસેલા જબરા વહાણવટી તેમજ ચાંચિયા હતા. એમની એક શાખા કચ્છને માર્ગે શ્રીમાલ પહોંચી અને બીજી મીઆણી થઈ પ્રભાસપાટણ ગઈ. પછી પંચાસરને આંગણે બંને શાખાઓ ભેગી મળી ને એમની એક શાખાએ વઢવાણમાં પણ રાજ્ય સ્થાપ્યું. (જુઓ નકશો) વઢવાણ શાખાના ચાપોત્કટ રાજા ધરણી-વરાહનું ઇ. ૯૧૪નું તો એક તામ્રપત્ર પણ પ્રાપ્ત થયું છે.

## શંખેશ્વર

અગિયાર વાગતાં તો હું શંખેશ્વરને આંગણે આવી પહોંચ્યો. રસ્તાની જમણી બાજુ ક્ષેત્રિશ્વરમાં જોએલી તેવી વિષ્ણુની ચારેક ફૂટ લાંબી શ્વેત આરસની પ્રતિમા આડી પડેલી હતી. પાસે જ ૧૭મા સૈકાના બે ત્રણ પાળીઆ હતા. શંખેશ્વર ગુજરાતનું એક મોટું જૈન તીર્થ છે. તેનું જૈન નામ શંખનપુર છે અને ત્યાં શિવનું એક ઘણું પ્રાચીન દહેરું હોવાથી એ મહાદેવ શંખેશ્વર કહેવાતા હોઇ આ શંખનપુર શંખેશ્વર તરીકે જ પ્રસિદ્ધ છે. અહીં પાર્શ્વનાથનું મંદિર છે. ક્યારનું હશે એ તો કહી શકાય નહિ, કારણકે પચાસ પોણોસો વર્ષ ઉપર એ પ્રાચીન મંદિર પર લાખ્ખોને ખરચે આરસનું નવું વિશાળ મંદિર ચણાઈ ગયું છે. આ સ્થળને લગતી જૂનામાં જૂની નોંધ દસમા સૈકા જેટલી પ્રાચીન મળે છે. આ સ્થળ વિષે 'કુમાર'ના ૧૪૧મા અંકમાં શ્રી હરિનારાયણ આચાર્યે લખેલા લેખમાં એની ઉત્પત્તિ સંબંધેની જૈન કથા તથા અહીંના શંખેશ્વર મહાદેવના પ્રાચીન મંદિરની હકીકત આવી ગઈ છે. પંચાસર જઈ પહોંચવાની ઉતાવળને લઈ મેં આ સ્થળે સંશોધન કરેલું ન હોવાથી અહીં એ વિષે કાંઈ વિશેષ કહેતો ઇચ્છતો નથી.

સૌ પહેલાં હું પાર્શ્વનાથના મંદિરમાં ગયો. તેના કારભારી તરફથી મને બરોબર જવાબ ન મળ્યો. પુરાતત્ત્વની દૃષ્ટિએ તો મંદિરમાં કશું જોવા જેવું હતું જ નહિ, એટલે ત્યાંથી નીકળી હું સીધો બજારમાં આવ્યો ને પુરાતત્ત્વસંશોધન છોડી જમવાની વીશીનું સંશોધન કરતો આખા ગામમાં ફર્યો. મંદિરમાં મોટાં રસોડાં ચાલતાં હતાં, પણ તે જૈનોને માટે જ હતાં. સદ્‌ભાગ્યે એક ચાની હોટલની શોધખોળ કરવા હું શક્તિમાન થયો. આ ઉપરાંત ત્યાં બીજું જેવુંતેવું જે કંઈ મળ્યું તે આરોગી તાબડતોબ હું પંચાસરને રસ્તે પડ્યો. ગામ બહાર નીકળતાં ડાબે હાથે શંખેશ્વર મહાદેવનું ઈંટોનું પ્રાચીન મંદિર આવ્યું. સોલંકીઓએ પત્થરનાં મંદિરો બાંધવાં શરૂ કર્યાં તે પૂર્વે ઉત્તર ગુજરાતમાં આવાં ઈંટોનાં મંદિરો બંધાતાં. તે ને તે દિવસે પંચાસર પહોંચી જવાની તાલાવેલીને લઈ એ મંદિર જોવામાં મને બહુ રસ ન પડ્યો. કારણકે એનું સંશોધન કઝેન્સના હાથે થઈ ચૂક્યું છે.

## રૂપેણનો પ્રવાહ

ત્રણ વાગ્યા સુધી સતત ચાલ્યા કર્યાં પછી અચાનક એક વોંકળાએ અમારા કેડીમાર્ગને આગળ જતો થંભાવી દીધો. નથી નદીઓના અસ્તિત્વની આગાહી આપતો ભૂમિનો ઢોળાવ કે નથી કાંઠાની વૃક્ષઘટાનું દૃશ્ય; ને કોઈપણ પ્રકારની આગાહી વગર મારગ આડે આવનાર આ સરિતા તે કઈ? મજૂરને પૂછતાં તેણે ઉત્તર આપ્યો કે 'આ તો રૂપેણ.' રૂપેણ? બસ આ જ રૂપેણ? ઘડીભર તો મને વિશ્વાસ ન બેઠો. સિદ્ધરાજના પિતા કર્ણદેવે જેમાંથી એક નાની શી નહેર કાઢી તેદ્વારા અનેક સહસ્રલિંગો સમાઇ રહે એવું કર્ણ સાગર સરોવર જેના જળ વડે છલોછલ ભરી દીધેલું તે રૂપેણ શું આ જ? મોઢેરાની પુણ્યપ્રવાહિની પુષ્પાવતી હર્ષભેર જેના ખોળા-માં ઢળી જાય છે એ રૂપેણ તે બસ આવડી જ?

ગમે તેવી પણ આજે રૂપેણ જીવતી બેઠી છે ખરી. એની સંગાથિની અનેક સરિતાઓ સુકાઈ ગઈ, કેટલી યે પટ ફેરવી ક્યાંકની ક્યાંક જઈ પહોંચી, પરંતુ ઇતિ-હાસનીઅનેક કડવી મીઠી અનુભવતીરૂપેણ-અણહિલવાડ પત્તનને આંગણે જે ગુર્જર સંસ્કૃતિ પાંગરેલી અને પ્રકાશવંતી બનેલી તેની એ આદિ જનેતા—આજે ગમે તેવી પણ જીવતી બેઠી છે; હતી ત્યાં ને ત્યાં છે. સરસ્વતીએ અનેકવાર મર્યાદા મૂકી છે, પણ રૂપેણે તેમ કર્યું નથી. અને એ રૂપેણનું પાણી, દ્વારકાની ગોમતીના જેવું ખારૂં! આ શું એ જ અમૃત સરીખડાં નીર છે કે જેનું પાન કરી ગુર્જર દેશ (પંચાસરપુરીના રાજકવિ શંકરના શબ્દોમાં) કલ્યાણકટકના નૃપતિ ભુવડની રાજસભામાં

દ્રવ્યસાર, પારસમણિ, બહુમેં વદન કહાત;
સારનરન કો ફલ જહીં, ઉર્વિસાર ગુજરાત.

કહેવાવાને યોગ્ય લેખાયો હતો. ચાપોત્કટ જયશેખર, તેના દસ હજાર સૈનિકો, તેની રાણી રૂપસુંદરી, સુરપાળ વનરાજ તથા મહાન સાધુ શીલગુણસૂરિએ શું એ જ

ખારાં પાણી પીધાં હશે? ના, ના; એમ ન હોય.

ઈ. સ. ૬૯૬માં પંચાસરપુરીનું પતન થયું. ત્યાર પછી ૧૨૪૫ દીવાળીઓ પસાર થઇ ગઇ. એ ગાળામાં કોણે આ રૂપેણને સંભારી છે? પ્રાચી સરસ્વતીને જેણે પોતાનું ગૌરવ અર્પી જગતમાં યશસ્વી બનાવી, અણહિલ્લવાડ પત્તનનો ઇતિહાસ જ્યારે ભાવીના ગર્ભમાં હતો અને સરસ્વતીની આસપાસ જ્યારે પુરાણકથાઓ વીંટળાઇ નહોતી તે વેળાની ગુર્જર ભૂમિની સમૃદ્ધિ (કે જેની યશકથા સાંભળી ભુવડ ચડી આવ્યો હતો તે)ને જેણે પાળીપોષી તે આ રૂપેણ જ હતી. પણ વનરાજે જે ઘડીએ સરસ્વતીતટનો આશ્રય શોધ્યો અને પંચાસરમાં બિરાજતા પાર્શ્વનાથ એ પુણ્ય નગરીને ત્યજી અણહિલ્લવાડ પત્તનમાં પ્રતિષ્ઠિત થયા ત્યારપછી ૧૧૯૫ દીવાળીઓ પસાર થઈ ગઈ, પણ રૂપેણને કોઇએ સંભારી નથી. પ્રબંધકારોએ તેને અવગણી છે. સરસ્વતી અને પુષ્પાવતીનાં પુરાણો રચાયાં, પણ રૂપેણની નોંધ સરખી યે કોઇએ નથી લીધી. કોઇ મહાદેવ એને કાંઠે પ્રતિષ્ઠિત થયા નથી કે કોઇ દેવી એને તીરે આવીને બિરાજી નથી. એવો તે શો અપરાધ રૂપેણે કર્યો છે? આ બધા સંતાપથી રૂપેણનાં રૂપ કરમાઇ જાય, તેની કાયા કૃશ બની જાય અને તેના પટમાં પાણીને બદલે ખારાં અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગે તેમાં નવાઇ શી?

રૂપેણને હૃદયાંજલિ અર્પી હું આગળ વધ્યો કે તરત જ પંચાસરપુરી, હજી પણ ઉન્નત મસ્તકે તેના પુરાતનકાલના પડોના ઊંચા આસન ઉપર બેઠેલી, દૂરથી દેખાવા લાગી. દીર્ઘકાળની ઝંખના પછી આજે મને પંચાસરપુરીનાં દર્શન થયાં.

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

—આ પત્ર મેળવનાર : વિનોદચંદ્ર દેસાઇ - અંકલેશ્વર—

૮૨ પીટર રોડ, વૉલ્ટન લીવરપુલ-૪

તા. ૨૫-૯-૩૯

પ્રિય વિનોદચંદ્ર,

ગયા ઑગસ્ટમાં તમારો પત્ર મળ્યો હતો તે માટે આભાર. હું અત્યાર સુધી તેનો જવાબ નહોતી લખી શકી તે માટે દિલગીર છું, કારણકે યુદ્ધ ફાટી નીકળતાં અહીં બધું જ બદલાઇ ગયું છે. અરે, પત્ર લખવાની તક પણ મારે માટે લગભગ મુશ્કેલ બની છે. મારા પિતાને લશ્કર ભરતીમાં જોડાઇ જવું પડયું છે. જોકે હાલ તેમને બહુ દૂર રાખવામાં નથી આવ્યા. અમે વખતોવખત તેમને મળી શકીએ છીએ.

આ વરસનાં અભિનંદનો મોડાં મોડાં પણ હું તમને મોકલું છું. હું અને મારાં બા છેલ્લાં ત્રણ અઠવાડિયાંથી બધી બારીઓને અંધારી કરવા મંડયાં છીએ, જેથી જરા યે પ્રકાશ બહાર ન દેખાય અને ઉપરથી નજર ન પડે.

તમને મારે જરા નિરાશ કરવા પડશે. તમે જે સંબોધન મને કર્યું તે પરથી હું છોકરો છું એમ તમે ધારતા લાગો છો. મારું નામ જીન, ફ્રેન્ચ ભાષામાં નર જાતિ માટે જે રીતે લખાય છે તે જ છે; પણ અહીં ઘણી વાર છોકરીઓનું નામ પણ એમ જ લખાય છે.

Coco Cubs News (કોકો કબ્ઝ ન્યુસ)ના તંત્રી મિ. જૉનાથન પારોથી મને તમારું સરનામું મળ્યું હતું. તમારો ફોટોગ્રાફ તો મને નથી પહોંચ્યો. પોસ્ટમાં ક્યાંક ગેરવલ્લે પડયો લાગે છે. તમારા ભાઇ અને બંને બેનોને મારાં પ્રેમપૂર્વક નમન કહેશો. તમારી બધાંની તબિયત સરસ હશે.

યુદ્ધને લઇને શાળામાંથી મને 'લાંબી' રજા મળી છે. ગયા સપ્ટેમ્બરની ૧૬મીએ અમે નિશાળમાં ગયાં હતાં. પણ તેનું કંઈ નહિ. આજે કંઇક ફરજ બજાવવાની મળી છે.

તમારા પત્રમાં મને બહુ જ રસ પડયો છે. હું તમને બે છાપાં મોકલું છું: 'ચિલ્ડ્રન્સ ન્યુસ પેપર' ને 'કોકો કબ્ઝ ન્યુસ.' આજે તો દેશમાં દરેક જણ દેશ પ્રતિ ફાળો આપવામાં પોતા તરફથી કંઇ ને કંઇ કરી રહ્યાં છે. આ કસોટીના સમયે હિંદના રાજવીઓ ને સંસ્થાનો મૂળ ભૂમિને કેવી મદદ કરી રહ્યા છે તે જોઈ અમે ઇંગ્લંડમાં બધાં આશ્ચર્યમુગ્ધ બની ગયાં છીએ. અમારી સૌની ખાત્રી છે કે છેવટે 'સત્યનો જય' છે.

આકાશી હુમલો થાય તો બચાવ માટે સરકાર તરફથી મોંના બુરખા અમને બધાને મળેલા છે. એ સાથે રાખીને જ અમે બહાર આવજા કરીએ છીએ. પણ એ કદી વાપરવા ન પડે એવી હું આશા રાખું છું.

તમારી તરફથી સત્વર ખબરો મળવાની આશા રાખું છું. મેં જલદી પત્ર ન લખ્યો તે માટે ક્ષમા કરજો. મને ખાત્રી છે કે તમે મારી મુશ્કેલી સમજ્યા હશો.

લાગણીપૂર્વક તમારી મિત્ર

જીન પૅટ્રિશિયા લેમ્બ

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો



## પ્રકરણ ૧૯મું

### ગાંડી મહારાજ કે યહાં

એક પરોઢે ઓચિંતો એક વિચિત્ર અવાજ સાંભળી હું સફાળો પથારીમાં બેઠો થઈ ગયો. આંખ મસળતાં મેં જોયું કે મગનકાકા ઓશીકે ઊભા રહી અમ બાળકોને જગાડી રહ્યા હતા અને બહારથી સમુદ્રના ઘુઘવાટ સમો કોઈ અવાજ આવતો હતો. જાગૃત થઈ મેં પૂછ્યું, 'આ ઘુઘવાટ શેનો સંભળાય છે? અવેકાનો દરિયો કંઈ આટલે દૂર સુધી સંભળાઈ શકે ખરો?' અમારા ફીનિક્સ આશ્રમથી છએક માઈલ છેટે હિંદી મહાસાગરનો કિનારો હતો. અમે ત્યાં કદી કદી ઉજાણીએ જતા ત્યારે દરિયો દેખાયા પહેલાં ઘણે દૂરથી તેનો ઘુઘવાટ અમે સાંભળી શકતા. મગનકાકાએ મારો ભ્રમ ભાંગતાં કહ્યું, 'આ દરિયાનો અવાજ નથી. આપણા બગીચાઓમાં બધે માણસો ઉભરાઈ આવ્યાં છે તેનો આ અવાજ છે. તમે તો બધા ઘસઘસાટ ઊંઘમાં પડયા હતા; પણ મને પા-અર્ધા કલાકની યે એકધારી ઊંઘ મળી નથી. આજ આખી રાત હડતાલિયાઓનો બસ પ્રવાહ જ ચાલ્યો છે. જરા ઝોલું આવે ને નવા આવનારા જગાડે અને સૂવાની જગ્યા માગે. એક ટોળાને પડાવ નંખાવી પાછો આવું ને હજી આંખ મળી ન હોય ત્યાં બીજી આવી પહોંચે. હવે જુઓ, આજે આપણું કામ ઘણું વધી ગયું છે. તમે જલદી હાથમોં ધોઈ કામે ચડી જાઓ. આ લોકો જ્યાંત્યાં ગંદકી ન કરે એ ખાસ જોવાનું છે. રાત્રે આટલા જણ આવ્યા તો દિવસ આખો તો આથી બમણા કે તેથી યે વધુ આવશે.

પથારી વાળી હું તો વહેલોવહેલો ઘરની બહાર હડતાલિયાઓનાં દર્શને ઊપડી ગયો. જ્યાં નજર નાખું ત્યાં માણસ જ માણસ જોઈ હું ચકિત થઈ ગયો. એ બધાં પોતપોતામાં ઘુસપુસ વાતો કર્યે જતાં ને આઘાંપાછાં થતાં હતાં. ફીનિક્સના એ એકાંત ખીણમાં એકસામટાં સો માણસથી વધુ કદી યે મેં એકઠાં ભાળેલાં નહિ. સો જણ પણ ત્યારે જ જોવા મળે, જ્યારે બાપુજી પોતે ફીનિક્સમાં હોય અને કોઈ મોટો ઉત્સવ હોય. બાકી તો સેંકડો પગલાં ચાલીએ ત્યારે કોઈક ખૂણે એકબે જણ કામ કરતા નજરે ચડે. આમ, જ્યાં ફળઝાડ ફૂલછોડ અને ઊંચાનીચા ટેકરા સિવાય બીજું જોવાનું કે પંખીગીત વિના બીજું સાંભળવાનું ન મળતું ત્યાં એક રાતમાં કોઈ જાદૂ થયો હોય એમ માણસોએ અમારાં ઘર પાસેના બધા બગીચા ને રસ્તા ઘેરી લીધા હતા, અને હજી તો આવ્યે જ જતાં હતાં. કોઈ પૂર્વ બાજુની સડકે સડકે આવતાં હતાં, તો કોઈ સામેની પશ્ચિમની ટેકરીઓ પરથી કીડીની હારની પેઠે ચાલ્યાં આવતાં હતાં. કોઈ ટોળી આ ખૂણેથી તો કોઈ ટોળી પેલે ખૂણેથી. પાંચપાંચ સાતસાત કરીને ચાળીસ ચાળીસ જેટલા એકેકી ટોળીમાં આવી પહોંચતા.

થોડો વખત તો અમે આ તમાશો જોયા કર્યો. એક વાર આસપાસ પ્રદક્ષિણા કરી આવી જોયું તે મગનકાકાને જણાવ્યું. જરા દિવસ ચડયો ને મગનકાકાને છાપખાનામાં જવાનો સમય થયો ત્યારે એમણે દેવદાસકાકાને પોતાની સાથે લીધા ને મને કહ્યું, 'હવે જે નવા લોકો આવે તેમને પડાવની જગ્યા બતાવવાનું કામ તારું છે. આપણાં ફળઝાડને આંચ ન પહોંચે તેની ખાસ સંભાળ રાખજે. કોઈ ફળ કે બાળવા માટે ઝાડની ડાળીઓ ન તોડે. વચ્ચેવચ્ચે કલાક સવા કલાકે મારી પાસે છાપખાનામાં ખબર કહી જજે. જે ખાવાનું 'રેશન' માગે તેને ચિઠ્ઠી કરાવવા મારી પાસે લાવજે.

અર્ધોએક માઈલ લાંબી ને પાએક માઈલની પહોળી ફીનિક્સની અમારી એ ભૂમિમાં છુટ્ટા મૂકેલા ઘોડાની પેઠે મેં આ ખૂણેથી પેલે ખૂણે દડિયાપટ્ટી આરંભી દીધી. નવાનવા હડતાલિયાઓને જોવાનો મને ઉમંગ હતો જ. સાથેસાથે રોજની રસોડાના કામની પાળોમાંથી છૂટો થયો તેની પણ ખુશી ઓછી ન હતી. નાસ્તો પીરસવાનું ને શાકસુધાર એ મારા ભાગનું કામ ને ઉપરાંત બીજું કામ પણ નવી આવેલી બેન ફાતમાએ ઉપાડી લીધું હતું. આવા ઘરખૂણાના કામને બદલે દોડાદોડીનું કામ મળે તો કયો છોકરો રાજી ન થઈ જાય?

અગિયાર વાર જેલ જઈને પંકાઈ ગયેલા ફકીરા-

ભાઈને કોઠારનું કામ સોંપાયું. મગનકાકાએ દરેક હડતા-લિયા દીઠ કાચું સીધું ઠરાવી દીધું હતું. દાળ, ચોખા અને મીઠુંમરચું, અથવા લોટ અને ખાંડ, એ જાતના સીધામાંથી જેને જે પસંદ પડે તેની ચિઠ્ઠી કરાવે. છાપખાનામાં ચિઠ્ઠી કરાવી અપાવીને એ ટોળીને હું કોઠાર પર પહોંચાડું અને કોઠારમાં ભીડ કરી લોકો ફકીરાભાઈને અકળાવે નહિ તે માટે દ્વારપાલનું કામ કરું. હડતાલિયાઓના અતિથિસત્કારની જવાબદારી સમજવા જેટલી મારી ઉમર ન હતી. મને એકાએક મોટાઈ મળી ગઈ એટલે અક્કડ સિપાઈની પેઠે 'તુમ હટો,' 'તુમ ઈધર ખડે રહો' 'તુમ ફિર ક્યોં આયા?' એમ જે આવે તેને સંભળાવ્યે જતો હતો. એમાંનાં કેટલાં યે એવાં હતાં જેમને બબ્બે દિવસ સુધી કશું ખાવાનું મળ્યું ન હતું અને ભૂખ્યે પેટે રાત ને દિવસ ચાલ્યા કરવું પડ્યું હતું. એવા લોકો ચિઠ્ઠી મુજબનું તોળાએલું સીધું હાથમાં આવી પડતાં પ્રસન્ન થવાને બદલે હતાશ થઈ જતા. 'આમાં અમારી શી ભૂખ ભાંગશે? અમુક ચીજ વધુ આપો' એમ કહી વધુ લેવાને હઠ કરતા ને ખસતા નહિ. ફકીરાભાઈ એમને દલીલોથી, સમભાવથી સમજાવવાનો પ્રયાસ કરતા, પણ હું મારી નાદાનીને લીધે એમને સંભળાવી દેતો, 'ચલો ચલો, દૂસરે કો લેને દોગે કિ નહિ? ચિઠ્ઠીકા માલ મિલ ગયા; અબ હટો, ચલો.' પુરુષો તો જલદી સમજી જતા, પણ સ્ત્રીઓનું કરગરવું ચાલ્યા જ કરતું.

જે ટોળીને કોઠારમાંથી સીધું મળે તેને રાંધવાની જગ્યા બતાવવામાં પણ મારો ઠીકઠીક વખત જતો. ફળઝાડને આંચ ન લાગે એમ ઠરાવીઠરાવીને મારે એમને સમજાવવું પડે; કેમકે માંડમાંડ થાક્યાપાક્યા આવી સીધું લઈ તેઓ તડકાને બદલે ઝાડને છાંયે ચૂલો માંડવાને *લલચાય. પણ નાને મોંઢે હું એમને કેટલુંક કહી શકું?* કોઠારને દરવાજે મારું જેટલું રાજ ચાલતું એટલું આ અફાટ મેદનીમાં ચલાવવાની મારી હિંમત ન ચાલતી. મને ડર લાગતો કે હું કંઈક કહીશ ને આ લોકો ખિજાશે તો? એટલે જ્યાં સુધી કોઈ ભારે નુકસાન નજરે ન પડતું ત્યાં સુધી હું વગર બોલ્યે જોયા કરતો.

તેઓની રહેણીકરણી જોવામાં મને ખૂબ રસ પડતો. એમણે કેવાં કપડાં પહેર્યાં છે, એમનાં નાનકડાં પોટકાંમાં શું છે વગેરે હું જોતો. એક જ કપડાના કટકાના અનેક ઉપયોગ થતા જોઈ મને નવાઈ લાગતી. અમે તો હતા કોટ-પાટલૂન-શર્ટ પહેરનારા, અને આ લોકો પાસે બેચાર સાદાં કપડાં ઉપરાંત કશું હતું નહિ. એ સાદા કટકામાંથી એક કટકાનો ફેંટો કરે ને બીજો કટકો સાડી તરીકે વાપરે અને ત્રીજો ધોતિયાની ઝોળી તરીકે વપરાય ને વળી ફેંટાનો જ કટકો લઈ ચૂલાની આસપાસ પવન, કચરો વગેરે રોકવાની આડચ કરે. જેનું ખાવાનું પતી જાય એ વળી એ જ કપડા વડે માથે છાંપડો કરે. આ ગરીબ લોકોની આટલીઆટલી કરામત જોઈ મને એમને વિષે આદર સાથે કુતૂહલ ઊપજતું.

એ લોકો રાંધવાખાવાનું જુદુંજુદું કરતા, છતાં એમનું એકાકી કુટુંબ ક્યાં યે ન દેખાતું. જ્યાં જોઈએ ત્યાં બે, પાંચ, સાત એમ ભેળું કુટુંબ પડ્યું હોય. કોઈ રાંધીખાઈ વાતોના તડાકા મારતું હોય તો કોઈ નાનાં બાળકોને રેંભાડતું હોય. કોઈ ચૂલો માંડવાની ગડમથલમાં હોય તો કોઈ સાવ તાજું જ આવ્યું હોય ને બીજાઓ પાસેથી ખાત્રી મેળવતું હોય કે અહીંથી કોઈ ધકેલશે તો નહિ ને? કોઈ ડોશીમા વળી આવી ભીડના સમયમાં યે દાળભાત ચૂલે ચડાવી ચ-ટણી વાટવામાં મશગૂલ હોય.

મને આમ પોતાની વચ્ચે ટહેલતો જોઈને એ લોકો પણ મારી સાથે વાતે વળગતા 'એઈ છોટા બાબા! જરા ઇધર તો આઓ. દેખો ભૈયા, યહ સેર ભર ચાવલ પકાને કે લિયે બરતન તો જરા મિલા દિઓ.' હું જવાબ આપું : 'ભાઈ, યહાંસે તો દાલ-ચાવલ મિલતે હૈં. બરતન તો કોઠારમેં હૈ હી નહિ તો દેવે કહાંસે?' વળી બીજું કોઈ પૂછે: 'ઓ ભૈયાં, યહાં બાગમેં કહીં મિરચ નહિ હૈ?' કોઈ આગંતુક વળી શાતા મેળવવા પૂછે: 'યહાં સે તો યે સોલ્જર લોગ *હમકો ઉઠા કર નહિ લે જાયેંગે ન?* કોઈ પૂછતા: 'ગાંધી મહારાજકા ઘર કોનસા હૈ? વે કહાં રહેતે થે? ઉનકું કહાંસે પકડ કર લે ગયે? તુમકું ગાંધી મહારાજ ક્યા લગતા હૈ? તુમ્હારે માઈબાપ કૌન હૈ? યે બગીચા કિસકા હૈ?' આમ પરંપરા જ ચાલે. મને ઝાઝું બોલવું ફાવે નહિ, એટલે કેવળ હા, ના કે માથું ધુણાવીને હું જવાબ પતાવતો જાઉં.

ઠીકઠીક વાતો પતે એટલે પછી મારો વારો આવે. પહેલાં જે કહેતાં મને સંકોચ લાગ્યો હોય એ વાત

ઉપાડું અને કહું, 'જુઓ આ બગીચાને તમે નુકસાન પહોંચાડો એ જોવા મારે આંટા મારવા પડે છે. કોઈ પણ ફળને ન તોડતા હો!' એટલે તેઓ તરત કહે, 'ના, ના, ના, શું અમે એટલું યે ન સમજીએ? જો આ નાનાં બચ્ચાંઓની ઉપર અમે ખાસ ચોકી રાખીએ છીએ કે તેઓ ખાવાને લોભે એકે ય ફળ ન તોડે. તારે ગભરાવું નહિ. અમે અહીં જ છીએ. કોઈ નવું આવશે તો તેને પણ અમે ચેતવીશું.' હું જતાંજતાં કહી દઉં, 'તમારી મહેરબાની. હવે એ પણ જોજો કે કોઈ પાસે જ દિશાજંગલ જઈ આવી બગાડે નહિ.' જવાબ મળતો : 'એવો મૂરખનો સરદાર તે કોણ હશે કે આટલાં બધાં માણસ બેઠાં છે ત્યાં દિશાજંગલ જાય? એવો હોય તો તો એને પીટીએ.' આમ તેઓ જ મને ખાત્રી કરી આપતા એટલે પૂરેપૂરો ડર છતાં ન કોઈ મારા પર ખિજાયું, ન કોઈએ મને ધમકાવ્યો. મગનકાકાએ મને કહી રાખ્યું હતું કે જો કોઈ ન માને તો મને બોલાવજે હું આવીને એમને સમજાવીશ. પણ મારે એમને બોલાવવાનો વારો જ ન આવ્યો.

એકવાર જરા તુમાખી મિજાજના બે પીઢ જુવાનો જમરૂખીમાંથી કંઈક તોડતા હતા ત્યાં હું જઈ ચડ્યો. મેં એમને તરત જ બૂમ પાડીને કહ્યું, 'યે ક્યા તોડતે હો!' તેઓ મારા પર ધસી આવ્યા અને મને કહે 'તુમને દેખા? હમને કહાં ફૂલ તોડે હૈં? બચ્ચા હો કર જૂઠ ક્યું બોલતે હો?' પણ હું કંઈ બોલું એ પહેલાં તો મારો એક દોસ્ત થઈ ગએલો હડતાલિયો મારી મદદે આવી પહોંચ્યો અને એણે પેલાને ધમકાવી જ કાઢ્યો કે 'તું ત્યાં ગયો જ શા માટે? તારે અમારી જમાતની લાજ આબરૂ ગુમાવવી છે? ગાંધી રાજાના બગીચામાં ચોરી કરતાં શરમાતો નથી?' દરમિયાન બીજા પણ આવી પહોંચ્યા અને પેલા કઠોર ચહેરાના તુમાખીઓને ઘેરી લીધા. એ નરમ તો પડ્યા જ નહિ, પણ મારે પછી કંઈ કરવાપણું રહ્યું ન હતું.

દિવસો વીતતા ગયા તેમતેમ હવે હડતાલિયાઓનું આગમન અમને હેરત પમાડનારું ન રહ્યું. બલ્કે જો કોઈ દિવસ સેંકડો માણસો નવાં ન આવે તો એ અમને નવાઈનો દિવસ થઈ પડતો. સીધાંની ચિઠ્ઠી પરથી મગનકાકા રોજ અટકળ બાંધતા અને કહેતા કે આજે 'સાતસો માણસો વધ્યા . . . .' 'આજે હજાર આવ્યાં . . . . આજે (નવા આવનારનો) આંકડો દોઢ હજારથી ઓછો નહિ હોય.' ફકીરાભાઈનો અને મારો કાર્યક્રમ પણ એવો ગોઠવાઈ ગયો હતો કે માણસો રાતે બમણા ને દીએ ચોગણા થતા ગયા તોપણ ધાંધલ વધી નહિ. અંધારાં ઊડતાંની સાથે રોજ પંખીની પેઠે સવારે મારું ફરવાનું શરૂ થતું અને અંધારાં ઊતરી આવતાં સુધીમાં આ મહેમાનોની અનેક પ્રદક્ષિણા કરી આવતો. એ ઉપરાંત બપોરનાં બે અઢી કલાક છાપખાનામાં પહોંચી ટપાલને ટિકીટો ચોડવાનું ને પાર્સલો બાંધવાનું મારું નિત્યનું કામ પણ કરી આવતો. સાંજ પડ્યે અમે વાતો કરતા કે બહુ સારું થાય છે. આ ગોરા પ્લૅન્ટરોના (જમીનદારોના) બધા 'ધમોલા' બંધ થઈ જાય તો લહેર પડે. એમના જેવા પાપીઓને ત્યાં શા સારુ એક પણ હિંદી કામ કરતો હશે? એકેએક ગિરમિટિયાએ નીકળી આવવું જોઈએ.' પાંચ કે ઓછાં વરસનો પટ્ટો લખી આપનાર મજૂરને 'ગિરમિટિયા' કહેતા એ આ પહેલાંના પ્રકરણમાં આવી ગયું છે. 'ધમોલા' ત્યાંની શેરડીના કારખાનાને કહેતા. માઉંટેજકંબનો ધમોલો, વેરૂલમનો ધમોલો, ટોંગાટનો ધમોલો, સ્ટૅંગરનો ધમોલો એમ ફીનિક્સથી ત્રીસચાળીસ માઈલ જેટલે દૂર સુધી એક પછી એક ધમોલાની હાર લાગી હતી. એકએક ધમોલો પાંચસાત માઈલ લાંબો પહોળો. શેરડીના વાવેતરથી માંડી ખાંડ તૈયાર કરવા સુધીનું બધું કામ એમાં થાય. એ દરેકનાં ગોરા માલિકની ધાક એવી કે દૂરદૂરથી એનું નામ સાંભળીને બિચારાં ગિરમિટિયાં સ્ત્રીપુરુષો કબૂતરની પેઠે ફફડી ઊઠે. એવા જુલમગારોને સીધા કરી દેવાનો આ જે ખેલ રચાયો હતો તે અધૂરો ન રહે, આપણા લોકો પૂરેપૂરા મક્કમ રહે એની અમને ટીનકાઓને પણ ઘણી હોંશ હતી. એટલે માણસોનો જુવાળ હજુ બમણો વધે એવી ઉત્કંઠામાં અમે ઊછળ્યા કરતા.

પણ એટલાં બધાં માણસોના ખોરાકનું શું? એકેએકે ખવડાવવું કેવી રીતે? આ ચિંતા અમને બાળકોને તો શાની હોય? અમને તો તમાશાનો આનંદ હતો. પણ મગનકાકાને માથે અપાર ચિંતા વધતી જતી હતી. સ્ટેશનેથી ઉપરાઉપર દાળ, ચોખા, લોટ ને ખાંડની ગુણો આવી તો પહોંચતી, પણ થોડા કલાક થાય ત્યાં ફકીરાભાઈની ફરિયાદ ઊભી જ હોય કે સીધું ખૂટ્યું છે,

હવે ચિઠ્ઠીઓ ન કાઢશો. આખો મામલો બેસમો હતો.

એવામાં એક વાત આવી પહોંચી કે ડરબનમાં હિંદીઓની એક ગંજાવર સભા મળી છે અને મૅરિત્સબર્ગ તથા ડરબનના હિંદુમુસલમાન વેપારીઓએ ઢગલાના ઢગલા ગુણો અનાજ કાઢી આપ્યું છે. સાથે સાથે એમ પણ સાંભળ્યું કે આ બધી વાતની ખબર હિંદુસ્તાન પહોંચી છે એટલે ગોખલેજીના લાંબાલાંબા તારો આવે છે ને તેઓ પણ ખોરાકી મોકલશે.

છાપખાનાના મંડળમાં ઉપર પ્રમાણેની ચર્ચા સાંભળ્યે ચાર પાંચ ટંક વીત્યા હશે ત્યાં એક સાંજે છ ખચ્ચર જોડેલું નાતાલની ઢબનું એક વિશાળ ગાડું દાણાની ગુણોનું ભરેલું ડરબનથી આવ્યું. એ ગાડા સાથે બેચાર જણ હતા. તેમાં સૌથી મોખરે હતા રૂસ્તમજીકાકાના નાના દીકરા સોરાબજી. ગાડું આવી પહોંચતાંમાં તો હડતાલિયાનાં રોળેટોળાં તેને ઘેરી વળ્યાં. ગુણો ખોલીને માપ ભરીભરી સોરાબજીએ લોકોને સીધું આપવા માંડ્યું. કલાકેક આપ્યા પછી તેઓ થાક્યા અને હજુ એમને મારિટ્‌ઝબર્ગના ધમેલા પર તેને તે દિવસે પહોંચવું હતું, એટલે રોકાર માટે થોડી ગુણો ઉતારી તેમણે ખચ્ચર-ગાડું હાંકી મૂક્યું. ફકીરાભાઈએ એમને થોડી વધુ ગુણો મૂકતા જવાનું કહ્યું તો સોરાબજી ગરજી ઊઠ્યાઃ 'તમને ખબર છે હજુ આગળ કેટકેટલા લોકો ભૂખ્યા પડ્યા છે તે? અહીં તો તમે બે છો; પણ ત્યાં એમનો ભાવ પૂછનારે ય કોઈ નથી. અત્યારે તો જેમતેમ નભાવો. અમે ત્રણ-ચાર દિવસમાં ફરી પાછા આ ગાડું ભરીને ફેરો કરી જઈશું. હાલ તુરત તો પૈસાની ભારે મારામારી છે. દેશથી આવશે ત્યારે થશે.' હાંફતા સોરાબજીનાં જુસ્સાભર્યાં વચનો આગળ ફકીરાભાઈ ચૂપ થઈને બેસી ગયા.

સોરાબજીના હાવભાવ જોઈ મને કલ્પના આવી કે ફીનિક્સની બહાર બહુ ભારે ધાંધલ ચાલતી હોવી જોઈએ. અહીં તો શાંતિ છે, પણ બહાર આ ડરબનવાળાઓને કેટલું બધું કામ કરવું પડતું હશે? અહીંના કરતાં કેટલા બધા વધુ હડતાલિયા ભૂખે પીડાતા હશે!

સાધારણરીતે સોરાબજી એમના પિતા રૂસ્તમજી કાકા જેવા શ્રમપછાડિયા ન હતા. મેં એમને ડરબનમાં હમેશાં શાંત અને વિનોદી જોએલા. ફીનિક્સ પણ જ્યારેજ્યારે તેઓ આવતા ત્યારેત્યારે પોતે સહેલ કરતા ને અમને કરાવતા. અમારા બગીચાનાં સારાંમાં સારાં ફળો ચાખ્યા વિના પગ વાળીને ન બેસતા અને મગનકાકાના રંગબેરંગી ગુલાબના છોડોમાંથી ઉત્તમ ગુલાબ લેવા મને દોડાવતા. પણ આ વેળા તો હું એમની સાથે થોડું બોલવા ગયો તો મને દાદ જ ન દીધી. જાણે રૂસ્તમજીકાકા પોતે જ પગ પછાડતા આવ્યા હોય અને જે હડફેટે આવે તેને ધમકાવતા પાછા ફર્યા હોય! શાંત સોરાબજી તે દિવસે વાવાઝોડાની પેઠે ફીનિક્સ આવ્યા ને પોતાનું ખચ્ચરગાડું ધણધણાવતા વાવાઝોડા વેગે પાછા ચાલ્યા ગયા!

એ સમયે તો મને ખબર ન હતી, પણ જ્યારે પૂજ્ય બાપુજીએ દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં સોરાબજીની બહાદુરીનો પ્રસંગ લખ્યો ત્યારે મારા બાળ ચિત્ત પર પડેલી તે દિવસના એમના પ્રતાપી ચહેરાની છાપનું સ્મરણ મને વધુ પ્રિય બન્યું. એ પ્રસંગ તે એ કે વેરૂલમ તરફના એક ધમેલા પર હડતાલિયાઓને પાછા વાળવા ગોરી પલટન ગોળી ચલાવવાની હતી ત્યારે છાતીધડ સોરાબજી વચ્ચે કૂદી પડ્યા ને કમાનના ઘોડાની લગામ ઝાલી લઈ સેંકડો હિંદી ભાઈઓનો એમણે જીવ બચાવ્યો. એ કાળે સોરાબજીની ઉમર ૧૮ જેટલી બાપુજીએ વર્ણવી છે. જોકે મને તેઓ એથી વધુ મોટા યાદ રહ્યા છે. કદાચ એમના ભરાવદાર શરીરને લીધે તેઓ મને મોટા લાગ્યા હશે.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

---

'ગોરધન મારી પાસે થોડા રૂપિયા ઉછીના માગે છે. તમને એની ખાતરી છે ખરી?'

'હોવે; જેટલી તમારી એટલી જ. એની ખાતરી છે. નહિતો, હું જ આપતો!'

'બા, બા, જો આ વાંદરો; દાદા જેવો લાગે છે, ખરું!'

'મેર મુઆ! એવું બોલાય?'

'કેમ? વાંદરો કાંઈ સમજવાનો છે?'

'બા, પેલું નમકફળ દે.'

'લે, હવે બીજું નહિ માગવાનું હો'.

ઘોડીવારે બીજું નમકફળ બાળુએ ઉપાડી ખાવા માંડ્યું.

'કેમ બાળુ, ના પાડી હતી ને બીજું લીધું!'

'બા, તેં 'માગવાની' ના પાડી હતી ને!'

'હું મારા નાના ભાઈના કામમાં કદી વચ્ચે આવતોનથી.'

'તમારા નાના ભાઈ શો ધંધો કરે છે?'

'એન્જીન-ડ્રાઈવરનો.'



# પંચતંત્રની વાર્તાઓ



આ આખ્યાન સાંભળીને મેઘવર્ણ કહે, 'ઘૂડ સાથે આપણું વેર વચનદોષથી કેમ ઉપન્યું?' તે બોલ્યો:

## કથા ૨

પહેલાં પક્ષીઓમાં અરાજક હતું, એટલે તેતર, ભાસ, ભારદ્વાજ, હંસ, શુક, બક, કોકિલ, ચાતક, ઘૂડ, મોર, પારેવાં પ્રભૃતિ પક્ષીઓ મળીને વિચારવા લાગ્યાં કે પક્ષિરાજપદે કોનો અભિષેક કરવો. વિચાર કરતાં કરતાં એમ ઠર્યું કે ઘૂડનો અભિષેક કરવો, અને અભિષેકની તૈયારી થવા મંડી. વિવિધ તીર્થનાં પાણી આણ્યાં, એકસો આઠ મૂળિયાં, છત્રચામર, વીંજણો, ભદ્રપીઠ આદિ સમસ્ત વસ્તુ મેળવી, સિંહાસન માંડ્યું, વ્યાઘ્રચર્મ પસાર્યું, કાંચનકુંભ ભર્યા, દીવા પ્રકટાવ્યા, વાજાં વાગ્યાં, દર્પણ તથા એવી બીજી મંગલ વસ્તુ સજ્જ કરી, બન્દિજન પાઠ કરવા મંડ્યા, બ્રાહ્મણે વેદોચ્ચાર કર્યો, યુવતીઓ મંગળગીત ગાવા મંડી, ને ઘૂડ સિંહાસને બેસવા મંડ્યો, ત્યાં ક્યાંકથી કાગડો આવ્યો, એણે વિચાર્યું; કે 'અહો, આ મહાજનનો મેળો થયો છે ને મહોત્સવ વર્તે છે તે છે શું?' એને જોઈને પક્ષીઓએ કહ્યું, 'પશુમાં જેમ શિયાળ તેમ પક્ષીમાં કાગડો ચતુર ગણાય છે, એટલે એનું પણ મત લેવું.' કાગડે મહોત્સવનું કારણ પૂછ્યું, એટલે પક્ષીઓએ વાત કહી ને એને મત આપવા કહ્યું. કાગડો હસીને બોલ્યો, 'અહો, આ તો કાંઇ ઠીક નહિ કે મયૂર, ચકોર, હંસ, કોકિલ, ચક્રવાક, ક્રૌંચ, સૂડા, હારીત, સારસ વગેરે પક્ષિપ્રધાન વિદ્યમાન છતાં આ વિકરાલ-વદન વરવા દિવાન્ધનો અભિષેક થાય. મારું મત તો એવું નથી. વળી વૈનતેય આપણો સ્વામી છે જ, પછી કૌશિકને રાજા શું કામ કરવો? એ કદાચ ગુણવાન હોય તોય એક સ્વામી છતાં બીજો સ્વામી ન થાય. પણ આનું નામ લેવાથી કાંઈ અર્થ સરે એવું નથી. કહ્યું છે, કે

> કરે પ્રભાવવાન્ રાજા જેનું નામ જ સિદ્ધિકૃત ।
> શશિનામ વટાવીને વસે છે સસલા સુખે ॥

પક્ષીઓ કહે, 'એ કેમ?' કાગડો કહે:

## કથા ૩

એકવાર બાર વર્ષનો દુકાળ પડ્યો. એટલે ખાબોચિયાં, ધરા, તળાવ, સરોવર શોષાઈ ગયાં, જીવમાત્ર મોટી આપદામાં આવી પડ્યા, અને વિશેષ કરીને હાથી. ચતુર્દન્ત નામે નાગરાજ હતો એને બીજા હાથીઓએ વીનવ્યો, કે 'ગજરાજ, તરસથી કેટલાંય બચ્ચાં મરી ગયાં, અને કેટલાંય મરવાની અણી ઉપર છે. એટલે તરસ છિપાવવાનો કોઈ ઉપાય વિચારો.' એટલે હસ્તિપતિએ વેગવંત હાથીને આઠે દિશાએ પાણી ગોતવા મોકલ્યા, તેમાંથી પૂર્વ દિશાએ ગયેલા હાથીઓએ પાતાળગંગાજળથી ભરેલું કમલસુશોભિત ચંદ્રસર નામે સરોવર જોયું, અને હસ્તિરાજ આગળ નિવેદન કર્યું. એટલે ગજરાજ ને બીજા હાથી સરોવરકાંઠે આવ્યા, ત્યાં પ્રથમથી ઘર કરીને રહેલા સસલા એના પગ નીચે કચરાઇ ગયા. હાથી જલપાન કરીને ગયા પછી શશકરાજ શિલીમુખ મન્ત્રીઓને પૂછ્યું, કે 'હવે આપણે કરવું શું? આ હાથી મારગ દેખી ગયા છે, એટલે નિત્ય ઊઠીને આવશે. એને રોકવા કઈ યુક્તિથી?' યદૃચ્છાન્તદર્શી વિજય નામે વૃદ્ધ સસલો કહે, 'આપ નિશ્ચિંત રહો. એ ફરીને અહિં ન આવે એવું કરવાની મારી પ્રતિજ્ઞા છે.' શિલીમુખ કહે, 'તારા જેવા વચનચતુર નીતિશાસ્ત્રીએ કામ ઉપાડ્યું એટલે સિદ્ધ જ થાય.'

શશરાજની શીખ લઇને વિજય સસલો હસ્તિરાજ આગળ આવ્યો. પોતા જેવા અલ્પકાયનો બીજી રીતે હાથી સાથે સમાગમ જ અશક્ય, એટલે એણે ગિરિશિખરે ચઢીને યૂથનાથને પ્રણામ કર્યા. હાથીએ પૂછ્યું, 'તું કોણ છે?' સસલો કહે, 'ગજપતિ, હું ચંદ્રદેવનો દૂત છું. એણે સંદેશ કહેવરાવ્યો છે કે ચન્દ્રસરમાં મારો નિવાસ છે, ત્યાં સસલા છે તે મને પ્રિય છે, એટલે તો શશી એવી મારી પ્રથા પડી છે. એ સરોવર તેં બગાડ્યું ને સસલાને માર્યાં તે ઠીક, પણ ફરી એવું કર્યું તો સારું ફળ નહિ આવે.' ગજેન્દ્રે કહ્યું, 'ભાઇ, સાચું. ભગવાન્ ચન્દ્રમાનો અપરાધ મારાથી અજાણતાં થઇ ગયો. પણ હવે હું એનો વિરોધ નહિ કરું.' સસલો કહે, 'વારણેન્દ્ર, તો એની આગળ આવો ને એને ખમાવો.' એટલે સસલો ગજપતિને તળાવે લઇ ગયો, ને રાતે પાણીમાં પડતું ચન્દ્રનું પ્રતિબિંબ એને દેખાડ્યું. એ જોઇને નાગેન્દ્ર વનમાં ગયો ને ફરી પાછો ન આવ્યો.

એટલે હું કહું છું: 'કરો પ્રભાવવાન્ રાજા' ઇત્યાદિ.

(આગળ) - દેસાઈ વાલજી ગોવિન્દજી




### હરીફાઇનું પરિણામ

પહેલું ઇનામ: 'સરાણીઓ'–બાબુ બબુચાલી (મહુધા); બીજું ઇનામ: 'ખેતરેથી'–નવનીત શાહ (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'નિદ્રાને ખોળે'–હાસમ સુતાર (નડિયાદ.) નોંધપાત્ર: (૧) 'જલતરંગ': મદનમોહન આર. શાહ–અમદાવાદ; (૨) માગ બહાર: કૃષ્ણ પરીખ–મુંબાઈ; (૩) સૂર્યમંદિર: આર. એમ. મિસ્ત્રી–નડિયાદ; (૪) કીર્તિ અને દોલતનો સુમેળ: રમુજીત ધોળકિયા–રાજકોટ.

આ વખતની હરીફાઈમાં મોટી સંખ્યામાં આવેલાં ચિત્રો વિષયની વિશિષ્ટતાવાળાં તેમજ ગુણયુક્ત હતાં.

ખુલ્લા આકાશની પશ્ચાદ્‌ભૂમિમાં સરાણીઆનું પાત્ર આબાદ ઝડપાયું છે. શક્ય તેટલા નીચા દૃષ્ટિકોણથી લીધેલા આ ચિત્રમાં પાત્રની ભવ્યતા (Grandeur) ચિત્તાકર્ષક બને છે. દાયફાંઘાંસના આ વિનાશકાળમાં આવો ચિત્રસંદેશ આવશ્યક છે.

જુદાંજુદાં અંતરે રહેલા વિષયની છબીઓ (ઈમેજ) સ્પષ્ટ ઉતારવા માટે લેન્સને આઘોપાછો કરવાની કૅમેરામાં યોજના હોય છે. ચોક્કસ અંતરના વિષયનું ફોકસ દર્શાવતી માપની આ તકતીને ફોકસિંગ સ્કેલ કહે છે. તેમાં ૬,૮,૧૦, ૧૫,૨૫ અને ૧૦૦ ફૂટનાં માપ હોય છે. સસ્તા કૅમેરામાં માત્ર ૬,૧૫ ને ૫૦ ફૂટની જ ગોઠવણ હોય છે.

સામાન્યરીતે કૅમેરાથી સો ફૂટ કે તેથી વધુ દૂરના પાત્રનું 'શાર્પ ફોકસ' મેળવવા માટે ફિલ્મ અગર પ્લેટથી લેન્સને અમુક નિર્ણીત અંતરે જ રાખવો જોઇએ. તે ચોક્કસ અંતરને લેન્સની ફોકલ લેંગ્થ કહે છે. પાત્ર જેમ કૅમેરાની નજીક તેમ લેન્સ અને ફિલ્મ વચ્ચેનું અંતર વધવાથી ફોકસિંગ બરાબર થાય છે.

'સરાણીઓ' કૅમેરાથી શુમારે ૧૦થી૧૨ ફૂટ હોવો જોઇએ. પાછળનો બંગલો ૨૫થી ૫૦ ફૂટના અંતરે હશે: મુખ્ય પાત્રના અંગે અંગની વિગત બહુ જ ચોખ્ખી આવેલી છે. એથી ઊલટું, બંગલાનો ફક્ત જથ્થો—Mass અને બહિરાકૃતિ જ જણાય છે. ફોકસિંગની આ ખૂબી 'ડિફરેન્શિયલ ફોકસિંગ'ના નામથી ઓળખાય છે. ચિત્રના પ્રધાન પાત્રનું ઝીણવટથી ફોકસિંગ કરીને આજુબાજુનાં પાત્રોને આઉટ ઑફ ફોકસ રાખવાથી ચિત્ર-લક્ષ્યનું મહત્ત્વ વધવા સાથે વાતાવરણની જમાવટ થાય છે. આ કારણથી ભાઇ નવનીત શાહનું ચિત્ર આકર્ષક બન્યું છે. ડાબીતરફનો ખેડૂત તથા મોખરાની ભેંસ સિવાયનાં ચિત્રનાં બીજાં પાત્રો અંતર વધતાં અસ્પષ્ટ થતાં ગયાં છે.

'ખેતરેથી' ચિત્રનું સંયોજન ભરભરેલું છે. એક સ્ટૅમ્પમાં બે ચિત્રોનો સમાવેશ થયો છે. ચિત્રને ડાબી બાજુના છેડાથી લગભગ બે ઇંચ ટ્રિમ કરવાની જરૂર છે. ગોરજ સમયનું વાતાવરણ ચિત્રમાં હૂબહૂ ઉતારવા માટે ભાઈ શાહને ધન્યવાદ. નેગેટિવ અને પ્રિન્ટનો ક્રિયાભાગ સારો છે.

'નિદ્રાધીન' બાળકનું ભાઈ હાસમ સુતારનું ચિત્ર સૌને ગમે તેવું છે. ચિત્રવિસ્તારમાં રમકડાનું સ્થાન અને પ્રમાણ અજુગતાં હોઇ તે આંખને ખૂંચે છે. ભાઈ હાસમે છબી પાડતી વખતે તેને લઇ લેવાની જરૂર હતી.

નોંધપાત્ર કરેલાં ચિત્રોના વિષય સારા છે, પણ બધાંમાં ફોટોગ્રાફીનો ક્રિયાભાગ—ટેકનીક નબળી છે. 'જલતરંગ'માં ફોકસિંગની ખામી હોવાથી પાણી અને કિનારામાં તીવ્રતા Sharpnessનો અભાવ છે, ભાઇ પરીખના વિષયની પસંદગી સારી થઈ છે, દૃષ્ટિકોણ દૃશ્યને અનુકૂળ છે, પણ ચિત્રમાં 'કૅમેરા-શેઇક' ન આવ્યો હોત તો આકર્ષક ચિત્ર સર્જાયું હોત. આકાશને એન્લાર્જિંગમાં વધારે ઘેરૂં બનાવવાથી અકુદરતી વતાવરણ રજૂ થયું છે. ભાઇ મિસ્ત્રીના 'સૂર્યમંદિર'માં પણ 'કૅમેરા-શેઇક' સ્પષ્ટ જણાય છે. ભાઇ ધોળકિયાના ચિત્રમાં ક્રિયાભાગ ઠીક હોવા છતાં તે રસમય લાગતું નથી.

બલવન્ત ભટ્ટ

જીવી જાણનારા ] ૧૫ [ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

# ટ્રૉનો જિજાનો

સપ્ટેમ્બર માસની પંદરમી તારીખની રાત પડી છે. સ્પેઇનની દક્ષિણે આવેલા આલિકાન્તે નગરની ઘડિયાળોમાં આ ઘડીએ આઠ વાગ્યા છે. શહેરના મધ્યમાં મોટા ચોકમાં બૅન્ડ સાંભળવા તથા રોશની જોવા લોકો ટોળે મળ્યા છે. ચોકને ફરતી રાતા, લીલા, વાદળી તથા નારંગિયા રંગના દીવાની પંક્તિઓ ગોઠવેલી છે.

ચોકની વચ્ચે ઊંચો અણિયાળો કીર્તિસ્તંભ ઊભો છે. એના પાયા આગળ ફૂલનો ઢગલો થયો છે અને સ્તંભને ફરતા પણ દીવા બળે છે. જેના પુણ્યસ્મરણાર્થે સ્તંભ ઊભો છે તે મહાત્માનું નામ 'ટ્રૉનો જિજાનો' સ્તંભ ઉપર લખ્યું છે અને તેનું શુભ કામ પણ આમ કોતરેલું છેઃ 'જનતાને અર્થે એણે પોતાનો જીવ આપ્યો.'

અગિયાર વાગ્યે દીવા ઝંખવાઈ ગયા છે. વાજિંત્ર વાગતાં બંધ પડે છે; દીવા એક પછી એક ઠરી જાય છે અને લોકો ઘેર જઈને સૂઈ જાય છે. આ ઉત્સવ વર્ષે વર્ષે સપ્ટેમ્બરની પંદરમી તારીખે ઉજવાય છે.

ટ્રૉનોનું સ્મરણ આ લોકો શું કામ કરે છે?

વાત એમ છે, કે સં. ૧૯૧૬ (સને ૧૮૬૦)માં આ ગામમાં ભયંકર મરકી ફાટી નિકળી. સેંકડો માણસો વિષમજ્વરથી માંદા પડ્યા. સાહુકાર બીજે સુરક્ષિત ઠેકાણે ભાગી ગયા; પણ નિર્ધનને ત્યાં જ રહેવું પડ્યું. ટ્રૉનો ધનાઢ્ય હતો પણ એણે ગામ ન તજ્યું. તે પરાર્થે જીવતો હતો અને પરાર્થે મરવા પણ તત્પર હતો. ગરીબ માંદા માણસો સારુ અન્નવસ્ત્ર તથા ઓસડ લેવામાં એણે પોતાનું સર્વસ્વ વાપરી નાખ્યું, એટલું જ નહિ પણ એ પોતે માંદાની બાળ કાઢવા ઘેરઘેર ફર્યો. આમ કરતાં એને પણ વિષમજ્વર આવ્યો અને એ મરી ગયો. ટ્રૉનો પ્રેમપંથનો પથિક હતો, અને પોતાને પંથે વિચરતાં પાવકની જ્વાળા આવી એમાં એણે આનન્દપૂર્વક પોતાની કાયાને હોમી દીધી.

(ફ્રેડરિક જે. ગોલ્ડના અંગ્રેજી ઉપરથી) દે. વા.

**ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૪મા સંમેલનના બદલાએલા વિભાગી પ્રમુખો**

મુંબઈ-અંધેરી-માં ભરાનારા સાહિત્ય પરિષદના ચૌદમા અધિવેશનના આઠ વિભાગોમાંથી ઇતિહાસ-પુરાતત્ત્વ, સમાજશાસ્ત્ર-અર્થશાસ્ત્ર, કલા, તથા વિજ્ઞાન એ ચાર વિભાગો માટે ચૂંટાએલા પ્રમુખો અધિવેશનના દિવસો દરમ્યાન હાજર નહિ રહી શકે તેમ હોઈ તેઓને બદલે નીચે પ્રમાણે ચૂંટણી કરવામાં આવી છે: (૧) ઇતિહાસ-પુરાતત્ત્વ: પ્રો. કેશવલાલ કામદાર, એમ.એ., (૨) સમાજશાસ્ત્ર-અર્થશાસ્ત્ર: પ્રો. સી. એન. વકીલ, એમ.એ., (૩) કલા: ડૉ. ડી. જી. વ્યાસ, ડી.ઓ.એમ.એસ. (લંડન), (૪) વિજ્ઞાન: શ્રી ભાઈલાલ એમ. પટેલ, બી.એજી., બી.એસ.સી.

**શ્રી શારદા મંદિર-કરાચીનું જ્ઞાનસત્ર**

કરાચીના રાષ્ટ્રીય વિદ્યાલય શ્રી શારદા મંદિરે આવતા ડીસેમ્બરમાં એક જ્ઞાનસત્ર ઊજવવાનું નક્કી કર્યું છે. તેમાં ભરાવાના કેળવણી-પ્રદર્શનના સાહિત્ય-વિભાગમાં છાપેલાં અને હસ્તલિખિત સામયિક પત્રોને પોતાના પત્રના છેલ્લા અંકની એક એક પ્રત મોકલવા તેઓ વિનતિ કરે છે. હસ્તલિખિત સામયિક પત્રો કામ પત્યે પોતાના ખર્ચે તેઓ પાછાં મોકલશે.



# સંસારનાં શહેરો

## ૨૫-લેનીનગ્રાડ

૧૭૦૩માં થએલી પોતાની સ્થાપનાથી આજદિન સુધીમાં ત્રણ નામ પામેલું, રશિયાની એક વખતની રાજધાનીનું આ શહેર આજે લાંબા વખતથી જર્મન હલ્લા સામે જે કારમી ટક્કર ઝીલી રહ્યું છે તેને લીધે જગત આખાની આંખ તે પર મંડાઈ છે. રશિયાના રાજકીય ઘડતરના પિતા સમાન ગણાતા મહાન પીટરે ૧૭૦૩માં એની સ્થાપના કરી ત્યારથી ૧૯૧૪ સુધી તે સેન્ટ પીટર્સબર્ગના નામે રશિયાની રાજધાનીનું ગૌરવ ધારણ કરી રહ્યું હતું. ૧૯૧૪માં તેનું નામ પેટ્રોગ્રાડ (રશિયન શબ્દ ગોરોડ=શહેર ઉપરથી) પાડવામાં આવ્યું. અને ૧૯૨૪માં લેનીનના અવસાન બાદ ફરી તે બદલીને લેનીનગ્રાડ રાખવામાં આવ્યું.

નીવા નદીના મુખ આગળ આવેલો આ આખો પ્રદેશ અત્યંત નીચાણનો, ભેજવાળો ખાબોચિયાંથી ભરેલ અને પશ્ચિમના ભૂખર વાયુના ક્રૂર ઝપાટાનો ભોગ બનીને પડેલો છે. પીટરે આ સ્થળ બાલ્ટિક સમુદ્રમાં પ્રવેશ આપતા પશ્ચિમ યુરોપના તદ્દન નજીકના મોરચા તરીકે જ પસંદ કરેલું; બીજી કોઈ વસાહતી સગવડો ધ્યાનમાં લીધેલી નહિ. આથી ખાબોચિયાંથી ભરેલી એની જમીનમાં પૂરણી કરીકરીને તે પર શહેર બાંધતાં એટલા અસંખ્યાત માણસોના જાન ગયેલા કે એ શહેર માનવીનાં હાડકાં પર ચણાયું હોવાની વાણી ટીલી પામ્યું છે. ઉત્તર ધ્રુવપ્રદેશ નજીક આવેલું હોવાથી નવેમ્બરથી એપ્રિલ સુધી તો નીવાનું પાણી જામીને બરફ થઈ જાય છે અને જૂન જુલાઈના ઉનાળાની રાતો માત્ર થોડા કલાકની સંખ્યા ૩૫ જ હોય છે.

આજે મૉસ્કો પાટનગર બનવાને લીધે, માત્ર લેનીનગ્રાડ પ્રાંતનું મુખ્ય શહેર બની રહેલું એ સોહામણું નગર નીવા નદીના મુખ પર આવેલું છે; અને એ નદીની સાથોસાથ ત્રણ મહાન નહેરોનાં મુખ પણ એ જ સ્થળે ફિનલૅન્ડના અખાતમાં પડતાં હોવાથી એ શહેર દુનિયાનું એક મહાન બંદર હોવા ઉપરાંત નદીઓ-નહેરોના વ્યાપારી જલમાર્ગો તથા રેલ્વે-માર્ગોનું એક અગત્યનું કેન્દ્ર છે. શુમારે ૧૭ લાખની વસ્તી ધરાવતું લેનિનગ્રાડ આખું ભવ્ય મકાનોથી ભરેલું છે, જેમાંનાં ઘણાં તો નીવાના જલભર તટ પર સોહે છે. એના વિશાળ અને રળિયામણા રાજમાર્ગોમાં નેવ્સ્કી પ્રૉસ્પેક્ટ (આજે '૨૫મા ઑક્ટોબર શેરી'ના નામથી ઓળખાતો) સર્વથી સુંદર છે. રશિયાના ઝારનો નાગચીન આલીશાન રાજમહેલ 'વિન્ટર પૅલેસ' પણ અહીં જ છે, જે આજે લોકોના ઉપયોગ માટે આપી દેવાયો છે. યુરોપના સર્વોત્કૃષ્ટ કલાસંગ્રહોમાંનો એક અહીં 'ધ હર્મિટેઈજ'માં છે, અને એક વખતે પાટનગર હોવાને લીધે નીવાને જમણે કિનારે પીટર અને પૉલનો કિલ્લો, ભવ્ય દેવળો, મહામૂલાં સંગ્રહસ્થાનો, યુનિવર્સિટીનાં વિવિધ વિશાળ મકાનો, વેધશાળાઓ અને ૩૦ લાખ પુસ્તકો ધરાવતું એક મોટું પુસ્તકાલય વગેરે સાંસ્કારિક સંપત્તિ એ ધરાવે છે.



# નવાં પુસ્તકો

**કવીશ્વર દલપતરામ** (ભાગ ૩જો-સંધ્યાની મધુરતા ઈ. ૧૮૮૦થી ઈ. ૧૮૯૮)-કર્તા અને પ્રકાશક: નાનાલાલ દલપતરામ કવિ, અમદાવાદ ૪-૦-૦; **ગામગોષ્ઠી**-લેખક: વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી અને રાવજીભાઈ-નાથાભાઈ પટેલ, પ્રકાશક: મગનભાઇ પ્રભુદાસ દેસાઈ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૦-૬-૦; **વિદ્યાપીઠ વાચનમાળા: પહેલી, બીજી, છઠ્ઠી તથા સાતમી ચોપડી**-અનુક્રમે ૦-૨-૦, ૦-૨-૬, ૦-૬-૦ તથા ૦-૭-૦; **ઈશુખ્રિસ્ત** (સુધારેલી નવી આવૃત્તિ)-લેખક: કિશોરલાલ ઘ. મશરૂવાળા, ૦-૬-૦; **જીવનશોધન**-કર્તા: કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, ૧-૪-૦; **હિંદ સ્વરાજ**-કર્તા: મોહનદાસ કરમચંદ ગાંધી, ૦-૪-૦, બધાના પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબાઇ-૨; **મળેલા જીવ** ('કુમાર'નું ભેટ પુસ્તક) લેખક: પન્નાલાલ પટેલ, પ્રકાશક:

નાથાલાલ મ. શાહ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, ૧-૧૨-૦; **રૂપમતી** ('પ્રજાબંધુ'ની સને ૧૯૪૧ની ભેટ)-લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ પ્રજાબંધુ પ્રેસ, રેવડી બજાર, અમદાવાદ, ૨-૦-૦; **પ્રભાતનર્મદા**-લેખકપ્રકાશકઃ મગનલાલ ભૂધરભાઇ પટેલ (પતીલ) સુભાનવાડ, અંક્લેશ્વર, ૨-૦-૦ (સાદી); **રાગમંજૂષા**-આલેખકઃ કુમારશ્રી મંગળસિંહજી, લાઠી, પ્રકાશકઃ ચિત્રાલય, કલાપીનગર, લાઠી (કાઠિયાવાડ) ૫-૦-૦; **સ્વ. શ્રી ગિજુભાઇને સ્મરણાંજલિ**-સંપાદકોઃ શ્રી નાનાભાઈ ભટ્ટ અને શ્રી તારાબેન મોડક, પ્રકાશકઃ વસંત બાલશિક્ષણે પ્રચારમાલા, શિક્ષણપત્રિકા કાર્યાલય, હિન્દુ કોલોની દાદર, મુંબઇ-૧૪, રૂા. ૨-૦-૦; **સો ટકા સ્વદેશી**-પ્રકાશકઃ જીવણજી ડાહ્યાભાઇ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ, ૧-૪-૦; **એને ચરણે**-લેખક પ્રકાશકઃ કપિલા ઠાકોર, સોલ એજન્ટ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨, ૦-૧૦-૦; **કાગળ**-લેખક-પ્રકાશકઃ જયંતકુમાર યાજ્ઞિક, શેઠશેરી, બાજવાડા, વડોદરા, ૧-૦-૦; **હિન્દુસ્તાની-આન્દોલનકી સમીક્ષા**-સંપાદક અને પ્રકાશકઃ શ્રી કમલનારાયણ ઝા 'કમલેશ', પ્રાપ્તિસ્થાનઃ દરભંગા જિલા-સાહિત્ય-સંમેલન કાર્યાલય, લહેરિયાસરાય, ૦-૮-૦; **શ્રી મયુરપુરી સૌંદર્યકાવ્ય**-રચનારઃ ભાઈશંકર કુબેરજી શુક્લ, મોરબી; **જિંદગીનો આનંદ**-લેખકઃ ડૉ. કેખશરૂ દોરાબજી જીલા, ડેન્ટલ સ્પેશિયાલિસ્ટ, વાડીસ્ટ્રીટ, નવસારી; **'ગાંધીગ્રામ'** (અંગ્રેજીમાં)-વિઝાગાપટ્ટમમાંની સિંધિયા સ્ટીમ નૅવિગેશન કંપનીની પહેલી ડ્રૉકી વહાણગાહના ખાતમુહૂર્ત સમયનો સચિત્ર અને મુફ્તેસર અહેવાલ. **ચાંદમુખ** (શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રણીત)-અનુવાદકઃ રમણલાલ સોની, પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની વતી નંદલાલ મોહનલાલ ઠક્કર, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ ૨-૮-૦; **અકંપ** (સબરસ સાહિત્ય શ્રેણીનું પહેલું પુસ્તક-નવલિકા-સંગ્રહ)-લેખકઃ હરિકૃષ્ણ વ્યાસ, પ્રકાશકઃ સબરસ કાર્યાલય, લાઠી, ૦-૧૨-૦; **લોકનાયકો** (બાલશક્તિ ગ્રંથાવલિનું પુસ્તક બીજું)-લેખકઃ કસનજી મણિભાઇ દેસાઇ, સંપાદકોઃ ઇન્દુલાલ હ. કોઠારી, શ્રીરતન લટકારી, બાલશક્તિ કાર્યાલય, મોડાસા (એ.પી. રેલ્વે) ૦-૫-૦; **કથામંગલ**-લેખક અને પ્રકાશકઃ મોડાસા હાઇસ્કૂલ વતી રમણલાલ સોની, મોડાસા, જિ. અમદાવાદ, ૧-૪-૦; **ભવાની કાવ્ય સમુચ્ચય**-કર્તાઃ કવિ ભવાનીશંકર નરોત્તમ દ્વિવેદી, ભાવનગર; પ્રકાશકઃ જયકૃષ્ણ ભવાનીશંકર દવે, બી. એ. માજી હેડમાસ્તર, ધી બાઈ સાહેબબા મિડલ સ્કૂલ, હળવદ, હાલ ફર્સ્ટ આસિ. સર અજીતસિંહજી હાઇસ્કૂલ, ધ્રાંગધ્રા, ૨-૦-૦. **છેતરાતી નજર** (ખંડ રજો)-સંપાદકોઃ નાગરદાસ ઇ. પટેલ (લેખક) અને રમણલાલ નાનાલાલ શાહ; પ્ર. બાલવિનોદ કાર્યાલય, મલાડ (મુંબઇ), ૦-૩-૦. **યૌગિક જીવન**-લેખકઃ હરિભાઈ નારાયણભાઇ પટેલ, પ્રકાશકઃ પ્રાણજીવન કરસનજી દેસાઇ, અમરેલી, ૦-૬-૦; **કાવ્યમણિમાળા ભાગ ૧** (છંદ-સંગ્રહ)-કર્તાઃ શ્રી વૈષ્ણવ મણિરામ મહાશંકર વ્યાસ, પ્રકાશકઃ ભગવત્પ્રસાદ મણિરામ વ્યાસ, લાલપુર (સિદ્ધપુર) ૦-૩-૬. **સાગરની રાણી**-લેખકઃ સોમભાઇ પટેલ, સંપાદકોઃ નાગરદાસ ઇ. પટેલ (પ્રકાશક) અને રમણલાલ નાનાલાલ શાહ, બાલવિનોદ કાર્યાલય, મલાડ (મુંબઇ), ૦-૬-૦; **જીવનપ્રવાહ**-લેખકઃ ઈશ્વરભાઈ દેસાઈભાઇ પટેલ પ્રકાશકઃ જીવાભાઈ દેસાઇભાઇ પટેલ, નાવલી (વાયા આણંદ), ૧-૦-૦.

# ગણિતગમ્મત

$\frac{૧}{૭}$ને દશાંશનું રૂપ આપો એટલે પુનરાવર્તન થતાં પહેલાંનાં ૬ સ્થળ આમ આવશે, .૧૪૨૮૫૭: હવે આ આંકડાની ખૂબીઓ જુઓઃ

```
          ૧૪૨૮૫૭× ૨ =૨૮૫૭૧૪
              ,,  × ૩ =૪૨૮૫૭૧
પણ            ,,  × ૭ =૯૯૯૯૯૯
વળી           ,,  ×૩૭૯૭=૫૪૨૪૨૮૦૨૯
                   અને   ૪૨૮૦૨૯
                          +૫૪૨
                        ______
                        ૪૨૮૫૭૧
```

આમાં જોઈ શકાશે કે આ રકમને ૭ના ભાજ્ય સિવાય કોઈપણ આંકડા વડે ગુણતાં, અને ગુણાકારમાં ૬ કરતાં વધારે આંકડા હોય તો એ વધારાના આંકડાને પાછળના ૭ માં ઉમેરી દેતાં ૧૪૨૮૫૭ એ છ આંકડા પોતાના ચોક્કસ ક્રમમાં દેખા દે છે.

૧ના છેદમાં કોઈ અવિભાજ્ય સંખ્યા હોય અને તેના પુનરાવર્તન દશાંશ વખતે તે તે સંખ્યા કરતાં એક સ્થળ ઓછું (અહીં ૭-૧=૬) એમ આવતાં હોય એવી બધી સંખ્યાઓમાં આ જ ચમત્કાર જોવામાં આવે છે.

આવા બીજા આંકડા $\frac{૧}{૧૭}$ અને $\frac{૧}{૧૯}$નાં દશાંશ રૂપમાંથી આપણને અનુક્રમે નીચે મુજબ મળે છેઃ

$\frac{૧}{૧૭}$=.૦૫૮૮૨૩૫૨૯૪૧૧૭૬૪૭૦૫.

$\frac{૧}{૧૯}$=.૦૫૨૬૩૧૫૭૮૯૪૭૩૬૮૪૨૧

ઉપરની બંને રકમોને કોઈ પણ આંકડે ગુણી જુઓ એટલે ગુણાકારના આંકડા મૂળ રકમના જ ક્રમમાં આવશે. જેમકે પાછલી રકમને ૨ વડે ગુણતાં પાંચમા આંકડા ૩ પાસેથી રકમના બે ભાગ પડી ડાબી તરફનો ભાગ જમણી તરફ ચાલ્યો જાય છે. આ પ્રમાણે

૧૫૭૮૯૪૭૩૬૮૪૨૧ ૦૫૨૬૩

આવા ચમત્કારિક અંકો બીજા કેટલાક હશે? —હ. વ્યા.

**હડકવા . . . . . .** (અનુ૰ પાછળ પાન ૩૫૫થી)

રીતે રડવા માંડ્યું. મેં વિચાર્યું તે તેના માલિકનો પ્રેમ ચાહે છે તેથી મેં કહ્યું: 'જૉલી બેટા જૉલી, શું થાય છે?' એમ કહી એનું દયામણું મોં પંપાળ્યું. જવાબમાં તેણે પોતાની નિસ્તેજ થતી કરુણ આંખો હળવેકથી મીચકારી. મેં તેની પીઠ પર હાથ ફેરવ્યો ને તેથી કંઇક શાતા પામતો તે પડ્યો રહ્યો.

પણ સહસા તે કાંપી ઊઠ્યું. વેદનાથી એની આંખો બળી ઊઠી. એની નસેનસ ખેંચાવા લાગી. એનો શ્વાસ જલદી ચાલવા લાગ્યો અને બળતાં નસ્કોરાંને ટાઢક આપવા તે જમીન પર ઘસવા લાગ્યો. વારેવારે મોંમાં ફીણના ફીસોટા ઊડવા શરૂ થયા. મને હવે પાકી ખાતરી થઈ કે જૉલીને ઝેર વ્યાપ્યું છે. મેં તેની આશા છોડી ત્યારે તે તરણાનો હતો,—જાણે કે સમસ્ત પૃથ્વી અત્યંત પ્રેમથી પોતાના તરફ ખેંચી રહી ન હોય! તે સાથે બિચારાનો મૂંગો આત્મા મૃત્યુના અંધકારમાં અંદર ને અંદર શમતો ગયો. હવે તે મારી પિછાન ભૂલી ગયો હોય એમ મને લાગવા માંડ્યું. તેણે પગ ફેલાવી આકાશ ભણી મોં ફેરવી મારે ઘેર ફરી જન્મ લેવા અરજ કરતો હોય તેમ ચીસ નાખી. છાપરાની પડાળે બેઠેલા અને ઝાડ પરના કાગડાઓ ઊતરી આવ્યા અને કેટલાક તો તેની પાસે, થોડે દૂર પૃથ્વી પર કૂદવા લાગ્યા તથા ઘરના ચોકના પત્થર પર ચાંચને ઘસી તેજ બનાવતા કૈકંડા ભરતા પાસે આવવા લાગ્યા. જૉલીની આંખ અધખૂલી બની ગઇ, એનું મોં ફાટી ગયું, એનું મુખ ચીતરી ચડે એવું ફેરવાઇ ગયું. બહાર શેરીના કોઇ કૂતરાએ રૂદન આરંભી જાણે લાંબી કરુણ પોક મૂકી ને મારી આંખો ભીંજાઇ.

જૉલીનું મૃત્યુ છાનું ન રહ્યું. એથી મને આશ્વાસન આપવા શેરીના શંકર બારોટ આવ્યા: 'ભયા, શું થીઉ જે આટલાં ડૂસકાં ભરો સો? શાંત થાવ બાપલા!' પેલી દૂધ વેચનારી રાંડેલી રેવા આવીને આશ્વાસન દેવા લાગી: 'બાઇ કૂતરો તે એનું નામ! મેલાંઘેલાંને અડે નહિ. અગિયારસે નકોરડો અપવાસ ને કો'દી એકટાણું કરે. ને પાછો શું નમકહલાલ હતો?' પડોશીનાં મરઘાં આવી ટહુકો કર્યો: 'શેરીમાં મનિખ સરખું યે આવે તો તુરત ભોંકે; એની વદસ્તી તો ના નો પડાય.'

પણ પાછળથી મને માલૂમ પડ્યું કે મને આશ્વાસન આપવા આવેલા ને મારા જૉલીનાં વખાણ કરનારે ભેગાં થએલાં એ સૌએ મળીને જ મળસ્કે તેને ઝેર મૂક્યું હતું! કેટલાક ધર્મવેત્તાઓને કૂતરો ખૂંચતો હતો, તેઓ આ લાગ જોઇ તેમાં સામેલ થયા હતા. ધર્મની આંખમાં પડેલા મોતિયાનું ઑપરેશન શી રીતે થાય? વળી કેટલાકે પોતાનાં છૈયાંછોકરાંને હડકાયા કૂતરાની દહેશતથી બચાવવા ચોરીવૃત્તિથી એમાં ભજેલા. આ કૃત્યમાં સૌનો હાથ હતો. બધા કાગડાઓ ભેગા મળી કૉયલને પીંખી નાંખે તેમ એ બધા દુષ્ટોએ જાતીનો ઘાત કર્યો હતો, અને પાછા મારી આગળ 'સતા' થઇ જાણે કંઇ જ બનવા ન પામ્યું હોય એમ નિર્દોષતાની જાળ પાથરી વાત કરી ગયા. પણ પાછળથી તેમને પણ માલૂમ પડ્યું કે જૉલીને મુદ્દલે હડકવા લાગ્યો જ ન હતો.

મનુષ્યની પામરતા ને અવિચારીપણા પર નિશ્વાસ નાખતો હું સમસમી રહ્યો. **ભગવત રામચંદ્ર ભટ્ટ**

# પંથ બાકી હજો!

ભાતું ખૂટી જજો, ને પાણી ખૂટી જજો,
 પંથીનો સાથ યે વછૂટી જજો;
સૂરજ ને તારાના ગેબી સહકાર એ ય
 મારગના મધ્યમાં તૂટી જજો,
 તો ય મારો પંથ હજી બાકી હજો!

ઝંખી છે નિત્ય મેં તો કંટકની કેડીઓ,
 પુષ્પ તણી સેજ મારે સોણે ન'જો;
વરસે જલધાર જેમ આકાશી ચાળણી,
 વિપતની એમ હું યે વર્ષા હજો,
 તો ય મારો પંથ હજી બાકી હજો!

ડગુકે મારગમાં છો ડુંગરિયા દૈત શા,
 નાગણ શી નદીઓ ય આડી હજો;
ડુંગર ચડવા મથીં, નદીઓ તરવા મથીં,
 કાયાની આકરી કસોટી થજો,
 તો ય મારો પંથ હજી બાકી હજો!

વિપતના ગંજ વચ્ચે પૌરુષ પાંખે છ મારું,
 એને વિહરવાના મારગ હજો;
સઘળું છો ખૂટતું, ખૂટે ન પંથ એક:
 એટલી જ તાત, તને કરુણા હજો!
 એક મારો પંથ હજી બાકી હજો!

**દેવજી રા. મોઢા**



# મધુકરી

કોટિ યુગોનો અવિશ્રાંત આત્મા
ભૂમિ તણો ભાર સ્વયં વહંતાં,
નભાનભી નીર નવાણમાં ભરે,
સૂકી ધરામાં રસ મિષ્ટ પાંગરે.

પૌરુષની પ્રાણપરાગ પાવડી
પ્હેરી ઊભો તું નમને હિમાચલ.
અમે બધી વામનટોળી ફેરવી!
ગંગા કુંતારી
બીજી રહ્યાં તું અમને સુમંગલ:

મૂગી અમારી કરની વીણાઓ
બજી રહે અસ્થૂલ સ્પર્શ તારે,
શુચિત્વ સૌન્દર્ય તણી ઋચાઓ
રેલી રહે સૌમ્ય સહસ્ર ધારે.

વિનમ્ર તારી તપની રસશ્રી
ત્રિકાળ વીત્યે તદપિ ન ખૂટશે;
માનવ્યસેવા અણુલોપ તારી.
તમિસ્રમાં પાવક દીપ પેટશે.

સમસ્ત દેશે
હરી ગયા દીપક સર્વ જ્યારે,
તારો જલે પ્રોજ્જ્વલ દીપ ત્યારે;
ભાંગી ગયાં સર્વ જહાજ જ્યારે,
મારી હલેસાં તું ધર્યો કિનારે.

જ્યારેબધાસ્મશાનમુખે ઢળીપડ્યા,
તું એકલો ચેતનનો પ્રવાસી;
દિગંતરોના મધુ મર્મ ગુંજતાં
ફગાવી મૂકે સહુની ઉદાસી.

ફરી ફરી એ જ પ્રસુપ્ત શાંતિમાં
મૂર્છા ખાઈ પડી ગયું બધું સૃષ્ટિનું લોક જ્યારે,
તારો તો ચાલનો શો અવિરત ગતિથી રેંટિયો રોજ ત્યારે.

મોહિનીચન્દ્ર



## સ્વ. બરજોરજી પાદશાહ

અપ્રતિમ પ્રતિભા અને ઉન્નત ચારિત્ર્યવાળા એ માનવ-રત્નના અવસાનની નોંધ આપણા પ્રાન્તનાં છાપાંમાં બહુ ઉપલકરીતે લેવામાં આવી છે એ આશ્ચર્ય અને ખેદ થાય એવું છે. 'ટાઇમ્સ' જેવા પત્રમાં પણ એમના જીવનની હકીકત જણાવતાં તે મોટા ઉદ્યોગોની યોજનાઓના એક વિધાયક હતા એ રીતે તેમની કારકીર્દિ વર્ણવવામાં આવી છે. પરંતુ એ સદ્ગત પુરુષની અસાધારણ બુદ્ધિ, તેમની સાધુ જેવી સાદાઇ, ઉન્નત સિદ્ધાન્તો પ્રમાણે રચાએલું સ્વચ્છ પવિત્ર જીવન વગેરેનો ઉલ્લેખ કોઇ પણ વર્તમાનપત્રમાં કરેલો જોવામાં આવ્યો નથી.

આપણી યુનિવર્સિટીમાંથી જે બુદ્ધિમાન અને અભ્યાસી વિદ્યાર્થીઓ નીકળ્યા છે તેમાં બરજોરજી પાદશાહનું સ્થાન લગભગ સૌથી પ્રથમ ગણાય એવું હતું. અસાધારણ સર્વગ્રાહી બુદ્ધિ, વિશાળ અને સર્વદેશીય વાચન, ઊંડો તલસ્પર્શી અભ્યાસ, વિશદ વિચારશક્તિ, શાન્ત સમતોલ નિર્ણયશક્તિ, દીર્ઘદૃષ્ટિ અને સ્વદેશપ્રીતિ જેવા ગુણોમાં બરજોરજી પાદશાહથી આપણા પ્રાન્તમાં ચઢિયાતા માત્ર ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડે જ હતા, એવો 'ઇન્ડિયન સોશ્યલ રીફોર્મર'નો અભિપ્રાય તદ્દન વાજબી છે. બરજોરજી પાદશાહ પ્રત્યેક પરીક્ષામાં પ્રથમ સ્થાને આવતા એટલું જ નહિ પરન્તુ એમના ઉત્તરપત્રો તથા મૌખિક પરીક્ષાગાંના એમના ઉત્તરોથી એમના વિદ્વાન પરીક્ષકો વિસ્મય પામતા અને એક વિદ્યાર્થીના એટલા બધા જ્ઞાનવિસ્તારથી તેઓ આશ્ચર્યમુગ્ધ થતા. એમની મૌખિક પરીક્ષા લેનાર પરીક્ષકો એમને પ્રશ્નો પૂછીપૂછીને થાકી જતા અને છેવટે એ અસાધારણ બુદ્ધિશક્તિવાળા વિદ્યાર્થીને 'You are a giant of genius' એવા ઉદ્ગાર સાથે વિદાય આપતા. આવી ઊંચી બુદ્ધિશક્તિ છતા અને પરીક્ષામાં હમેશાં પ્રથમ વર્ગમાં પહેલે નંબરે આવવા છતાં પદવીનો એમને મોહ ન હોવાથી એમણે યુનિવર્સિટીની પદવી સ્વીકારી ન હતી!

એમણે પોતાનું સમસ્ત જીવન અભ્યાસમાં જ વિતાવ્યું હતું. અંગ્રેજ કવિઓનો એમનો અભ્યાસ અસાધારણ હતો. એમણે પાલ્ગ્રેવ 'ગોલ્ડન ટ્રેઝરી'માં આર્ડનિંગ ક્લાસમાં ગમ્-

ચાર વખત જવાનો આ લેખકને સુયોગ પ્રાપ્ત થયો હતો, તે વખતે એમના ઊંડા અભ્યાસ અને ચિંતનશીલ બુદ્ધિનો કાંઈક પરિચય થયો હતો. એ અત્યંત શાન્ત અને સાદું જીવન ગાળતા હતા. અહિંસાના તે એટલી હદ સુધી ઉપાસક હતા કે ચામડાના જોડા પહેરતા નહિ અને પશુ જોડેલા કોઈ વાહનનો ઉપયોગ કરતા નહિ.

હિન્દના ઉદ્યોગોનો, હિન્દના ઉદ્યોગીકરણનો અને આ દેશને મોટા ઉદ્યોગો દ્વારા સમૃદ્ધ કરવાના વિષયોનો એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો. સુભાગ્યે એમને સ્વ. જમશેદજી ટાટાનો સહવાસ થયો. બૅંગલોર સાયન્સ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટની આખી યોજના એ ઉદ્યોગપતિને માટે સદ્ગત બરજોરજી પાદશાહે જ ઘડી રજૂ કરી હતી. ત્યાર પછીના એમના જીવનનો મોટો ભાગ જમશેદજી ટાટાનાં ઉદ્યોગસાહસોની યોજનાઓ ઘડવામાં અને તેને સફળ કરવાના કાર્યમાં વીત્યો હતો. છેલ્લાં વીસપચીસ વર્ષના એમના એ કાર્યને લીધે જાહેર પ્રજા એમને ઉદ્યોગની યોજનાઓના વિધાયક તરીકે વધારે ઓળખે છે, અને આ કારણને લીધે એમના પૂર્વજીવનનો ઇતિહાસ એમના અવસાનની નોંધોમાં લેવામાં આવ્યો નથી એમ લાગે છે વાસ્તવિકરીતે, ઉદ્યોગ, ઉદ્યોગનાં મોટાં સાહસો, દેશને સમૃદ્ધ કરવાની યોજનાઓ, એ સર્વે એમના જીવનનો ગૌણ વ્યવસાય હતો. સમસ્ત જગતના માનવીની ઉન્નતિ અને ઉદ્ધારના સ્વપ્નાં એ જીવનભર સેવી રહ્યા હતા. એમના વિચારપ્રદેશમાં અને ભાવનાસૃષ્ટિમાં દેશ, પ્રજા, કોમ, ધર્મ વગેરેની સીમાનાં બન્ધન ન હતાં.

એવા એક અસાધારણ બુદ્ધિશક્તિવાળા અને પ્રતિભાશીલ, ઉચ્ચ ચારિત્ર્ય અને શુદ્ધ જીવનવાળા દેશરત્નને આપણે બરજોરજી પાદશાહના અવસાનથી ગુમાવ્યું છે.

('જ્યોતિર્ધર') —ગ૦

### ઈસ્ટ ઈંડીઝ ટાપુઓ

હૉલૅન્ડે જર્મનીને નમતું આપ્યા પછી પૂર્વમાંના તેના સામ્રાજ્યનો અથવા 'નેધરલૅન્ડ્સ ઇન્ડીઝ'નો જબરો કોયડો ઊભો થયો છે. જપાન એના પર ટાંપી બેઠું છે એ વાત જગજાહેર છે અને એટલો જ જગજાહેર અમેરિકાનો વિરોધ છે, કારણકે એ ટાપુઓ જાપાનના હાથમાં જતાં ફિલિપ્પાઇન્સ ટાપુઓ અમેરિકાને સાચવી રાખવા ભારે પડે એમ છે.

વીસ હજાર જેટલા ટાપુઓનો આ સમૂહ પહેલાં ડચ ઈસ્ટ ઇંડીઝ તરીકે ઓળખાતો હતો, પણ ૧૯૩૪થી નેધરલૅન્ડ્સ ઈન્ડીઝ તરીકે ઓળખાય છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો કરતાં પણ હોલૅન્ડનું એ સામ્રાજ્ય, સાગરનું વધુ ક્ષેત્રફળ રોકે છે. જુદીજુદી ૧૩૭ સંસ્કૃતિઓમાં જીવતા ભૂખરા વર્ણના સાડા છ કરોડ દેશી લોકો, ૪૫ લાખ બળદો, ૭ લાખ ઘોડા, થોડાક ગેંડા, હાથી, ઉરાંગઉટાંગ, વાઘ અને જ્વાળામુખીઓ એ સામ્રાજ્ય ધરાવે છે.

ડચ લોકો એ ટાપુઓ પર પહોંચી તો ઠેઠ ઈ. ૧૫૯૬ માં ગયેલા, પણ તે ઉપર વિશેષ ધ્યાન એમણે હજી અર્ધ સદીથી જ આપવા માંડ્યું. અને એમણે કેન્દ્રિત કરેલા એ ધ્યાને જે ફળ આપ્યું એથી તો આખી દુનિયાને સંસ્થાનોમાંથી કેટલો લાભ મેળવી શકાય છે એનો નવો પદાર્થપાઠ આપ્યો. જબરા જળનિવેશો બાંધી લેવાની કુશળતા એમણે એટલી વધારી દીધી કે એની વસતિ ૬૦ લાખમાંથી સાડા ચાર કરોડ થઈ ગઈ. ત્યાંના લોકોને એમની જમીનની માલિકી રાખવા દઈ, કડક નિયમની નીચે વિદેશી મૂડીનું રોકાણ ડચ લોકોએ ત્યાં થવા દીધું અને તેલ, રબર, ચા, ક્વિનાઈન, કઈ, તમાકુ, ખાંડ, કોપરું, સાગ, ગંધક, ટૅપીઓકા વગેરેની ઉપજ ખૂબ વધારી દીધી. નવા નવા રેલરસ્તા બાંધી રોગચાળાના પ્રતિકારના ઉપાયો એમણે યોજ્યા, એટલું જ નહિ પણ અર્ધદેશી પાર્લામેન્ટ (Volksraad) પણ ઊભી કરી.

અને આ બધા પરિશ્રમનો સુંદર બદલો નેધરલૅન્ડ્ઝને મળ્યો જ. એ સમૃદ્ધ થઇ ગયું, અને હવે તો જાવાના વતનીઓને બીજા ટાપુઓમાં લઈ જઈ વસાવવામાં આવે છે ને એ જ ધોરણે એ મુલકોનો પણ વિકાસ સાધવામાં આવે છે.

### લસણ

આરોગ્યની દૃષ્ટિએ લસણ બહુ ઉપયોગી વસ્તુ છે. દમ, કફવાત, ફેફસાંનાં દરદો, લોહીના દબાણનો વધારો વગેરે વિકારોમાં લસણ લેવાથી ફાયદો થાય છે. લસણની વાસ ઘણા લોકોને ગમતી નથી, પણ એમાં જ એનો જંતુનાશક ગુણ રહેલો છે. લસણમાં એ. બી. ને સી વિટામીનો છે. થાઈરૉઈડ નામની આંતરસ્રાવક ગ્રંથિને પોષણ આપનારું આયોડીન પણ લસણમાં હોય છે. આપણા શરીરમાં થાઈરૉઈડ ગ્લૅન્ડ બહુ જ મહત્ત્વની ગણાય છે. લસણમાં કૅલ્શિયમ, પોટૅશિયમ ને ફૉસ્ફરસ પણ છે. લસણનો મુખ્ય ગુણ ઉત્સાહપૂરક, ક્ષુધાપ્રદીપક ને કૃમિનાશક હોવાનો છે. વૈજ્ઞાનિકોનો મત છે કે ક્ષય જેવા દુઃસાધ્ય રોગમાં લસણ બહુ ઉપયોગી થઈ પડે છે. આયુર્વેદમાં પણ લસણનાં ઘણાં વખાણ કરવામાં આવ્યાં છે. લસણ ખાવાથી શરીરમાં સલ્ફ્યુરિક ઍસિડ ઉત્પન્ન થાય છે ને એનાથી ક્ષયરોગનાં જંતુઓ નાશ પામે છે. (ચિત્રમય જગત)

### ઘઉંના પાકમાં ગેરૂ

ઘઉંની ખેતીમાં ગેરૂનો ઉપદ્રવ જ્યારે મોટા પ્રમાણમાં આવે છે ત્યારે હજારો રૂપિયાની નુકસાની થાય છે. આ રોગને અટકાવવા અથવા નાબૂદ કરવા ઘણાઘણા અખતરા થયાનું જાણમાં છે; પરંતુ ગેરૂ ન લાગે તેવી જાતનું બિયારણ શોધ્યા સિવાય તેનો ખાસ ઇલાજ હાથ આવ્યો નથી.

ગેરૂ એ ફૂગના વર્ગનો રોગ છે. એક વખત લાગુ પડ્યો એટલે તે ઘઉંને નુકસાન જ કરે છે. વાદળ અથવા ઝાકળ

વાળા દિવસો ગેરૂની આગાહીરૂપ છે. પવન સારો હોય અને ઝાકળ ન બેસે તો ગેરૂ આવી શકતો નથી. ગેરૂની રજ એ તેનાં બી છે. જમીન, પાણી અને હવામાં તે હમેશ હોય જ છે. અનુકૂળ સંજોગો મળતાં તે એકાએક રોગ રૂપે ઘઉંની ઘણીએક જાતોમાં દેખાય છે. ઘઉંની કોઈ-પણ સ્થિતિમાં તે લાગુ પડે છે. ગેરૂનો ઉપદ્રવ ભયંકર હોય તો ઘઉંના પાકની વાઢણી કરવાપણું જ રહેતું નથી. થોડા પ્રમાણમાં લાગ્યો હોય તો ઘઉં ચિમળાઈ ગએલા ઝીણા પાકે છે અને બજારમાં તેનો સારો ભાવ આવતો નથી.

ધોળા કાઠા, રાતા કાઠા અને વાજિયા ઘઉંમાં ગેરૂ તુરત આવે છે. ઘઉંની તે જાતોમાં ગેરૂ સામે ટક્કર ઝીલવાની શક્તિ ઓછી છે. બંસી ઘઉં કંઈક અંશે ગેરૂથી મુક્ત છે; પણ હુમલો વધારે પ્રમાણમાં હોય તો તેમાં પણ ગેરૂ આવે છે. પોપટિયામાં ગેરૂ આવતો નથી, કારણકે તેના ઉપર મજબૂત પૂતળીઓ થાય છે અને ગેરૂના ઉપદ્રવ સામે ટક્કર ઝીલવાની તેમાં શક્તિ છે.

ગેરૂ ન લાગે તેવી ઘઉંની જાતોના વાવેતર માટે પ્રચાર કરવા સિવાય, હાલની સ્થિતિએ ગેરૂના રોગનો ઉપાય હસ્તગત નથી. (ભાવનગર સમાચાર)

## આગબોટોનું 'ટનેજ' એટલે શું?

'આપણે શત્રુઓની અમુક ટનની આગબોટો ડુબાવી' એવું આજકાલ વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ. તેનો ખરો અર્થ શો છે? આ ટનેજ ગણવાની જુદીજુદી રીતો છે.

આગબોટ જે વેળા કોઇ બંદરમાં આવે છે તે વખતે તેની પાસેથી ત્યાંના રોકાણ બદલ બંદરના અધિકારીઓ કંઇક વિશિષ્ટ ફી લે છે. આ ફી ઘણે ભાગે તેના ગ્રૉસ ટનેજ ઉપર ઠરાવવામાં આવે છે. આ ગ્રૉસ ટનેજને બોટના વજન સાથે કશો સંબંધ હોતો નથી. પણ બોટની એકંદર જગ્યાનું જે આકારમાન (ઘનમાપ) હોય તેના દરેક ૧૦૦ ઘન ફૂટે એક ટન લેખે ગ્રૉસ ટન ગણવા એવો ઇંગ્લંડનો કાયદો છે અને બીજા દેશોમાં પણ તે જ પદ્ધતિ ચાલે છે. આ ગણિતમાં કોઇ જગ્યા હિસાબમાં ન લેવાય તો ચાલે છે.

એથી ઊલટું, બોટનો 'નેટ ટનેજ' કહો એટલે તેનો અર્થ તેમાં માલ ભરવાની જગ્યા કેટલી છે તે થાય છે. બોટનું એકંદર ઘનમાપ લઇને તેમાંથી ખલાસીને રહેવાની જગ્યા, યંત્રો વગેરે ફાલતુ જગ્યાઓનું ઘનમાપ બાદ કરીને તેનું 'નેટ ટનેજ' કાઢવામાં આવે છે. આથી જુદી જુદી બોટનું ટનેજ વધુઓછું થાય છે. પણ સરાસરીમાં તે ગ્રૉસ ટનેજનું ⅔ જેટલું થાય છે.

લડાયક જહાજોની બાબતમાં બહુધા ગ્રૉસ અથવા નેટ ટનેજ ન વાપરતાં તેની બાજુઓને અડતી સમુદ્રની સપાટી પરથી 'ડિસ્પ્લેઇસમેન્ટ ટનેજ' એવું એક નવું ટનેજ ઠરાવવામાં આવે છે. પૂર્ણ સાધનસામગ્રીથી ભરેલા એવા લડાયક જહાજની બાજુમાં પાણી જેટલે ચડે (એટલે કે બોટનું જેટલું આકારમાન પાણીમાં ડૂબે તે આકારમાનના પાણીના) વજનના ટન ગણવામાં આવે છે અને તે ટન ૨૨૪૦ રતલનો ગણાય છે. પણ જહાજમાંના ઉતારુ, માલ જલણ વગેરેનું જે વજન તેને 'ડેડ વેઇટ ટનેજ' કહે છે અને તેમાં ૨૦૦૦ પૌંડ=૧ ટન ગણવામાં આવે છે. વર્તમાન-પત્રોમાં આવતા સમાચારનું ટનેજ ઘણે ભાગે 'ગ્રૉસ ટન' વાળું હોય છે. (મરાઠી 'સૃષ્ટિજ્ઞાન')

## ધરતીકંપો

આપણી પૃથ્વી શેષનાગને માથે રહેલી છે અને એ જ્યારે માથું હલાવે છે ત્યારે ધરતીકંપ થાય છે એ આપણી હિંદુઓની પુરાણી માન્યતા છે. હીરોડોટસ અને પ્લીનીનાં જૂનાં લખાણોમાં પણ ધરતીકંપોનો ઉલ્લેખ મળી આવે છે. બાઇબલમાં જે જૂનામાં જૂનો ધરતીકંપ નોંધાયો છે તે ઇ. ૬૧૮માં આહાબના શાસનકાળમાં પાલેસ્ટાઈનમાં થએલો.

એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે આપણી પૃથ્વી દર વર્ષે ૬૦,૦૦૦થી વધુ ધરતીકંપો એટલે કે ૧૦ મિનીટે એક આંચકો અનુભવે છે. એમાંના કેટલાક તો એવા નજીવા હોય છે કે તેની ખબર પણ નથી પડતી ને માત્ર એની નોંધણી માટે બનાવાએલા નાજુક યંત્ર સીસ્મોગ્રાફ પર જ તે નોંધાય છે. ટોકિયોની સેન્ટ્રલ ઑબ્ઝર્વેટરીના આંકડા મુજબ એકલા જાપાનમાં જ વર્ષે ૨૨૦૦ આંચકા લાગે છે.

આ ધરતીકંપોનું કારણ જાણવા માટે સૌ પહેલાં તો પૃથ્વીનો આકાર સમજવાની જરૂર છે. ઘણા એને બિલકુલ ગોળ દડા જેવી માને છે, પણ સાચું જોતાં તેની બંને ધ્રુવો વચ્ચેની ઉદરરેખા, વિષુવવૃત્તની ઉદરરેખા કરતાં ૨૭ માઇલ ટૂંકી છે. આનું કારણ પૃથ્વીની પોતાની ધરી પરની દૈનિક ગતિ છે. આ ગતિ પૃથ્વીના સ્તરબંધારણ પર અસર કરે છે. એ સાથે દરિયો પણ અસર કરે છે. એને લીધે જ્યારે કોઈ જબરો ખડક ખસવા પામે છે ત્યારે અસંખ્ય ટનનું તેના પરનું દબાણ ઓછું થતાં એ મૂળ સ્થાનેથી આંચકા શરૂ થઈ જાય છે અને આખી સપાટી પર ફરી વળે છે. આ અને એવાં મહત્ત્વનાં બીજાં અનેક કારણો માટે 'કુમાર'ના અંક ૬૬ તથા ૧૨૩માં આવી ગએલા એ વિષયક બે લેખો જોઇ જવા.

આ આંચકા થોડો વખત નમ્ર રહી પછી ઉગ્રતાને પહોંચે છે ને એના અંત્ય બિંદુએ પહોંચી પાછા નરમ પડી છેવટે શાંત થઈ જાય છે. જાપાનના પ્રાચીન ગ્રંથોમાં એક ધરતીકંપ ૬૦ કલાક ચાલ્યો હોવાનો ઉલ્લેખ મળી આવે છે. ઇ. ૯૭૭માં બીજો એક ધરતીકંપ ૩૦૦ દિવસ સુધી આંચકા મારતો રહેવાનો નોંધાયો છે. ઇ. ૧૮૭૯ના સાન સાલ્વાડોરના ધરતીકંપમાં ૧૦ દિવસમાં ૬૦૦ આંચકા લાગ્યા હતા. ૧૮૪૮ના ન્યૂઝીલૅન્ડના ધરતીકંપમાં ૫ દિવસ સુધી આંચકા

ચાલુ રહ્યા હતા ને તેમાં ક્યારેક તો રોજના ૧૦૦૦ આંચકા પર પ્રમાણ પહોંચતું હતું. આજે જેમ એ આંચકા નોંધવા સીસ્મોગ્રાફ શોધાયું છે એવું જ એક યંત્ર ઇ. સ. ૧૩૬માં ચાંકા નામના એક ચીના વિજ્ઞાનીએ શોધી કાઢવાનો ઉલ્લેખ મળે છે, જે વિગતોમાં આજના સીસ્મોગ્રાફને જ મળતું હતું.

ધરતીકંપ થવા પામે છે ત્યારે ધરતીમાં નાનીમોટી ચિરાડો પડી જાય છે. નાના આંચકામાં એ અમુક વાર જ પહોળાઇની હોય છે, પણ મોટામાં એથી જબરી. કૅલિફોર્નિયન ધરતીકંપ વખતે જે ચિરાડ પડેલી તેની પહોળાઈ ૧૦૦ ફૂટ, ઊંડાઈ ૨૦૦ ફૂટ અને લંબાઇ દોઢ માઇલની હતી! એ ચિરાડો ઘણી વખત પાછી તરત સંધાઇ જાય છે ને એ રીતે એમાં ગરી પડેલાની કબર બની જાય છે. ઈ. ૧૬૯૨માં પૉર્ટ રૉયલ મુકામેની આમ સંધાઇ ગએલી ચિરાડે એમાં અનેક જિંદગીઓનો ભોગ લીધેલો.

કેટલેક ઠેકાણે આવી ચિરાડોમાંથી વાયુ કે વરાળો અથવા રાખ, પાણી કે કાદવ પણ ઊછળી પડે છે.

## નવી કેડીઓ

### છાપાનિયાંનો સદુપયોગ

● ● ●(સામાન્ય દૃષ્ટિએ નિરુપયોગી કે નકામી ગણાએલી વસ્તુઓનો યોગ્ય ઉપયોગ કે તેમાં કરકસરની યોજના સૂચવવાનું ૨૦૮મા અંકના 'મારી નજરે'ના લેખમાં વાંચી લેખકે પોતે કરેલો એક પ્રયોગ અહીં જાહેર કર્યો છે.)

'ન્યુસપેપર્સ' વાંચ્યા પછી તેનો પસ્તી કરતાં વધારે સારો ઉપયોગ કરવા મેં અને મારા એક મિત્રે એક માસ સુધી ચર્ચા કર્યા પછી અમે નક્કી કર્યું કે દૈનિક પત્રોમાં આવતા જુદાજુદા વિષયને લગતા સમાચાર અને લખાણ જુદા તારવીને દરેક વિષયની જુદી ફાઇલ બાંધી તેમાં તે સંઘરવાં. એ માટે શરૂઆતમાં દસ ફાઇલો તૈયાર કરી. પાછળથી નવા વિષયો યાદ આવ્યા તેમ ફાઇલો વધારતા ગયા. તેના વિભાગો નીચે મુજબ છે: (૧) યુદ્ધના તથા આંતરરાષ્ટ્રીય સમાચારો, (૨) સ્વદેશના–હિંદના–આંતર રાષ્ટ્રીય સમાચારો, (૩) વેપારી ભાવોના સમાચાર, (૪) હપ્તે આવતી સળંગ નવલકથા, (૫) ટૂંકી નવલિકાઓ, (૬) ચિત્રો, કાર્ટૂનો અને ફોટોછબીઓ, (૭) આંકડાશાસ્ત્રને લગતા સમાચાર, (૮) જીવનચરિત્રો, (૯) બાળશિક્ષણ પરનું સાહિત્ય, (૧૦) વ્યાયામ તથા સ્વાસ્થ્યને લગતા લેખો, (૧૧) જાતીય વિજ્ઞાન, (૧૨) પુસ્તકોનાં અવલોકનો.

યુદ્ધને અંગેનું ઉત્તરોત્તરનું સાહિત્ય યુદ્ધરચના સમજવામાં બહુ ઉપયોગી થઈ પડે છે. દેશનું રાજકારણ અને તેના સમાચારો આજના પ્રગતિમાન હિંદીજને જરૂર જાણવા જોઇએ. વેપારને લગતા સમાચારોમાં કંઈ રસ કે ગમ ન પડે છતાં ક્યારેક તેનો ખપ પડે છે. ઘણી વાર એક જ વિભાગની કાપલી પાછળ બીજા વિભાગની અગત્યની બાબતો હોય તો તેનો નંબર લખી યોગ્ય જગ્યાએ નોંધ મૂકવાથી સુગમતા થાય છે.

ચિત્રો અને કાર્ટૂનનાં પાનાં ફુરસદે ઉથલાવવાની મજા ઓર છે. કાર્ટૂનો જોતાંવેંત તે અમુક પ્રસંગ બનાવ, કે મહત્ત્વના પ્રશ્નનો ઇતિહાસ તાજો કરે છે ને સ્થિતિ સ્પષ્ટ કરી બતાવે છે. બાળશિક્ષણ અને બાળસાહિત્યની ફાઇલમાં ઘણાં ગીતો, વાર્તાઓ ને શિક્ષણના મુદ્દાઓની નોંધ રહે છે.

જાતીય વિજ્ઞાન ઘણીવાર વાંચવાનું ફાવતું નથી, પણ કોઈ વાર ભવિષ્યમાં ઉપયોગી થશે એવી માન્યતાથી સંઘરીએ છીએ. અમારી આવકમાં પોસાતાં માત્ર બે દૈનિકપત્રો અને બે અઠવાડિકોમાંથી આ ફાઇલો તૈયાર કરીએ છીએ. અમારો પ્રયત્ન જોઇ હમણાં એક ભાઇએ એક અઠવાડિક અને એક દૈનિક પત્ર આપવાની ઉદારતા કરી છે. ફાઇલોનું કામકાજ બપોરે જમ્યા પછી, જ્યારે ઊંઘ લેવા સિવાય બીજું સૂઝે નહિ ત્યારે, કરીએ છીએ અને તે વેળા આ કાર્ય ભારે રસપ્રદ બને છે. પહેલાં તો આ મહેનત શુષ્ક લાગે છે; પણ શરૂ કર્યા પછી જ રસ પડવા માંડે છે. આ પ્રવૃત્તિથી વાચન કાળજીવાળું બને છે, આપણામાં એક પ્રકારની ચુસ્ત નિયમિતતા, ખંતીલી વ્યવસ્થાશક્તિ અને અભ્યાસવૃત્તિ ખીલે છે, ફુરસદનો વખત પ્રમતિ આપનારો બને છે, મહત્ત્વની વસ્તુ વેડફાઈ જતી બચી સંગ્રહ અને ઉપયોગ લાયક બને છે, ભવિષ્યમાં આપણને પોતાને કે બીજાને બહુ મુશ્કેલીએ મળે એવું સાહિત્ય આપણી સમૃદ્ધિ બને છે;—અને આ બધું પસ્તીના ભાવે!

મિત્રોના હાથમાં આ ફાઇલો મૂકીએ છીએ ત્યારે તેમને એની અગત્ય સમજાય છે અને નવી સૂચના અને સુધારા મળે છે. હવામાનના વર્તારા, પ્રાચીન સંશોધનો, શિલ્પ-પરિચય, લોકસાહિત્ય, દંતકથાઓ, ફિલ્મોનાં અવલોકનો વગેરે સાહિત્ય ભેગું કરવાની સૂચના મળી છે.

લાયબ્રેરીઓ જો આવી ફાઇલો કરવાની યોજના હાથ ધરે તો અમૂલ્ય ખજાના જેવું સાહિત્ય સંઘરાય અને કેટલા યે અભ્યાસીઓની મહેનત બચે અને તેનો લાભ પામે.

થોડી ખંત, થોડી મહેનત અને થોડો સમય વાપરી દરેક *જણે આ પ્રયોગ કરી જોવો જોઈએ.—શંકરલાલ જોષી (સિહોર)*

## ભારતીય સંવતો

### ૨૨–શાહૂર સન

શાહૂર સનને 'સૂર સન' કે 'અરબી સન' પણ કહે છે. એ હિજરી સનનો પ્રકારાંતર માત્ર છે. અરબી ભાષામાં મહિનાને 'શહ્ર' કહે છે તે પરથી આ નામ આવ્યું હશે એમ મનાય છે. મુહંમદ તુઘલકે (ઈ.૧૩૨૫–૧૩૫૧) પોતાની રાજધાની દેવગિરિ (દોલતાબાદ) ખસેડતાં દક્ષિણમાં એ ચલાવ્યો હોવાનો સંભવ છે. આ સનનાં વર્ષ આંકડામાં નહિ પણ અંકસૂચક અરબી શબ્દોમાં લખાય છે.

# આ મહિનો (સપ્ટેમ્બર) ઇતિહાસમાં

**તા. ૧** જર્મનીએ પોલાંડ પર હલ્લો શરૂ કરીને બીજા મહાયુદ્ધની શરૂઆત કરી–ઈ. ૧૯૩૯.

**તા. ૨** લંડનની મહાન આગમાં ઇસ્ટ ઇંડિયા કંપનીનાં મરી તથા સુરોખારનાં ભરચક ગોદામોનો નાશ થયો –ઈ. ૧૬૬૬.

**તા. ૩** ઇંગ્લંડમાં લોકશાહીના પ્રબળ પુરસ્કર્તા ઑલિવર ક્રૉમવેલ અવસાન પામ્યો–ઈ. ૧૬૫૮.

**તા. ૧૧** મુંબાઈમાં પહેલવહેલું હિંદુ-મુસ્લિમ હુલ્લડ થયું, જેમાં બસોએક માર્યા ગયા અને હજારેક જખમી થયા -ઈ. ૧૮૯૩.

**તા. ૧૪** ચેકોસ્લોવાકિયાના તારણહાર અને જગતમાં શ્રેષ્ઠ એવું ત્યાંનું પ્રજાસત્તાક સ્થાપનાર તેના પહેલા પ્રમુખ મસારિકનું અવસાન-ઇ.૧૯૩૭.

**તા. ૧૮** વિખ્યાત અંગ્રેજ નિબંધકાર હૅઝલિટનું અવસાન-ઇ. ૧૮૩૦.

**તા. ૨૦** જલદ શૈલીની વાર્તાઓ અને લેખોદ્વારા લોકસ્થિતિ અને લોકમાનસનો ચિતાર આપનાર અમેરિકન લેખક અપ્ટન સિંક્લેરનો જન્મ–૧૮૭૮.

**તા. ૨૫** અકબરે કંદહાર જીતી ત્યાં મુઘલ સત્તા કાયમ કરી–ઇ. ૧૫૯૪.

**તા. ૨૭** ગયા મહાયુદ્ધમાં જર્મનોએ ઍન્ટવર્પ પર હલ્લો કર્યો–ઈ. ૧૯૧૪

## આ માસની સાહિત્યવિભૂતિ
### નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા



આ યુગના એ પીઠ સાક્ષરનો જન્મ અમદાવાદમાં, ગુજરાતના આગેવાન સમાજસુધારકઅને પ્રાર્થનાસમાજના આદ્યસ્થાપક, વડનગરા નાગર ગૃહસ્થ સરદાર ભોળાનાથ સારાભાઇને ત્યાં ૧૮૫૯ના સપ્ટેમ્બરની ૩જી તારીખે થયો હતો. એમનાં માતાનું નામ શિવકાશી. અભ્યાસકાળ દરમ્યાન કવિ દલપતરામના હાથ નીચે એમને કવિતાશિક્ષણ મળેલું. પ્રાર્થનાસમાજનાં સુંદર ભક્તિકાવ્યોના રચનાર સંસ્કારી પિતાના ઘરના વાતાવરણની અસરે અને અંગ્રેજી અભ્યાસથી ખૂલેલી નવી દૃષ્ટિએ તેને પોષણ આપ્યું. ૧૮૮૦માં બીજા વર્ગમાં બી. એ. થયા ત્યારે સંસ્કૃતમાં આખા ઇલાકામાં પ્રથમ આવી તેગણે ગુજરાતીઓને દુર્લભ એવું ભાઉ દાજી ઇનામ મેળવેલું. એ જ વર્ષમાં શ્રી સુશીલા બહેન સાથે એમનું બીજું લગ્ન થયું (પહેલું ૧૮૭૨માં થઈ ગએલું.) ૧૮૮૪માં સ્ટૅચ્યુટરી સિવિલ સર્વિસમાં જગ્યા મળી જવાથી ખેડાના આસિ. કલેક્ટર નિમાયા, એટલે આગળ અભ્યાસ પડતો મુકાયો. ત્યાંથી દક્ષિણમાં તેમની બદલી થઇ, ને છેક ૧૯૧૨માં નિવૃત્ત થયા ત્યાં સુધી એ બાજુ જ મોટે ભાગે રત્નાગિરિમાં જ રહ્યા. અને ૧૯૧૨થી અંતકાળ પર્યંત મુંબાઇ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના અધ્યાપકપદે રહ્યા.

૧૮૮૭માં 'કુસુમમાળા,' ૧૮૯૬માં 'હૃદયવીણા' અને ૧૯૧૪માં 'નૂપુરઝંકાર' એમ ત્રણ કાવ્યસંગ્રહો અને ૧૯૧૫માં 'સ્મરણસંહિતા' નામની પ્રશસ્તિ, એ ગુજરાતી કવિતાસાહિત્યમાં એમનો ફાળો તો જાણીતો છે. પણ એથી યે વધુ યશોજ્જ્વલ એમનું કાર્ય તો ગુજરાતી ભાષા ને જોડણી વિષયક એમનાં વિદ્વત્તાભર્યાં લખાણો છે, જેની શરૂઆત ૧૮૮૮માં 'બુદ્ધિપ્રકાશ'માં જોડણી વિષે વિસ્તૃત ચર્ચાથી એમણે કરેલી. હિંદની પ્રાંતીય ભાષાઓનો પરિચય, સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનો ઊંડો અભ્યાસ ને પોતાની નિખાલસ સ્વભાવગત ચોકસાઈ,–આ ત્રણના પીઠબળ સાથે ગુજરાતી ભાષાશાસ્ત્રના સંશોધનના ક્ષેત્રમાં એમણે કરેલું કાર્ય એટલું તો યુગવર્તી છે કે કદાચ સાક્ષર, કવિ, સમાજસુધારક અને વિવેચક નરસિંહરાવને પડછે ભાષાશાસ્ત્રી નરસિંહરાવ તરીકે એમનું નામ ચિરંજીવ બની જાય. ગુજરાતી ભાષામાં 'હ'કારનો એમનો આગ્રહ અને 'પ્રેમાનંદનાં નાટકો'ની એમની ચર્ચાએ તો ગુજરાતી સાહિત્યના અદનામાં અદના પરિચિતને મોઢે એમનું નામ રમતું કરી દીધું છે. 'મનોમુકુર'ના ચાર ભાગ, 'સ્મરણમુકુર' અને 'વિવર્તલીલા'માં એમનાં ગદ્ય લખાણો સંગ્રહાયાં છે. એ ઉપરાંત પણ એમના સંખ્યાબંધ લેખો અને વિવેચનો સામયિકોમાં દટાએલા પડ્યા છે. પરંતુ એ સર્વ કરતાં યે આગળ તરી આવતું એમનું કાર્ય તો, ઉપર કહ્યું તેમ, ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં એમણે મુંબાઇ યુનિવર્સિટી તરફથી આપેલાં 'વિલ્સન ફાઇલૉલૉજિકલ લેક્ચર્સ' તથા 'વસનજી માધવજી વ્યાખ્યાનમાળા'નાં વ્યાખ્યાનો. ૧૯૧૩માં ગુજરાત પ્રાંતીય સંસારસુધારાપરિષદનું અને ૧૯૧૫માં ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન એમને અપાએલું.

કડવું સત્ય પણ કડકપણે કહેવાની નિખાલસતા, એ જ ગુણમાંથી જન્મતી સરલતા અને એકેશ્વરવાદી નિશ્ચલ ભક્તિ એ એમના મુખ્ય ગુણ હતા. અને એ નિખાલસ, પ્રેમળ, ભક્ત હૃદય પર કુદરતના આઘાત પણ ઓછા નહોતા થયા, પુત્ર, પુત્રીઓ, દૌહિત્ર અને છેવટે પત્ની એ બધાં એમની હયાતીમાં વિદાય થયાં. એ સૌ ઘા એમણે ધીરતાથી ઝીલ્યા હતા.

પશ્ચિમની ઢબની કવિતાને ગુજરાતી સાહિત્યમાં અવતારનાર નવયુગના અગ્રણી અને ઊર્મિશીલ કવિ, વિદ્વાન વિવેચક અને અપ્રતિમ ભાષાશાસ્ત્રી એ વૃદ્ધ સાક્ષરની ૭૫મી જન્મજયંતી ગુજરાતી સાહિત્ય જનતાએ ઊજવીએને ત્રીજે જ વર્ષે, ૧૯૩૭ના જાન્યુઆરીની ૧૪મી તારીખે એમનો દેહવિલય થયો.

આપણી પૃથ્વી કરતાં સૂર્યનો સમૂહ ૩,૩૨૦૦૦ ગણો છે; પણ તેનું ઘટત્વ તો પૃથ્વીના ચોથા ભાગનું જ છે.

સિકંદરના બાપ ફિલિપને એક વખતે એક સૈનિક પરના આરોપની તપાસ વેળા કેસ સાંભળતાં ઝોકું આવી ગયું અને તે જાગ્યો ત્યારે સાંભળેલા મુદ્દા ભૂલી જઈ તેણે સજા ફટકારી દીધી. તે સામે પેલા સૈનિકે અપીલ માટે મંજૂરી માગતાં ફિલિપ બોલી ઊઠ્યો: 'મારા ચુકાદા પર અપીલ? તે તું કોની પાસે કરવાનો?' સિપાઇએ જવાબ આપ્યો: 'મહારાજ, ઊંઘતા ફિલિપ રાજાના ચુકાદા સામે જાગતા ફિલિપ રાજા પાસે હું અપીલ કરીશ; ને મને ખાત્રી છે કે તે મને ન્યાય આપશે.' શરમિંદા બની ફિલિપે ફરી તપાસ શરૂ કરી અને પુરાવા જોઇ તેને નિર્દોષ ઠરાવ્યો.

અનેકાર્થી શબ્દ : **માન**=આબરૂ; સદ્ભાવ કે આદર; અભિમાન; તોલ કે માપ; લૉગૅરીધમ માટેનો ગણિતી અર્થ.

કહેવતોના અર્થ: 'મહાજન તો માબાપ છે, પણ મારી ખીલી નહિ ખસે.' ગમે તેવી સમજાવટ છતાં પણ પોતાની જિદ્દ ન છોડનાર (અને ઘણીવાર તે માટે નુકસાન વેઠનાર) માણસોના વર્તન માટેની આ કહેવત વિષે વાત છે કે એક ગામમાં કોઇ વાણિયાએ પડોશીની જમીનમાં થોડુંક દબાણ કરી લઇ પોતાની ખીલી મારી; અને પોળવાળાઓએ, પંચે તેમજ ખુદ ગામના મહાજને પણ સમજાવતાં છતાં પોતાની જિદ્દ ન છોડતાં કહી રાખ્યું કે 'આપ મહાજન મારે મન માબાપ જેવા છો, આપની આજ્ઞા મારે માનવી જોઇએ, પણ આ ખીલી બાબતમાં તો મને માફ કરો.' અંતે કોર્ટે મામલો જતાં તે હાર્યો અને નુકસાન વેઠ્યું. આને જ મળતી બીજી કહેવતો: 'સો તારી રામદુહાઈ ને એક મારું ઉહું' 'તારી બાવડી છૂટે, મારી છેડ ન છૂટે.'

ગણિતનાં નિશાનોનો ઉપયોગ કરીને ચાર સાતડા એવી રીતે લખો કે જેનો જવાબ ૧૦૦ થાય (જવાબ-.૭/૭+.૭/૭)




એક હૉર્સપાવર એટલે?




છેલ્લા દાયકામાં હિંદુઓમાં ૧૦ ટકા, મુસલમાનોમાં ૧૩, ખ્રિસ્તીઓમાં ૩૩ અને શીખોમાં ૩૪ ટકાનો વસતિવધારો થયો છે.




યુદ્ધ માટેના પોતાના પ્રયત્નોને સ્મરણાંકિત કરતું ઑસ્ટ્રેલિયાએ ૧૯૪૦માં કાઢેલું ટપાલનું 'ઑફિશિયલ વૉર એફર્ટ કવર' (શ્રી હરિલાલ બૅંકરના સંગ્રહમાંથી)

સાપ વિષેની ખોટી વાતો

કેટલાક સાપ એટલા ઝેરીલા હોય છે કે તેમની છાયા પડવાથી અથવા તો તેઓ ફૂંક મારતાં જ માણસ મરણને શરણ થઈ જાય છે!

હરણટોળી જાતિનો સાપ ઝાડ પરથી ઊડીને ડાળ પર દેશ દે છે!

કાંડાર જાતિનો સાપ ઝેરીલો હોય છે. પાણીમાં રહેતા સાપ સાથે ભેંસની નજરોનજર મળતા ભેંસ મરી જાય છે.

સર્પવિષધ્વંસક વનસ્પતિની નોળિયાને ખબર હોય છે!

કાળા અથવા લીલા રંગનો જબરદસ્ત કદનો સાપ ઘણો ઝેરીલો હોય છે!

(વસ્તુસ્થિતિ એમ છે કે રંગને અને ઝેર હોવાને મૂળમાં કંઇ જ સંબંધ નથી. પાણીમાં રહેતો સાપ જબરદસ્ત તથા ગાઢા વર્ણનો હોય છે પરંતુ તેનામાં લેશ પણ વિષ હોતું નથી.)



વાઘ, સાબર, હાથી વગેરેનો અઠંગ શિકારી પોતાના શિકારનાં સ્મરણ તરીકે સાચવી રાખેલાં માથાં મહેમાનને બતાવતો બતાવતો એક ઉંદરનું માથું બતાવી: 'આ છેલ્લો શિકાર મને રસોડાના કબાટમાંથી મળ્યો હતો!'

જર્મનસિલ્વર નામે ઓળખાતી ધાતુ મિશ્રણ નામના જર્મને બનાવી છે, પણ તેમાં રૂપાનું નામનિશાન નથી.

નીકોબાર ટાપુઓની વતની સ્ત્રીઓ પોતાનાં માથાં બોડાવી નાખે છે.

૧૪થી ૧૭ની વય સુધીના તરુણોને પ્રૌઢો કરતાં વધુ ખોરાકની જરૂર પડે છે.









**હરીફાઈનું પરિણામ**

ડાબી બાજુ ઉપરથી અનુક્રમે : (૧) 'શન્યપથ'–શિવકુમાર જોષી (કલકત્તા) નોંધપાત્ર; (૨) 'શ્રમજીવીઓની સવાર'–આર. એમ. મિસ્ત્રી (નડીઆદ) બીજું ઈનામ; (૩) 'સૂરદાસ'–બાબુ ભાણસાળી (મહુવા) ત્રીજું ઇનામ; (૪) 'જગનિવાસ' –આર. એમ. મિસ્ત્રી (નડીઆદ) નોંધપાત્ર; (૫) 'વાત્સલ્ય'–લલિતકુમાર પરીખ (અમદાવાદ) નોંધપાત્ર; (૬) 'વેરણિયા'–નટભાઈ દેસાઈ (કપડવંજ) નોંધપાત્ર; (૭) 'શિકારી'–આર. જે. પરીખ (ધ્રાંગધ્રા) નોંધપાત્ર.

# અમાવાસ્યા આજે

·શિખરિણી·

અમાવાસ્યા આજે: ઘન તિમિરનો સાગર મહા
પડ્યો પ્હોળાઇને, સકલ અવકાશો ય ભરીને,
ઊંચે, નીચે, ચારે ગમ, અણુઅણુ સર્વ ગળીને
બધે; સીમાઓ આ અકલ તણી કલ્પાઇ ન શકે!

અમાવાસ્યા આજે: નયન સહુનાં અંધ તિમિરે,
બધા માંહોમાંહે અથડઇ પડે, ઓળખી શકે
નહીં ભાઇ ભાંડુ, સ્વજન, સુહૃદોને ય જરી, ને
કુરુક્ષેત્રો ગાજે ભીષણ જગના નંદનવને!

મહાખેલન્દા હે અકલિત લીલાના! ધડકતે
ઉરે ન્યાળું તારી રમત, નવ કૈં યે ગમ પડે;
વહે કંપારીઓ હિમશિશિર સર્વાંગ ઉપરે,
ઊંડે ઊંડે જો કે અકલ કંઇ શાન્તિ જમી રહી!

પ્રભો! છો ખેલે તાંડવ મનગમ્યાં, કિન્તુ સહવા
બીજી માટીનું દે હૃદય અમને: ના સહતું આ!

મનજારામ રાવળ

# વડે ગુજરાતની કળાનું એ સૂનું અંગ અજવાળનાર કાર્ટૂનિસ્ટ

ના આગેવાન શેઠ તરીકે એમણે નામના મેળવી હતી.

માતા જમનાબેન ભણેલાં ન હતાં, પણ અત્યંત તીવ્ર બુદ્ધિનાં ને વહીવટવેપારમાં પાવરધાં હતાં. પતિ શિક્ષિત હોઈ આટલો વેપાર ખેડી સારી સ્થિતિએ આવી શક્યા એ દૃઢ માન્યતાએ એમને પોતાનાં બાળકોને સંપૂર્ણ કેળવણી આપવાનાં આકાંક્ષી બનાવ્યાં હતાં. અને એમના નાના ગામમાંથી સંખ્યાને અભાવે નીકળી જતી નિશાળને પોતા તરફથી મદદ કરી બચાવી હતી. પિતાને તો બાળકોને શિક્ષણ આપવાની ફિકર હોય જ; એટલે નિશાળે મૂકવા જેવડી ઉંમર થતાંમાં તો ઘેર આંક અને મૂળાક્ષરોનું શિક્ષણ જાતે જ આપી દેતા.

પૈસા હતા, વેપાર હતો, આવડત હતી, ભર્યુંભાદર્યું કુટુંબ હતું, બધું સુખરૂપ ચાલતું હતું. એવામાં મહાયુદ્ધ પછીનો ૧૯૨૦નો રોગચાળો આવ્યો. એ મહામારીએ માનો ભોગ લીધો. એ વખતે બંસીલાલ ચાર વર્ષના. એમનાથી મોટા લક્ષ્મણભાઈ ૭ વર્ષના. એથી મોટા પુરુષોત્તમ તેરના અને સૌથી નાની બેન સંતુ એક વર્ષની હતી. આ ઉપરાંત આગલી અપર માતાનો એક મોટો ભાઈ હતો: ૨૨–૨૩ વર્ષનો, [illegible], પણ અત્યંત લાડમાં ઉછરવાથી [illegible] સ્વચ્છંદે ચડેલા.

મા ગઈ તેની સાથે જાણે ઘરની લક્ષ્મી ગઈ. પિતાને જીવનભર બેઠેલી જહેમતના ઘસારાથી લાગુ પડેલા દમના ધીમા દર્દમાં આ આઘાતે વધારો કરી કાળને માર્ગે વાળ્યા; અને નિરંકુશ બનેલા મોટા પુત્રે એ દુઃખમાં વધારો કર્યો. ઘરની હતી તેટલી મતા અને મિલકત ગામના સ્વાર્થી લોકોના ફંદમાં એણે ઉડાડી મારી, અને ૧૯૨૩ના એક કપરા દિવસે પિતા ગુજરી ગયા તે અરસામાં તો એવી સ્થિતિ આવી ગઈ હતી કે પડોશીને ત્યાંથી ભોજન આવતું ત્યારે આ કુટુંબ જમતું!

આ સ્થિતિમાં પોતાને સરળ લાગ્યો તે એક જ માર્ગ મોટા ભાઈએ કાઢ્યો. પુરુષોત્તમ તો એમના દબાણ અને ત્રાસથી કંટાળી પિતાના જીવતાં જ મુંબઈ ચાલ્યો ગએલો; બાકીના બે ભાઈ લક્ષ્મણ ને બંસીલાલને વડનગરના મહંત ગોરધનદાસજીના અનાથાશ્રમમાં અને બેનને એક સગાને ત્યાં મૂકી આવવાનો એણે નિર્ણય કર્યો.

એ બાળકોને અનાથાશ્રમમાં મૂકી મોટાભાઈ ગયા. કેટલેક વર્ષે એમણે પણ જીવનલીલા આટોપી લીધી.



કટાક્ષકલાકાર

## બંસીલાલ વર્મા

અનાથાશ્રમના જીવન સાથે બંસીલાલના જીવનનો [illegible] શરૂ થયા. આશ્રમનું જીવન નિયમબદ્ધ હતું. બધું ઘડિયાળના કાંટાને અનુસરીને જ કરવાનું હતું. એમાં જરા જેટલી પણ ઢીલાશ કે ભૂલ થઈ કે તેની સજા અચૂક થતી. પણ તે સિવાય ખાવાપીવા, પહેરવાઓઢવા કોઈ વાતમાં મણા નહોતી. ભણવા સિવાય કોઈ કામ નહોતું.

અભ્યાસમાં બંને ભાઈઓએ પહેલેથી જ આશ્રમમાં જ્વલંત કારકિર્દી નોંધાવી. વર્ષોવર્ષ દરેક વર્ગમાં બંને પહેલા જ રહેતા આવેલા. બંનેમાં લક્ષ્મણભાઈ મેધાવંતર અને શરીરે ખડતલ હોવાથી તેમજ પહેલેથી જ મહંતના તથા તેમનાં પત્નીના પ્રિય થઈ પડેલા હોવાથી અંગ્રેજી ત્રીજા ધોરણમાંથી આશ્રમના મંત્રીપણાનો ભાર તેમને માથે આવતો ગયો. અને મેટ્રિક પાસ કરીને પાંચમામાં આવ્યા ત્યારે તો તેમણે ભણતર તદ્દન છોડ્યું અને આશ્રમનું વ્યવસ્થિત સંચાલન શરૂ કીધું.



શ્રી બંસીલાલે આલેખેલાં પોતાના પરિચિત કલાકારમંડળનાં હાસ્યચિત્રો (કૅરીકેચર્સ) : ઉપલી હાર—શ્રી રવિશંકર રાવળ, શ્રી બંસીલાલ પોતે, શ્રી સોમાલાલ શાહ. નીચલી હાર—શ્રી કનુ દેસાઈ, શ્રી રસિકલાલ પરીખ, શ્રી છગનલાલ જાદવ.





(૧) શ્રી બ. ક. ઠાકોર અને કવિ ખબરદાર વચ્ચેની સાહિત્યચર્ચાની સાઠમારીનું કાર્ટૂન (પ્રજાબંધુ); (૨) 'આંગળીની આપલે': ગાંધીજી કૉંગ્રેસને હિંદુ સંસ્થા તરીકે સ્વીકારી તેના પ્રતિનિધિ તરીકે આવે તો જ પોતે મળવા તૈયાર છે એવી જનાબ ઝીણાની ઉક્તિ ઉપરનું કટાક્ષચિત્રઃ 'તારી આંગળી મારા મોંમાં, મારી આંગળી તારી આંખમાં' (પ્રજાબંધુ).

બીજી બાજુ એકાંતપ્રિય ને કાંઈક અતડા સ્વભાવના બંસીલાલ એકમાર્ગી વૃત્તિ અને તેજસ્વી બુદ્ધિને લીધે અભ્યાસ તેમજ જ્ઞાનપ્રાપ્તિમાં આગળ વધતા જ રહ્યા. ગુજરાતી ચોથીમાં આવ્યા ત્યારથી નિશાળના અભ્યાસ ઉપરાંત એમનું ઈતર વાચન પણ વધતું જ ગયું. આશ્રમના જીવન દરમ્યાન સંસ્કૃત અને હિંદી એમણે સારા પ્રમાણમાં સાધ્ય કર્યા. આ પછીની એમના વિકાસની કથા એમના જ શબ્દોમાં સાંભળીએ:

'ગુજરાતી વાચનના શૉખની શરૂઆત સામયિક પત્રોના વાચનથી થઈ. 'બાલમિત્ર', 'વીસમી સદી' અઠવાડિક, 'બે ઘડી મોજ' અને 'કુમાર' હું વાંચતો. પણ 'કુમારે' મને જેટલો હેરાન કર્યો છે એટલો બીજા કોઈ પત્રે નથી કર્યો. એનું કારણ એ મને જેટલું પ્રિય હતું તેટલું જ બીજાં બાંધવાંને પણ હતું. એના આકર્ષણનું મુખ્ય કારણ તો એનાં ચિત્રો અને એની સાહસવાર્તાઓ હતી. ચિત્રો મને પહેલેથી જ ગમતાં. કરતો પણ હતો. વળી મનમાં ચિત્રકાર થવાની ઇચ્છા હતી. એટલે એક ચિત્રકાર એના તંત્રી હતા તે કારણે એ મારે મન માનનીય હતું. ત્યારપછી પુસ્તકોનાં વાચન તરફ વળ્યો. જીવનચરિત્રો, નવલકથાઓ, સાહસકથાઓ, કાવતરાંકથાઓ, હાસ્યકથાઓ, કાવ્યો, પ્રિય હતાં. વાચનમાંથી લખવાનો શૉખ લાગુ પડ્યો. લખ્યું પણ ખરું; પરંતુ કચરા જેવું. બેપાંચ કવિતાઓ, થોડી વાર્તાઓ, એકાદ નવલકથા.

પણ ચિત્રનો શૉખ તો વાંચનાં કે લખતાં નહોતું આવડતું ત્યારથી હતો. ભણતા તો પહેલી-બીજી. પણ મૅટ્રિક સુધીના છોકરાઓની અંગ્રેજી-ગુજરાતી ચોપડીઓનાં ચિત્રો ધારીધારીને જોતા. ચખ્ખા. છરી, ચપ્પુ વગેરેથી ચીતરવાની શરૂઆત કરી. આશ્રમમાં કે શાળાઓમાં ચિત્રશિક્ષણ ન હતું, પણ વાતાવરણ અનુકૂળ હતું. મહંત સાહેબ નાટકના ખૂબ શોખીન હતા અને વિદ્યાર્થીઓ પાસે નાટકો ભજવાવતા. આને અંગે પડદા, પોશાકો વગેરે તૈયાર કરવા એમણે બેત્રણ કુશળ કારીગરો રોકેલા. ૧૯૨૩માં અમે દાખલ થયા ત્યારથી જ પડદા ચીતરાતા જોએલા. એટલે ચિત્ર તરફનો અનુરાગ વધ્યો. એ જ કશ્યપનાથ પેઇન્ટર, એ જ એમના શાગિર્દો અને એ જ પડદા તથા જાહેરાતનાં બોર્ડનું ચિત્રકામ. નિરંતર આ વાતાવરણ ચાલ્યા કરતું. અમે બંને ભાઈઓ રાત્રે કે દિવસે, જ્યારે નવરા પડીએ ત્યારે પાસે ચોંટ્યા જ રહીએ.

અક્ષરો તો નાનપણથી જ મરોડ કરતા. હોપિન્સોને કૉપીબુકમાં તો શિક્ષકને શંકા પડે એટલા સારા અક્ષરો લખતા; એટલે મહંત સાહેબે અમારા રસ જોઈ પેઇન્ટરને અક્ષરનું કામ અમને સોંપવા એક દિવસ કહ્યું. કશ્યપનાથને મન તેમણે આપ્યું તો ખરું, પણ પરિણામ જોઈને નેવો અભિપ્રાય કરી ગયો. કલમ પકડેલાં આંગળાંએ પહેલવહેલી પીંછી ને હાડે પકડી. શરૂમાં હાથ થોડા ધ્રૂજ્યા. પણ પેઇન્ટર તો ખુશ થઈ ગયા. પછી તો અક્ષરોનું કામ અમને જ સોંપાતા લાગ્યું. એની તો મહેનત મળી.

ગુજરાતી બીજીમાં હતા ત્યારે એક પડદાની નકલ કરીને બનાવી. કશ્યપનાથ ખુશખુશ થઈ ગયા. મહંત સાહેબને તેમણે કહ્યું: આ લોકો આમ ને આમ ખંત રાખશે તો મહેનત





(૧)'શાહે પાકિસ્તાન': મુસ્લિમ લીગના સરમુખત્યાર જનાબ ઝીણાના સિંહાસનના બે પાયા સમા સર સિકંદર અને ફઝલુલ હક્ક રાજીનામાં આપવાની ના પાડવાથી ઊભી થએલી પરિસ્થિતિ પર નર્મ. (પ્રનબંધુ); (૨) 'ભરેલા પેટની ભૂખ': લગભગ ત્રેવું લાખનો નફો કરવા છતાં ટપાલખાતાએ સવા આનો પોસ્ટેજ ન ઘટાડ્યું તે પર વ્યંગ કરતું ચિત્ર (પ્રનબંધુ).

કરશે તો ચોક્કસ સારા પેઇન્ટર થશે. અમારા ઉત્સાહનો આથી પાર ન રહ્યો.

ધીમેધીમે માનવઆકૃતિ ચીતરવાનો નાદ લાગ્યો. ગણેશ, કૃષ્ણ, લક્ષ્મી, વિષ્ણુ, શંકર આદિથી શરૂઆત કરી. બધાં રવિવર્માનાં ચિત્રો હતાં, એટલે એના તરફ પ્રેમ વધ્યા. મળી તેટલી છબીઓ ભેગી કરવા માંડી. માસની ટિકીટો ને દીવાળીનાં કાર્ડ મુખ્ય; કેમકે તેના જ પૈસા નહોતા બેસતા. ચિત્રો અપાવવાનું મહંત સાહેબને કહેવા જેટલી હિંમત નહોતી. જોકે પાછળથી ઑઇલ પેઇન્ટ વડે કાચ પર સારી રીતે ચીતરતાં શીખ્યા ત્યારે તો એમણે ખૂબ ખુશીથી બધી સામગ્રી લાવી આપેલી.

ચિત્રની નકલ ઉતારવાની અમારી રીત જુદી હતી. છાપ પાસે રાખી, તેમાં જોતા જઈ, માપીમાપીને કે તે પર સ્કેઇલ પાડીને નકલ ઉતારતાં તો અમદાવાદ આવીને જોયું-જાણ્યું. અમે તો ચિત્રને બરાબર ધારીધારીને જોઈ લેતા; પછી યાદદાસ્તથી જેટલું યાદ રહ્યું હોય તેટલું ચીતરતા. ફરી જોતા, અને બાકી રહેલું પૂરું કરતા તથા ખોટું હોય તે સુધારતા.

હવે રવિવર્માનાં ચિત્રો ઉપરથી લક્ષ્ય બીજાં માસિકોનાં ચિત્રો પર ગયું. માધુરી, કલ્યાણ, ચાંદ, વિશાલ ભારત વગેરે હિંદી માસિકોમાં આવતાં ચિત્રો કંઈક અંશે ગમતાં. ગુજરાતી માસિકોમાં તો 'કુમાર'નાં જ ગમતાં. અને તેમાં યે રવિભાઈએ કરેલાં અને એમના જેવી શૈલી તથા ચીવટથી કરેલાં બીજાં ચિત્રો ગમતાં. કેમકે રવિવર્માનાં ચિત્રોથી મુગ્ધ થએલું મન એના જેવી જ સુંદર માનવઆકૃતિઓવાળાં ચિત્રો પસંદ કરે એ સ્વાભાવિક હતું. રવિભાઈને અમે ગુજરાતના રવિવર્મા કહેતા. એ ઉપરાંત સોમાભાઈ, રસિકભાઈ વગેરેનાં ચિત્રો જોતો—ધારીધારીને જોતો. કનુભાઈની કલ્પનાઓ ખૂબ જ ગમતી. હિંદી માસિક 'ચાંદ'માં આવતી કાર્ટૂનમાલા ગમતી અને એ ઉપરથી કલ્પના વડે બીજી પાંચસાત કાર્ટૂનમાલાઓ મેં કરેલી, એ અમારા હસ્તલિખિત માસિકમાં આપતો.

આ ચિત્રો જોયા પછી દૃષ્ટિમાં સમજ ને જાગૃતિ આવ્યાં. એની અસર એ થઈ કે 'હવે દુકાનનાં પાટિયાં ચીતરનારા પેઇન્ટર નહિ, પણ માસિકો ને ચોપડીઓમાં આવતાં ચિત્રો કરનાર ચિત્રકાર થવા'નો સંકલ્પ કર્યો.

અંગ્રેજી પાંચમા ધોરણમાં આવ્યો તે વર્ષે હેડમાસ્તરની બદલી થઈ અને શંકર વાસુદેવ ભાવે આવ્યા. એક વખત એમના માટે થોડાં પ્રાણીચિત્રો અને ચાર્ટ કરી આપ્યાં તે જોઈ ખુશ થઈ ગયા. આપમેળે મેં આટલી પ્રગતિ કરેલી જોઈ એમણે શિખામણ આપી અને પ્રોત્સાહન પણ આપ્યું કે ચિત્રનો જ અભ્યાસ કરો.

લગભગ એ જ દિવસોમાં 'વિશાલભારત'નો 'કલાઅંક' હાથમાં આવ્યો. એમાં શ્રી રવિશંકર રાવળનો અજંતા ઉપરનો લેખ હતો. તેની સાથે રવિભાઈની ઓળખ આપતાં એવી મતલબનું જણાવેલું હતું કે 'કુમાર'ની સાથેસાથે તેઓ એક ચિત્રસંસ્થા પણ ચલાવે છે.

જોઈતું હતું એ મળી ગયું. તકદીર જોર કરતું લાગ્યું. કેટલાંક તાજાં ચિત્રો મોકલી રવિભાઈ સાથે પત્રવ્યવહાર





(૧) 'ગધપૂડાથી છૂટી પડેલી માખીને આમંત્રણ': કનૈયાલાલ મુનશી અહિંસાના તાત્ત્વિક પ્રશ્ન પર મહાસભાથી છૂટા પડ્યા તે વખતે ડૉ. મુંજે વગેરેએ તેમને હિંદુ મહાસભામાં જોડાવા આમંત્રણ આપેલું એ પ્રસંગ પર મર્મ કરતું ચિત્ર. (પ્રજાબંધુ);
(૨) 'ત્રણ દોસ્તો': રશિયાને મદદનાં વચન આપતાં બ્રિટન અને અમેરિકા પર કટાક્ષ (પ્રજાબંધુ).

કર્યો. વાત્સલ્યભર્યો જવાબ મળ્યો: 'ખુશીથી આવો; પણ રહેવાખાવાની સગવડ તમારે કરી લેવી પડશે.'

અમદાવાદ જઈ, કોઈ પેઈન્ટરને ત્યાં નોકરી કરી, પૈસા થયે રવિભાઈ પાસે જવાનો વિચાર ગોઠવ્યો. મહંત સાહેબને વાત કરીને આજ્ઞા માગી: એમણે આશીર્વાદ આપ્યા. આશ્રમ તરફથી અમદાવાદ સુધીનું દોઢ રૂપિયો ભાડું ને આઠ આના હાથખર્ચીના મળી બે રૂપિયા સાથે આપ્યા. એક મિત્ર પાસેથી બીજા બે રૂપિયા લઈ, બપોરે વડનગરથી ટ્રેનમાં બેસી, પહેરેલે કપડે ને અઢી રૂપિયાની ગંજાવર મૂડી સાથે સાંજે અમદાવાદ ઊતર્યો. સાથે પતરાની નાનકડી પેટી હતી; પણ તેમાં કપડાં નહિ, આજ સુધી કરેલાં ડ્રૉઇંગ અને કેટલાક લેખો હતાં.

ધર્મશાળામાં ઊતર્યો. બે પૈસાનો સાબુ લાવી કપડાં ધોયાં. ટૂંકી મૂડી સાચવવાની હતી, એટલે સાબુનું ખર્ચ થવાથી ભોજન જતું કર્યું, અને ધર્મશાળાનો ઓટલો સાફ કરી, ડ્રૉઇંગ બુકોને ચડાવેલાં પૂઠાં પાથરી સૂઈ રહ્યો.

સવારે નાહીધોઈ, બૅગ લઈ પેઇન્ટર ઠાકરની દુકાને જઈ ચિત્રો બતાવ્યાં. જોતાં જ કહી દીધું: 'રહી જાઓ; છ આના રોજ આપીશું. સૂવા-કરવાનું અહીં જ રાખજો.'

છ આના રોજ?! સાંભળીને હૃદય ખૂબ આનંદમાં આવી ગયું. વળી સૂવા-રહેવાનું પણ ખરું! એ શુભ દિવસ હતો: ૧૯૩૩ના જુલાઈની ૯મી તારીખ!

પહેલે દિવસે પીંછી જરા ધ્રૂજતી હતી. પણ ત્રીજા દિવસથી બરાબર ચાલવા માંડી. વેગ વધ્યો, સફાઈ પણ આવી. એકાદ માસમાં તો એમના કસાએલા કારીગરોની હારમાં આવી ગયો. બીજે મહિને રોજ ૭ આનાનો થયો, ચોથે મહિને ૯ આના ને દોઢ વરસે ૨૦ રૂપિયા પગાર થયો.

દુકાનમાં સવારના ૬થી રાતના ૧૧ સુધી સતત કામ કરવાનું હતું પણ અમદાવાદ કયા આશયથી આવ્યો છું તેનું સદા ભાન રહેતું. એટલે રાત્રે દુકાન બંધ કર્યા પછી ૧ વાગ્યા સુધી નિયમિત ચિત્રનો અભ્યાસ આપમેળે કર્યે જતો.

મારા આવવાથી ઠાકરને ઘણો લાભ થયો હતો એ તો એ ખુદ કહે છે. અંપેક્ષ્ટ્રોનાં કામ જે પહેલાં સફળ ન થતાં તે ચીવટાઈથી ને શાસ્ત્રીય રીતે હું કરી શકતો ને પાસ થતાં. વળી અમદાવાદમાં સાઈનબોર્ડના અક્ષરોમાં નવા મરોડ લાવવાની પહેલ પણ મેં જ કરી હતી.

અંતે દોઢ વરસે, ટૂંકા પગારમાં, પેટે પાટા બાંધીને ૧૫૦ રૂપિયા મેં બચાવ્યા. એવામાં મેં સાંભળ્યું કે રવિભાઈએ 'ગુજરાત કલાસંઘ ચિત્રશાળા' નામની સંસ્થા શરૂ કરી છે. એટલે એમાં જવાનો વિચાર ઠાકરને જણાવ્યો. પણ એમણે તો નારાજી જ બતાવી. દુકાનમાં રહીને શાળામાં જવાય એમ તો હતું જ નહિ. મકાન ભાડે રાખી બીજા કારીગરો જેમ કામે જવાનું રાખું તો જ થઈ શકે. આ મૂંઝવણ ચાલતી હતી ત્યાં લક્ષ્મણભાઈ સકુટુંબ અમદાવાદ ધંધાર્થે આવ્યા. એમની પાસે પંદર જ રૂપિયા સિલક હતી. એટલામાં ઘર કેમ મંડાય? મેં મારા એકઠા કરેલા બધા પૈસા આપી દીધા. પાલડીમાં ઘર ભાડે લીધું. જે આશયથી પૈસા એકઠા કર્યા હતા તે તો ન ફળ્યો, પણ દુકાનથી દૂર ને [અનુસંધાન આગળ પાન ૩૫૨મે]



અભિજાત ફોટો-કલાકાર

# શ્રી એફ. આર. રત્નાકર

એફ. આર. પી. એસ.

'કુમાર'ના વાચકોને શ્રી એફ. આર. રત્નાકર જેવા કુશળ ફોટો-કલાકાર અને કલાપ્રેમીનો પરિચય આપતાં અમને આનંદ થાય છે. હિંદમાં જે થોડાએક કલાકુશળ કલાવિવેચકો છે તેમાં તેમનું સ્થાન ઊંચું છે. તેમનું કલાપરીક્ષણ સચોટ અને ઉચ્ચ કક્ષાનું છે. મામૂલી અથવા પરાણે પકવેલી કલાકૃતિઓ તેમની આંખમાં એકદમ કણીની જેમ ખૂંચે છે. ક્રિયાની (ટેકનિકની) ગમે તેવી જમાવટ હોવા છતાં તેમાં જો કલાતત્ત્વ ન હોય તો તેનો પણ ઇનકાર કરતાં તે વાર લગાડતા નથી. ફોટોગ્રાફી દ્વારા ચિત્રકળા કરનારાઓએ ચિત્રનિર્માણની ઘણી મર્યાદાઓ સ્વીકારવી પડે છે. તે ઉપરાંત કૅમેરાની શક્યતાઓ અને વ્યાપકતાઓ દ્વારા તેઓ ઘણું ઉપજાવી પણ શકયા છે. પરંતુ સૌથી મુશ્કેલ કાર્ય તો ફોટોગ્રાફીમાં ઊર્મિતત્ત્વ અને ભાવલહરીઓ ઉપજાવવામાં છે. તેમજ સાથેસાથે અનેક વર્ણપ્રકારો ને પ્રકાશનાં અનુકંપનો સાચવી રાખવામાં છે. શ્રી રત્નાકરનાં ફોટોચિત્રોમાં ઉત્તમ કલાકૃતિનાં એ સર્વ લક્ષણો સંપૂર્ણ જણાશે.

કલામાં આટલી ઊંચી શિષ્ટતા અને ભાવનિરૂપણ કરવાની શક્તિ તે મેળવી શકયા તેનું કારણ તેમના પોતાના કૌટુંબિક અભિજાત સંસ્કારો છે. તેઓ અભ્યાસ માટે લંડનમાં હતા તે વખતે પોતાનો સંગીતનો નાદ અચ્છી રીતે વિકસાવ્યો, અને મોટા ઉસ્તાદ સંગીતવેત્તાઓ પાસે સાત વર્ષ અભ્યાસ કરી તેમાં અચૂક શક્તિ સંપાદન કરી. વાયોલિન પર તે બહુ વિવિધ સુરાવટ અને અટપટાં સ્વરકંપનો ઉપજાવી શકે છે.

લંડનમાં તેમને ઇંગ્લંડના અગ્રગણ્ય ફોટોગ્રાફર મિ. ઍલેક્ઝાન્ડર કેઇગીનો સારો પરિચય થએલો. પણ તે વખતે મિ. રત્નાકરે ફોટોગ્રાફી હાથ પર લીધી નહોતી, એ અજબ સરખું છે. લંડન છોડયા બાદ તેમણે યુરોપનો પ્રવાસ કર્યો. અને ઈટાલીમાં તો તે અલ્જેરિયન કલાકાર મિ. બોરીસની સાથે તેની પ્રવાસી મોટરબસમાં ત્રણ મહિના રખડેલા અને ત્યાંની કલાવૃત્તિનો પૂર્ણ અનુભવ અને પરિચય પામેલા.

આમ, ઊંચી કલાદૃષ્ટિ પ્રાપ્ત કર્યા બાદ તેમણે હિંદમાં આવીને કૅમેરા દ્વારા ચિત્રસંયોજન કરવાનું હાથ ધર્યું અને ત્રણેક વર્ષમાં તો તેમાં અપૂર્વ પ્રગતિ કરી બતાવી. એમનાં ચિત્રો મોટે ભાગે કલ્યાણમાંના એમના ગ્રામનિવાસ અથવા મુંબાઇના સમુદ્રકિનારેથી જ ઉપાડેલાં છે. એ ચિત્રોની મધુરતા બ્લૉકની છાપ નથી જ દર્શાવી શકતી, કારણકે કલાકારે દરેક ચિત્ર પર કંઇ ને કંઇ કાગળ અને રસાયણોની સ્વકીય ક્રિયાથી નવીનવી યોજના કરીને, ક્વચિત જ શક્ય એવા તરંગો પાથર્યા છે. એમનો સવિશેષ પરિચય નીચેના લેખમાંથી મળશે. ર. મ. રા.

**ઊંચા પ્રકારની શિષ્ટ ફોટો-ચિત્ર-કલાથી દેશપરદેશમાં નામ કાઢનાર મુંબાઇના 'કૅમેરા પિક્ટોરિયાલિસ્ટ્સ' મંડળના આગળપડતા સભ્ય અને કુશળ કલાકાર તથા કલાવિવેચકનો પરિચય**

અર્વાચીન જગતમાં કલાકારો પોતાની કલાકૃતિઓનો આસ્વાદ જે અનેકવિધ સાધનો ને પ્રયોગો વડે આપી રહ્યા છે તેમાં ચિત્રકળા પછી તેની નાની બહેન ફોટોગ્રાફી પણ કલાસૃષ્ટિમાં અનેક કલાકારોના હૃદયમાં વસી ગઈ જણાય છે. તે દ્વારા ઘણી જ ભાવભરી માનવછબીઓ, કુદરતી દૃશ્યો તેમજ અચેત વસ્તુઓની પણ સુમેળ સજાવટભરી અને છાયાપ્રકાશની સમતોલ સુરાવટવાળી ફોટોકૃતિઓ આપણને પ્રાપ્ત થાય છે.



ગિરનારના યાત્રીઓ (ફોટો : એફ. આર. રત્નાકર)

આવાં સર્જનોનાં મોટાં આંતરરાષ્ટ્રીય પ્રદર્શનો યોજી પરસ્પર ગુણુસ્પર્ધાના ધોરણે આધુનિક તસ્વીરકારો આ કલાને ઘણી ઉત્તમ કક્ષાએ લઇ જઇ રહ્યા છે. હિંદમાં પણ ઘણા યુવાન કલાભાગતેએ ફોટોગ્રાફીની કળા પર હથોટી જમાવી છે, અને દેશભરમાં ઠેરઠેર તેમનાં નાનાંનાનાં મંડળો એ પ્રવૃત્તિમાં નિઃસીમ રસ લઈ, દેશપરદેશ સાથે પોતાનાં ચિત્રસર્જનોની આપલે કરી, ચન્દ્રકો પદકો અને પ્રશંસાપત્રો મેળવી ઉત્કર્ષ સાધી રહ્યા છે.

એવા અભિજાત કલાકારોમાં શ્રી એફ.આર. રત્નાકર મોખરે ચમકતા એક તેજસ્વી તસ્વીરકાર છે. મુંબાઇના 'કૅમેરા પિક્ટોરિયાલિસ્ટ્સ' નામના ફોટો-કલાકારોના મંડળના તેઓ આગળપડતા સભ્ય ને કાર્યકર છે અને

એ મંડળના મંત્રીપદેથી તેમણે ઇ. ૧૯૩૫માં હિંદમાં પહેલું આંતરરાષ્ટ્રીય ફોટોગ્રાફીનું પ્રદર્શન યોજેલું. તેમાં દેશપરદેશના નામી ફોટોકલાપ્રવીણ તસ્વીરબાજોના નમૂનાઓ પહેલી જ વાર જોવાની તક હિંદને મળેલી; અને ફોટોગ્રાફી દ્વારા કલાનું આટલું સામર્થ્યશાલી નિરૂપણ ને સર્જન નીપજી શકે છે તેની પ્રતીતિ મળવાથી અનેક યુવાન તસ્વીરનવેશોમાં એથી ચેતન રેડાયું તથા નવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ. ત્યારપછીનાં વર્ષોમાં એ મંડળે ત્રણથી ચાર એવાં આંતરરાષ્ટ્રીય અને અખિલ ભારતીય (હિંદ, બર્મા અને સીલોનનાં) ફોટોકલા-પ્રદર્શનો યોજ્યાં છે. તે ઉપરાંત દેશભરનાં મોટાં શહેરોમાં પણ આ કલાની પ્રવૃત્તિ મોટા પાયા ઉપર ફેલાઇ છે. વધુ મંડળો સ્થપાયાં છે અને સચિત્ર માસિકો, વર્તમાનપત્રો, પ્રચારપત્રો તથા પર્યટનોની યોજનાથી આ કલા એક મોટી પ્રવૃત્તિ બની રહી છે. ઇંગ્લંડની 'રૉયલ ફોટોગ્રાફિક સોસાએટી'ની ફેલોશિપ અને એસોશિયેટશિપ મેળવવાનું માન પણ ઘણા હિંદીઓ પામ્યા છે, જેમાં શ્રી રત્નાકર પહેલા જ છે, એટલું જ નહિ પણ તેમનાં બેએક મૂળ ફોટો ચિત્ર તો સોસાએટીએ પોતાના ખાસ સંગ્રહમાં લીધાં છે.

દેશપરદેશમાંથી અનેક ચન્દ્રકો, પદકો અને આવું સંમાન મેળવવા ઉપરાંત શ્રી રત્નાકરે ચિત્રરૂપ ફોટોગ્રાફીને લગતું કેટલુંક સ્વતંત્ર સાહિત્ય પણ વીએનાથી નીકળતા 'ગૅલેરી' (The Gallery) નામના આંતરરાષ્ટ્રીય ફોટોમાસિકમાં પ્રગટ કરી, તે દ્વારા આંતરરાષ્ટ્રીય જનતાને હિંદી ફોટો કલાકારોનો સારો પરિચય કરાવ્યો છે. આ દરમ્યાન તેમની કીર્તિ અમેરિકા સુધી પહોંચી ગઇ હતી. ત્યાંની 'લૉસ ઍન્જેલિસ કૅમેરા ક્લબ'ના સભ્યોએ તો શ્રી રત્નાકરને પોતાના માનદ સભ્ય તરીકે અપનાવી માન આપ્યું છે. વળી કેટલાક વખત સુધી 'ફોટોગ્રાફિક સોસાએટી ઑફ ઇન્ડિયા'ના માનદ પ્રમુખ તરીકે પણ તેમની નિમણૂક થએલી.

કુદરતી દૃશ્યોને સમજી, સામાન્ય આંખને દુર્લભ એવા વિષયને પારખી, તેમાંના છાયાપ્રકાશનું અત્યંત સંવાદી નિરૂપણ કરવાની તેમની સમર્થ ચિત્રસર્જનશક્તિ અદ્વિતીય છે; અને ચિત્રવિષયને પારખી, કૅમેરા વડે તેની નેગેટિવ બનાવવાથી માંડીને તેમાંથી સીધાં સંપૂર્ણ બ્રોમાઇડ ચિત્રો સ્વહસ્તે જ તૈયાર કરવામાં તેમની ચીવટ અને ચોકસાઇ તો અજોડ છે. વળી તેઓ થોડા વખત પૂર્વે ઇંગ્લંડ ગયા ત્યારે બ્રોમૉઇલ ટ્રાન્સ્ફર–**Bromoil Transfer**–ની (એટલે કે ફોટોગ્રાફને ડ્રૉઇંગ પેપર ઉપર છાપી પ્રિન્ટિંગની શાહીથી તેના છાયાપ્રકાશને આછાપાતળા કરી સુરેખ સુસંવાદીરીતે સંપૂર્ણ કરવાની) રીત શીખી લીધી છે અને તેમાં પણ ઘણાં સુંદર ચિત્રો તેમણે નિપજાવ્યાં છે. જોકે હિંદના હવામાનમાં આવા નમૂના ઉતારવાનું કઠિન છે એવો તેઓનો અનુભવ છે. શ્રી રત્નાકરનાં સર્વ સર્જનો સામાન્યતઃ કલા અને કસબ બંનેની દૃષ્ટિએ સંપૂર્ણ નમૂનારૂપ (**Ideal technique specimens**) હોય છે.

ઊગતા ફોટો-કલાકારોને તો શ્રી રત્નાકરનો મેળાપ ઘણો ઉત્સાહપ્રેરક બને છે. એક વ્યાપારી પેઢીમાં કામ કરતા છતાં તેઓ અત્યંત ઉદ્યમી અને કાર્યશીલ હોઈ કલાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં રસ લઇ રહ્યા છે. તેમનું ઘર પણ આધુનિક ઢબની કલામય સજાવટવાળું છતાં સાદાઇભર્યું છે, અને તેમના દીવાનખાનામાંનાં ચિત્રો અને સજાવટ તેમને મળવા જનારને તેમના ઉચ્ચ કલામાનસની પ્રતીતિ કરાવે છે. હિંદી ચિત્રકળાના ઉત્તમ નમૂના ઉપરાંત યુરોપી કલાકારોનાં ઊંચી કક્ષાનાં પેઇન્ટિંગ્સનો એમનો સંગ્રહ ને મારેના તેમના શોખ ને સમજ વિશે ઊંચો ખ્યાલ આપે છે. થોડા જ સમય પર એક સુશિક્ષિત અને કલાવાંછુ બાનુ સાથે લગ્ન કરી તેઓ ચર્ચગેટ રેક્લેમેશનના નાનકડા ફ્લૅટમાં ઉદ્યમી ને કલામય જીવન ગુજારી રહ્યા છે.

પ્રદર્શનો અને કલાની અનેકવિધ જાહેર તથા અંગત પ્રવૃત્તિઓના કામથી શ્રી રત્નાકર હમેશાં ઘેરાએલા જ રહે છે. હજી હમણાં જ તેમણે મુંબાઇમાં 'આર્ટ સોસાએટી ઑફ ઇન્ડિયા'ના ચિત્રખંડમાં પોતાના જ એકલે હાથે કરેલાં ફોટોચિત્રોનું એક પ્રદર્શન (**One man show**) યોજી એક સારી એવી રકમ યુદ્ધફાળા માટે સરકારને એનાયત કરી હતી. એમના કામના કેટલાક નમૂના આ સાથે છપાએલા છે તે પરથી એમની ચિત્ર સમજવા અને નિપજાવવાની ઉચ્ચ દૃષ્ટિ અને સચોટ નિરૂપણશૈલીનો પરિચય મળશે. **નરેન્દ્ર રાવળ**

તમે તમારી ફરજ બજાવી જાઓ એમાં તમારી મહત્તા નથી;
એ ફરજ તરફ તમે કેવો પ્રેમ ધરાવો છો એ જ મહત્ત્વનું છે.



# ભવિતવ્યતા!

પ્રાધ્યાપક વીરેન્દ્રરાયે અણુધાર્યા સંજોગોમાં એક બીડું ઝડપ્યું હતું. ભૌતિકશાસ્ત્ર અને પરમાણુવિજ્ઞાનના આ અઠંગ અભ્યાસી જોડે મજાક કરતાં, જાણીતી અભિનેત્રી શકુંતલાએ એકદા હોડે ચઢી એમના મગજમાં એક બીજ નાખ્યું હતું.—અને એક વચન પણ આપ્યું હતું. એણે એક કલ્પનાતીત અને અસંભાવ્ય અશક્યતા રજૂ કરી હતી કે જો વીરેન્દ્રરાય માનવપ્રવાસ માટે પવનપાવડી જેવું સાધન શોધે તો કોઇને પણ ન નમતી શકુંતલા તેમની બને! જવાબમાં વીરેન્દ્રરાયે ત્રણ વર્ષની મુદત ને ત્રણ લાખ રૂપિયા માગ્યા હતા અને એ જ દિવસથી એમનું ચિત્ત એ શોધ પર કેંદ્રિત થયું હતું.

એ અવધના ત્રીસ માસ વીત્યે વીરેન્દ્રરાયને લાગ્યું કે તેમના મનોરથ પૂર્ણ થવામાં હવે વિઘ્ન આવશે નહિ. પરંતુ એમની ધારણા એટલી ઉતાવળે સફળ ન થઇ. યુનાઇટેડ બ્રોડકાસ્ટિંગ કૉર્પોરેશનના ડાયરેક્ટરને કાગળ ઉપર કાગળ લખી એમનો ટાઇપરાઇટર તૂટી ગયો કહેવાય. અને કાગળના જવાબ ન મળવાથી એ ઑફીસના જંગી મકાનના દ્વારે કલાકો સુધી ઊભા રહી મુલાકાતની રાહ જોતાંજોતાં કેટલા યે દિવસ એમણે ગુમાવ્યા. આથી અંતે, પાનાંનાં પાનાં ભરેલા પત્રોથી તથા રોજ આવતાં વિઝિટિંગ કાર્ડથી કંટાળી કૉર્પોરેશનના અધિષ્ઠાતાઓએ વીરેન્દ્રરાયને મુલાકાત આપવાની કૃપા કરી.

મુલાકાત માટે કૉર્પોરેશનના પ્રમુખ સર નેમચંદ અને મૅનેજિંગ ડાયરેક્ટર સર એરચશા સાથે બેઠા હતા. એમનો ખ્યાલ એવો હતો કે આ મુલાકાત માગનાર કોઇ ધૂની, ભૂંસકણો, ચશ્માવાળો, માથે ટાલવાળો, અને બેઠી દાઢીનો આદમી હશે. અથવા તો લાંબાં ઝુલ્ફાંવાળો, પાતળો, ઊંડી ઉતરેલી કે ઘેનભરી આંખોવાળો એનો દેખાવ હશે. ગમે તેવો એ હશે, પરંતુ એના મગજનું સમતોલપણું કંઇક ખસકી જતું હશે એ તો નક્કી. આથી, જ્યારે તેમની સન્મુખ, મજબૂત બાંધાવાળા, ચશ્મા કે ટાલ વગરના સ્વસ્થ વીરેન્દ્રરાય હાજર થયા ત્યારે એમની નવાઇનો પાર ન રહ્યો.

'આપને મળવું એ તો મહાભારત ખેલવા જેટલું મુશીબતનું કામ લાગે છે.' પ્રાધ્યાપકે શરૂઆત કરી: 'પરંતુ આપને ખબર નહિ હોય કે મને મુલાકાત ન આપવામાં આપ કેટકેટલા લાભ ગુમાવત.'

'તમુંને અત્તરે બોલાવવામાં અમે તો તાઇમ જ ગુમાવી રહ્યા છીએ.' સર એરચશાએ વચ્ચે જ સંભળાવ્યું: 'હાં, ચલો સીધી વાત કરો. એ તમારો નવો નુસ્ખો સું છે? ...... બહુ જ તુંકામાં પતાવો.'

'મારા કાગળ આપે વાંચ્યા નથી?'

'હાં. હાં. જોયા છ, જોયા છ. એમાં તો સરસરના

## એક અજબ વૈજ્ઞાનિક શોધ

કકરા પછી તો એવું લાંબું સમજ બેસમજ થઇ જાય એવું ચીતરેલું છે. પન હમુને તો એમાં લખેલી બધી વાતો, તુંકામાં કહીએ તો, બિલકુલ હવાઇ કિલ્લા જેવી લાગે છ.'

'હવાઇ કિલ્લા? હં હં, એ તો એમ જ લાગે. જ્યારે પહેલવહેલા વાયરલેસની શોધ થઇ ત્યારે પણ એમ જ લાગતું હતું ને? આજે જે લોકો એ જ ધંધામાંથી કરોડો પેદા કરે છે એમણે જ એ શોધને હસી કાઢેલી ને?'

'વાયરલેસના ઇતિહાસની વાત સાંભળવાને અમને

## ...તેમાંથી જન્મેલી આફત

વખત નથી.' સર નેમચંદ હવે વાતચીતમાં જોડાયા: 'આપ મુદ્દાની વાત પર જ આવો.'

'બસ, હું એ જ કહેવા માગું છું કે નવા વિચારોને કોઇએ અશક્ય ગણી કાઢવા ન જોઇએ. મારી આ શોધ તદ્દન નવી છે એમ પણ મારું કહેવું નથી. આજ સુધીમાં કેટલા યે શોધકોએ આ પ્રશ્ન વિષે પ્રયોગો કર્યા છે. રેડિયોના શક્તિપ્રચારક યંત્રની મદદ વડે સ્થૂલ વસ્તુઓને અદશ્ય (dematerialise) કરી દઇ, ફરીથી તેને મૂળ

## ...અને એ બંનેનો અંજામ

સ્વરૂપમાં લાવવા (rematerialise)ની જૅક્સે કરેલી શોધથી આપ માહિતગાર તો હશો જ. મેં એના કરતાં એક ડગલું આગળ ભરીને પદાર્થ (matter)ને વાયરલેસ વડે પ્રવાસ કરાવવાની વાત આપની આગળ ધરી છે.

'તમારી કલ્પના મજાની છે.' પ્રમુખે વાત કાપતાં કહ્યું: 'એ તો તમારા કાગળમાં પણ જણાવેલું છે.'

'જો એ વાત આપની બરાબર સમજમાં આવી ગઇ હોય તો આપને આ પ્રશ્ન હાથ લેવામાં શો વાંધો છે?'

'જૅન્ટલમૅન—આઇ મીન પ્રૉફેસર—વીરેન્દર, એથી પણ ચડે એવી કેટલીયે સન્સેશન્સ અમારી પાસે આવીને પડેલી છે.'

'એટલે? આપને આવી શક્યતામાં શ્રદ્ધા નથી એમ જ ને?'

'શક્યતાની તો અમે વાત કરવા માગતા જ નથી. અમારે તો પ્રત્યક્ષ પ્રયોગની સાબિતી જોઇએ. ખોટું ન લગાડતા પ્રૉફેસર. અમારી પાસે એટલા બધા ખોટી ડંફાસ મારીને મગજ ખાઇ જનારા આવે છે કે એવી કલ્પનાઓમાં અમને શ્રદ્ધા જ રહેતી નથી.'

'જી. પણ હું તો આપની પાસે સાક્ષાત પ્રયોગ કરી બતાવવા માગું છું કે કોઇ પણ પદાર્થ અવકાશમાં પ્રવાસ કરી શકે છે. હું માનું છું કે આ શોધનો મહિમા તો આપના ખ્યાલમાં આવી ગયો છે. રેડિયોના કોઇ પણ સેટની સાથે મારા શોધેલા યંત્રનું જોડાણ કરવાથી આપ વેપારીને ત્યાંથી ગમે તે સામાન ઘણી જ સગવડ તેમ જ ઘણી જ ઝડપથી મંગાવી શકો. શાકભાજી વાડીમાંથી તાજેતાજાં આપને રસોડે આવે; અને ફળફૂલ પણ બગીચામાંથી ચૂંટાય તેવાં જ આપના ટેબલ પર આવી જાય. કાબૂલ ને કંદહારથી તાજી દ્રાક્ષ આવે, સુરતથી ઘારી આવે, બ્રહ્મદેશથી નપ્પી પણ તાજી જ આવે . . .'

'નપ્પી શું?' એરચશાએ ગણગણતા હોય એમ પૂછ્યું.

'મારું યંત્ર વાપરશો એટલે નપ્પીના સ્વાદની આપને ખબર પડશે.'

'ઠીક, પ્રૉફેસર; તમારું કહેવું અમે માન્ય રાખીએ છીએ. નપ્પી ઘણી સ્વાદિષ્ટ ચીજ હશે. પરંતુ તમને નથી લાગતું, કે રસ્તામાં જો તોફાન ને વાવાઝોડું હોય તો આવતાં આવતાં, તોફાન વખતે જેમ વાયરલેસના સ્વર ડરડાઇ જાય છે તેમ આ વસ્તુઓ પણ ખરાબ થઇ જાય?'

'જી, આપનો એ મુદ્દો ખરો છે. શરૂઆતમાં એમ બને. પરંતુ જ્યાં અંતર બહુ ન હોય ત્યાં આવી મુશ્કેલી ઊભી થવાનો સંભવ નથી. મેં એક અળવીનો પાંદડાં સાથેનો કંદ આ યંત્ર વડે પાંચ માઇલ દૂર કાંઇ પણ અડચણ સિવાય મોકલી જોયો છે.'

સર એરચશાએ ભવાં ચડાવ્યાં: 'અળવીનો છોડ! બીજું કાંઇ નહિ ને અળવીનો જ છોડ કાં?'

'સજીવ પદાર્થોના પ્રવાસનો અંગેનો પ્રયોગ કરવા.'

'શું કીધું? એમાં કાંઇ સમજ પડી નહિ.'

'ન પડી? મારી ગણત્રી એવી છે કે જો પાંદડાંને કહવાજો અળવીનો છોડ નિર્વિઘ્ને પાંચ માઇલ દૂર પહોંચાડી શકાય તો પછી બ્રૉડકાસ્ટિંગ કૉર્પોરેશનના આપ જેવા ડાયરેક્ટરને પણ અવકાશમાં ઉડાવી શકાય.'

'વાહ! વાહ! શું કહો છો?' સર નેમચંદે હસીને કહ્યું. 'પણ તમારો ઇરાદો રેલવે અને હવાઇ માર્ગોના હરીફ બનવાનો તો નથી ને?'

'એમાં પૂછવાનું શું? મારું ઉપયંત્ર રાખનારા રેડિયો-ની મદદથી એક સ્થળેથી બીજે સ્થળે, આંખના પલકારાથીયે ઓછા સમયમાં જવાને શક્તિમાન બનશે. અરે, અરેબિયન નાઇટ્સની વાર્તાઓમાં આવે છે તેમ જાદુઇ શેતરંજી કે પવનપાવડી કરતાં યે વધારે ત્વરાથી આ પ્રવાસ થઇ શકશે . . . . હાં, પણ આપ શૅર કોઇ એર વેઝ કે રેલવે કંપનીઓમાં મોટું હિત ધરાવતા તો નથી ને? . . . નહિ ને? . . . તો તો બસ. એ બાબતની પણ ચિંતા હવે મારે કરવાની રહેતી નથી . . . .'

આમ સડસડાટ બોલ્યે જતા પ્રાધ્યાપકને રોકવા તેમની સામે હાથ ધરીને સર નેમચંદે તેમણે કહ્યું તે પ્રમાણે પોતાના સાથીદાર તરફ જોઇ બોલ્યા: 'એમણે કહ્યું તે મુજબ એમના પ્રયોગનું પ્રાથમિક પ્રદર્શન આઇ મીન ડેમો-સ્ટ્રેશન-કરી બતાવવાને એવણ તૈયાર હોય તો તે પ્રયોગ જોવા-તપાસવાની ગોઠવણ આપણે કરી દઇએ. કેમ, બરાબર છે ને સર એરચ?'

'બરાબર, બરાબર, હું પન એ જ કહેવાનો ઉતો.'

'અરે, આ ત્રણ મહિનાથી હું પણ એટલું જ માગી રહ્યો છું. આટલું નક્કી કરવા માટે જો તમે મને વહેલી મુલાકાત આપી હોત તો કેટલી યે વિટંબણામાંથી હું બચી ગયો હોત. આપને જે જે પ્રકારે પ્રયોગની ચકાસણી કરવી હશે તે તે રીતે હું પ્રત્યક્ષ પ્રમાણ આપવાને તૈયાર છું. માત્ર શરત એટલી કે જ્યાં સુધી આપણો સોદો બરાબર થાય નહિ ત્યાં સુધી મારા યંત્રની યોજનાની વિગતો ગુપ્ત રહેશે.'

'બહુ સારું, ઍગ્રીડ.' એ તો પહેલાંની વાત છે. ચાલો સાહેબજી, અમારે હજી ઘણાં કામ છે.'

'જી, સાહેબજી ! હવે હું આપની વધારાની એક મિનીટ પણ લઇશ નહિ.' એમ કહેતા વીરેન્દ્રરાય મુખ પર વિજયી સ્મિત ફરકાવતા ઑફિસ બહાર નીકળી ગયા.

મહાન શોધોનાં જન્મસ્થાન નિર્માલ્ય જણાતી જગ્યાઓએ જ હોય છે. આપબળે સંશોધન ચલાવતા ખાનગી વૈજ્ઞાનિકોને આલિશાન મહેલાતો જેવી પ્રયોગશાળાના લાભ મળતા નથી. વીરેન્દ્રરાયની પ્રયોગશાળા પણ તારદેવ તરફના એક ઓછા જાણીતા માર્ગ પર આવેલી હતી. એ સ્થળનું વાતાવરણ, સર નેમચંદે આવતાં માર્ગમાં કહ્યું હતું તેમ, ભૂખડીબારસ જેવું લાગતું હતું આથી આવો મહાન પ્રયોગ નીરખવા માટે ત્યાં એકત્ર થએલા વિશારદો અને નિષ્ણાતોમાંથી કોઇના મોં પર ખાસ ઉત્સાહ જણાતો ન હતો;—બલ્કે વાતાવરણ ગમગીનીભરેલું હતું. પરંતુ વીરેન્દ્રરાયના ઉત્સાહનો પાર ન હતો. અભિનેત્રી શકુંતલાની હાજરી એ પણ તેમના ઉત્સાહનું કારણ હોય.

મહેમાનોની ઓળખાણનો વિધિ લંબાવ્યા સિવાય પ્રોફેસરે સત્વર પોતાના યંત્રની ઓળખ સૌને કરાવવા માંડી. મુખ્ય ખંડથી દૂર બીજા એક ખંડમાં એ યંત્રનો બીજો ભાગ હતો. તે ભાગ રીસીવર (ગ્રહણાલય) તરીકે ઉપયોગમાં લેવાનો હતો.

'આ યંત્રમાં કાંઇ ખાસ ગુંચવાડ જેવાય એવી રચના નથી.' વીરેન્દ્રરાયે વિગતો સમજાવતાં જણાવ્યું: 'આપ સૌ તો નિષ્ણાતો છો. આ પૃથ્વી પરના સઘળા પદાર્થ આકાશતત્ત્વ (ઇથર)નાં આંદોલનોથી વ્યાપ્ત હોય છે. આથી જો આપણે એક પદાર્થને એક વાર આંદોલનનું સ્વરૂપ આપી અદ્રશ્ય કરી શકીએ તો પછી એનું પુનઃપદાર્થીકરણ કરવામાં (પાછો મૂળ રૂપમાં લાવવામાં) મોટી મુશ્કેલી નડે નહિ.'

'યેસ,વેરી ઇન્ટરેસ્ટિંગ(હાં, હાં; ઘણું જ રસભર્યું!)' પ્રેક્ષકોમાં પ્રમુખસ્થાન રોકતા સર નેમચંદ બોલ્યા: 'હવે એનો પ્રત્યક્ષ પ્રયોગ જ ચાલુ કરો.'

'પ્રયોગ માટે આપના ધ્યાનમાં આવે તે પદાર્થ કે વસ્તુ સૂચવો.' વીરેન્દ્રરાયે સત્વર જવાબ વાળ્યો: 'આપ જે કહો તે મૂકીએ. આપ કોઇ માંઠું ન લગાડતા. પણ આપનામાંથી જ જો કોઈ સ્વેચ્છાપૂર્વક આગળ આવશે તો તેને, આ આકાશતત્ત્વ મારફતે પ્રવાસ કરતા વિશ્વના સૌથી પહેલા માનવી તરીકેનો વિરલ અનુભવ થશે. આપ આવશો, સર નેમચંદ ?'

'અં હં . . . વાત તો સાચી. પણ . . . શરૂઆત તો બીજા કોઇ પદાર્થથી કરવી એ જ ઠીક છે.'

'જેવી આપની ઇચ્છા. કોઇ પણ ચીજ લઇ શકાય. આ ખુરશી મૂકીશું.' એમ કહીને પ્રોફેસર આગળ વધ્યા.

ખુરશીને એક ટેલીફોન બૂથ જેવા દેખાતા અને એના જ જેવા રૂપાળા ચકચકિત પૉલિશવાળા નાનાસરખા ખુલ્લા કબાટમાં મૂકવામાં આવી. તે બાદ જોડાણ કરીને અમુક બટનો દાબી દટ્ટા ફેરવવામાં આવ્યા કે તરત સૌના આશ્ચર્ય વચ્ચે કબાટ ખાલી જણાયું ! અને જ્યારે સૌએ રીસીવરમાં જઇને જોયું તો ખુરશી ત્યાં આવી પડેલી જણાઇ! ખુરશી એની એ જ હતી એ બાબત કોઇને શંકાનું કારણ ન હતું.

પછીથી બીજા એવા જ વધારે પ્રયોગો કરી બતાવવામાં આવ્યા. એ ઉપરથી સૌની ખાતરી થઇ કે પદાર્થનું આમ આકાશતત્ત્વ દ્વારા વહન કરવું એ તો ચોખ્ખી શક્યતા હતી. જો કે કોઇકને એમ પણ થયું કે આમાં જાદુ કે નજરબંધી તો નહિ હોય ! આથી એમ ઠર્યું કે હજી એકવાર ફરીથી બહુ મોટા પ્રમાણમાં આ પ્રયોગનું પ્રદર્શન કરી બતાવવામાં આવે, ને તે બાદ એ શોધનો સોદો લાગતાવળગતાઓએ નક્કી કરવો.

આ શરત પ્રોફેસરે તરત સ્વીકારી લીધી. એમની ઇચ્છા પણ એમની શોધની પૂરેપૂરી અજમાયશ કરી જોવાની હતી. આ આખરી પ્રયોગ-દર્શન માટે સર નેમચંદે બધી સગવડો આપવાનું કબૂલ કર્યું: નિષ્ણાત કારીગરો (ટૅકનિશિયનો), નાણાંવિષયક મદદ અને યુનાઇટેડ રેડિયો કૉર્પોરેશનની આલિશાન પ્રયોગશાળા,—આ બધુ વીરેન્દ્રરાયને પૂરૂં પાડવામાં આવ્યું.

ઘણીઘણી તકેદારી રાખવા છતાં આ મહાન શોધના પ્રયોગની વાત કોઇક માર્ગે બહાર પડી ગઇ, અને અખબારોએ એ વિષે અટકળો અને બયાનો આપવા માંડયાં. વીરેન્દ્રરાયને સદ્ભાગ્યે એમને વર્તમાનપત્રો તરફથી ઘણી સહાનુભૂતિ મળી. અને આથી જાહેર જનતાએ પણ આ બાબતમાં રસ લેવા માંડ્યો. આને પરિણામે ચર્ચાપત્રીઓ પણ નીકળી આવ્યા. કેટલાકનું કહેવું એવું હતું કે જો આ શોધ સફળ થશે તો કુદરતના બીજા નિયમો સાથે અથડામણ થશે. બીજાઓ

એથી ઊલટું જ જણાવતા હતા. એમનું કહેવું એમ હતું કે આવી શોધને પરિણામે માનવી સંસ્કૃતિના શિખરે પહોંચશે, કારણકે એની ઘણી અગવડો દૂર થઈ જશે. એક સૂચના બહુ રમૂજી હતી. એ ચર્ચાપત્રીને એની સાસુ તરફથી ઘણું વેઠવું પડતું હશે એમ માનવાને કારણ મળે છે. એણે સૂચવ્યું હતું કે આ યોજના દ્વારા અણગમતી સાસુઓને એક બાજુથી મોકલીને બીજી તરફ રીસીવરમાં લેવા માટેની સ્વિચ (બટન) ફેરવવાનું જાણીબૂઝીને મુલતવી રાખવું!

ચર્ચાપત્રીઓએ તો જે જે ખ્યાલમાં આવ્યું તે તે કહ્યું; પરંતુ શકુંતલાને હવે વીરેન્દ્રરાયની શોધની શક્યતા અને સત્ય વિષે કશી શંકા રહી ન હતી. આથી સંપૂર્ણ ખેલદિલીપૂર્વક એ પોતાની શરત અમલમાં આણવાને અધીરી બની.

બધી તૈયારી થઇ ચૂકી હતી. પ્રયોગ-પ્રદર્શનના ઠરાવેલા દિવસે પ્રભાતે વીરેન્દ્ર–શકુંતલાએ લગ્ન પણ કરી લીધાં હતાં. પ્રયોગ માટે એમ ઠર્યું હતું કે એક છેડે રેડિયો કૉર્પોરેશનની લેબૉરેટરી (પ્રયોગશાળા)માં મોકલવાનું યંત્ર રાખવું, અને બીજે છેડે પ્રોફેસરની તારદેવની પ્રયોગશાળામાં રીસીવર ગોઠવવું. આથી તારદેવના પ્રયોગાલયમાં શ્રીમતી શકુંતલા અને પ્રોફેસરના મદદનીશો તથા નિષ્ણાતોની એક ટુકડી હાજર રહી હતી.

કૉર્પોરેશનની લેબૉરેટરીમાં મોટો સમુદાય એકઠો થયો હતો. દુનિયાના સૌથી આગળપડતા રેડિયોવિશારદો, તેમ આ શોધમાં હિત ધરાવતી દેશપરદેશની મોટીમોટી કંપનીઓના માલિકો પણ હતા. એ મંડળીમાં સૌ કરતાં લેડી વિજયાગૌરી નેમચંદ જુદાં તરી આવતાં હતાં. એમણે વીરેન્દ્રરાયને પાસે લઇને યંત્ર વિષે પૂછાપૂછ કરવા માંડી. એ ભલાં બાઇને શી ખબર કે પ્રોફેસરનું વિવરણ આટલું સડસડાટ, આટલું લાંબું અને આવડું ગૂંચવણભર્યું હશે. ભૌતિકશાસ્ત્રના ક–ખની પણ માહિતી વગરનાં લેડી સાહેબા પારિભાષિક શબ્દાવલિ આગળ મૂંઝાઇ ગયાં. એમણે વચ્ચે જ પૂછ્યું: 'ખરેખર પ્રોફેસર? તમે રેડિયોથી સંગીતની માફક ફર્નિચરને પણ મોકલી શકો છો?'

'હાજી, આ યંત્રની મદદ વડે કોઈ પણ જડ કે જીવતા પદાર્થને એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડી શકાય. આજના પ્રયોગમાં મારો ઇરાદો મારી જાતને ટ્રાન્સ્મીટ (વહન) કરવાનો છે!'

'અરે, બાપ રે! એવું કાંઈ હાથપગ ભાંગે એવું જોખમ કરતા!' પરંતુ સર નેમચંદ પાસે જ હતા તે એ સાંભળીને પ્રફુલ્લી ઊઠ્યા: 'શાબાશ! ધૅટ્સ ઍન એક્સેલંટ આઇડિયા.' (બરાબર, એ ઉત્તમ વિચાર છે.)

'જરૂર, મારી એ જ ઉમેદ છે.' પ્રોફેસરે ઉત્તર આપ્યો: 'યંત્ર ચાલુ થશે કે તરત હું અહીંથી જતો રહ્યો હોઇશ; અને મારો મદદનીશ ત્યાંનાં બટન ફેરવશે એટલે હું મારા પ્રયોગઘરના રીસીવરમાં પહોંચી જઇશ.'

'હંઅં . . . હંઅં . . .' સર નેમચંદે ઉદ્‌ગાર કાઢ્યો.

સોદો કરનારી પેઢીના પ્રમુખ અધિષ્ઠાતા તરીકે તેમને જ મુબારક હાથે આ 'પદાર્થ–અશ્રોપાસ્ત્ર'ની ઉદ્‌ઘાટનક્રિયા કરવાની તેમને વિજ્ઞપ્તિ થઇ. શાંતિથી, પ્રસંગને છાજે એવા અભિનયથી, યંત્રને ગતિમાન કરવાને માટે આવશ્યક બટનોનાં જોડાણ તો એમણે કર્યાં; પણ એમનું હૈયું ધબકતું જ રહ્યું.

સૌની દૃષ્ટિ એ વખતે ટેલીફોન–બૂથ જેવા કબાટમાં ઊભેલા પ્રોફેસર તરફ જ ચોંટેલી હતી. જોડાણ થતાંની સાથે જ એ કૅબિન હળવા ભૂરા ઝગમગતા પ્રકાશનાં આંદોલનોથી ભરાઇ ગયું. એક નિમિષ–અરે, નિમિષાર્ધ–એ પ્રકાશ રહ્યો અને પછી જાણે બુઝાઇ ગયો. પ્રકાશ બંધ થતાંની સાથે જ જણાયું કે વીરેન્દ્રરાયનું અસ્તિત્વ કૅબિનમાં ન હતું! સૌ સ્તબ્ધ બની ગયાં હતાં. સૌથી પહેલા સર નેમચંદ સ્વસ્થ થઇ ગયા. 'ડૅશ ઇટ! (ખૂબ કરી!') એ બોલ્યા: 'પ્રોફેસર ગૅપ! કશી શંકાને સ્થાન જ ન મળે! કેવી આબાદ કરામત છે! ન જોઇતા મુલાકાતીઓને આમ જ વિદાય કરી દેવા માટે કેટલી ઉપયોગી!'

પણ હાજર રહેલાઓમાંથી બીજું કોઇ કાંઇ પણ બોલે તે પહેલાં તો સ્ટુડિયોનું–સ્ટૅર કેસ ધડાક દઇને ખોલી એક કારીગર દોડી આવ્યો ને તેની પાછળ પ્રોફેસર ધસી આવ્યા. તે એકદમ ઊકળી પડેલા જણાતા હતા.

'આ હેવાન!' પ્રોફેસર બરાડ્યા: 'મારા યંત્ર જેવા જ રીસીવરનો પ્રયોગ કરી રહ્યો હતો અને તેથી હું તો મારે બંગલે પહોંચવાને બદલે એના ખંડમાં જ પહોંચી ગયો!'

'ગજબની વાત!' લેડી વિજયાગૌરી બોલી ઊઠ્યાં. સર નેમચંદ તેમના તરફ જોઇને વાત આગળ ચલાવે તે પહેલાં તો ટેલીફોનની ઘંટડી વાગી. એ ફોન સર

નેમચંદ માટે જ હતો. એ સાંભળતાં જ એમની મુખમુદ્રા આશ્ચર્યથી ભરાઇ ગઈ.

'પણ . . .' સર નેમચંદ જવાબ આપતા સંભળાયા: 'એમ બને જ શી રીતે? પ્રોફેસર વીરેન્દ્રરાય આ જ ક્ષણે મારી સામે ઊભા છે ને? . . . શું? . . . પણ એક જ વ્યક્તિ એક જ સમયે બે સ્થળે હોઇ કેમ શકે?'

'કેમ, શું થયું છે?'

ટેલીફોનનું ભૂંગળું પાછું મૂકી દઇને સર નેમચંદે જવાબ આપ્યો: 'કાંઇ સમજાતું નથી. આ ફોન તારદેવની પ્રયોગશાળામાંથી આવ્યો હતો. એ લોક કહે છે કે પ્રયોગ–પ્રદર્શન પૂરેપૂરું સફળ થયું છે,—એટલે કે પ્રોફેસર ત્યાં સહીસલામત પહોંચી ચૂકયા છે. આમાં મને તો કાંઇ સમજ જ પડતી નથી.'

'મારું કહેવું સાંભળો. આ ગૂંચનો હું ઉકેલ આપી શકું એમ છું.' પ્રોફેસર બોલ્યા: આ ગોટાળો થવાનું કારણ આ તમારો માણસ છે. એણે પદાર્થવહન માટેનું રીસીવર ઉપજાવી કાઢ્યું—આપણી અજાણમાં. અને આમ બનશે એ વાત કદી યે મારા ખ્યાલમાં આવી ન હતી. આથી તો હવે તો એમ ફલિત થાય છે કે જો આ યંત્ર સામાન્ય વપરાશમાં હોય તો જેની જેની પાસે એ હોય તે સહેલાઇથી વહન થએલો પદાર્થ મેળવી શકે! એટલે આ જ ક્ષણે દુનિયા ઉપર મારા જેવા હજાર વીરેન્દ્રો એકસાથે રીસીવરોમાં હોઈ શકે!'

'હજારો! ગૉડ ફરબિડ (ભગવાન ન કરે એવું)!' સર એરચશા વચ્ચે જ બોલ્યા.

'પણ તમે તેની ચિંતા ન કરો. એક કરતાં વધારે હસ્તીમાં રહી શકે નહિ.' કહેતાક ને વીરેન્દ્રરાય ખંડમાં ફરી વળ્યા, એક હલકી પણ મજબૂત ખુરશી તેમણે હાથમાં લીધી અને તે વડે તેમણે પેલું ટ્રાન્સમિટિંગ ઍપૅરેટસ (વહન–યંત્ર) ધડાધડ, આડાઅવળા ફટકા દઈદઇને કુરચેકુરચા કરી નાખ્યું!

યંત્રનો પૂરેપૂરો નાશ કર્યાની ખાત્રી કર્યા પછી વીરેન્દ્રરાયે પોતાના પાટલુનના ખિસ્સામાંથી એક રીવૉલ્વર કાઢી. એમનું મન તથા મગજ બહુ જ ત્વરાથી કામ કરી રહ્યાં હતાં. તેમણે સૌને ઉદ્દેશીને કહ્યું: 'હવે મારે ખાસ અગત્યના કાર્ય માટે મારે ઘેર જવું પડશે.'

'આ તમે શું કરવા ધાર્યું છે?' ત્રેત્રણ જણે એકીસાથે સવાલ કર્યો.

'હું પેલા મારા બંગલે પહોંચી ચૂકેલા મારા રૂપધારીને પૂરો કરવા માગું છું.'

'એ તો ખૂન કહેવાય!'

'તમે તમારું પોતાનું ખૂન કેમ કરીને કરશો?'

'ભલામાણસ, આત્મઘાતના ગુનામાં આવી જશો.'

'એની મને ખબર છે. આ કાંઇ એવો ગુનો ગણાય નહિ. કાયદો ગમે તેમ માને, પણ શું હું જીવતો હોઉં ત્યાં સુધી મારી પોતાની આંખે મારી શકુંતલાને બીજા પુરુષ સાથે કલ્પી શકું?—અને તે પણ લગ્નને જ દિવસે?'

'જુઓ, એક બીજી વાત.' સર નેમચંદને આવા ખૂનના કિસ્સામાં સંડોવાવાની ઇચ્છા ન હતી, તેથી તેમણે બીજો મુદ્દો ઉઠાવ્યો: 'અહીંથી રવાના થતી વખતે જો તમારા ખિસ્સામાં એ પિસ્તોલ હતી તો પેલી બીજી વ્યક્તિ પાસે પણ એ જ હથિયાર હશે. અને એમ પણ બને કે એના મગજમાં પણ તમારા સરખા જ વિચાર આવતા હશે.'

'એ વાત તો ત્યાં પહોંચ્યા પછી.' આટલો જવાબ વાળીને સૌને વિચારમૂઢાવસ્થામાં મૂકીને વીરેન્દ્રરાય મક્કમ પગલે ઝડપથી ત્યાંથી બહાર નીકળી ગયા અને પોતાની મોટરમાં બેસી તે હંકારી મૂકી. મોટર અર્ધે માર્ગે પહોંચી ત્યારે તેમની સામે એટલી જ ઝડપથી આવતી એક બીજી મોટર જણાઈ. એ મોટરો જેમ એકબીજીની સમીપ આવતી ગઈ તેમ ધીમી પડતી ગઇ ને સામસામે થઇ ગઇ એટલે અટકી પડી. એ બંનેમાંથી એક એક વ્યક્તિ હાથમાં પિસ્તોલ સાથે બહાર આવી. એકીસાથે રીવૉલ્વરના બે અવાજ થયા અને બે માનવ આકૃતિઓ તમ્મર ખાઇને જમીન પર ઢળી પડી!

આ બધું એટલી થોડી ક્ષણોમાં બન્યું કે એક જ આદમીનાં બે સ્વરૂપોનું એ અદ્દ્ભુત અને અશ્રુતપૂર્વ દ્વંદ્વ યુદ્ધ નીરખવાનો કોઇને અવસર મળ્યો નહિ. અવાજ સાંભળી સૌથી પહેલા એક પીળી પાઘડીવાળો સિપાઈ ત્યાં પહોંચ્યો. સરખા જ પોષાક અને ચહેરામોરાનાં બે શબ એકસરખી જ સ્થિતિમાં પડેલાં જોઇને એ તો આભો જ બની ગયો! આંખો ચોળીને એ બડબડ્યો: 'હે રામ! આ ભૂત પાલતોસ કાય!'

એ બે મૃત શરીરો પર જ્યારે જ્યૂરી બેસાડી ત્યારે કૉરોનરને પણ સૂઝ ન પડી કે પંચના સભ્યોને શી સલાહ આપવી. કેટલાક સભ્યોનું એમ કહેવું હતું કે

આ પ્રકરણને બેવડા ખૂન તરીકે લેખી શકાય. બીજા સભ્યો એમ જણાવતા હતા કે આ કિસ્સો બેવડા આપઘાત તરીકે ગણવો. આખરે એમ ફેંસલો કરવામાં આવ્યો કે સદરહુ મૃત્યુ કુદરતી કારણોને લીધે થયાં ન હતાં એટલું સૌએ સ્વીકાર્યું.

આમ, કૉરોનરની તપાસમાં કાયદેસર રીતે અધ્યાપક વીરેન્દ્રરાયનું નામ મૂકાવવામાં આવ્યું ન હતું; એટલેકે તેમને હાથે જ આ ગોળીબાર થયેલો કે તેમણે જ આત્મઘાત કરેલો એમ ગણવામાં આવ્યું ન હતું. જો કદાચ એવું કર્યું હોત તો વળી કાયદાની દૃષ્ટિએ ખૂબ અટપટી અને ગૂંચાભરેલી ઘટના ઉપસ્થિત થાત.

**પ્ર**યોગ-પ્રદર્શનના દિવસ પછી બરોબર મહિને અચાનક તારદેવ પરના 'વીર–ધામ' બંગલામાં એક ટૅક્સી આવી ઊભી અને સૌની અજાયબી વચ્ચે એક વ્યક્તિએ એમાંથી ઊતરીને માલિક જેવી અદાથી ગૃહપ્રવેશ કર્યો. એ હતા પ્રાધ્યાપક વીરેન્દ્રરાય! પહેલી નજરે તો કોઈ તેમને ઓળખી શક્યું નહિ; કારણ કે એમની મોંકળામાં ફેરફાર થઈ ગયો હતો; પરંતુ તેમનાં પત્નીને એમના વ્યક્તિત્વ વિશે શંકા ન રહી. વીરેન્દ્રરાયનું પુનરાગમન એ શકુંતલાના સદ્‌ભાગ્યનું પરિણામ જ ગણાવું જોઈએ.

વિશ્વમાં ઘણી વખત અકળ ઘટનાઓ બને છે, તેમ આ બાબતમાં પણ બનેલું જણાયું. મુંબઈમાં જે સમયે આ પદાર્થ-પ્રક્ષેપાસ્ત્રનું છેલ્લું પ્રયોગ-દર્શન થતું હતું તે જ સમયે ટોકિયોમાં પણ કોઈ એક નિષ્ણાત રેડિયો-વિશારદ એ જ બાબત પ્રયોગ કરી રહ્યો હતો. અને એણે ગોઠવેલા યંત્રની વેવ્ઝ લેંગ્થ પણ, જોગાનુજોગ, બરાબર અનુરૂપ આવે એ પ્રમાણે મુકાઈ હતી. એટલે જેવા વીરેન્દ્રરાય રેડિયો કૉર્પોરેશનની લૅબોરેટરીમાંથી અદૃશ્ય થયા કે તરત જ હજારો માઈલો દૂર પહોંચી ગયા! દુર્દૈવ એટલું જ હતું કે તે સમયે વાતાવરણમાં વિદ્યુતનું ભયંકર તોફાન ચાલતું હતું. આને પરિણામે, પ્રોફેસર પહોંચ્યા તો ખરા, પણ તોફાનની અસર તેમના શરીરયંત્ર પર એવી થઈ કે એમને ટોકિયોમાં તબીબી સારવાર હેઠળ બે અઠવાડિયાં સુધી રોકાવું પડ્યું.

પ્રોફેસર એ જાપાની વૈજ્ઞાનિકના રીસીવરમાં પહોંચ્યા એ આકસ્મિક સફળતાને કારણે વળી એક બીજી વિચિત્ર ઘટના બની ગઈ. એ વૈજ્ઞાનિકનું ભેજું આ સફળતાના આનંદના અતિરેકથી તે જ ક્ષણે કટકી જતાં તેણે આવેશમાં આવી જઈને એ યંત્રને જ વહાલપૂર્વક આલિંગન દઈ દીધું અને એ રીતે યંત્ર અને યાંત્રિક બંને નષ્ટ થયાં!

**આ** પ્રમાણે રેડિયો દ્વારા પદાર્થનું ટ્રાન્સમિશન થવાની બાબત હવે ત્યાંથી જ અટકી ગઈ. કેટલા સમય માટે એ તો કોણ કહી શકે? પરંતુ એટલું તો ચોક્કસ કહી શકાય કે ગુજરાતે માત્ર વીરેન્દ્રરાયની એક જ ભૂલને કારણે એક ભારતકીર્તિત—બલકે જગતકીર્તિત વૈજ્ઞાનિક નોંધાવવાનો અવસર ગુમાવ્યો.

હવે વીરેન્દ્રરાય રેડિયોસંશોધનનું નામ લેતા નથી. પરંતુ વીરેન્દ્ર–શકુંતલાની જોડી એક ચિત્રપટની કંપની ચલાવે છે. ભવિતવ્યતા!

(સૂચિત) મહાદેવપ્રસાદ હ. દેસાઈ

# બંસીલાલ વર્મા

[અનુ૦ પાછળના પૃ. ૩૪૩થી] ચિત્રશાળાની પરીક્ષામાં રહેવાની ઇચ્છા હતી. ૧૯૩૫માં ચિત્રશાળામાં દાખલ થયો.

ત્યાર પછી નવ મહીને ચરખાસંઘ તરફથી લખનૌ કૉંગ્રેસમાં સ્વ. ભાઈ હરિવદન દ્વારા તેમની સાથે ચિત્રકાર તરીકે જવાનું થયું. ત્યાં મને મારું હિંદીનું જ્ઞાન ખૂબ ઉપયોગી થયું. જોવા જાણવાનું પણ ખૂબ મળ્યું.

લખનૌથી પાછા આવ્યા બાદ થોડો વખત ગયો ત્યાં શ્રી કકલભાઈ રાણપુરથી આવી અમદાવાદમાં છાપું કાઢવાની યોજના ઘડતા હતા, તેમણે રવિભાઈ પાસે એક કાર્ટૂનિસ્ટની માગણી કરી, અને રવિભાઈએ એમને મારી સોંપણી કરી. હું તો એથી ચોંકી જ ઊઠ્યો. પણ રવિભાઈને મારામાં વિશ્વાસ હતો; ભલે મને મારામાં નહોતો. મેં એ વિશ્વાસને લાયક થવાનો પૂરો પ્રયત્ન કર્યો. ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં 'નવસૌરાષ્ટ્ર'ના ત્રીજા અંકમાં મારું પહેલું કાર્ટૂન બહાર પડ્યું. 'ચક્કર'ની સહીથી ત્યાર પછી એ કાર્ય ચાલુ જ રહ્યું.

કૉંગ્રેસ પ્રધાનમંડળના અમલમાં અમદાવાદમાં દારૂબંધીખાતું શરૂ થતાં તેના નિયામક શ્રી નંદાની માગણીથી પોસ્ટરો અને કાર્ટૂનો કરવા રવિભાઈએ મને ત્યાં સોંપ્યો. આ દરમ્યાન જ 'પ્રજાબંધુ'ના સંચાલકે મારી માગણી કરી અને 'વિચિત્ર' નામથી એમને ત્યાં પણ કાર્ટૂનિસ્ટ તરીકે કામ શરૂ કર્યું. એવામાં 'રેખા' શરૂ થયું અને એના સંપાદકોના આમંત્રણથી એ માસિક સાથે પણ જોડાયો. આજે એ ત્રણે કામ ચાલે છે.'

# આપણી વનશ્રી

લેખક
શ્રી રામસિંહજી રાઠોડ
ડી. ડી. આર.



ઉપવનો અને તેમાં વસતી ગ્રામ પ્રજાના બનેલા ભારતવર્ષની ભારતીય સંસ્કૃતિ હિંદની રાષ્ટ્રીય મત્તા શાં તેનાં ઉજ્જવળ અને ઉત્તમ વનોમાં વિકસી છે. જંગલોમાં ભારતવાસીઓને જીવનનું કાવ્ય લાધ્યું હતું અને ત્યાં પ્રકૃતિને ખોળે માતા વસુધાનું પોષણ પામી આપણી સંસ્કૃતિ તેની ઉત્કૃષ્ટતાએ પહોંચી છે. પરાપૂર્વથી હિંદીઓના જીવનઘડતરમાં વન અને વૃક્ષોએ અમૂલ્ય ભાગ ભજવ્યો છે. આપણો ધર્મ જુઓ; આપણું સાહિત્ય ઉકેલો; આપણી કળાના અવશેષો અવલોકો; આપણા જીવનવ્યવહારમાં ડોકિયું કરો. સર્વત્ર કુદરતના જીવન જેવાં મનોહર અને ગહન જંગલ તેમજ રહસ્યપૂર્ણ ઝાડોની અસર તરી આવે છે. આપણા ઋષિઓએ અને કવિઓએ પોકારીપોકારીને કોઈ દૈવી પ્રેરણાબળે અને વિરલ ભાવથી જેને કાવ્યમય બનાવ્યો છે એ 'કલ્પદ્રુમ' એ જ આપણી અક્ષય વનશ્રી!

એક વખત હતો જ્યારે માનવી જંગલમાં વસતો, વલ્કલ પહેરતો અને શિકાર ખેલીને કે કંદમૂળ અથવા ફળાહાર કરીને જીવનપોષણ કરતો. એ આદિકાળથી વિકાસ પામી આજના વૈજ્ઞાનિક જમાનામાં ઉન્નતિની ટોચે પહોંચ્યા મનાતા માનવી જીવનમાં અત્યારે પણ જંગલ અને ઝાડો એની એ અમાપ અગત્ય ધરાવે છે. ઝાડોની એક ડાળ બીજી સાથે ઘસાઈને પ્રગટેલા જંગલના દાવાનળમાંથી માણસને અગ્નિ હાથ લાગ્યો; પ્રગતિના પ્રતીક બનેલા એ અગ્નિને આજે પણ આપણે ઝાડોની શાખી વડે જાળવી રાખ્યો છે. પરંપરાથી માણસે લાકડાંનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરી નિપજાવેલી વસ્તુઓમાં માનવસંસ્કૃતિના વિકાસક્રમનો ઇતિહાસ રહ્યો છે. આપણે ખેતી કરતા થયા અને લાકડાંમાંથી ખેતીનાં ઓજારો અને ગાડાં બનાવ્યાં. જંગલના ઘાસ પર ગાયો અને બળદને પોષ્યાં. ગામો અને શહેરો વસાવ્યાં અને ઘર બાંધવામાં લાકડાંનો ઉપયોગ કર્યો. કપડું વણવા લાકડાનો રેંટિયો અને શાળ બનાવી. લાકડાંનાં વહાણો બાંધી વહાણવટાંથી આપણે વેપાર અને વાણિજ્ય વિકસાવ્યાં. આમ, જંગલો આપણા જીવનની પ્રેરણા અને પોષણ બન્યાં અને જંગલનાં ઝાડોને વનદેવતા ગણી આપણે પૂજવા લાગ્યા.

## સંસ્કૃતિ વધી તેમ જંગલો ઘટ્યાં

પણ આપણી વસતિ વધતી ચાલી. ઢોરોની સંખ્યા પણ જોઈએ તે કરતાં અનેકગણી થઈ પડી. વિસ્તારવાળાં ગાઢ જંગલો જેટલાં આદરણીય મનાતાં તેટલાં જ ઘણાસ્પદ લાગવાં માંડ્યાં. જંગલો કાપી માણસોએ ખેતરો નિપજાવ્યાં. જંગલોમાં ને આડેધડ ઢોરોને ફાવેતેમ છૂટાં ચરવા મેલ્યાં. રાની પશુઓ તથા એવા બીજા જંગલોના મનાતા ત્રાસથી છૂટવા જંગલો સળગાવી મૂક્યાં. માત્ર ભયંકર દુકાળ ને રોગચાળાથી ઢોરો ને માણસોની સંખ્યા ઘટતી ત્યારે જ જંગલ ને ઝાડોને કાંઈક વિશ્રાંતિ મળતી.

જમાનો બદલાતો ચાલ્યો. છતાં યે વધતી જતી વસતિને કારણે ખેતી માટે વધારે ને વધારે જોઈતી જમીન માટે તથા લાકડાં, બળતણ ને બીજી જંગલની પેદાશ અર્થે જંગલોની સફાઈ થતી ચાલુ રહી. ઉપરાંત, ચરિયાણ માટે જંગલો પર ઢોરોનો અતિ ભારે અને ઘાતક હુમલો કાયમ રહ્યો. આને પરિણામે જંગલો ઘસાતાં ચાલ્યાં. પણ સૌની જરૂર છૂટથી પૂરી પડતી, એટલે ભવિષ્યની વિષમ પરિસ્થિતિનો કોઈ ખ્યાલ પણ કેમ કરે?

આધુનિક સમય આવતાં તો જીવનની જરૂરતો મુજબ ઉદ્યોગશાળાઓ, કારખાનાં, યંત્રાલયો અને રેલવે વગેરેમાં જંગલ અને ઝાડોની પેદાશની માગ દિવસાનુદિવસ વધતી ચાલી. અંતે એવી સ્થિતિ આવી લાગી કે વસતિથી બહુ દૂર એકાંતમાં આવેલાં નામનાં જંગલો, કે પહાડોમાં જ્યાં માનવીથી ન પહોંચી શકાય તેવાં સ્થાંસ્થાં સ્થળોમાં જંગલો જ માત્ર સલામત રહેવા પામ્યાં. પછી તો જંગલોની પેદાશની અછત પણ જણાવા લાગી અને જંગલોના વિનાશથી આવી પડતી બીજી આપત્તિઓના પણ ભોગ બન્યા. એથી આપણે ચમક્યા. એ ચમકના પ્રત્યાઘાત તરીકે જંગલો કાયમ રહે અને આપણી બધી જરૂરતો

આ પ્રકરણને બેવડા ખૂન તરીકે લેખી શકાય. બીજા સભ્યો એમ જણાવતા હતા કે આ કિસ્સો બેવડા આપઘાત તરીકે ગણવો. આખરે એમ ફેંસલો કરવામાં આવ્યો કે સદરહુ મૃત્યુ કુદરતી કારણોને લીધે થયાં ન હતાં એટલું સૌએ સ્વીકાર્યું.

આમ, કૉરોનરની તપાસમાં કાયદેસર રીતે પ્રાધ્યાપક વીરેન્દ્રરાયનું નામ સંડોવવામાં આવ્યું ન હતું; એટલેકે તેમને હાથે જ આ ગોળીબાર થયેલો કે તેમણે જ આત્મઘાત કરેલો એમ ગણવામાં આવ્યું ન હતું. જો કદાચ એવું કર્યું હોત તો વળી કાયદાની દૃષ્ટિએ ખૂબ અટપટી અને વાંધાભરેલી ઘટના ઉપસ્થિત થાત.

પ્રયોગ-પ્રદર્શનના દિવસ પછી ત્રણેક મહિને અચાનક તારદેવ પરના 'વીર–ધામ' બંગલામાં એક ટૅક્સી આવી ઊભી અને સૌની અજાયબી વચ્ચે એક વ્યક્તિએ એમાંથી ઊતરીને માલિક જેવી અદાથી ગૃહપ્રવેશ કર્યો. એ હતા પ્રાધ્યાપક વીરેન્દ્રરાય! પહેલી નજરે તો કોઇ તેમને ઓળખી શક્યુ નહિ; કારણ કે એમની મોંકળામાં ફેરફાર થઇ ગયો હતો; પરંતુ તેમનાં પત્નીને એમના વ્યક્તિત્વ વિષે શંકા ન રહી. વીરેન્દ્રરાયનું પુનરાગમન એ શકુંતલાના સદ્ભાગ્યનું પરિણામ જ ગણાવું જોઇએ.

વિશ્વમાં ઘણી વખત અકળ ઘટનાઓ બને છે, તેમ આ બાબતમાં પણ બનેલું જણાયું. મુંબાઇમાં જે સમયે આ પદાર્થ-અક્ષેપાસ્ત્રનું છેલ્લું પ્રયોગ-દર્શન થતું હતું તે જ સમયે ટોકિયોમાં પણ કોઇ એક નિષ્ણાત રેડિયો-વિશારદ એ જ બાબત પ્રયોગ કરી રહ્યો હતો. અને એણે ગોઠવેલા યંત્રની વેવ્ઝ લેંગ્થ પણ, જોગાનુજોગ, બરાબર અનુરૂપ આવે એ પ્રમાણે મુકાઇ હતી. એટલે જેવા વીરેન્દ્રરાય રેડિયો કૉર્પોરેશનની લૅબોરેટરીમાંથી અદૃશ્ય થયા કે તરત જ હજારો માઇલો દૂર પહોંચી ગયા! દુર્દૈવ એટલું જ હતું કે તે સમયે વાતાવરણમાં વિદ્યુતનું ભયંકર તોફાન ચાલતું હતું. અને પરિણામે, પ્રોફેસર પહોંચ્યા તો ખરા, પણ તોફાનની અસર તેમના શરીરયંત્ર પર એવી થઈ કે એમને ટોકિયોમાં તબીબી સારવાર હેઠળ બે અઠવાડિયાં સુધી રોકાવું પડ્યું.

પ્રોફેસર એ જાપાની વૈજ્ઞાનિકના રીસીવરમાં પહોંચ્યા એ આકસ્મિક સફળતાને કારણે વળી એક બીજી વિચિત્ર ઘટના બની ગઇ. એ વૈજ્ઞાનિકનું ભેજું આ સફળતાના આનંદના અતિરેકથી તેજ ક્ષણે ફટકી જતાં તેણે આવેશમાં આવી જઇને એ યંત્રને જ વહાલપૂર્વક આલિંગન દઇ દીધું અને એ રીતે યંત્ર અને યાંત્રિક બંને નષ્ટ થયાં!

આ પ્રમાણે રેડિયો દ્વારા પદાર્થનું ટ્રાન્સમિશન થવાની બાબત હવે ત્યાંથી જ અટકી ગઇ. કેટલા સમય માટે એ તો કોણ કહી શકે? પરંતુ એટલું તો ચોક્કસ કહી શકાય કે ગુજરાતે માત્ર વીરેન્દ્રરાયની એક જ ભૂલને કારણે એક ભારતકીર્તિત—બલકે જગતકીર્તિત વૈજ્ઞાનિક નોંધાવવાનો અવસર ગુમાવ્યો.

હવે વીરેન્દ્રરાય રેડિયોસંશોધનનું નામ લેતા નથી. પરંતુ વીરેન્દ્ર–શકુંતલાની જોડી એક ચિત્રપટની કંપની ચલાવે છે. ભવિતવ્યતા!

(સૂચિત) મહાદેવપ્રસાદ હ. દેસાઈ

# બંસીલાલ વર્મા

[અનુ૦ પાછળના પૃ. ૩૪૩થી] ચિત્રશાળાની પડોશમાં રહેવાની ઇચ્છા હતી. ૧૯૩૫માં ચિત્રશાળામાં દાખલ થયો.

ત્યાર પછી નવ મહીને ચર્ખાસંઘ તરફથી લખનૌ કૉંગ્રેસમાં સ્વ. ભાઈ હરિવદનદ્વારા તેમની સાથે ચિત્રકાર તરીકે જવાનું થયું. ત્યાં મને મારું હિંદીનું જ્ઞાન ખૂબ ઉપયોગી થયું. જોવા જાણવાનું પણ ખૂબ મળ્યું.

લખનૌથી પાછા આવ્યા બાદ થોડો વખત હશે ત્યાં શ્રી કકલભાઇ રાણપુરથી આવી અમદાવાદમાં છાપું કાઢવાની યોજના ઘડતા હતા, તેમણે રવિભાઇ પાસે એક કાર્ટૂનિસ્ટની માગણી કરી, અને રવિભાઇએ એમને મારી સોંપણ કરી. હું તો એથી ચોંકી જ ઊઠ્યો. પણ રવિભાઇને મારામાં વિશ્વાસ હતો; ભલે મને મારામાં નહોતો. મેં એ વિશ્વાસને લાયક થવાનો પૂરો પ્રયત્ન કર્યો. ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં 'નવસૌરાષ્ટ્ર'ના ત્રીજા અંકમાં મારું પહેલું કાર્ટૂન બહાર પડ્યું. 'ચકોર'ની સહીથી ત્યાર પછી એ કાર્ય ચાલુ જ રહ્યું.

કૉંગ્રેસ પ્રધાનમંડળના અમલમાં અમદાવાદમાં દારૂબંધીખાતું શરૂ થતાં તેના નિયામક શ્રી નંદાની માગણીથી પોસ્ટરો અને કાર્ટૂનો કરવા રવિભાઇએ મને ત્યાં સોંપ્યો. આ દરમ્યાન જ 'પ્રજાબંધુ'ના સંચાલકે મારી માગણી કરી અને 'વિચિત્ર' નામથી એમને ત્યાં પણ કાર્ટૂનિસ્ટ તરીકે કામ શરૂ કર્યું. એવામાં 'રેખા' શરૂ થયું અને એના સંપાદકોના આમંત્રણથી એ માસિક સાથે પણ જોડાયો. આજે એ ત્રણે કામ ચાલે છે.'

પૂરી પડે એ નેમથી હિંદમાં ઈ.સ. ૧૮૬૫માં જંગલોને વિકાસવા અને નિયંત્રણમાં લેવા વ્યવસ્થિત જંગલખાતાંની સ્થાપના થઈ; અને ઈ.સ.૧૮૭૮ના જંગલોના કાયદાથી હિંદી જંગલોને સંરક્ષણ મળ્યું.

### હિંદનાં જંગલો

અત્યારે હવે, આશરે ૧૦,૯૯,૩૧૩ ચોરસમાઇલના વિસ્તારવાળા આપણા હિંદ જેવા વિશાળ દેશનો માત્ર લગભગ ૨,૬૧ ૨૧૯ ચોરસમાઈલ પ્રદેશ જ જંગલોથી છવાએલો છે; અને તેમાંથી યે બ્રહ્મદેશને બાદ કરતાં તો હિંદનાં જંગલો એકંદરે ૯૯,૭૪૬ ચોરસમાઇલના વિસ્તારમાં જ આવેલાં છે. તેમાંથી પણ ૧૧,૩૫૭ ચોરસ માઇલનાં સરકારી દેખરેખ નીચેનાં બંધ જંગલો જ એના અનેકવિધ ફાયદા આપતાં આપણા દેશનું ગૌરવ બની રહેલાં છે. એ સરકારી જંગલો કોઇ પણ દેશ સાથે સરસાઇ કરે તેવાં સુનિયંત્રિત અને અમૂલ્ય છે.

### આપણું વિચિત્ર અને વિવિધ હવામાન

હિંદુસ્તાનમાં તેની ભૌગોલિક પરિસ્થિતિ અનુસાર ઋતુઓ અને હવામાનની એટલી બધી વિચિત્રતાઓ અનુભવવા મળે છે કે તે, દુનિયાભરની વિવિધ ઋતુઓ અને હવામાનના નમૂના જેવું બની રહે છે. આપણે ત્યાં વર્ષાઋતુ ઘણુંખરું તો ઉનાળા પછી બેસે છે, પણ ક્યાંક શિયાળે પણ વરસાદ આવે છે. આસામની ખાસી ટેકરીઓમાં ચેરાપૂંછમાં દર વર્ષે ૪૬૦ ઇંચ વરસાદ પડી જાય છે તો રજપૂતાના અને સિંધ જેવા સૂકા મુલકમાં બેત્રણ ઇંચ પાણી પણ માંડ પડે છે' સિંધમાં અતિશય ગરમી પડે છે તો હિમાલયના પહાડોમાં તેટલી જ ઠંડી હોય છે. દક્ષિણ હિંદુસ્તાનના ગરમ પ્રદેશનાં લીલાંછમ જંગલોથી માંડી હિમાલયના શીત પ્રદેશ સુધીમાં અને પંજાબ, સિંધ તથા કચ્છના સૂકા મુલકથી માંડી હિંદુસ્તાનની પૂર્વના ડુંગરો અને બંગાળાના દરિયાકિનારાનાં જંગલો સુધીમાં આવી રહેલા ભૂભાગની કેટલી યે વિચિત્રતા અને વિવિધતા અનુસાર હિંદુસ્તાનનો વનસ્પતિવૈભવ પણ તેની વિવિધતા અને વિચિત્રતામાં કોઇ પણ દેશને આંટી જાય એવો છે અને તેટલો જ તે વિપુલ અને સમૃદ્ધ છે.

### અને તેટલી જ વિવિધ અને વિશિષ્ટ વનશ્રી

હિંદુસ્તાનની વિશિષ્ટ વનશ્રીનો અખૂટ ભંડાર તો હિંદના શિરોમુકુટ નગાધિરાજ હિમાલયના પહાડો પર,



હિમાલયમાં થતાં દેવદાર

તેની તળેટીએ અને ખીણોમાં જ આવેલો છે. વાયવ્ય સરહદના પ્રાંતથી સંયુક્ત પ્રાંતોના કુમાઉં સુધીના અગ્ર હિમાલયના એ પહાડોમાં જોતાં લગભગ ૧,૫૦૦ ફૂટની ઊંચાઇએથી ૬,૫૦૦ ફૂટ સુધીમાં રેઝીન આપતાં ચીડપાઇનનાં જંગલો વિસ્તરેલાં છે. તેની ઉપરની પહાડીઓમાં ૮,૦૦૦ ફૂટની ઊંચાઇ સુધી સરહદ પ્રાંતથી શરૂ થઈ ગંગોત્રી સુધીના વિસ્તારમાં પર્વતપુત્રી પાર્વતીના અપત્યવાત્સલ્યનો લહાવો લેનાર તરુવર દેવદારની મનોહર વનરાજી વિસ્તરેલી પડી છે. આમાંનાં કાશ્મીરપંજાબનાં દેવદારનાં ઉત્કૃષ્ટ વનો તેમનાં સૌંદર્ય અને બહુમૂલ્યતાથી ખાસ ધ્યાન ખેંચનારાં છે. આ વિસ્તારમાં તેમજ તેની ઉપર ૧૧,૦૦૦ ફૂટની ઊંચાઇ સુધી બાંજ, તીલોંજ અને ખરસુ જેવી ઓકની વિવિધ જાતો મળી આવે છે. દેવદારની ઉપર ૧૨,૦૦૦ ફૂટ સુધી કેલ, સ્પ્રુસ અને સિલ્વરફરનાં વિશાળ જંગલો આવેલાં છે. આ વિસ્તારમાં અને તેની ઉપર તેરથી ચૌદ હજાર ફૂટની ઊંચાઈ સુધીમાં, સોદામણાં હૉર્સચેસ્ટનટ, મૅપલ, બર્ચ, રહોડોડેન્ડ્રોન અને વિલો વગેરે વૃક્ષો વડે હિમાલયની વનરાજી કેટલી યે વિવિધતા ધારણ કરતી કરતી



પુષ્પ-પ્રફુલ્લિત સાલવૃક્ષ—નાનાં સાલવૃક્ષ સાથે

ર૨, વનસ્પતિમાં જ્યાં માત્ર ઘાસ જ ઊગી શકે છે ? ઊંચાઇએ પહોંચે છે. જગિયાલ નામે જાણીતા આ વિસ્તારો ઉનાળે સંખ્યાબંધ ઘેટાં બકરાંઓને ચરિયાણ પૂરું પાડે છે. સામાન્યતઃ હિમાલય તરીકે જ ઓળખાતી એ ગિરિમાળાઓમાં તે પછીની ઊંચાઇએથી એ પહાડો ચિરંતન હિમાચ્છાદિત રહે છે અને તેના શબ્દાર્થને સાર્થ કરતો સાચો હિમાલય તો ત્યાંથી જ શરૂ થાય છે.

### ભારતનાં જંગલો

હિમગિરિઓની સમાંતરે સંયુક્ત પ્રાંતોના અગ-હિમાદ્રિની ટેકરીઓમાં નીચે તરાઇમાં, જમનાની પૂર્વેથી વિસ્તરી બંગાળા અને આસામ સુધી કીમતી સાલ વૃક્ષોનાં જંગલો આવેલાં છે. બોધિ વૃક્ષોમાંનાં એક (જેની નીચે ભગવાન બુદ્ધ નિર્વાણ પામેલા એ) પ્રકાશિત ઘેરી લીલી ઝાંયવાળાં પર્ણભર્યાં આ સાલ વૃક્ષોની તો ચીનયાત્રી હ્યુએનત્સાંગે પણ નોંધ લીધેલી છે. છોટાનાગપુર અને ઓરિસ્સાનાં સાલનાં જંગલો પણ જાણીતાં છે. હિંદી જંગલોમાં સાધારણપણે વિહરતાં કેટલાં યે વિવિધ રાની પશુઓમાંથી આ ગીચ જંગલોમાં તો જંગલી હાથીઓ, જંગલી પાડા ને માનવભક્ષી વાઘોનો વસવાટ પણ સાધારણ છે. બ્રહ્મદેશ અને બંગાળાની સીમા ઉપર વાંસનાં વિશાળ વનો એટલાં તો વિપુલ છે કે ત્યાં તેની કોઈ કીમત નથી સમજાતી.

અગ્ર હિમાલયનાં સાલવનોના વિસ્તારો અને તિબેટની સરહદ સુધીમાં આસામનાં વિવિધ વનસ્પતિ-પ્રચૂર જંગલો આવેલાં છે. તેની નીચે બંગાળાના ઉપસાગરની કંઠારે ગંગાના તીરપ્રદેશમાં, જ્યાં પૂનમ અમાસના જુવાળ સમયે તો ઊંડાં પાણી બનય જાય છે અને જ્યાં જવાને હંમેશાં વહાણમાં જ વસવું પડે છે એવા, 'સુંદરવન' નામે જાણીતા વિસ્તારમાં વિશિષ્ટ ખાસિયતોવાળાં સુંદરીનાં વન વિસ્તરેલાં છે. અહીંથી મધ્ય હિંદ પર નજર દોડાવતાં ત્યાં સાગનાં સમૃદ્ધ જંગલો ધ્યાન ખેંચે છે. જે ભાગમાં વરસાદ ઓછો થાય છે ત્યાં સાગનાં એ વિશાળ વૃક્ષો ઠીંગરાએલાં માલુમ પડે છે અને ક્યાંક તેનાં જંગલો બીજાં વૃક્ષો સાથે મિશ્રણમાં આવેલાં છે. આવાં મિશ્ર જંગલો મુંબાઈ ઇલાકાના કાનડા સુધી વિસ્તરી ત્યાંથી દક્ષિણ હિંદમાં ઠેઠ ત્રાવણકોર, કોચીન અને મદ્રાસ સુધી ફેલાએલાં છે. એ તરફ મ્હૈસુરનાં સુખડનાં જંગલ તેની મહત્તાથી જાણીતાં છે. સિંધુની નહેરનાં પાણીથી સિંધના શુષ્ક વિસ્તારમાં ઉછેરાતા અને કુદરતી થતા બાવળનાં જંગલો ૧,૧૧૯ ચોરસ માઇલના વિસ્તારમાં આવેલાં છે. અને જ્યાં ઝાડોના ઉછેર માટે વરસાદનું પૂરતું પાણી નથી વરસતું એવા પંજાબનાં મેદાનોમાં નહેરો વાટે પાણી પાઈ ઉછેરાતાં સીસમ અને શેતૂરનાં વૃક્ષોનાં ૬૦,૦૦૦ એકરનાં પ્લાન્ટેશનો તો જંગલોની કૃત્રિમ વાવણીની સફળતાના આદર્શ નમૂના તરીકે દુનિયાભરમાં પ્રસિદ્ધ છે.

### મુંબાઈ ઇલાકાની વનશ્રી

મુંબાઈ ઇલાકાના વિસ્તારનો ૧૭ ટકા પ્રદેશ જંગલોથી છવાએલો છે અને તેમાં ૧૨,૯૩૭ ચોરસ માઇલનાં રક્ષિત જંગલો આવેલાં છે. બાકીના પ્રદેશમાં જ્યાં વરસાદ બહુ ઓછો છે ત્યાં ઠીંગરાએલાં વૃક્ષો કે કાંટાળી રૂક્ષ વનસ્પતિ થાય છે. સિંધ તરફ પડતા સરેરાશ વરસે પાંચેક ઇંચ જેટલા વરસાદથી વધતાં વધતાં, ઘાટ તરફ ક્યાંકક્યાંક ૩૦૦ ઇંચ જેટલો વરસાદ ધરાવતા અને સમુદ્રની સપાટીથી ૩૦૦૦ ફૂટ કે તેથી વધુ ઊંચી જમીનવાળા આપણા ઇલાકાના પ્રદેશોમાં

હવામાનની સ્થિતિ જેવી વિવિધ છે તેવી જ આપણાં જંગલોની વનસ્પતિ પણ વિવિધતામાં વિશિષ્ટ છે. જ્યાં ૨૫ ઇંચ લગભગ વરસાદ થાય છે તેવાં દક્ષ્ખણનાં જંગલોમાં થતા બાવળ, ખેર અને સાગનાં ઠીંગરાએલાં વૃક્ષોનાં લાકડાં મકાનોનાં છાપરાં છાવા, ખેતીનાં ઓજારો માટે અને સરપણ તરીકે ખપ લાગે છે અને ત્યાં થતા તરવરની છાલ ચામડું રંગવા કામ લાગે છે. બીજાપુર પ્રાંતના, બેલગામના ગોકાક તાલુકાના, તથા સતારાના કેટલાક ભાગનો અને પુના પૂર્વ-નાસિક તથા ખાનદેશની કેટલીક ઝાડીનો આમાં સમાવેશ થાય છે. નવાપુર નજીકનાં ખાનદેશનાં જંગલોમાં તથા પશ્ચિમ નાસિક અને સુરતનાં ડાંગનાં જંગલોમાં થતો સાગ ત્યાંના સરેરાશ લગભગ ૨૫થી ૫૦ ઈંચ જેટલા થતા વરસાદને કારણે વિશિષ્ટ ખાસિયતો ધરાવે છે. વળી આ તરફ બહુ જ ઊંચું ઘાસ થાય છે. જ્યાં ૪૦ ઇંચથી વધુ વરસાદ થાય છે તેવા થાણાના ઉત્તર છેડેથી માંડી કોલાબા અને કાનડામાંથી વિસ્તરતાં કોકણનાં જંગલોમાં સાગ, બ્લૅકવૂડ, ચેઇન, જાંબુ અને એવાં બીજાં ઇમારતી લાકડાં તથા વાંસ થાય છે. પશ્ચિમ ઘાટમાં ઘણે સ્થળે ૧૦૦થી પણ વધારે ઈંચ વરસાદ પડે છે. આ તરફના પહાડીઓ સૈકાઓથી ખેતી માટે જંગલો કાપતા આવ્યા છે. જંગલો કાપી, તેની તળેની ફળદ્રુપ જમીનમાં થોડાં વરસ ખેતી કરી, તેનો કસ ચુસાઇ જતાં તેને પડતર તરીકે છોડી દઈ, ફરી બીજે જંગલ કાપી તેઓ નવી જમીન તૈયાર કરે છે અને આ રીતે જંગલોનો વિનાશ થતો જ રહ્યો છે. આજે તો જોકે એ પ્રથા અટકાવવામાં તો આવી છે; પરંતુ એ પહાડોનાં એ સીધાં ચડાણો ખુલ્લાં થવાથી વધારેપડતા વરસાદના જોરે ધોવાઈ જતાં -હવે માત્ર ખુલ્લા ખડક બની ગએલા છે! મહાબળેશ્વરની ઠીંગરાએલી વનશ્રીની વચ્ચે નજરે પડતાં ત્યાંનાં દેવસ્થાનોની આજુબાજુનાં પવિત્ર કુંડનાં વૃક્ષો, આજે, પહેલાંનાં એ સમૃદ્ધ જંગલોની ભવ્યતાના અવશેષ જેવા ઊભા છે. કાનડા પરગણાના કેટલાક ભાગમાં પુરાણાં જંગલો, ઉચ્ચ વૃક્ષો ને ગીચ ઝાડી આવેલાં છે. આ પલ્લવપુંજભરી ઝાડી ઉનાળે પણ એકસરખો છાંયો આપી હવામાનને હમેશાં ભેજવાળું, ઉષ્ણતામાન હમેશાં લગભગ સરખું અને ઝરણાં તથા વહેળાઓને સતત વહેતાં રાખે છે. ગીચ લીલા છોડવા અને માર્દવભરી વેલીથી વીંટળાએલા ૧૫૦ ફૂટથી યે વધુ ઊંચાઇવાળાં સુશોભિત વૃક્ષો, ઊંચાંઊંચાં તાડ અને દુર્ગમ નેતરભર્યો વિસ્તારો, એ આ તરફનું આકર્ષણ છે. આ સદા લીલીછમ રહેતી ઝાડીને લીધે કાનડાનાં સોપારીનાં ઉપવનોને જોઇતો જરૂરી ભેજ મળી રહે છે.

## અને આપણા ગુજરાતની સમૃદ્ધિ

૧૪ હજાર ચોરસ માઇલના વિસ્તારવાળો આપણો ગુજરાતની તો ઘણીખરી જમીન ખેડવાણ અને ફળદ્રુપ છે; અને જે છૂટાંછવાયાં જંગલો છે તેમાં તાપીની દક્ષિણે આવેલાં ડાંગનાં સાગનાં વન મહત્ત્વનાં અને કીંમતી છે. તેની પેદાશ વરસે સરેરાશ ૧૦ લાખ રૂપિયાથી પણ વધારે આવે છે. રેવાકાંઠાનાં તાડનાં વન, મહીકાંઠાનાં જંગલોમાં થતાં સુખડનાં વૃક્ષ અને ગુજરાતની પૂર્વ સરહદ ઉપરનાં જંગલોમાં—મુખ્યત્વે પંચમહાલમાં—થતાં મહુડાં ગુજરાતની વિશિષ્ટ પેદાશ છે. પશ્ચિમમાં કાઠિયાવાડના ગિરનાર અને ગીર તથા પૂર્વે ગુજરાતની પૂર્વે સરહદ પરના પહાડો ગીચ ઝાડીથી છવાએલા છે. તેમાં સાગ, સીસમ, ખેર, વાંસ વગેરે ઇમારતી લાકડાં પૂરાં પાડતાં વૃક્ષો તથા આંબા, મહુડાં ને રાયણ જેવાં બીજાં ફળાઉ ઝાડો પણ પુષ્કળ થાય છે. આવાં ફળાઉ ઝાડો મહીકાંઠા અને રેવાકાંઠાનાં જંગલોમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે.

જંગલો કરતાં પણ ગુજરાતમાં વિવિધ વનસ્પતિથી ભરચક ઘાસનાં બીડો વધારે છે. સુરત જિલ્લાના પારનેરાના ડુંગરોમાં, કાઠિયાવાડના બરડો, શેત્રુંજે, વાળાકગિરિ અને ચોટીલાના ડુંગરોમાં અને કચ્છની ધારોમાં ઢોરોને પુષ્ટિ આપનારું સારું ઘાસ પુષ્કળ થાય છે; અને પરિણામે આપણે ત્યાં ઢોરઉછેરનો ધંધો ઘણા માલધારીઓને પોષે છે. ગુજરાતની ફળદ્રુપ જમીનમાં આંબા, રાયણ, ખજૂરી, અનનાસ અને ફણસ જેવાં ફળાઉ ઝાડો ઘણાં થાય છે અને રેતાળ તેમજ ડુંગરાળ પ્રદેશ સિવાય સર્વત્ર સાધારણપણે જ્યાંત્યાં લીમડા, પીપળો, પીપળી, વડ, આમલી વગેરેનાં ઘટાદાર વૃક્ષો જોવામાં આવે છે. ગુજરાત, જંગલો કરતાં આવાં વૃક્ષોથી સમૃદ્ધ છે.

(આ અતિ ઉપયોગી લેખનો વિશેષ ભાગ આવતા અંકમાં)



# સંસારનાં શહેરો

## ૨૬–મુંબાઈ

હિંદના અને તેમાં યે ગુજરાતના વતનીઓને મુંબાઈ અજાણ્યું ન હોય. દિલ્હી ભલે હિંદની રાજધાની રહી, કલકત્તા ભલે પૂર્વબંગાળની રાજધાની તરીકે અને વસ્તી તથા બીજી રીતે હિંદનું મહાનગર ગણાતું હોય, પણ એમાંથી એકે મુંબાઈ જેટલું જગનામી થઇ શક્યું નથી.

સમસ્ત હિંદના પશ્ચિમ સાથેના વેપારની ધોરી નસ સમું અને હિંદના આશરણા કિનારાનો મોખરો સાચવતુ, દરિયાઈ રાજમાર્ગોનું મહત્વનું આ થાણું અને પશ્ચિમ હિંદનું પ્રવેશદ્વાર (Gateway of India) જગતભરનાં મહાબંદરોમાં પોતાનો એકડો નોંધાવે છે અને દુનિયા આખીનાં બંદરોના વાવટા એને ત્યાં ફરકી જાય છે.

આજનું મુંબાઇ જે એક ટાપુ પર વસેલું છે તે પણ, શરૂમાં જ્યારે તે અંગ્રેજોને હાથ આવ્યો ત્યારે, એક અખંડ ટાપુ નહિ, પણ દરિયાની નાની નાની નહેરોને ખાડીઓથી વહેંચાએલા બેટડાઓનો સમૂહ હતો. સતત મહેનતથી માનવીએ આ ત્રણસો વરસમાં તેને લાંબના ૧૧ માઇલ લાંબા ને ૨ માઇલ પહોળા એક અખંડ ભરચક વસાહતી બેટના રૂપમાં ફેરવી નાખ્યો છે; અને હજી પણ ઉત્તરે ટ્રૉમ્બે ને સાલસેટના મોટા ટાપુ સાથે તેને જોડી દઇને તેનાં પરાંઓનો વિસ્તાર વધાર્યે જ જાય છે.

હાથના અંગુઠા અને તર્જની આંગળી વડે રચાતા ચન્દ્રાકાર વળાંકવાળા એ ટાપુના દક્ષિણ છેડાના એ સુંદર અખાતમાં બૅક–બેનો છીછરો દરિયો સોહી રહે છે, અને એ વળાંકને કિનારેકિનારે ચન્દ્રાકારે મુંબાઇ પથરાઇને પડયું છે. નીચલો તર્જની આંગળી જેવો છેડો શેડફેતાર પાતળો થતોથતો જ્યાં અટકે છે તે કોલાબા પૉઇન્ટ ઉપર દીવાદાંડી છે, અને એ આંગળી ઘાટના આખા કોલાબા વિસ્તાર પર લશ્કરી થાણું અને યુરોપિયન વસાહતો આવેલી છે. અંગૂઠાના ઘાટનો ઉપલો છેડો મલબારહિલ નામના ૨૦૦ ફૂટ ઊંચાઈના ખડક પ્રદેશનો બનેલો છે, જેના બંને બાજુના ઢોળાવ સહિત આખા વિસ્તાર પર મુંબાઇના લક્ષ્મીનંદનોના પ્રાસાદો છે, ને એ મલબાર પૉઇન્ટને છેડે મુંબાઈના ગવર્નરનું રહેઠાણ છે.

પણ આથી યે અગત્યનો ભાગ તો આ ટાપુના પૂર્વકિનારા અને હિંદના ભૂમિભાગ વચ્ચે આવેલો મુંબાઇનો બંદરી દરિયો છે. દક્ષિણે કોલાબા પૉઇન્ટ આગળ ૭ માઈલ પહોળા પ્રવેશદ્વારથી સાંકડો થતો થતો એ સાગર-




મુંબાઇનો નકશો

ભાગ, ઉત્તરે થાણા આગળ એક ર
પટ્ટી જેવો બની, સાલસેટને ગ
ફરતો આંટો લઇ, ફરી પાછો
આગળ મુખ્ય દરિયાને મળી જ
કોઈ મહાકાય સરોવર જેવા ગ
એ સાગરભાગની પશ્ચિમે મુંબ
ડક્કા અને ગોદીઓથી ભરેલો ય
સુધી પથરાએલો બંદરી કિના
અને પૂર્વે વનરાજી અને ઘાટના
ડોથી છવાએલો નિસર્ગસમૃદ્ધ
ભૂમિકિનારો છે; અને એ બે વચ્ચે
લેતા, નાના નાના ટાપુઓવાળા
ઈના એ બંદરી સાગરનું દશ્ય, દુ
ભરનાં દશ્યોમાં વિશિષ્ટ સુંદરતા

મુંબાઇનો ઇતિહાસ છેક ઈસુન
વસ્તરની શરૂઆત સુધી આંકળી શ
ત્યાંના અસલ વતની કોળીઓ અ
છીમારોની આરાધ્યદેવી મુમ્બા



ચંદ્રાકાર 'બૅક બે'ને કિનારેકિનારે પથરાઇને પડેલા મુંબાઇનું મનોહર દશ્ય



મુંબાઈ મ્યુનિસિપાલિટીનું મકાન

(જે પાર્વતીનું એક સ્વરૂપ છે)ના નામ પરથી ઓળખાતું, અને ટૉલેમીએ જેને હેપ્ટેનિશિયા કહ્યું છે તે સાત ટાપુઓ પર વસેલું મુંબાઇ, પશ્ચિમ ઘાટ પર રાજ્ય કરી ગએલા શતવાહન, મૌર્ય, ચાલુક્ય અને રાષ્ટ્રકૂટ રાજવંશોની હકૂમતો તળે અનુક્રમે આવ્યા કર્યું હતું. એલિફન્ટા ટાપુ ઉપર પુરી નામનું શહેર તેનું મુખ્ય નગર હતું. ૧૨૯૪માં અલાઉદ્દીન ખિલજીએ દેવગિરિ પર કરેલા હલ્લા બાદ ત્યાંના એક વંશજ રાજા ભીમે મુંબાઇના ટાપુ પરનું મહીકાવતી (માહીમ) વસાવેલું. ૧૩૪૮માં ગુજરાતના મુસલમાનોએ જીતી લીધું ત્યાં સુધી મુંબાઇમાં હિંદુ હકૂમત રહી. ઈ. ૧૫૩૪માં સુલતાન બહાદુરશાહે તે પોર્ટુગીઝોને આપી દીધું. કુદરતે બક્ષેલી તેની સુંદર બંદરી રચના જોઈ અંગ્રેજોની આંખમાં તે ખૂંચેલું જ હતું, અને પોર્ટુગીઝો પાસેથી તે લઇ લેવા ૧૬૧૪–૧૫ અને ૧૬૨૬માં લડાઇઓ કરેલી. ૧૬૫૪માં ઇસ્ટ ઇંડિયા કંપનીએ ક્રૉમવેલને તે ખરીદી લેવા પણ આગ્રહ કરેલો, પણ કાંઈ બનેલું નહિ અંતે, ઇંગ્લંડની ગાદીએ આવેલા ચાર્લ્સ બીજા જોડે પોર્ટુગાલની કુંવરી કૅથેરાઈનનું લગ્ન થતાં તેના દાયજાના એક ભાગ તરીકે ૧૬૬૫માં તે ઇંગ્લંડને હાથ આવ્યું. ૧૬૬૮માં રાજાએ તે ઇસ્ટ ઇંડિયા કંપનીને આપ્યું અને કંપનીએ તેને સુરતકોઠીના હવાલા નીચે મૂક્યું.

હાલના મુંબાઈની વિકાસયોજનાનો મૂળ જશ, ૧૬૬૯માં સુરતની કોઠીના અધિકારપદે આવેલા જિરાલ્ડ ઍન્જિયરને છે. તેણે કિનારા, બંદર ને ગામના રક્ષણને માટે પાકી કિલ્લેબંદી કરી ને ૧૬૭૨માં જાતે ત્યાં જઈ વસ્યો. પછી તો વસતિ ચોમેરથી ઉભરાવા લાગી અને ૧૦ હજારમાંથી ૬૦ હજારે પહોંચી.

ઇ. ૧૮૫૩માં એક બાજુ રેલવે નંખાઈ અને બીજી બાજુ થોડા વરસ બાદ પશ્ચિમમાં સુએઝની નહેર ખુલ્લી મુકાઈ એથી જમીન તેમજ સમુદ્ર બંનેના વ્યવહારમાર્ગો ખુલ્લા થયા, અને ત્યારથી મુંબાઇ કૂદકે ને ભૂસકે પ્રગતિ કરવા લાગ્યું. એક વખત ચોર્યાસી બંદરના વાવટા ફરકાવતું અને અંગ્રેજી કોઠીનું મુખ્ય મથક સુરત હવે તેની હરીફાઈ આગળ તૂટી ગયું. વચ્ચે ૧૮૬૬–૬૭માં રૂના ભાવ ગગડવાથી આવેલી આર્થિક કટોકટીએ મુંબાઇની આબાદીમાં થોડો વિક્ષેપ નાખ્યો, પણ ૧૮૯૧ સુધીમાં તો તે પાછું ફાલીફૂલી ઊઠ્યું. પછીના દસકામાં પ્લેગની મહામારીએ તેને પીંખી નાખ્યું, પણ ત્યારપછી તે બમણા જોરથી વિકસ્યું છે, અને ૧૯૨૦ પછી તો તેનો વિસ્તાર વધારવા બૅક બે અને પૂર્વ કોલાબા તરફ તો દરિયામાંથી બે માઈલ જેટલી જમીન રેકલેમેશન કરી ઉમેરવી પડી છે.

હિંદના પશ્ચિમ કિનારાના પ્રવેશદ્વાર સમા તેના ભૌગોલિક સ્થાને, કુદરતે બક્ષેલી ભવ્ય અને સુંદર બંદરી રચનાવાળા કિનારાએ, તથા ત્યાંના વતનીઓની સાહસબુદ્ધિએ દુનિયાનાં નગરોમાં મુંબાઇને આજે મોખરે મૂકી દીધું છે. વ્યાપાર અને ઉદ્યોગથી ધમધમી રહેલા એ નગરની લગભગ બાર લાખની વસતિમાં પૂર્વ અને પશ્ચિમની પચરંગી પ્રજાઓનો વાસ છે, જેમાં ૬૮ ટકા હિંદુ, ૧૮ ટકા મુસલમાન, ૭ ટકા યુરોપિયનો, ૫ ટકા પારસીઓ, ઉપરાંત યહુદીઓ અને બીજા છે. એક લાખની તેની પારસી વસતિમાંથી તાતા, વાડિયા, પીટિટ અને જીજીભાઈ જેવા, સખાવતો અને સાહસોથી જગનામી બનેલા નબીરાઓ પાક્યા છે. હિંદના પશ્ચિમ કિનારે પથરાઇને પડેલા મોટા મુંબાઈ ઈલાકાનું એ રાજધાનીનું નગર, મુખ્ય ધારાસભાઓ, રાજકારોબારી કચેરીઓ, ન્યાયાલયો અને મોટી યુનિવર્સિટી ધરાવે છે; અને કોટ વિસ્તારનાં એનાં આલીશાન મકાનો અને એના વ્યાપારવણજની ઘટમાળ ને ધમાચકડી તથા ભવ્યતા ને વિશાળતા સંસારનાં મોખરાનાં શહેરોની તોલે આવે એવાં છે.

## પાંગળો ઉત્સાહ

૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામ વખતે એક ઉત્સાહી કાર્યકર્તા પ્રચારકાર્ય માટે મોડાસા જવા ઊપડ્યા. અમદાવાદથી પ્રાંતીજ રેલમાં તલોદ સ્ટેશને ઊતર્યા અને મોડાસા જતી મોટર બસમાં બેઠા. બેઠા પછી એમણે સહજ કુતૂહલથી પૂછપરછ કરી કે મોડાસા અહીંથી કેટલું દૂર? જવાબ મળ્યોઃ ત્રીસ માઇલ. અમદાવાદથી તેત્રીસ માઇલની ટ્રેનની મુસાફરી કરી થાકેલા (!) એ કાર્યકર્તાને થયુંઃ 'આટલું બધું દૂર! કોણ જાણે મોટર ક્યારે પહોંચશે!' અને થઈ ચૂકેલી ભૂલ સુધારવા તેઓ મોટરમાંથી ઊતરી પડ્યા ને બેત્રણ કલાક સ્ટેશને થોભી પછી વળતી ગાડીમાં અમદાવાદ ભેગા થઈ ગયા! સગવડોની વળગણી પર ટકી રહેલો આપણો ઉત્સાહ કેવો પાંગળો છે એનું આ ઉદાહરણ છે. રાજદ્વારી જ નહિ, પણ તમામ ક્ષેત્રોમાં આ સ્થિતિ છે. —ર. સો.

# લેખક

★ શ્રી અનંત 'કાણેકર'નો હળવો નિબંધ

લેખક તરીકે મારી જાતને ધન્ય ગણવાનું મન મને કોઈ દિવસ થયું હોય તો તે ગઈ કાલે. કાલે હું મારા એક મિત્રને ઘેર ગયો ત્યારે એ મિત્રની પત્ની ખૂબ જ ગુસ્સે થઈને મને કહેવા લાગી: 'તમે આ ગમે તેવું અર્થવગરનું શું લખી નાખો છો?'

'શું?' મેં પૂછયું.

'પેલું વ્યવસ્થિત રહેવાની ઘેલછા વિષે તમે કંઈક લખ્યું'તું ને?'

'તો એમાં શું થઈ ગયું, ભાભી?' મેં હસતાં કહ્યું.

'શું થઈ ગયું? અમારી બેબીએ તમારો એ લેખ વાંચ્યો ત્યારથી કમાલ કરવા માંડી છે. એક વસ્તુ એની જગ્યાએ મૂકે તો એના જ સમ! નિશાળેથી આવે એટલે ચોપડીઓ એક તરફ ઉડાવી દેશે, તો કપડાં બીજા ખૂણામાં ફેંકી દેશે. આમ જાણે ધમાલ કરી મૂકે છે; અને કંઈક બોલવા જઈએ તો કહેશે,' "પેલા લેખમાં જુઓ, શું છાપ્યું છે તે. લોકો કંઈ અમસ્તા જ એવું છાપતા હશે?'

ભાભીના શબ્દો સાંભળી મારો આનંદ તો જાણે આકાશમાંય ન સમાય એટલો વધ્યો. આવી નિષ્ઠાવાળી શિષ્યા મળેલી જોઈ કોને હરખ ન થાય?!

ખરેખર, છાપેલા શબ્દોની મહત્તા કંઈ ઓર જ હોય છે! એ બેબીની વાત જવા દો ને. મોટાં ને વૃદ્ધ માણસો પણ છાપેલા વાક્યને પ્રમાણ તરીકે સ્વીકારે છે. અમારા ગણુકાકાના દેવોના ખ્યાલ રાજા રવિવર્માનાં ચિત્રો પરથી જ બંધાયા છે. પણ એ વિષે જો તમે એમની જોડે વાદવિવાદ કરવા જશો, તો કાકા તમારું કહેવું કોઈ દિવસ નહિ માને, એટલું જ નહિ પણ તમને જ ગાંડામાં ગણી કાઢશે! પણ મેં એમની એ માન્યતાનો પૂરો લાભ ઉઠાવ્યો છે. જ્યારે પહેલી જ વાર મેં મૂછો મૂંડાવી ત્યારે કાકાનો પિત્તો શું ઊછળ્યો હતો!

'આ શું? બાયડા જેવા બાયડા થઈને આવા વેરાને શોભે એવા ચાળા?'

'નહિ કાકા, એવું ન બોલશો.' મેં કહ્યું: 'તમારા દેવોમાં મૂછાળા કેટલા એ જુએ જોઈએ. જુઓ રવિવર્માના રામ અથવા કૃષ્ણનું ચિત્ર. એમને તમે શું સ્ત્રૈણ કહેશો?'

ગણુકાકાને ગળે મારી આ વાત ઊતરી કે નહિ તે તો કોણ જાણે! પણ તે પછી કાકા કદી મારી સાથે એ વિષે માથાફોડ કરવા આવ્યા નથી!

બેબીની વાત ગણુકાકાને સંભળાવી હું જ્યારે છાપેલા શબ્દનું મહત્ત્વ ગાવા માંડયો, ત્યારે તેઓ તો તદ્દન અસ્વસ્થ થઈ ગયા. 'બહુ સારું;' તેમણે કહ્યું: 'હવે મારે પણ લેખો લખી છપાવવા માંડવા પડશે. તું કેટલાક માસિકોવાળાને તો ઓળખે છે ને? તો મારા લેખો છપાવી આપતો હોય તો કેવું સારું?'

'પણ કાકા, તમે તે શું લખવાના હતા?' મેં કહ્યું.

'શું એટલે? લાખ્ખો વિષયો છે: દેવનું ભજન કરવાથી થતા લાભ, પૈસો કેમ સંઘરવો, આ જગતનો માયા છે, વગેરે કેટલા બધા વિષય છે!'

કાકાએ ગણાવેલા વિષયો સાંભળી મને હસવાનું તો ઘણુંયે મન થયું. પણ કાકાને હસવાની કંઈ જરૂર? 'લેખક', 'લેખક' કરીને પોતાને વર્ણવતા કેટલા યે લોકો વાસી અને રસવગરના વિચારો મોહક અને મંજુલ ભાષામાં લોકોને ક્યાં નથી આપતા?

લોકોના નેતા અને લોકોનું મનરંજન કરનારા એવા જો લેખકોના વિભાગ કલ્પીએ તો ઉપર વર્ણવેલા લેખકો બીજા વિભાગના હોઈ શકે.

હવે બેબીનો દાખલો લો કે ગણુકાકાનો. છાપેલા શબ્દોમાં લોકોને આટલો બધો વિશ્વાસ હોય છે એનો અર્થ એટલો જ કે ખરા લેખક તરફથી લોકો નેતૃત્વની અપેક્ષા રાખે છે, ખુશામતકરીની નહિ. તેથી જ પોતાની કલા સાથે ઇમાનથી વર્તનો કોઈ પણ લેખક, આગળ કાગળ પડયા છે ને હાથમાં પેન છે એટલા જ કારણસર લખવા નહિ માંડે. મારા એક પ્રિય ગ્રંથકારના શબ્દો મને આ વખતે સાંભરે છે. એનું એક નાનું પુસ્તક ઘણું જ લોકપ્રિય થયું અને લોકોએ એના પર અભિનંદનનો જાણે વરસાદ વરસાવ્યો. એ અભિનંદનોથી કંટાળી જઈને એ ચૂપ બેસી રહ્યો હતો, ત્યાં એનો એક ભક્ત આવી એનાં વખાણ કરવા માંડયો: 'કેવી સરસ ચોપડી લખી છે તમે! કેવું સુંદર લખો છો તમે!'

'એમ?' માથું ઊંચું કરી શાંતિપૂર્વક એણે કહ્યું, 'મારાં પુસ્તકો હું શાહીથી લખતો નથી. મારો દરેક શબ્દ હું મારા હૃદયના લોહીથી લખું છું.'

ખરેખર, લખવાનો ધંધો કરતો માણસ અને કળાશાળી લેખક એ બેમાં ફેર એટલો જ કે એક પોતાનું લખાણ શાહીથી લખે છે અને બીજો લોહીથી.

(મૂળ મરાઠી ઉપરથી) વસન્ત જોષી

# ૩ — ભૂતકાળની શોધમાં

**જે વિવિધ જ્ઞાન સુલભ બને છે તેમાં આ હપતો એક નવો પ્રકાર ઉમેરે છેઃ શિલાલેખોના પથ્થરો. અને પછી એ પથ્થરોના પ્રકાર, તેની રચના, આપણે ત્યાં થતી તેની જાતો વગેરેની રસમય માહિતી આપે છે.**

રૂપેણને ઓળંગી સામે કાંઠે આવતાં મને નિસર્ગદેવીએ પોતાનું વસ્ત્રપરિધાન બદલેલું દેખાયું. ઉઘાડા મેદાનને મૂકી હવે પીલુડીની નાની વનરાજિમાં મેં પ્રવેશ કર્યો. પ્રાચીન કાળમાં આ વનો ખૂબ ગીચ રહ્યાં હશે. સોલંકીઓના સુવર્ણકાળના અસ્ત સાથે જ કચ્છના નાના રણનો અખાત સંપૂર્ણ સુકાયો અને પશ્ચિમ દિશાએથી ખારો ભેજ લઈ ગરમાગરમ પવન ફૂંકાવો શરૂ થયો. રૂપેણનાં નિર્મળ નીર સુકાયાં, સુકાએલાં ખારાં બન્યાં અને જોતજોતાંમાં વર્ધીપથક (વઢિયાર)ની વનશ્રી આજના જેવી ઠીંગરાએલી અને કંગાળ બની રહી. એ છતાં એ નાની વનઘટા તેના પ્રમાણમાં આજે પણ સમૃદ્ધ જણાતી હતી.

વીસ માઈલ જેટલો પૃથ્વીનો પટ પગ વડે મેં પાછળ હડસેલી દીધો હતો; પણ થાક લાગવાને બદલે, લાંબા સમયથી જેને જોવા તલસતો હતો તે ઉન્નતસુખા પંચાસરપુરીને દૂરથી નિહાળી મારા પગ વધુ ને વધુ વેગ પકડતા જતા હતા. જરા આગળ ચાલતાં વનઘટામાં પથ્થરના સ્તંભ જેવું કશુંક જણાવાથી આપોઆપ મારી ગતિને બ્રેક લાગી ગઈ અને હું એ સ્થળે જઈ ઊભો રહ્યો. લાલ પથ્થરનો એક પાળીઓ, જાણે ધગધગતા બપોરમાંથી ત્રાણ પામવા વૃક્ષઘટામાં સંતાઈ રહ્યો હોય તેમ, ઊભેલો દેખાયો. તેના અક્ષરમરોડમાં અગાઉ કદી નહિ જોએલી એવી પુરાતનપણાની છાપ નિહાળી, એટલે પંચાસર-પ્રસ્થાનને ઘડીક ભૂલી જઈ સદીઓથી કંઈક સંદેશ લઈને ઊભેલી આ ખાંભી જોડે વાતો કરવા હું પલાંઠી વાળીને તેની સામે બેસી ગયો.

ગુજરાતના ગામેગામમાં પાળીઆઓના પુંજેપુંજ નજરે પડે છે. હાલનાં ગુર્જર ગ્રામોમાં ને મુખ્યત્વે ઉત્તર ગુજરાતમાં મહારાજ, મોદી, કે તલાટી સિવાય બીજા લોકોમાં ભાગ્યે જ કોઈ ભણેલ મળી આવે છે; ત્યારે શું આ ત્રણ જ માનવીઓને વાંચવા માટે આ પાળીઆ ઉપર લાંબાલાંબા લેખો કોતરવામાં આવ્યા હશે? સામાન્ય બુદ્ધિ એ વાત નકારે છે ને સૂચવે છે કે પ્રાચીન કાળમાં આપણાં ગામડાંઓમાં ભણેલાઓનું પ્રમાણ આજના કરતાં 'ઘણું વધારે' નહિ તો 'વધારે' તો અવશ્ય રહ્યું હશે.

આ પાળીઆનો પથ્થર લાલ હતો,—અમનગર (હિંમતનગર) તરફ નીકળે છે તેવો. વઢિયાર અને પાટણવાડામાં બધે કાળા પથ્થર–grey sandstone–ના જ પાળીઆ જોએલા. લાલ અકીકિયા–red granite–નાં દર્શન પહેલવહેલાં પંચાસરને આંગણે જ થયાં. અકીકિયો પથ્થર, પછી તે ગમે તે રંગનો હોય, પણ ઘણો કઠણ હોય છે અને શિલાલેખો માટે મુખ્યત્વે એ જ વપરાય છે; પણ પાળીઆ જેવાં સાધારણ સ્મારકોના લેખો માટે ગરીબ ગ્રામજનો અકીકિયો ક્યાં ખોળવા જાય? એટલે નજીકમાં જે પથ્થર મળી રહે તેનો જ ઉપયોગ કરે છે. ગુજરાતમાં મુખ્યત્વે ત્રણ પ્રકારનો પથ્થર થાય છે. અરવલ્લી, આરાસુર અને પંચમહાલના ડુંગરો ગ્રેનાઈટના છે, એટલે એ વિસ્તારોમાં એ જ પ્રકારનો પથ્થર મળે છે. એ ઘણો જ સખત હોય છે, એટલે કોતરકામ માટે જૂજબજ વપરાય છે. કાઠિયાવાડ અને દક્ષિણ ગુજરાતના પર્વતો trap પ્રકારના ખડકના બનેલા છે, એટલે એ પ્રદેશોમાં કાળો પથ્થર જ મળે છે; એ basalt પણ કહેવાય છે. ગિરનારનો ખડકલેખ એના ઉપર જ કોતરાએલો છે. એ gra-

પંચાસર આગળ મળેલા બે શિલાલેખોમાંનો એક

nite કરતાં ઓછો કઠણ હોય છે. આબુનો આરસ-પહાણ એ ઉષ્ણતા અને દબાણથી પાસાદારના રૂપમાં ફેરવાઈ ગએલો ચૂનાનો પથ્થર–limestone–છે. એ નથી ઘણો કઠણ કે નથી ઘણો નરમ, વળી તે કણીવગરનો–grainless–અને સુંદર રંગોનો મળતો હોવાથી બારીક કોતરકામ અને મૂર્તિઓ માટે સર્વશ્રેષ્ઠ લેખાય છે. સલાટો ધોળા આરસને વિવિધ ક્રિયાઓ વડે તપાવી તેને કેટલા યે પ્રકારના રંગોમાં ફેરવી નાખે છે. આબુ પર્વત આખો એનો જ બનેલો છે અને તેની તળેટીમાં આવેલી ચંદ્રાવતી નગરી આખી આરસની હતી તેનું કારણ એ જ હતું.

દરિયાની રેતીનો એક એક કણ એટલે એક એક અતિ નાનું શંખલું. દરિયામાં વસતા સૂક્ષ્મ જલચરો અહર્નિશ એ શંખલાઓને બનાવ્યા જ કરે છે અને મોજાં તેમના ઢગેઢગ નિરંતર કાંઠા ઉપર ફેંક્યા જ કરે છે. આ તે આપણી દરિયાની રેતી' કાંઠા ઉપર હમેશાં તેના નવા ઢગો ખડકાતા હોવાથી જૂના ઢગો વધુ ને વધુ નીચે ઊતરતા જાય છે અને ઉપરના ઢગોના અસહ્ય ભાર તળે કચડાઈ કાળાંતરે આ રેતી એકરસ થઈ પથ્થરનો આકાર લે છે. કાઠિયાવાડને સાગરકાંઠે આવી રીતે બંધાએલો તે જ આપણો પ્રાંગધ્રા અને પોરબંદર-નો પથ્થર. બંને વચ્ચે ફેર એટલો જ છે કે પહેલો વધુ પ્રાચીન હોવાથી વધારે કઠણ અને બીજો તેના કરતાં ઓછો કઠણ. કાઠિયાવાડ અને કચ્છને દરિયાકાંઠે એના જ પાળીઆ મળી આવે છે. પણ એ પથ્થર નરમ હોવાથી તેના ઉપર કોતરેલા અક્ષરો હજાર વર્ષ ઉપરાંત ટકતા નથી. ઈ.સ. ૩૧૦નો દ્વારકા પાસે મૂળવાસરમાં મળી આવેલો પાળીઓ (એ ગુજરાતનો જૂનામાં જૂનો પાળીઓ છે) જો હજારેક વર્ષ પર્વે ત્યાંના તળાવમાં ન દટાઇ ગયો હોત તો આજે આપણા માટે તેનું લખાણુ રહેવા પામ્યું ન હોત.

આ પંચાસરનો પાળીઓ અડદિયા–granite–નો હોવાથી ઘણો કઠણ હોવા છતાં તેના અક્ષરો સહેજે વંચાય તેવા ન હતા; તેમની લીટીઓની કોરો ખરી ખરીને તેમાંના અક્ષરો કેટલાક તો ન ઓળખાય તેવા કઢરૂપા થઈ ગયા હતા. ગરમ પ્રદેશોમાં દિવસે ઘણો તાપ પડતો હોવાથી પથ્થરનો પદાર્થ અમુક અંશે ફૂલે છે અને પછી રાતે એકદમ ઠંડી પડવાથી તે નજીવા

પંચાસર આગળ મળેલો બીજો શિલાલેખ

પ્રમાણમાં સંકોચાય છે, એટલે આ ક્રિયાને પરિણામે તેની–ને પથ્થરની સખ્તાઈના પ્રમાણમાં ઓછીવત્તી–સપાટી પરની કણીઓ છૂટી પડી જાય છે અને હવા તેમને ઉડાડી મૂકે છે. આમ કેટલાં યે વર્ષોને અંતે એક સારી અને સુંદર પથ્થરની ઇમારત ખવાઈ ગએલી દેખાવા લાગે છે; પણ અંદરના ભાગમાં છાંયડાને લઈ ગરમી–ઠંડી અધિકાંશે સમ પ્રમાણમાં રહેતી હોવાથી આ ક્રિયા કઠણ પથ્થરોમાં થતી નથી. આબુ પરનાં મંદિરો બહારથી ખવાઇ ગએલાં ને કદરૂપાં જણાય છે અને તેમની અંદરનું કોતરકામ હતું તેવું ને તેવું રહ્યું છે તેનું કારણ પણ એ જ છે.

આ પાળીઆની નજીક એક બીજો પાળીઓ પણ મને મળી આવ્યો. એ બંનેનાં લખાણોની અનુકૃતિઓ અહીં આપી છે. બંને પાળીઆઓના સંવતો અખંડ રહ્યા નથી. એકના ઉપર 'સોળ' વંચાય છે અને તેને જો 'સોળસો' માની લઇએ તો પાળીઆ ઉપરની લિપિ શંકાને કારણ આપે છે; કેમકે એ સૈકાના એક પણ પાળીઆ ઉપર આવા પ્રાચીન મરોડની લિપિ મેં ક્યાંય જોઈ નથી. એની લિપિના કેટલા ય અક્ષરો દસમા સૈકાની આસપાસના જણાય છે. બીજા પાળીઆ ઉપર ૦૮૬ વંચાય છે અને હજારનો આંકડો કે જે એકનો હોવો જોઇએ તે નાશ પામ્યો છે. એટલે આ પાળીઓ નિર્વિવાદે વિક્રમ સંવત્ ૧૦૮૬ (ઇ.સ. ૧૦૩૦)નો સિદ્ધ થાય છે. બંને પાળીઆઓના ઘણાખરા અક્ષરો ખંડિત થએલા હોવાથી આખા લેખનું લખાણ અને તેનો ભાવાર્થ બેસાડી શકાય તેમ નથી. માત્ર એ બંનેમાં 'પચાસણ' એ એક જ નામ સ્પષ્ટ વંચાય છે. શક્ય છે કે એ 'પંચાસણ' રહ્યું હોય, કારણ લેખમાં અનુસ્વારો રહેવા પામ્યા નથી. પંચાસર નામની ઉત્પત્તિ

વિષે પ્રબંધોમાં કશું જણાવ્યું નથી. ત્યાંના લોકો કહે છે કે આ શહેરને પાંચ તળાવો હતાં. (હજી પણ એ પાંચે અવશેષ રૂપે છે. એટલે જ તેનું નામ 'પંચાસર' પડેલું. આ વાત સાચી લાગે છે. અને ઉત્તર ગુજરાતમાં 'સણ' પ્રત્યય ધરાવતાં ઘણાં ગામો હોવાથી (દા.ત. ચંદ્રાસણ, વનાસણ, ફુદેડાસણ, સુભાસણ, નગરાસણ ઇત્યાદિ) લોકસમાજ પંચાસરને પંચાસણ કહેવા લાગ્યો હોય ને એથી જ પાળીઆ ઉપર પંચાસણ નામ લખાયું હોય તો એ શક્ય છે; પણ હાલ તેને 'પંચાસણ' કહેનાર મને કોઇ મળ્યું નથી.

પાળીઆના સ્થળને મૂકી હું આગળ વધ્યો. પંચાસર દોઢેક માઇલ છેટું રહ્યું હતું. વનરાજિનો અંત આવ્યો હતો. હવે ડાબી બાજુએ સરાણ અને જમણી બાજુ પ્રાચીન તળાવોનાં તળિયાં દેખાવા લાગ્યાં. પંચાસરવાસીઓ પાદરમાં હરતાફરતા દેખાતા હતા. માથે સહેજ કાઠિયાવાડીપણું ધરાવતી પાઘડીઓ, કફનીના જેવું પહેરણ, સુરવાળ ઇજાર કે લેંઘા કોઇની યે નાતમાં ભળે નહિ તેવા વિચિત્ર પ્રકારના ચોરણા, અને જોડા પણ મેં અગાઉ ક્યાં યે જોએલા નહિ તેવા ઘાટના. ભાષાનો લહેકો કંઈક જુદો જ, મુખાકૃતિ અને છબે વહિવારનાં સૌજન્ય અને મીઠાશની ઊણપ,—આ બધું જોઇ એમ લાગ્યું કે વહિવારની દુનિયા રૂપેણની પેલી બાજુએ જ રહી ગઇ. આ તો કોઇ જુદો જ પ્રદેશ શરૂ થયો છે.

જયશિખરીની પાટનગરી પંચાસરમાં મેં પ્રવેશ કર્યો. પહેલાં ઉતારાની જોગવાઈ કરવાની હતી, એટલે લોટેશ્વરના મહંતે જે પરશોતમપુરીનું ઠેકાણું બતાવેલું ત્યાં પહોંચ્યા. મારા મજૂરે ત્યાંના મહંતને બૂમ મારી. અંદરથી એક માણસ બહાર નીકળ્યો એ પોતે જ પરશોતમપુરીના મહંત હતા. મેં લોટેશ્વરના મહંતનો સંદેશો તેમને આપ્યો. ઉત્તરમાં તેમણે જણાવ્યું કે 'અહીં ઊતરવાનું થાય તેમ નથી. પરદેશી માણસનો શો વિશ્વાસ! કોઈ બીજી જગ્યા શોધી લો!' અહીંના માનસનો આ પહેલો અનુભવ થયો. રસ્તામાં ઊભેલા એક માણસે જણાવ્યું કે રામમંદિરે જાઓ, એટલે મજૂર એ બાજુએ મને દોરતો ચાલ્યો.

વનરાજના વડવાઓની આ પુરીની શેરીઓ વટાવતા અમે બંને ચાલ્યા જતા હતા, ત્યાં તો કોણ જાણે ક્યા ખૂણેથી ખાસ્સો મોગલાઈ દાઢીવાળો એક પોલીસ અમારી સાથે થયો. એને જોઇ મને વાઘેલના અનુભવો સાંભરી આવ્યા. વાઘેલાઓની જન્મભૂમિના અનુભવો ચાપોત્કટોની આદિપુરીમાં ફરી મૂર્ત રૂપ લે એવી દહેશત ઊભી થઈ. પોલીસ મને નીરખીનીરખીને જોતો ચાલતો હતો અને તેની મુખમુદ્રા એવી જણાતી હતી કે જાણે એ ચોક્કસ મને પોલીસ ચોકીએ જ લઈ જઈ બેસાડવાનો! આ નવી આફતમાંથી ઉગારવા મેં ભગવાનને પ્રાર્થવા માંડ્યા!

અંતે અમે રામમંદિરના ડેલામાં પેઠા. ઓટલા ઉપર ચારપાંચ જણ હાલાં ફોલી રહ્યા હતા. બધાએ ઊભા થઈ ઝૂકીને મને સલામ ભરી અને તુરત ખાટલો ઢાળી 'પધારો સાહેબ' કહી મને વધાવ્યો. હું બેઠો ન બેઠો ત્યાં તો ઠંડું પાણી આવી ગયું. મજૂર પાસેથી એક માણસે મારો સામાન લઇ સંભાળપૂર્વક ઓસરીમાં ગોઠવી દીધો. આ અણધાર્યો માનપૂર્વકનો સત્કાર જોઇ હું તો ડઘાઈ જ ગયો ને આ બધું શું, એ વિચારું છું ત્યાં તો પોલીસ પણ સામે આવીને બોલ્યો: 'સાબ, ચાપાણી અભી હોવે?'

આ પોલીસ, જે હું ધારતો હતો કે મને કાં પોલીસચોકીએ લઈ જશે ને કાં તો ગામમાં નહિ ટકવા દે તે આવું પૂછે એટલે શું? પાછળ કાંઇ રમતગમત તો નથી ને! મારું આશ્ચર્ય પરાકાષ્ટાએ પહોંચ્યું. જે હોય તે ખરૂં. મારે એના પ્રશ્નનો સામાન્ય ઉત્તર તો આપવો રહ્યો.

'ના; અભી તો નહિ; કલાક પીછુ હોની.' મેં પણ હિંમતમાં આવી જરા વટથી જવાબ આપ્યો.

'અચ્છા સાબ, ઇતની દેર મેં મય દૂધ લે કે આતા હું.'

પોલીસ દૂધ લેવા ગયો અને બીજા લોકો ચા વગેરેની તૈયારી માટે મંદિરની બાજુના મકાનમાં જતા રહ્યા. હવે મારે મજૂરને રજા આપવાની હતી. તેને બોલાવી પહેલાં તો આ રહસ્યની વાત પૂછી. તેણે હસીને ધીમેથી કહ્યું કે 'બોલશો નહિ, ઘણું સારૂં થયું. આ પોલીસ હમણાં જ નવો આવ્યો છે ને મુસાફરોને બૂબ હેરાન કરે છે. આપની પાછળ પણ એટલા માટે જ લાગેલો તે હું મનમાં સમજી ગયો હતો. પણ તમે કોટ પાટલુન પહેરેલાં છે, એટલે રસ્તામાં કાંઇ બોલી શક્યો નહિ, અને તમે કોને ઘેર જાઓ છો એ જોવા પાછળ પાછળ આવ્યો. અહીં મંદિરનાં માણસોને ભ્રમ થયો કે પોલીસ તમારી તહેનાતમાં છે, એટલે તમે અમલદાર હશો એમ માની ઝૂકીઝૂકીને સલામો ભરી. એ આ

પોલીસે જોયું, અને એ નવો હોવાથી, તમને મંદિર-વાળાઓ તરફથી આવો સત્કાર મળેલો જોઈ જરૂર આ કોઈ અમલદાર હશે એમ સમજી તમારા માટે ચાપાણી અને બીજી પરોણાગતની વ્યવસ્થામાં પડી ગયો છે!'

મેં છુટકારાનો દમ ખેંચ્યો: ખુશ થઈ મજૂરને બે આના વધુ આપી મેં વિદાય કર્યો. **અમૃતલાલ વ. પંડ્યા**

જીવી જાણનારા | ૧૬ | જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

# બે માનો દિકરો

એટલૅન્ટિક મહાસાગરમાં ક્યૂબા નામે બેટ છે, ત્યાં સ્પૅન્યર્ડનું રાજ્ય હતું. પણ એ લોકો ક્યૂબન ઉપર જુલમ કરતા, એટલે ક્યૂબને ૧૮૯૮માં બળવો કર્યો તથા યુનાઇટેડ સ્ટેટ્સે ક્યૂબનનો પક્ષ લીધો. તેથી સ્પેઈન-માંથી વધારે સૈનિકને ક્યૂબા મોકલવાની જરૂર પડી.

લડાઈમાં કોણ જાય ને કોણ નહિ તે નક્કી કરવા ચિઠ્ઠી નાખતા. જેની ચિઠ્ઠીમાં મોટો આંકડો આવે તે સ્પેઇન રહે, અને બીજા લશ્કરમાં જાય એમ ઠર્યું.

એક જુવાન સ્પૅન્યર્ડની ચિઠ્ઠીમાં મોટી રકમ આવી એટલે એ ભરતી દફતરમાંથી હરખાતોહરખાતો બહાર નિકળ્યો ત્યાં એના એક મિત્રની મા રોતીરોતી એને મળી.

'કાં મા, કેમ મૂંઝાઓ છો?' જુવાને પ્રશ્ન કર્યો.

'મારા દિકરાને ક્યૂબા જવાની ચિઠ્ઠી આવી છે. એને છોડાવવો હોય તો બસો ડૉલર મારે આપવા પડે તે હું ક્યાંથી કાઢું? એટલે મારા તો બારે વહાણ જાણે બૂડ્યાં.'

જુવાન વિચારમાં પડ્યો, એનાં માબાપ મરી ગયાં હતાં, એટલે પોતાને કાંઈ થાય કરે તો કોઈને પાછળથી શોક કરવો કે નિરાધાર બનવું પડે એમ નહોતું. એટલે એ બોલ્યો: 'તમે રૂઓ મા. હું તમારા દિકરાને સાટે ક્યૂબા જાઇશ.'

'ના, ના. એ તમારું સૌજન્ય છે, પણ એનો કેમ મારાથી લાભ લેવાય? તમે ક્યૂબા જઈને મરો તે મારે ન ખપે.'

પણ ગમે તેમ તો ય માનો જીવ છે ને! પોતાનો દિકરો ઘેર રહે ને એનો મિત્ર ક્યૂબા જાય એમ છેવટ ઠર્યું. દિકરા વતિ જીવ આપવા નિકળેલા જુવાનને ભેટ આપવા સારુ માએ ઘેરઘેરથી પાઇપૈસો ઉઘરાવીને સોળ ડૉલર ભેગા કર્યા, તે તેણે પોતાનાં આંસુ સહિત એને ચરણે ધર્યા.

બીજી એક બાઈને કાને આ વાત આવી. એના દિકરાને પણ ક્યૂબા જવાની ચિઠ્ઠી આવી હતી અને એ પણ પુત્રવિયોગની કલ્પનાથી વ્યાકુળ હતી. એટલે એ નવા સૈનિક આગળ ગઈ તથા બોલી:

'હું જાણું છું કે તમે ભલા છો. અમારા પાડોશીના દિકરાને ઠેકાણે તમે જાઓ છો એમ મેં સાંભળ્યું છે. તો મારા દિકરા વતિ પણ તમે જાઓ તો!'

'જુઓ, બાઈ. હું એક માણસ રહ્યો, એટલે બેને ઠેકાણે કેમ કરીને જાઉં? પણ મારી આગળ આ સોળ ડૉલર છે તે લઈ જાઓ ને એટલા પૈસામાં તમારા દિકરા વતિ ક્યૂબા આવનાર કોઈ નિકળે તો જુઓ.'

બાઈ પૈસા લઈ ગઈ, ને સોળ ડૉલર સારુ ક્યૂબા જવા એક ગરીબ માણસ તૈયાર પણ થઈ ગયો એને મોકલીને તેણે પોતાના દિકરા ઉપર આવેલી વાત ટાળી.

સ્પેનની માઠી દશા બેઠી હતી, એટલે એની હાર થઈ તથા ક્યૂબામાંથી એનો પગ નિકળી ગયો. પણ તે પહેલાં લગભગ ૮૦,૦૦૦ સ્પૅન્યર્ડ ક્યૂબામાં મોટે ભાગે તાવથી મરી ગયા.

એક દિવસે આનાકાને સ્ટેશને મોટું ટોળું મળ્યું હતું, કેમ કે સૈનિક તે દી પરદેશથી ઘેર આવવાના હતા. એ ટોળામાં બે માતા પણ હતી, જે પોતાના પુત્રોને જીવિતદાન દેનારા તરુણને વધાવવા આવી હતી.

નિસ્તેજ તથા લથરવથરિયા સૈનિક ગાડીએથી ઉતર્યા.

'ક્યાં એ? ઓલ્યા આવે છે એ તો નહિ? ના ના ક્યાં હશે? કાંઈ કળાતા તો નથી.'

પણ ક્યાંથી કળાય? કોણ જાણે કેટલા માસ પહેલાં એ જુવાનનો દેહ ક્યૂબામાં પડી ગયો હતો, અને ક્યૂબાની માટીને પાવન કરતો તદ્રૂપ તદાકાર થઇ ગયો હતો.

(ગ્રાહકના અંગ્રેજી ઉપરથી) દૂ. બા.

# જીવનનું પરોઢ

ભાગ બીજો



—પ્રકરણ ૨૦મું—

## શ્રી સૂઝોઈ

નિત્ય નિયમ પ્રમાણે એક દિવસ બપોરે ફીનિક્સના છાપખાનામાં તૈયાર થએલી ટપાલને ટિકીટો લગાડવાના કામમાં હું ગુંથાયો હતો. દૂરદૂરના હડતાલિયાઓ મોટી સંખ્યામાં આવી ચૂકયા હતા અને બહુ નવા આવનારા હવે ન હતા. એમના સ્વાગતનું કામ કંઈક હળવું પડયું હતું, એટલે બહારની ધાંધલ તરફ મારા મનમાં બેપરવાઇ હતી. એટલામાં છાપખાનાના મધ્ય ભાગમાં છોટમનો તીક્ષ્ણ સ્વર સંભળાયો: 'મગનલાલ કાકા! એ મગનલાલ કાકા! આપણા ઘર આગળ એક માણસ આવ્યો છે. એ પૂરૂં ચાલી યે નથી શકતો. એનો એક હાથ અક્કડ રહી ગયો છે. એની બાયડી એને ઝાલીને ચલાવે છે અને થોડીથોડી વારે એ રોઇ પડે છે. એ માણસનું મોઢું બહુ ખરાબ છે.' છોટમના બીજા બાળસાથીઓએ પણ ટેકો આપ્યો: 'અમે એને પૂછયું, પણ કંઈ સમજાતું જ નથી. એની બાયડી સાવ રડતાંરડતાં જ બોલે છે. એ માણસ જેમ ચાલી નથી શકતો તેમ બોલી પણ નથી શકતો. એ ઘેર આવીને બેઠો છે. અમે એને બીજા બધા હડતાલિયાઓ સાથે જઈ બેસવા કહ્યું તો એ ઊઠતો જ નથી. શેઠને મળવું છે એટલું ફરીફરી કહે છે.'

છોટમ વગેરેની વાત સાંભળી લઈ મગનકાકાએ છોકરાઓને એની મશ્કરી ન કરવાનું સૂચવ્યું અને એને સારી જગ્યાએ બેસાડવાનું કહી એમને પાછા મોકલી દીધા. સાંજે છાપખાનાનું કામ પતાવીને તુરત અમે બધા એ માણસ પાસે પહોંચ્યા. મગનકાકાએ એને પૂછપરછ કરવા માંડી ત્યારે દેવદાસકાકા અને અમે બાળકો એને ઘેરી વળ્યા. મહામહેનતે થરથરતે અવાજે એ માણસે પોતાનું નામ ઉચ્ચાર્યું: 'સૂઝોઇ,' અને પછી એ કંઇ વધુ બોલ્યો જ નહિ. સફાળો મગનકાકાના પગ પાસે આવી ઊભો, પોતાનું ફાટેલું પહેરણ પીઠ પરથી ખેંચી લઇ વાંકો નમ્યો અને બોલ્યો: 'દેખો મહારાજ.'

અમારી બધાની આંખ ફાટી રહી. આખા બરડા પર આંગળઆંગળને છેટે ચામડીમાં ગોળ-લાંબા-સહેજ ત્રાંસા પટ્ટા પડયા હતા. દાઝવાથી ઊપડી આવેલા ફોલ્લા સમા એ દેખાતા હતા. વચ્ચેવચ્ચે અનેક જગ્યાએ ચામડી ચિરાઇ ગઈ હતી અને માંસના લાલ લોચા નજરે પડતા હતા.

'યહ કયા હુવા?' મગનકાકાએ પૂછયું.

'સા'બને શૅબક મારા હૈ.' સૂઝોઇએ જવાબ આપ્યો. ગેંડાના ચામડાના કોરડાને-હંટરને- ત્યાં શૅબક કહેતા.

'ઈતના બહોત મારા?'

'વહ તો ઔર મારતા, હમારે લોગ બીચમેં ન આયે હોતે તો.'

સૂઝોઈ ઝાઝું બોલ્યો નહિ. એણે તો માર ખાધો ને મૂંગે મોઢે જ સહન કર્યો. અમને જોનારને એની પીઠ જોઈ જે ઉકળાટ થયો હતો એ એના વાકયમાં ન હતો. એની વાતમાં એવી ટાઢક હતી અને ચહેરા



શ્રી સૂઝોઈ, પત્ની અને બાળક

પરથી એવો ભાવ નીતરતો હતો કે 'એ મારનાર ઘાતકી લોકો છે. તેમણે આવું કર્યું એમાં નવાઈ શી?' છેવટે એ એટલું જ બોલ્યો: 'ઉસને મારા ઉસમેં કુછ નહિ; લેકિન દુસરે કોઈ હાથ ન આવે તો મુઝ બીમાર-કો પીટા; ઇસમેં કૌનસી બહાદુરી થી?'

પણ સુર્ઝાઇની સ્ત્રીમાં સુર્ઝાઈની સહનશીલતા ને ઠંડક ક્યાંથી હોય? એને પોતાને માર પડ્યો હોત તો કદાચ એને એટલું ન લાગત; પણ પોતાના પતિની એ દશા એનાથી શી રીતે જોઈ જાય? એ ખૂબ રોતી ને કકળતી રહી. જાણે એના હૈયાના એ ટુકડા થઇ જતા હતા. એ ફરીફરીને સિદ્ધ કરવા મથતી હતી કે વગર વાંકે આ માર પડ્યો છે. એ કહે: 'મારા પતિનો આમાં કંઇ દોષ ન હતો. એ મુદ્દલ સામો થયો ન હતો. માંદગીને લીધે એ ત્રણચાર દિવસથી કામે ચડી શક્યો ન હતો. એ ભાગી શક્યો હોત તો આ માર ન પડત.'

એ બાઈનો વલોપાત અને સુર્ઝાઇની પીઠ પરના સોળ જોઇને અમને અમારી ચામડી ચિરાઈ ગઈ હોય એવી વેદના થઈ. અમે ટિનકાઓ પણ મનમાં ને મનમાં બળી ઊઠ્યા: 'આ તે શો જુલમ! ગોરા સાહેબ થયા એટલે શું આટલો કેર વર્તાવે? આપણા લોકો કામ કરવાની ના પાડે તો શું મારીને કામ લેવાનું હોય?'

મગનકાકા પણ થોડીવાર દિગમૂઢ બની એ ત્રાસ જોતા ને સાંભળતા ઊભા રહ્યા. પછી એને આશ્વાસનનાં વેણ કહી મગનકાકાએ અમારી નિશાળના એક ઓરડામાં એમને રહેઠાણ અપાવ્યું. એ સાંજે અંધારૂં થતાં સુધી અમે અનેકવાર સુર્ઝાઇનું દર્શન કરવા ગયા. અમારી બીજી રમતો ભુલાઇ ગઇ.

બીજા બધા હડતાલિયાઓના ગયા પછી પણ કેટલાક દિવસ સુધી સુર્ઝાઇ ફીનિક્સમાં રહ્યો. દિવસોના દિવસ વીતવા છતાં એની સ્ત્રીનો ઉદ્વેગ શમતો ન હતો અને સુર્ઝાઇ પોતે તો જાણે મુનિ જ બની ગયો હતો. અમે ગમે એટલા એને ઘેરીએ, એના ઊપસેલા સોળને તપાસીએ પણ એ ન બોલે. પોતાની આપદા બાબત એ હોઠ સુદ્ધાં ન ફફડાવતો. ઊલટું મને એવું યાદ છે કે એની પત્ની જે કકળાટ કરતી એથી એ અકળાઈ ઊઠતો અને વીતેલાં વીતકો વિષે શાંત રહેવાનો ઇશારો કરતો જણાતો.

મારૂં બાલમાનસ રહ્યું, એટલે સાંભળેલી વાર્તાઓને તાદશ જોવાની પ્રવૃત્તિ મનમાં ચાલ્યા જ કરે. અમારી નિશાળના જે ઓરડામાં સુર્ઝાઇને ઉતારો મળ્યો હતો એ ઓરડા સાથે મારા મનમાં કાચબા ને કાચબીની વાર્તા જડાઈ ગઇ હતી. ભોજા ભગતનું પેલું ભજન—

કાચબો ને કાચબી જળમાં રહેતાં, હતાં હરિનાં દાસ,
દર્શન કારણ બહાર નીસર્યાં રાખીને વિશ્વાસ.

ફીનિક્સની પ્રાર્થનામાં વારે વારે ગવાતું અને એનો અર્થ અમે નિશાળમાં ભણતા. સુર્ઝાઇ અને એની પત્ની એ ઓરડીમાં વસ્યાં ત્યારથી કાચબા કાચબીની વિડંબનાનું અને સુર્ઝાઈની વિડંબનાનું ચિત્ર એકસાથે મારાં કલ્પના-ચક્ષુ સામે ખડાં થાય છે ને નીચેની કડીનો ઘોષ કાન-માં ગુંજી ઊઠે છે:

બળતી હોય તો બેસને મારી પીઠ પર રાખું પ્રાણ,
નિંદા કરે છે નાહની એ તો લાગે છે મુજને બાણ;
ચિંતા મેલી શરણે આવો, ગારવા પ્રભુને નહિ કિયે મારો.

સત્યાગ્રહની એ લડતનો અંત આવ્યો ત્યારે સુર્ઝાઇનો કિસ્સો પણ ઠીક ચર્ચાયો. ગોરા પ્લૅન્ટરોએ પોતાના બચાવ એ કિસ્સામાં શી રીતે કર્યો એની મને જાણ નથી. છતાં જ્યારેજ્યારે સત્યાગ્રહીએ વેઠવાની રિબા-મણીની ચર્ચા ચાલે છે ત્યારેત્યારે, હજી યે, મરતાં સુધી રિબાઇ રહેલા છતાં ખમતીધર એ સુર્ઝાઈનું સ્મરણ થયા વિના નથી રહેતું. સત્યાગ્રહના એ મૂક શહીદના મનમાં શા ભાવ ઊઠતા હતા એ તો રામ જાણે. એનું શરીર છૂટયું, પણ મરીને એ જીવી ગયો. એ અજ્ઞાત અભણ વ્યક્તિ અંધારામાં વિલીન થઇ પણ પોતાની પાછળ અજવાળાં મૂકી ગઈ.

હવે પાછો હડતાલિયાઓની વાત પર આવું. હડતા-લિયાઓમાંથી સુર્ઝાઇ સિવાયના બીજા કોઈનું વ્યક્તિગત સ્મરણ આજે મને નથી. એ સમયે પણ એ પરિચય આછા સમૂહનો હતો. કેવળ સુર્ઝાઇ જ અમારે મન ફીનિ-ક્સવાસી બની ગયો હતો; બીજા મહેમાન સમા હતા.

જેમજેમ ફીનિક્સ હડતાલિયાઓનું આશ્રયસ્થાન બનતું ગયું તેમતેમ સરકારની કપરી નજર ફીનિક્સ પર ઊતરવાનો ભય વધતો ગયો. મગનકાકા પકડાશે, મિ. વેસ્ટ પણ પકડાશે, અને કદાચ દેવીબેન પણ પકડાઈ જશે એવી વાતો રાત ને દિવસ થવા લાગી. આ વાતો સાંભળી મને બહુ મજા પડતી. મને થતું કે આ મોટાઓ પકડાઈ જશે અને છતાં પણ હડતાલિયાઓ અહીં આવ્યા જ કરશે તો પછી સરકાર કોને પકડશે? પછી તો દેવદાસકાકાનો ને મારો વારો જ આવવાનો:

કેવી મઝા પડશે! અમે પણ પકડાશું!

એક રાતે અમે મગનકાકાને પૂછ્યું: 'તમે પકડાઈ જાઓ પછી અમે મોટાંમોટાં બાળક જ રહ્યાં હોત તો સારું થાત. તમારા જતાં આ નાનાંઓ તો રોશે ને રાધાબેન તો બહુ જ રોશે.' મગનકાકાએ અમને હિંમત આપી અને બોલ્યા: 'એ તો બે'ક દિવસ રડશે.ને પછી તમારે બીજું કામ પણ શું હશે? તમે બધાં ભેગાં થઈ ખૂબ રમજો એટલે એ ભૂલી જશે. મિસિસ સેનને ત્યાં જજો. એ તમને ગમ્મત કરાવશે. છાપવાનું કામ તો મારી હાજરી હોવાને લીધે ચાલે છે. હું નહિ હોઉં એટલે તમારે પ્રેસને તો તાળાંકૂંચી જ વાસવાનાં. ફીનિક્સમાં એકલાં બાળકો જ રહ્યાં હોય ત્યારે છાપાંની આશા જ કોણ રાખે? તમારે તમારું સંભાળવું. બગીચામાં થાય તે કામ કરવું અને ભણાય એટલું પોતાની મેળે ભણવું. ગણિત અને કાવ્યદોહનનું વાચન તો પોતાની મેળે કરી જ શકો છો. મારા ગયા પછી ડરબનથી, મૅરિત્સબર્ગથી લોકો આવશે, તમારી દયા ખાશે, તમને પોતાની સાથે ડરબન લઈ જવાનો આગ્રહ કરશે, પણ તમે ન જતા. કહી દેજો કે અમને અહીં જ ગમે; શહેરમાં ન ગમે. અમે આવીએ તો આ બગીચો ઊજડી જાય. અમે એકલા ડરતા નથી. ગમે તે આવીને છાપું ચલાવવાની વાત કરે તોપણ ના પાડી દેજો. છાપું બંધ થવાની જાણ હિંદુસ્તાન સુધી પહોંચશે અને ત્યાંથી ગોખલેજી ફીનિક્સની સંભાળ લેશે.'

આમ મગનકાકાએ અમને પૂરા તૈયાર કરી રાખ્યા. એમના પકડાવા બાબતની અમારી ઉત્સુકતા વધતી ગઈ. એક પછી એક દિવસો વીતવા લાગ્યા, પણ ન એમનું વૉરંટ આવ્યું કે ન કંઈ પકડવાનાં ચિહ્ન જણાયાં. અમારે કાને એટલી વાત આવી કે ફીનિક્સ આશ્રમની બાજુના વૉટલ્સ (વિલાયતી બાવળ)ની ઝાડીમાં અને શેરડીનાં વાવેતરોમાં પોલિસો ખૂબ ફરવા માંડી છે. આ વાતોને આધારે અમે માનવા લાગ્યા કે હવે ઘુમસો કલાક પછી આવશે, ત્રણ કલાક પછી આવશે, સાંજે આવશે; પણ એમ કરતાં સાતઆઠ દિવસ નીકળી ગયા અને અમે મગનકાકાના પકડાવાની આશા મૂકી દીધી.

એવામાં એક મંગળવારે સવારે મગનકાકાએ મને કહ્યું: 'આજ રાતે પાછાં હજારેક નવા હડતાલિયાઓ આવ્યા છે. છાપાનો દિવસ છે ને કામ બહુ છે. એટલે, તું આ વંદા નાખી આવ.' અમારા ઘરમાં ધોળા ને રાતા વંદા બહુ થઈ પડેલા. એ ચોપડીઓનું નિકંદન બહુ કાઢતા. એમને પકડવા માટે રાત્રે સાંકડા મોઢાની ઉઘાડી શીશી મૂકી રાખવામાં આવતી. એમાં સવાર પડ્યે સેંકડો વંદા ખદબદી રહેતા. વખત મળ્યે મગનકાકા એ વંદાઓને દૂર જંગલમાં નાખવા જતા અને ફરવાનું ઉકેલતા; પણ એમને સમયની ભીડ પડતી ત્યારે એ કામ મારે કરવાનું રહેતું.

વૉટલ્સના જંગલમાં અરધા માઈલથી યે વધુ દૂર હું વંદા નાખવા ગયો. ત્યાં મને એક વિચિત્ર અવાજ સંભળાયો. કાન દઈને સાંભળતાં એ મોટરસાઈકલ હોવાની અટકળ કરી, કેમકે ડરબનમાં જોએલી મોટર-સાઇકલના અવાજ જેવો જ એ ધ્વનિ હતો. એવામાં તો, જે ટેકરીની તળેટીમાં હું વંદા ઠલવી રહ્યો હતો તેને મથાળે જ એ સાઇકલ આવેલી ભાસી. આટલાં વરસમાં ફીનિક્સમાં કદી આવો અવાજ સંભળાયો ન હતો એટલે મગનકાકા માટેનું વૉરંટ લઈને આવતા કોઈ સોલ્જરની મેં કલ્પના કરી. બીજું કંઈ કારણ ન જ હતું. હું એકલો હતો તોપણ મારાથી મનમાં ને મનમાં મલકી દેવાયું. મગનકાકાને પકડવા આવતા સોલ્જરને હું જ પહેલો ભેટીશ એ ખ્યાલ આવતાં મને હર્ષ વ્યાપી ગયો. પાછા ઘેર પહોંચવાની ઉતાવળ હતી, પણ એ શું છે એનો પત્તો મેળવ્યા વિના મારું પગલું ઘર તરફ કેમ પડે? મોટરસાઇકલ હમણાં દેખા દેશે એ આશાએ થોડી મિનીટો સુધી ટેકરીને મથાળેથી નીચે આવતા રસ્તા તરફ હું મીટ માંડી રહ્યો. પણ એટલામાં એ અવાજ દૂર જતો જણાયો. હવે તો એ મોટરસાઇકલ સોલ્જરની હોવાની મારી શંકા દૃઢ થઈ. ખરું જાણવા હું ટેકરી પર ચડવા લાગ્યો અને ઝપાટાભેર ચડતો અર્ધેક પહોંચ્યો ત્યાં તો પાછો સાઈકલનો અવાજ મારી પાસે આવતો જણાયો, એટલે હું ઊભો રહ્યો. પણ ટેકરીના મથાળા સુધી અવાજ આવી પાછો ફરી ગયો. આમ મારા ઉપર ચડતાં સુધી ત્રણેક વાર મોટરસાઈકલે આવજા કરી, પણ હું ઉપર પહોંચ્યો ત્યારે તેના ટાયરના પડેલા ચીલા સિવાય કંઈ પણ નજરે ન પડ્યું. આસપાસ ઝાડીમાં પણ હું ખોળી વળ્યો પણ કોઈ ઓછાયો યે નજરે ન પડ્યો. મોડું થતું હોવાથી હું પાછો ફર્યો.

આવીને મેં દેવદાસકાકાને ખુશખબર આપ્યા કે 'આજે મગનકાકા પકડાવાના છે.' અને પછી સાઇકલવાળી વાત સંભળાવી. તેઓ મારા મતને મળતા થયા અને અમે બંનેએ જઇ મગનકાકાને વાત કરી. તેઓને પણ અમારો તર્ક સાચો લાગ્યો અને બોલ્યા:

'ચાલો ત્યારે, આજનો મંગળવાર છેલ્લો છે; છાપાનું કામ વહેલું પતાવી નાખીએ.'

અને આમ કહી, મને ફીનિક્સ આશ્રમમાં સેર કરવા મોકલી તેઓ બંને છાપખાનામાં પરોવાયા.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

## [illegible]ની સૃષ્ટિ



## નોળિયો

સાપ સાથે વેર ધરાવતા આ નાનાસરખા પ્રાણીને ભાગ્યે જ અહીં કોઈ નહિ ઓળખતું હોય. પરંતુ અમેરિકામાં તો એના પ્રવેશ સામે ખાસ મનાઈ ફરમાવવામાં આવી છે. દેશદેશનાં અનેકવિધ પ્રાણીઓને સંઘરતાં ત્યાંના સંગ્રહાલયો પણ નોળિયાને સત્કારતાં નથી. વર્ષો પહેલાં જમૈકા ટાપુ પર ઉંદરોનો ત્રાસ વધી પડ્યો ત્યારે કોઈની સલાહથી નોળિયાની આયાત ત્યાં કરવામાં આવેલી. પરંતુ પછી તો નોળિયાનો ત્રાસ ઉંદરોથી યે વધી પડ્યો. ઉંદરો સ્વાહા થઇ જતાં એમણે મરઘાં-બતકાંનો ને જમીન પર માળો બાંધતાં પક્ષીઓનો સંહાર કરવા માંડ્યો. આ ત્રાસ પરથી બોધપાઠ લઇને જ અમેરિકાએ તેના પ્રવેશ સામે મનાઈ ફરમાવી છે.

નોળિયાની અનેક જાતો થાય છે, પણ તેમાં હિંદનો રાખોડી રંગનો નોળિયો સૌથી મોટો છે. એનું શરીર ૧૫થી ૧૮ ઇંચ જેટલું લાંબુ હોય છે, ને એટલી જ લગભગ લાંબી પૂછડી હોય છે. એની રૂંવાટી ઢીલી, લટકતી ને લાંબી હોય છે તથા તે શાહુડીના કાંટા જેમ ઊભી થઇ શકે તેવી હોય છે. સામાન્ય રીતે માણસજાતને ઉપદ્રવકર્તા પ્રાણીઓ જ એનો ખોરાક છે: સાપ, ગીરોડી, ઉંદર વગેરે દરમાં રહેતાં પ્રાણીઓ તથા સાપ અને મગરનાં ઇંડાં વગેરે. આને લઇને વગડાઉ સ્થાનોમાં ઘરની ચોકી માટે તેમને ખાસ પાળવામાં આવે છે.

નોળિયો સાપને ખાઈ જાય છે તેથી એવું મનાય છે કે તેને સાપનું ઝેર નથી ચડતું. પણ એ ખોટી વાત છે. સાપનું ઝેર તેના શરીરમાં નહિ, પણ માત્ર જડબાંમાં જ હોય છે, તેથી સાપ ખાનારને ઝેર ચડતું નથી. ખરી રીતે તો નોળિયાને પણ સાપ કરડે તો તે મરી જાય છે; પણ જરા મોડો. એટલે જ સાપનો સામનો કરતાં નોળિયો મોટે ભાગે તેનો દંશ ચુકાવવાની જ પેરવી કરે છે, અને તેની તીક્ષ્ણ નજરે ને શારીરિક ચપળતાને લઇ તેને તેમાં મુશ્કેલી નથી પડતી. એ વખતે એ પોતાની રૂંવાટી ખડી કરી દેતો હોઈ મૂળ કરતાં લગભગ બમણા કદનો બની જાય છે ને એ રીતે સાપને કાયર બનાવે છે. વળી એની ચામડી પણ એવી જાડી છે કે સાપનો દંશ બહુ મુશ્કેલીથી તેમાં ઊતરી શકતો નથી.

સાપને જોઇને નોળીઓ તરત ધસી જતો નથી, પણ પોતાના પંજા પર રહી હળવેહળવે ધૂરકતો તેની સમીપ પહોંચે છે. એક જ નેમ ન સાધતાં જ્યાં લાગ મળે ત્યાં એ સાપના શરીર પર ઘા કરવા માંડે છે. આમતેમ અમળાતો સાપ આ પ્રકારથી સહેજ નરમ પડે છે કે તરત તે તેને માથાના ભાગમાંથી પાછળથી પકડે છે. તેના તીણા દાંત તરત સાપની ખોપરી કચડી નાખી તેનાં જડબાં બંધ કરી દે છે. થોડીવારમાં સાપ ખતમ થઇ જાય છે ને પછી નોળિયો મોજથી તેની ઉજાણી ઉડાવે છે.

# પંચતંત્રની વાર્તાઓ

ત્યાંથી આગળ ચાલતાં કાગડો કહે, 'આ ઘૂડ નીચ છે તે શું પ્રજાને પાળવાનો હતો? કહ્યું છે, કે

**નીચ ન્યાય કરે પામી વિવાદી બેયનો મરે।**
**જે રીતે ક્ષયને પામ્યા બન્ને શિશ કપિંજલ ॥**

પક્ષીઓ કહે, 'એ કેમ?' તે બોલ્યો :

## કથા ૪

એક ઝાડની બખોલમાં કપિંજલ નામે પક્ષી રહેતો હતો. હું યે એ જ ઝાડ ઉપર રહેતો, એટલે અમારે પ્રીત થઈ, અને પ્રતિ દિવસ આહારવિહાર થઈ રહ્યા પછી પ્રથમ પ્રદોષ ટાણે અમે સુભાષિત પ્રશ્ન પ્રતિપ્રશ્ન કરતા. એક દિવસ સાંજે કપિંજલ આવ્યો નહિ, એટલે હું આકુળવ્યાકુળ થઈ ગયો ને વિચાર્યુ: 'એ ક્યાંક બંધાઈ ગયો કે નાશ પામ્યો, કે એણે બીજે ક્યાંક વાસ કર્યો? થયું શું?' એમ કરતાં બહુ દિન વીતી ગયા, અને કપિંજલની સૂની બખોલમાં શીઘ્રગ નામે સસલો આવીને પેઠો. મિત્રસમાગમની મને હવે આશા નહોતી એટલે હું કાંઈ બોલ્યો નહિ. સસલાને બખોલમાં વસ્યાં થોડો કાળ થયો ત્યાં કપિંજલ આવ્યો, એટલે સસલાને કહ્યું, 'આ મારું સ્થાન છે, એટલે અહીંથી શીઘ્ર નીકળ.' તે બોલ્યો, 'મૂર્ખા તેતર, તું જાણતો નથી કે ઘર તથા ભોજનનો તો જે પાસે આવી પડે તે જ ઉપયોગ કરે?' કપિંજલ કહે, 'એ ઠીક છે. પણ તોપછી કોક વ્યાવહારિક આગળ નિર્ણય કરાવીએ.' સસલો કહે, ભલે.

એમ કહીને બે ય વાંધો પતાવવા નીકળ્યા. હું પણ કૌતુકથી એની પાછળ ચાલ્યો. કપિંજલે સસલાને પૂછ્યું, 'પણ આપણો વ્યવહાર જોશે કોણ?' સસલો કહે, 'ભગવતી ગંગાને કાંઠે દીર્ઘવાલ નામે તપસ્વી બિલાડો છે તે આપણો ન્યાયદર્શી બનશે.' તેતર કહે, એવા ઢોંગીનો વિશ્વાસ કરવામાં લાભ નથી.' આ સાંભળીને બિલાડો સૂર્યાભિમુખ થઈને બે પગે ઊભો.





કવિશ્રી ખબરદાર (સ્કેચ : રસિકલાલ પરીખ)

પરિચય વધારે પ્રમાણમાં એમને કરાવ્યો. 'કલ્યાણિકા' કવિએ પોતાના આ સ્વર્ગસ્થ ગુરુને અર્પણ કર્યું છે.

એએજી છઠ્ઠા ધોરણ સુધી એ પહોંચ્યા ત્યાં તો મુંબઈમાં એકાએક મરકી ફાટી નીકળી અને એ બે વર્ષ સુધી ચાલુ રહી. આ દરમ્યાન શ્રી ખબરદાર પોતાને વતન દમણ આવ્યા અને પોતાની નાનીશી નગારની વ્યવસ્થા કરવા લાગ્યા, પણ કપરા સંજોગોને વશ થઈ તેમને વતન છોડવું પડ્યું અને ૧૯૦૯માં તેઓ કુટુંબ સાથે મદ્રાસ ગયા.

કવિશ્રી માત્ર સોળ વર્ષના હતા ત્યારે સ્વ. દાદી તારાપોરવાળાના તંત્રીપદે નીકળતા 'માસિક મજાહ' નામે માસિકે ૧૦૦ દોહરાઓ લખવાની એક હરીફાઈ જાહેર કરેલી. (એ વેળા કવિ દલપતરામની શૈલીના દોહરાઓ લખવાની પ્રથા સારી પેઠે પ્રચલિત હતી.) એ હરીફાઈમાં તે વખતના સારા ગણાતા કવિઓએ ભાગ લીધો હતો. સોળ વર્ષના કુમાર ખબરદારે પણ એમાં ભાગ લીધો ને પહેલો નંબર મેળવ્યો !

અઢાર વર્ષની વયે તેમનું લગ્ન થયું. નિશાળ છોડીને ધંધામાં પડવા છતાં કાવ્યસાહિત્યનો અભ્યાસ તો કવિએ ચાલુ જ રાખ્યો ને ગુજરાતી કવિઓનું સારું અધ્યયન કર્યું. દલપતરામમાંથી એમને સરળતા, છંદપ્રભુત્વ, સાહિત્યની શુદ્ધ પવિત્રતા અને નીતિમત્તાનો આદેશ લાધ્યાં; નર્મદાશંકર અને હરિલાલ ધ્રુવમાંથી એમનાં કાવ્યોમાં વીરરસ છવાયો; બાલણ, નરસિંહ મહેતો, મીરાં અને દયારામનાં કાવ્યોએ શબ્દમાધુર્ય અને રસમાધુર્ય અર્પ્યાં; અનુભવથી લીધેલા જ્ઞાનને લોકવાણીમાં ઉતારવાની વૃત્તિ અખાના અભ્યાસથી જાગી. યુરોપિયન કવિઓની કવિતાઓના વાચનથી એમની દૃષ્ટિમર્યાદા વિશાળ બની.

એમના આધ્યાત્મિક જીવનના ઘડતરમાં મહાત્મા કુબેરદાસજીના જબરો ફાળો છે. કવિ તરીકેના એમના જીવનના મૂળમાં કવિ દાદી એદલજી તારાપોરવાળા હતા. એમના 'માસિક મજાહ'ની હરીફાઈમાં ખબરદાર પ્રથમ આવેલા, તેથી તારાપોરવાળાએ મોટો લેખ લખી એ કિશોર કવિને જાહેરમાં મૂક્યા. આ પ્રોત્સાહનથી પ્રેરાઈ એ પછીનાં બેએક વર્ષમાં શ્રી ખબરદારે અનેક કાવ્યો લખ્યાં, જેમાંનાં ઘણાંખરાં 'કાવ્યરસિકા'માં સંગ્રહાયાં છે.

મદ્રાસમાં તેમણે સાઈકલ, મોટર વગેરેના વેપારની દુકાન ભાગીદારીમાં ખોલી હતી. કેટલાંક વર્ષ તો એ ધંધો સારો ચાલ્યો, પણ ધીમેધીમે એમાં એવી પડતી આવી કે અંતે એ સમેટી લેવો પડ્યો. છેલ્લાં ત્રણ વર્ષથી કવિ મુંબઈ આવ્યા છે અને નિવૃત્તિ ભોગવે છે.

*તેમનો 'કાવ્યરસિકા' નામનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૦૧માં* પ્રકટ્યો ત્યારથી માંડીને આજ સુધીમાં એટલે કે લગભગ ૪૦ વર્ષના ગાળામાં તેમણે કુલ ૨૬ ગ્રંથો લખ્યા છે, જેમાંના ૧૫ પ્રગટ થયા છે અને બાકીના ૧૧ હજી અપ્રગટ છે.

એમણે અંગ્રેજીમાં પણ અનેક કાવ્યો લખ્યાં છે. The Silken Tassel એ એમનાં અંગ્રેજી કાવ્યોનો સંગ્રહ છે. એમની અંગ્રેજી કવિતાઓ વાંચીને કવિવર ટાગોરને ગુજરાતી કાવ્યો વાંચવાની ઉત્કંઠા જાગી હતી. '૨૪માં ભાવનગર ખાતે ભરાયેલી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના સાહિત્યવિભાગના તેઓ પ્રમુખ હતા. ૧૯૩૧ની ૬ઠ્ઠી નવેમ્બરે તેમને ૫૦ વર્ષ પૂરાં થયાં હોવાથી તેમનો કનકોત્સવ મુંબાઈમાં તેમજ ગુજરાત-મહાગુજરાતમાં અન્ય સ્થળોએ ઉજવાયો હતો.

જ્યોતિષવિદ્યાના પણ તેઓ પ્રખર અભ્યાસી છે તે બહુ ઓછા માણસો જાણતાં હશે. વર્ષોના અભ્યાસ, ચિંતન ને અવલોકનના પરિણામે એ વિદ્યામાં તેઓ નિપુણ બન્યા છે. માત્ર હિંદના જ નહિ પરંતુ અનેક દેશોના જ્યોતિષવિદ્યાના વિદ્વાનો સાથે તેઓ પરિચયમાં આવ્યા છે. આપણા પ્રાચીન જ્યોતિષનો એમણે ઊંડો અભ્યાસ કર્યો છે.

અત્યારે તો કવિશ્રી માંદગીને બિછાને છે: સાયેટિકાના હુમલાએ છેલ્લાં ચાર વર્ષથી બહુ પ્રખર રૂપ ધારણ કર્યું છે. હાથપગ રહી ગયા છે અને લગભગ બિછાનામાં જ પડ્યા રહેવું પડે છે. છતાં પ્રભુમાં અખંડ શ્રદ્ધા રાખનાર આ કવિનું ધૈર્ય અતુલ છે. મદ્રાસનો તેમનો ધંધો સમેટી લેવો પડ્યો હતો એટલે હાલ તો ભાવનગર રાજ્ય તરફથી મળતી મદદ પર અને ગાંધીજીના આદેશ અનુસાર એક શ્રીમંત ગૃહસ્થ માસિક મદદ આપે છે તે પર કવિ નભે છે. સાંભળ્યું છે કે પારસી લેખક મંડળ કવિનાં પુસ્તકો માટે મોટું ફંડ એકત્ર કરે છે. એમ હોય તો ખરેખર ખુશ થવા જેવું છે.

હજી થોડા જ સમય પર કવિતારચનાની કળા વિષે યુનિવર્સિટીના આશ્રય હેઠળ એમણે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

છઠ્ઠી અંગ્રેજી સુધી ભણેલા અને કશી પણ ડીગ્રી ન ધરાવતા કવિને વ્યાખ્યાનો આપવા યુનિવર્સિટી નોતરે એ પરથી જ તેમની કાવ્યરચનાશક્તિનું માપ નીકળે છે.

લગભગ ૬૦ વર્ષના વયે પણ સાહિત્ય અને કવિતા માટે કોઇ યુવાન જેવી ધગશ દાખવતા આ કવિ પુનઃ સ્વાસ્થ્ય મેળવો અને દીર્ઘાયુ ભોગવો. ('ગુજરાતી'માંથી)

## રખડુઓની ભૂમિ-લાપલૅન્ડ

નૉર્વે, સ્વીડન, ફિનલૅંડ અને રશિયાની ઉત્તરે આટ-લાંટિક મહાસાગરથી તે ધોળા સમુદ્ર સુધી લાપલૅન્ડ અથવા રખડુઓની ભુમિ પથરાએલી છે. એ કોઇ બંધારણીય વિસ્તાર ન હોઈ એનો પ્રદેશ જુદો તારવી શકાય એમ નથી. એ તો લાપ લોકો પોતાનાં રેનડીઅરો લઇ રખડતારખડતા જ્યાં પહોંચે ત્યાં તેના ભૌગોલિક સીમાડા ગણી શકાય.

સ્કૅન્ડીનેવિયન દ્વીપકલ્પ જેમ જ આ લાપલૅન્ડ એક ઉચ્ચ પ્રદેશ છે. એની પશ્ચિમે ઉજ્જડ વિસ્તારો, ફિયર્ડો, ઊંડી ખીણો, હિમશીર્ષ પર્વતો ને હિમગિરિઓ છે. પૂર્વે વિશાળ પાર્વત સરોવરો છે. પૂર્વમાંનો—સ્વીડન, ફિનલૅંડ ને રશિયામાંનો—લાપલૅન્ડનો બધો ભાગ નીચાણવાળો પ્રદેશ છે. આંતરવ્યવહારનાં મુખ્ય સાધનો નદીઓ ને સરોવરો જ છે.

ધ્રુવવર્તુલ કરતાં પણ ઉત્તર સુધી પથરાએલું હોતાં લાપ-લાંડનું હવામાન શિયાળામાં ખૂબ ઠંડું હોય છે. વરસના આઠ મહિના સુધી બધી જમીન બરફથી ઢંકાઈ જાય છે. ઉનાળામાં દિવસો ખૂબ લાંબા હોય છે ને શિયાળામાં રાત્રિઓ. નૉર્વેમાં આવેલું હૅમરફેસ્ટ દુનિયાનું સૌથી ઉત્તરમાં આવેલું શહેર હોઇ ૧૩મી મેથી તે ૨૯મી જુલાઇ સુધી સૂરજ આથમતો જ નથી, તેમ ૧૮મી નવેંબરથી તે ૨૩મી જાન્યુઆરી સુધી ઊગતો પણ નથી. લાંબા દિવસોના સતત



ખભે બાળકની ખોઈ લટકાવેલી લાપ સ્ત્રી

પ્રકાશમાં બરફ ઓગળવા માંડે છે એટલે બધે કીચડ થઇ રહે છે. એ ઉનાળામાં નાનાનાના છોડવા ક્યાંક ઊગે છે. કેટલાક ભાગમાં રાઈ નામના અનાજનાં ખેતરો પણ ઊભાં કરવામા આવે છે, પણ સામાન્યતઃ તો આખો પ્રદેશ અનુત્પાદક લેખી શકાય. ચણીબોરને મળતા નાના છોડવા કે રેનડીઅરોને કામ આવે એવું લિચન માત્ર ઊગે છે.



લાપલાંડના ભમતા વતનીઓ કદી સ્થાયી ન રહેતા આવા નેસ બાંધી ફરતા જ ફરે છે.

લાવલૅન્ડની નદીઓ ને સરોવરોમાં તથા પડોશના દરિયામાં બધા પ્રકારનાં માછલાં થાય છે. અને વનસ્પતિની અવકૃપા પામેલી એ ભૂમિમાં ગાય અને ઘેટાંને પણ માછલાં ખાવાની ટેવ પાડવી પડે છે. ધ્રુવ મહાસાગરમાં સીલ, વ્હેલ, વૉલરસ વગેરે થાય છે. હૅમરફેસ્ટ મુકામે કૉડલિવર તેલ મોટા પ્રમાણમાં મેળવવામાં આવે છે. ખનીજની દૃષ્ટિએ આખો પ્રદેશ સમૃદ્ધ હોવા છતાં તેની પૂરેપૂરી શોધ હજી નથી થઈ. કેટલીક તાંબાની ખાણ શોધાઈ છે. સ્વીડિશ લાપલાંડમાં આવેલી લોઢાની ખાણો તો દુનિયાની સૌથી કીમતી ખાણો ગણાય છે.

લાપ લોકો મૂળ મંગોલ તોખમના કોઈ ફિન લોકોના સંબંધી છે. યુરોપમાં એમની જાતિ ઠીંગણામાં ઠીંગણી છે. એમના પગ સહેજ વળેલા હોય છે, છતાં એ ખૂબ ચપળ ને મજબૂત હોય છે. તેમનો વર્ણ પીળાશપડતો, વાળ કાળા અને સીધા ગાલ ઉપસેલા, મોં પહોળું, નાક ચપટું ને આંખો કાળાશપડતી હોય છે. રેનડીઅરોનાં ચામડાં તથા ઊનનાં કપડાં એ પહેરે છે.

લાપ લોકો એમના અનુદાર પડોશીઓને હાથે પહેલેથી જ ઉત્તર તરફ ધકેલાતા રહ્યા છે, તે હજી વધુ ને વધુ ધકેલાતા જાય છે. મોટા ભાગના લાપ લોકો સ્થાયી નિવાસ કરતા પોતાના સબળા રસાલા સાથે રખડતા રહેવાનું જ પસંદ કરે છે. આજે માત્ર ૩૦,૦૦૦ જેટલી રહેલી એમની વસ્તી દિવસાનુદિવસ ઘટતી જ જાય છે, ને લાંબે ગાળે કદાચ નાબૂદ થઈ જાય એવી પણ ધાસ્તી રહે છે.



### ત્રિકોણાકારી ચાલન

આપણે સીધા ચાલીએ છીએ; ચાર પગવાળાં ને છ પગવાળાં જીવ બધાં આડાં પડીને ચાલે છે, છતાં ચોપગાં કરતાં છપગાંનો ચાલનક્રિયા જુદી પડી આવે છે.

ચાલતી વખતે છપગાં કીટક ત્રિકોણ રચે છે. આ ત્રિકોણ એની એક બાજુના આગલા તથા પાછલા, અને બીજી બાજુના વચલા પગને આધારે રચાય છે. અને તે જ સમયે બાકીના ત્રણ પગને આગળ ધપાવવામાં આવે છે. આગલા પગનું કામ ખેંચવાનું છે, વચલો પગ આખા શરીરને આધાર આપીને પોતાની બાજુ તરફ વાળવાનું કામ કરે છે, જ્યારે પાછલો પગ કીટક દેહના ઉપર ભાગને ધક્કો આપવામાં મદદ કરવા ઉપરાંત સમતુલા જાળવી કીટકને સમક્ષેત્રમાં ફેરવે છે. આનું પરિણામ એ આવે છે કે છપગાંની ચાલક્રિયા સીધી લીટીમાં થવાને બદલે ડાબી તથા જમણી વળતી વાંકીચૂંકી રેખાવાળી બની જાય છે.

કાજળથી કાળા કરેલા કાગળ પર કોઈ કીટકને ચલાવી જોવાથી આ સાથેની આકૃતિમાં દર્શાવેલી ત્રિકોણિક ચલનરચના સ્પષ્ટ થશે. આકૃતિમાં 'કૅરેબસ' નામનું કીડું ચાલી રહ્યું છે તો ખંડિત રેખા તરફ; પરંતુ એમ ચાલતાં ખરી રીતે તો એ અખંડિત રેખાના વાંકાચૂંકા માર્ગને જ અનુસરે છે.

આકૃતિમાંનાં મીંડાં, ચલનક્રિયા દરમિયાન ભૂમિ પર આધાર રાખતા પગનાં નિશાન બતાવે છે.

(આકૃતિ 'વીગલવર્થ' ઉપરથી) —મ. હ. દેસાઈ.

### રાષ્ટ્રદ્યોતક પુષ્પો

લગભગ દરેક દેશમાં અમુક ફૂલ તેના રાષ્ટ્રધ્વજ જેટલું જ સૂચક અને દ્યોતક બનેલું છે. હિંદ અને મિસરમાં કમળ પ્રધાનપદે છે. જાપાનમાં ક્રિસાન્થેમમ, જર્મનીમાં કૉર્નફ્લાવર, ગ્રીસમાં વાયોલેટ, ઈરાનમાં ગુલાબ, ચીનમાં નારસીસસ, ફ્રાન્સમાં લીલી, સ્પેનમાં દાડિમ ફૂલ, સ્વિટ્ઝરલૅન્ડમાં એડલવીસ, મેક્સિકોમાં હાથલા થોરનું ફૂલ, કૅનેડામાં સુગર મેપલીફ, સ્કોટલૅન્ડમાં થીસલ, વેલ્સમાં લીક, આયર્લૅન્ડમાં શામરૉક અને ઇંગ્લંડમાં ગુલાબ. (ટ્રેઝર ચેસ્ટ)

## ભારતીય સંવતો

### ૨૩–ફસલી સન

હિંદુસ્તાનમાં મુસલમાનોનું રાજ્ય થતાં હિજરી સન એનો રાજકીય સન થયો; પણ એનું વર્ષ સૌર (સૂર્યગણત્રીના) વર્ષ કરતાં નાનું હોવાથી, બંને મોસમ પાક (ફસલ)–રવી અને ખરીફ–નું મહેસુલ નિયત મહિનાઓમાં વસૂલ લેવાની સરળતા માટે, અકબર બાદશાહે હીજરી સનમાં થોડો ફેરફાર કરીને હીજરી સન ૯૭૧ (ઈ. સ. ૧૫૬૩=વિ.સં. ૧૬૨૦)થી આ નવો સન ચાલુ કર્યો એમાં સન તો મૂળ હીજરી જ રાખવામાં આવ્યો, પણ માસ સૌર રાખવામાં આવ્યા. આ રીતે એ પણ શાહુર સનની પેઠે હીજરી સનનો જ એક પ્રકાર છે એ જ રીતે બંગાળમાં પ્રચલિત 'બંગાળી સન', બંગાળના ચટગાંવનો 'મગિ સન', તેમજ ઓરિસાના 'વિલાયતી સન' અને 'અમલી સન' પણ આ ફસલી સનના જ પ્રકારાંતરો છે.

ફસલી સનનો પહેલો પ્રચાર પંજાબ અને યુક્ત પ્રાંતોમાં થયો અને પછી અકબરે બંગાળ જીતતાં ત્યાં થયો. પછી શાહજહાંએ દક્ષિણમાં તેનો પ્રચાર કર્યો ઉત્તર હિંદમાં ચાલતા ફસલી સનમાં ૫૯૨–૯૩ ઉમેરતાં અને દક્ષિણ હિંદનામાં ૫૯૦–૯૧ ઉમેરતાં ઈસવી સન આવે છે.

# આ મહિનો (ઑક્ટોબર) ઇતિહાસમાં

**તા. ૫** ટિપુ સુલતાનની સત્તાનો નાશ કરનાર હિંદના ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસનું ગાઝીપુરમાં અવસાન –૧૮૦૫; જ્યાં હિંદીઓના જ ફાળાથી થએલો તેનો મકબરો આજે પણ છે.

**તા. ૮** અંગ્રેજ નવલકથાકાર હેન્રી ફીલ્ડિંગનું અવસાન ઇ. ૧૭૫૪

**તા. ૧૩** પ્રતિભાશાળી ફ્રેન્ચ લેખક આનાતોલ ફ્રાન્સનું અવસાન–ઇ. ૧૯૨૪

**તા. ૧૪** અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યોમાંના અગ્રણી પેનસિલ્વાનિયા સંસ્થાનના સ્થાપનાર વિલિયમ પેનનો જન્મ–ઇ. ૧૬૪૪. એણે એને 'સિલ્વાનિયા' (વનભૂમિ) નામ આપેલું; પણ ચાર્લ્સ બીજાએ એનું નામ સાથે જોડી પેનસિલ્વાનિયા કર્યું. એની રાજધાની ફિલાડેલ્ફિયા, વૉશિંગ્ટનની સ્થાપના સુધી અમેરિકન પ્રજાસત્તાકનું પાટનગર રહેલું. ક્વેકરપંથી હોવાને લીધે પેનનું જીવન અનેક કષ્ટસહનમાં વીત્યું.

**તા. ૨૨** બ્રિટનની શાહીવાદી નીતિ સામે હિંદની રાષ્ટ્રીય મહાસભાએ કૉંગ્રેસ પ્રધાનમંડળોનાં રાજીનામાં આપવાનું ઠરાવ્યું–ઇ. ૧૯૩૯

**તા. ૨૩** અંગ્રેજ કવિ રૉબર્ટ બ્રિજિસનો જન્મ–ઇ. ૧૮૪૪

**તા. ૨૯** અંગ્રેજ સાહિત્યકાર જૉન્સનના મિત્ર અને ચરિત્રલેખક બૉઝવેલનો જન્મ–ઇ. ૧૭૪૦

**તા. ૩૦** રશિયાના પહેલા મહાન વાસ્તવવાદી* નવલકથાકાર ફીઓડોર મિખાઇલોવિચ ડૉસ્ટોએવસ્કીનો મૉસ્કો મુકામે જન્મ–ઇ. ૧૮૨૧ એની સૌથી મહાન કૃતિ: 'ક્રાઇમ ઍન્ડ પનિશમેન્ટ'.

## આ માસની સાહિત્યવિભૂતિ

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

'અભેદમાર્ગપ્રવાસી' તરીકે ગુજરાતી સાહિત્યમાં ઓળખાએલા આ તત્ત્વજ્ઞ કવિ અને શિષ્ટ સાહિત્યકારનો જન્મ સંવત ૧૯૧૪ના ભાદરવા વદ ૪' તા. ૨૬મી સપ્ટેમ્બર ૧૮૫૮ના રોજ નડિયાદમાં થયો હતો. પિતા બ્રાહ્મ-



વટાવનો ધંધો કરતા; ને માતૃપક્ષ પણ બાધેભારે સુખી હોવાથી તે લાડમાં ઉછર્યા.

૪ વર્ષની વયથી ગામઠી નિશાળે અભ્યાસ શરૂ કર્યો અને છની વયે તો જનોઈ ધારણ કરી સરકારી શાળામાં દાખલ થયા. ગણિત પર અણગમો પહેલેથી જ હતો; પણ અંગ્રેજી ત્રીજા ધોરણથી અભ્યાસમાં તેજ બતાવવા માંડયું અને પ્રથમ આવ્યા, એટલે હેડ માસ્તરે ધોરણ કુદાવી પાંચમામાં બેસાડયા. પરંતુ આત્માવલોકન અને આત્મસુધારણાની ઝંખના એ વયે પણ એટલી તીવ્ર હતી કે એ વર્ગમાં સંસ્કૃત અને ભૂમિતિમાં ન ફાવતાં આપમેળે પોતે નીચલા ધોરણમાં ઊતરી ગયા.

આ વખતે બાલાશંકર જે એમનાથી એક ધોરણ પાછળ હતા તેમની સાથે એમને મૈત્રી થઇ અને તેમના સહવાસ ને પ્રેરણાથી મણિલાલ કવિતા લખતા થયા. કવિતારચના, વાચન અને ચર્ચા ઉપરાંત જ્ઞાતિસુધારણા માટે 'સ્વસુધારક' મંડળ સ્થાપ્યું. ૧૫ વર્ષની વયે અમદાવાદમાં પ્રાર્થના સમાજ સ્થપાઇ તેની પ્રવૃત્તિમાં પણ રસ લેતા.

પુખ્ત વયે ભવભૂતિના ઉત્તરરામ ચરિતનું સુંદર ભાષાંતર અને ઊંચા તત્ત્વજ્ઞાનના સંસ્કૃત ગ્રંથો ઉપર અંગ્રેજી ભાષ્યો આપનાર એ પંડિત સાહિત્યકાર કુમારાવસ્થામાં સંસ્કૃતમાં એટલા કાચા હતા કે ૧૮૭૫માં મૅટ્રિકમાં તે નાપાસ થયા! પણ પછીથી 'પલટો આવ્યો, અને ૧૮૭૬માં આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે આવ્યા. આ જ વર્ષમાં બીજા બે બનાવો બન્યા: ધાર્મિક આસ્તિકતાનાં બીજ હૃદયમાં રોપાયાં અને 'શિક્ષાશતક' નામનું નાનું કાવ્યપુસ્તક પ્રથમ પ્રગટ કરી મિત્ર બાલાશંકરને અર્પણ કર્યું.

મુંબાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થઈ ૧૮૮૧માં તેઓ બી. એ.માં બીજે નંબરે આવ્યા એ દરમ્યાનનો અભ્યાસકાળ તેમજ પછીનો સમય એમણે બુદ્ધિશક્તિને કસે ચડાવી અને સંસ્કૃત સાહિત્ય તેમજ ભારતીય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનું ઊંડું અધ્યયન કર્યું. મુંબાઈની મ્યુ. ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજ્યુ. ઈન્સ્પેક્ટર હતા, ત્યારે ઉત્તરરામ ચરિતનું ભાષાંતર બહાર પાડયું અને ૧૮૮૫માં ભાવનગર સામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક નીમાયા બાદ સ્ત્રીવિષયક માસિક 'પ્રિયંવદા' શરૂ કર્યું, જેને પાછળથી 'સુદર્શન' નામથી સાહિત્યવિષયક માસિકમાં ફેરવી નાખ્યું. સુધારાને લગતું 'નારીપ્રતિષ્ઠા', 'સિદ્ધાંતસાર'નાં કેટલાંક પ્રકરણો, 'ચારિત્ર્ય' અને 'બાળવિલાસ'ના નિબંધો અને 'સુદર્શન'માં લખેલાં એમનાં ચિંતનાત્મક સાહિત્યવિવેચનો ગુજરાતી સાહિત્યમાં જાણીતાં છે. એથીયે જાણીતાં છે, એમણે લિટનકૃત અંગ્રેજી પુસ્તકના અનુકરણ રૂપે લખેલી 'ગુલાબસિંહ' નામની તત્ત્વબોધક નવલકથા અને 'કાન્તા' નાટક.

આ ઉપરાંત તત્ત્વજ્ઞાનવિષયક ગુજરાતી તેમજ અંગ્રેજી ઘણા ગ્રંથો એમણે લખ્યા. અને મુંબાઈ સરકારે તર્કકૌમુદીનો ન્યાયગ્રંથ અંગ્રેજી ટીકા સાથે એમની પાસે સંપાદિત કરાવી બહાર પાડયો ત્યારપછી તો એ સંસ્કૃત પંડિત તરીકે પંકાઈ ગયા છેલ્લે વડોદરા રાજ્ય તરફથી પાટણ તથા બીજા ભંડારોના સંસ્કૃત અને પ્રાચીન ગ્રંથોના સંશોધનનું કાર્ય એમને સોંપાયું. તેમાં એમણે એટલો શ્રમ લીધો કે તબિયત બગડી અને ૧૮૯૮ના ઑક્ટોબરની ૧લી તારીખે તે અવસાન પામ્યા.

તત્ત્વદર્શી સાહિત્યકાર, રૂપદર્શી છતાં મસ્ત કવિ, પ્રાચીન અને અર્વાચીનનો સમન્વય સાધનાર સુધારક, અને સૂક્ષ્મ સ્થિરચિંતક વિવેચક મણિલાલ ખરેખર ગુર્જરગિરાના મુકુટના ચમકતા મણિ સમા હતા.

ડચક ઑફ ઑર્લીયન્સ બારમો લુઈ બનીને ફ્રાન્સના શહેનશાહપદે આવ્યો ત્યારે તેના સાથીઓએ તેને જૂના દુશ્મનોને વીણીવીણીને સજા કરવાની શિખામણ આપી. લુઇએ જવાબ આપ્યો: હું ડચક ઑફ ઑર્લિયન્સ હતો તે વખતે જેમણે મારૂં બૂરૂં કરેલું તેને હું હવે શિક્ષા કરૂં તે ફ્રાન્સના શહેનશાહને શોભાસ્પદ નથી!

અનેકાર્થી શબ્દ: મધુ=મીઠું, ગળ્યું; મધ; દારૂ; વસંતઋતુ; અશોક વૃક્ષ; એક છંદ; ચૈત્ર માસ.

કહેવતોના અર્થ: 'રાઇના પાડ તો રાતે વહી ગયા.' તક કે અવસર વીતી ગયા પછી તેનો લાભ લેવા આવનારને આપેલા વાયદાની (પછી ભલે તે છળ કરીને પણ અપાયો હોય) નિષ્ફળતા સમજાવવા વપરાતી આ કહેવત વિષે એવી વાત છે કે રાત્રે ઘરમાં ચાર પેસતા વાણિયાએ યુક્તિ કરીને બૈરીને મોટેથી કહ્યું કે 'આજ આવેલા દેશાવરના કાગળ પ્રમાણે કાલે એક રૂપિયાની રૂપિયાભાર રાઈ પણ મળશે નહિ; માટે આંગણામાં સૂકવેલી રાઈ સવારે વહેલીવહેલી ભેગી કરી લેજે.' મૂર્ખા ચોરો આ સાંભળી, સવારે રાઇનું મોંઘું મૂલ્ય મળવાની લાલચે, કશી ચિંતા ન લેતાં રાઇ એકઠી કરી લઇ ગયા, ને બીજે દિવસે તે વેચવા નીકળતાં વાણિયાએ તેમને પકડાવી દઇ ઉપલી કહેવત સંભળાવી. એને મળતી કહેવતો: 'પાણીએ દીવો બળી ગયો;' 'વર રહ્યો વાસી, પહેરામણી ગઈ નાસી;' વગેરે.

ઊંઘ—પુરુષ માટે છ કલાક, સ્ત્રીમાટે સાત કલાક, મૂર્ખ માટે આઠ કલાક!

ચાલુ યુદ્ધમાં ઇંગ્લંડને રોજનું ૧૫ કરોડ પૌંડનું ખર્ચ થાય છે.

ભૂરી આંખોવાળા કરતાં માંજરી આંખોવાળાં માણસો ભળભાંખળામાં વધુ દેખી શકે છે.



ખાળના નળમાં ભરાઇ રહેલો કચરાનો ગાળ સાફ કરવો ઘણીવાર દુષ્કર હોય છે. તેને માટે ગાદીની જૂની થઇ ગએલી કમાન એક દંડા ઉપર આ પ્રમાણે જડી દઇને ઉપયોગમાં લેવાથી બહુ સરસ કામ આપશે.

ગણિતગમ્મત

તમારે જેટલા ભાઇ હોય તે સંખ્યાના બમણા કરી તેમાં ત્રણ ઉમેરો, ને જે સંખ્યા આવે તેના પાંચગણા કરો. પછી જે આવે તેમાં તમારે જેટલી બહેનો હોય તે સંખ્યા ઉમેરીને તેને દશ વડે ગુણો, જે આવે તેમાં તમારા કાકાની સંખ્યા ઉમેરો અને જે આવે તેમાંથી ૧૫૦ બાદ કરો. હવે આવેલા જવાબનો પહેલો આંકડો તમારા ભાઈની સંખ્યા, બીજો બહેનની સંખ્યા અને ત્રીજો આંકડો કાકાની સંખ્યા. (ચાવી: સા ×૨+૩×૫+રે×૧૦+ગ−૧૫૦=લારેગ.)

'જગતનાં મુખ્ય સમાચાર ખાતાં: બ્રિટિશ સામ્રાજ્યનું 'રૉઈટર', અમેરિકાનું 'એસોશીએટેડ પ્રેસ', જર્મની: 'ડી.એન.બી.', ફ્રાન્સનું 'હાવાસ', ઈટલીનું 'સ્ટેફાની' ને જાપાનનું 'રોમેઇ.

માણસની જીભ કરતાં ગાયની જીભ ઉપર પાંચગણી સ્વાદગ્રંથિઓ હોય છે

દુનિયાની અરધા ઉપરાંતની વસ્તી દિવસમાં ત્રણ વખત ચોખા ખાય છે.

અઢાર માસનું થતાં સુધીમાં બાળકના મગજમાં સાત શબ્દો સુધી જ ભાષાસ્થાન મેળવી શકે છે. પણ પછી એ સંખ્યા ઝડપથી વધવા માંડે છે ને બે વર્ષનું થતાં તો બાળક ૩૨૮ શબ્દો પર કાબુ ધરાવતું જણાયું છે. નવ જ મહિના બાદ આ સંખ્યા બેવડાય છે.

દુનિયાભરની લિપિઓના અક્ષરો બીજી અનેકરીતે એકબીજાથી જુદા પડતા હોવા છતાં તે બધીમાં પહેલો અક્ષર તો 'અ' જ છે.

'હું હવે કદી સોગન નહિ ખાઉં.'
'તારાથી રહેવાશે જ નહિને?'
'તારા સમ બસ, ખાઉં તો!'




બીજ અને વૃક્ષ: ડાબે ખૂણે બતાવેલી ઇ. ૧૮૧૫ની સાલમાં ફ્રાન્સમાં શોધાએલી, પેડલ (પગાં) અને ચેઇન (સાંકળ) વિનાની ડેન્ડ બાઇસિકલ, એ આજની આરામ સાઈકલ અને ઝડપી મોટરસાઈકલનું મૂળ બીજ હતું.



**આ ચિત્રનું નામ?**

તમે આપી શકશો? એને માટે નીચેની હરીફાઈ વાંચો.

આ ચિત્ર પર બે હરીફાઈઓ યોજવામાં આવી છે (૧) ચિત્ર માટે ઉચિત નામ શોધી આપવાની (૨) આ ચિત્રની-જોડ-ગણા (૬x૧૦ા ઇંચના) માપની રંગની નકલ કરી મોકલવાની. દરેક હરીફાઈમાં બે ઇનામો આપવામાં આવશે: એક ઈનામ બાર વર્ષની અંદરના વિદ્યાર્થીઓ માટે; બીજું વીસ વર્ષ સુધીના વિદ્યાર્થીઓ માટે. દરેક હરીફાઈમાં યોગ્યતા પ્રમાણે એકથી વધુ ઈનામો પણ અપાશે. ચિત્રો સંભાળપૂર્વક અને ચિત્રની પાછળ મોકલનારનાં સંપૂર્ણ નામઠામ તથા ઉંમર લખીને મોકલવાં; ચિત્રો પાછાં મંગાવવા ઈચ્છનારે તેની સાથે ટિકીટ ચોડેલું ચિત્રના માપનું કવર મોકલવું.



# કર્યાથી ડરવું નહીં–

પૃથ્વી

કર્યાથી ડરવું નહીં: ડરવું ના કર્યાથી કદી.
ભયાનક નથી કશું, નથી કશું ન જિતાય જે;
ભર્યું ડગ સમાવી લે સઘળું, જો ભર્યું નિશ્ચલ.

જવાનું ઘર હોય દૂર; યદિ એક ચીલો મળે
દમામભર દોડવું શ્રમિત ગાત્ર થાયે છતાં;
અને યદિ ચીલો ન હોય નજરે કયહીં દીસતો,
નિરાશ થવું ના તદા; સહજ છે નવો પાડવો.

કમાન નવ આલવી ધ્રૂજત પાંગળા એ કરે,
અને કદી ન આલવી હલકી ફૂલ જો હોય એ;
નહીંતર ન મૂલ એની મહીંથી છૂટ્યા તીરનું.

પછી મજલ કાપતું તીર સુદૂર ચાલ્યું જતું,
પછી નિજનું ધ્યેય વેંત મહીં હાથ આવી જતું.

કરેલ ભરવું હસી; હસી કર્યે જવું જે ખરું;
અને બધું જ છે ખરું હિંમત સમેત જે જે કર્યું.

ભગીરથ મહેતા

જેનું આ પાનાંઓ ઉપર વર્ણન શરૂ થાય છે તે સંસ્કારયાત્રાની પ્રવાસરેખા. ચેરી લીટીએ લીટીએ આવતાં, મોટા-અક્ષરો વ[illegible]
દર્શાવેલાં સ્થળોની મુલાકાતનાં આટલાં જ રસપ્રચુર વર્ણનો હવે ચાલુ આવ્યા કરશે.

સાહિત્ય પરિષદમાં આવી ગયેલા તેની અસર ગુજરાત પર ઘણી થઇ હતી. શિશુશિક્ષણમાં નવો રસ ઉત્પન્ન થયો હતો, સાહિત્યમાં નવો રસસંચાર થયો હતો, પરંતુ કલાની યથાયોગ્ય ભૂમિકા બંધાઇ ન હતી. ગુરુદેવ સાથે શ્રી ક્ષિતિમોહન સેન આવેલા, તેમણે ગીતાંજલિના અસલ બંગાળી પદો સંભળાવેલાં; બાઉલો તેમજ દાદુ, સૂરદાસ અને કબીરના તત્ત્વજ્ઞાન ઉપર પ્રકાશ આપેલો. પણ કલા ઉપર પ્રકાશ પાડનાર કોઇ વ્યક્તિનો પરિચય ગુજરાતને હજી મળ્યો ન હતો. તે ઊણપ દૂર કરવા મેં એ પહેલો પ્રવાસ ખેડેલો. એ વેળા શાન્તિનિકેતન ઉપરાંત કલકત્તાનું મ્યુઝિયમ અને શ્રી હૅવેલ સાહેબે મેળવેલી ભારતીય ચિત્રસંપત્તિ જોઇ; શ્રી અવનીન્દ્રનાથ ટાગોરનો પરિચય કર્યો; તેમના ઘરની ભારતીય સજાવટ જોઈ; ઓરીએન્ટલ આર્ટ સોસાયટી વગેરે જોયાં. આ બધું જોઇને સ્વ. મોતીભાઇ ઉપર પણ ચિત્ર-મહિમાની સારી અસર થઈ અને પછીથી સચિત્ર 'બાલ-મિત્ર' કાઢવાની યોજના એ પ્રવાસમાં જ ઘડાઇ. શાન્તિ-નિકેતનમાં તે વખતે શ્રી નંદબાબુ આવ્યા ન હતા. કલા-ભવન તરીકે ઓળખાતા એક મકાનમાં બેચાર વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ કામ કરતાં હતાં. ચિત્રના પ્રથમ અધ્યાપક તરીકે તરુણ અસીતબાબુ અને સુરેનબાબુ (અસીતકુમાર હલ્દાર અને સુરેન્દ્રનાથ કાર) પોતાની બેઠક પર કામ કરતા હતા. તે વખતે મેં તેમની ફોટો છબીઓ પણ પાડેલી.

બાજુના નાના મકાનમાં દીનુબાબુની ગાંધર્વી સુર-વટ જામી રહેતી. એ પડછંદ માતંગ કાયાને તેમના વિદ્યાર્થીઓ સાથે આવતી જુઓ તો તમને વર્ષાનો મેઘ આવતો લાગે. પ્રસન્નતા અને આનંદની છોળો દેતી એ મૂર્તિ આશ્રમની પ્રતિષ્ઠાનો પાયો બની ગઈ છે.

આફ્રિકાથી આવીને ઍન્ડ્રૂઝ સાહેબે શાન્તિનિકેતન આશ્રમની વ્યવસ્થા હાથમાં લીધી હતી. આણંદવાળા શ્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ ('પાટીદાર'ના તંત્રી) તેમની સાથે જ ત્યાં પોતાના કુટુંબને લઇને આવી વસ્યા હતા. એકરૂપ બનવા શ્રી ઍન્ડ્રૂઝ ધોતિયું અને પહેરણ પહેરતા. વિદ્યાર્થીઓની ચિંતા તેઓ માતાના જેટલી જ કરતા. તે વખતે આશ્રમનું રસોડું એક મોટા છાપરા નીચે હતું. ખાવાપીવાની અગવડો ઘણી હતી, તેથી ગુજરાતી વિદ્યાર્થી-ઓને ફાવતું નહિ.

આમ ઘણી મુશ્કેલીઓ અને ઘણી અપૂર્ણતાઓ છતાં એ સમયે આશ્રમે પોતાના આદર્શોનો પ્રકાશ ફેલાવ્યો હતો. સૅડલર કમિશને હિંદુસ્તાનમાં યોગ્ય પ્રણાલિવાળી બે જ સંસ્થાને આદર્શ ગણાવી હતી: એક શાન્તિનિકેતન અને બીજું કલકત્તામાં ચાલતું સ્વામી અભેદાનંદનું ઓરિએન્ટલ સ્કૂલ. [illegible]

આજે તો શાન્તિનિકેતન આશ્રમનો વિસ્તાર બાર મા-ઈલના ઘેરાવાનો વિશાળ પટ રોકે છે. તેમાં સુંદર પાકા રસ્તાઓ છે અને સુંદર સુરૂપ નાનાંમોટાં ભવનો છે. અને એ સર્વના નિયામકમાં આશ્રમસચિવ શ્રી સુરેન્દ્રનાથ કાર છે. વણુસો ચારસો જેટલા વિદ્યાર્થીઓ હિંદના જુદાજુદા સ્થાનોમાંથી આવી ત્યાં અભ્યાસ કરી રહ્યા છે. કવિવરના આદર્શોની દીક્ષા લઇ દરેક જણ 'આમાદેર શાન્તિનિકેતન'ની એ માતૃસંસ્થાને પોતાના જીવનમાં, હૃદયમાં અને સંસ્કાર-માં ઉતારી રહ્યા છે અને પોતાના પ્રાંત માટે તેનું સંસ્કાર-બાચુ બાંધી રહ્યા છે.

**નિમંત્રણ**

● એ સમસ્ત વિદ્યાર્થીમંડળ પ્રત્યેક સત્રાન્તે ઉત્સવો કરે છે, નાટ્યો કરે છે, પ્રદર્શન ભરે છે, અને પ્રસંગોપાત જુદા-જુદા રાષ્ટ્રોના વિદ્વાનો, કવિઓ, કલાકારો કે નટોને નિમંત્રી તેમનો સહકાર સાધે છે. આ વર્ષે ગુરુદેવના અવસાનથી





ઉપર: ડાબી બાજુ—શાન્તિનિકેતનમાં વિદ્યાર્થીઓનું 'ચા-ઘર'. ત્યાં ચા પીવા મંડળીઓ મળે છે, નાની ચર્ચાઓ પણ થાય છે. ભીંતો પર કલાના વિદ્યાર્થીઓએ સાદાં ચિત્રો દોરી તેના વાતાવરણમાં નવો રંગ પૂર્યો છે. જમણી બાજુ—'મ્યૂઝિયમ'નું પ્રવેશદ્વાર. મ્યૂઝિયમ એટલે શાન્તિનિકેતનના ચિત્રસંગ્રહ તેમજ ગ્રંથોનો ભંડાર (ફોટો • નરેન્દ્ર રાવળ)

માનવંતા અતિથિઓ માટે જ અલાયદું બાંધવામાં આવ્યું છે આશ્રમના કેન્દ્રથી એ ઘણું અલગ અને દૂર છે, એટલે અમને ત્યાં ઘણું એકલવાયું લાગ્યું; પણ પછીથી તો અમે તેનો ઉપયોગ માત્ર સૂવા પૂરતો જ કર્યો હતો. ત્યાં ગયા પછી ખબર પડી કે શ્રીમતી રતી વિકિટ બીજી બાજુના એક ખંડમાં જ રહી અહીં આશ્રમમાં ચિત્રકલાનો અભ્યાસ કરતાં હતાં. પહેલી જ ઇચ્છા મેં શ્રી નંદબાબુને મળવાની બતાવી; પણ બપોરના સમયે તે આરામ લેતા હોઈ તરતને માટે અમે ભોજનગૃહમાં ગયા. હાલનું ભોજનગૃહ એક સુંદર મકાન છે. બધી ગોઠવણ તથા સાધનસામગ્રી ત્યાં રાખવામાં આવી છે. ભોજનગૃહમાં બે વિભાગ છે: શાકાહારીઓનો ને બીનશાકાહારીઓનો. વિદ્યાર્થીઓ ટેબલ પર જમવા બેસે છે. પીરસવામાં વિદ્યાર્થીઓ સ્વયંસેવક તરીકે કામ આપે છે. રસોડાની દેખરેખ પર એક બંગાળી શ્રીમતીજી છે. તેમની નજર બધા જ જમનારાઓ પર એક માતાના જેટલી ચીવટ બતાવતી હતી. જમ્યા પછી જમનારાઓ પોતે જ પોતાના થાળીવાટકા બાજુની બારીવાળી ચોકડીમાં મૂકી દે છે, જ્યાંથી નોકરો તે સાફ કરવા ઉપાડી લે છે. રસોડાના ખૂણાઓમાં તેમજ એક બારણું આગળ કુંડીબંધ નળો રાખવામાં આવ્યા છે, એટલે હાથમોં ધોતાં ગંદા છાંટા ઊડતા નથી અને ગંદવાડ ગટરો વાટે બહાર નીકળી જાય છે. નોકરોનો વાસણ માંજવાનો ચોક પણ અલગ છે. અંદર રસોડાની ગોઠવણ તથા ભોજનમાં પહેલાંની કેઇ ફરિયાદ નહોતી. પહેલાં મેંદાની પૂરીઓ અપાતી. આરોગ્યની દૃષ્ટિએ આજે બહુ વિચાર કરી ઘઉંની પંજાબી રોટલીઓ આપવામાં આવે છે. દાળ, શાક, દહીં, ખાંડ વગેરે જોઇતાં તેમજ સારાં મળે છે. ખર્ચની દૃષ્ટિએ જોતાં દર વધારે છે એવી સહેજ ફરિયાદ હતી, પણ મોટી કૉલેજોના હિસાબે ત્યાં મોંઘું ન ગણાય.

### શ્રી નંદબાબુ

● જમી રહ્યા એટલામાં તો ભાઈશ્રી કલામ ખબર લાવ્યા કે શ્રી માસ્ટર મોશાય (શ્રી નંદબાબુ) મ્યૂઝિયમમાં છે ત્યાં મળી શકાશે. ભાઈ કલામે શરૂથી જ મારા દર્શક અને સમય-





ડાબી બાજુ: વિદ્યાભવનને દ્વારે વિદ્યાર્થીઓનું ઝાન • જમણી બાજુ: વૃક્ષછાયામાં ચાલતો વર્ગ (ફોટો • નરેન્દ્ર રાવળ)





વિદ્યાર્થીસમસ્તનું ભોજનાલય (ફોટો નરેન્દ્ર રાવળ) વિદ્યાભવન પાસેની સુંદર વૃક્ષવિથિકા

નિયામક તરીકે એકધારી સેવા ઉપાડી લઈ મને જે સગવડ અને સરળતા કરી આપી છે તે અવિસ્મરણીય રહેશે. આશ્રમ તેમજ શ્રીનિકેતનની રજેરજ માહિતી, માણસોના સ્વભાવ, મળવાની યોગ્ય તક અને વસ્તુની કદર તેમજ પરિચય તેણે ખૂબ સાધી લીધાં હતાં.

શ્રી નંદબાબુની શાન્ત સ્વસ્થ મૂર્તિ જોઈ મને બહુ જ પ્રસન્નતા થઈ. વચ્ચે ૧૯૨૪માં ફરી એક જ દિવસ માટે હું શાન્તિનિકેતન ગએલો ત્યારે સાંજે દૂર સુધી સાથે ફરવાની થોડી તક મળેલી. તે વખતે તેમણે શાન્તપણે પોતાની ભાવના વ્યક્ત કરી હતી ત્યારથી તેમના સમાગમનો મને બહુ લોભ રહેતો. મેં કનુભાઈને તેમની પાસે અભ્યાસ માટે મોકલ્યા ત્યારે શ્રી ક્ષિતિબાબુ સાથે તેમણે મને કહેવડાવેલું કે તમે ગુજરાતનો એક સુયોગ્ય વિદ્યાર્થી મોકલી ગુજરાતની સેવા કરી છે. અને કનુભાઈએ પણ એ વખતે શ્રી નંદબાબુનો એવો ગાઢ સમાગમ મેળવ્યો કે તેમણે ગુજરાતમાં શાન્તિનિકેતન બતાવવાની સામગ્રી પ્રાપ્ત કરી લીધી.

### શાન્તિનિકેતનમાં ગુજરાત

● ત્યાર પછી તો ઘણાં વિદ્યાર્થીઓએ શાન્તિનિકેતનને પોતાની સંસ્કારદાતા સંસ્થા ગણી ત્યાંનાં સાહિત્ય અને કલાનો મહિમા પ્રસાર્યો છે;–એટલે સુધી કે શાન્તિનિકેતન બંગાળનું હોય તે કરતાં ય ગુજરાતનું પોતાનું ઘરનું થાણું લાગે છે. અને મને પણ એમ જ લાગ્યું. શાન્તિનિકેતનથી આવજા કરનારા





ગુરુદેવના પિતાશ્રી દેવેન્દ્રનાથ ટાગોરે જે સ્થળે પ્રથમ સાક્ષાત્કાર અનુભવેલો તે સ્થાન 'છાતીમ તલા' (ફોટો : શ્રીમતી રતિ પિટિટ), જમણી બાજુ : શાન્તિનિકેતનનો જૂની બાંધણીનો નાનકડો છાત્રવાસ (ફોટો : નરેન્દ્ર રાવળ)

યાત્રિકો, વિદ્યાર્થીઓ અને ગૃહસ્થોએ ત્યાંની રોજેરોજની માહિતીઓ અને ખબરો મને આપ્યાં જ કરેલાં, એટલે મને ત્યાં કશું અપરિચિત કે નવીન ન લાગ્યું. ગુજરાતી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની હાલ ત્યાં લગભગ ૨૫ જેટલી સંખ્યા છે. તેઓ બધાં જ મારા વિષે બહુ ઇંતેજારી સેવતાં હતાં. તેમને બધાંને હરખ હતો કે મારા ત્યાં જવાથી ગુજરાત શાન્તિનિકેતનનો સંપર્ક વધારી રહ્યું છે.

અહીં પૂજ્ય ગાંધીજી રહી ગયા હતા. શ્રી નરસિંહભાઇ પટેલ જેવાએ તો અહીં વર્ષો કાઢ્યાં હતાં. શ્રી નગીનદાસ પારેખ, ડૉ. મણિલાલ પટેલ, બચુભાઈ શુક્લ, રઘુભાઈ નાયક, પ્રભુભાઇ પટેલ, કૃષ્ણલાલ શ્રીધરાણી, પિનાકિન ત્રિવેદી, પ્રહ્લાદ પારેખ વગેરે નામધર વિદ્યાર્થીઓએ, શ્રી કૃષ્ણલાલ ભટ્ટ, કાન્તિલાલ દવે, જયંતી પારેખ, જયંતીલાલ ઝવેરી આદિ કલાદીક્ષિતોએ મુંબાઈનાં વકીલ દંપતી તથા શુક્લ દંપતીએ, શ્રી સોતુબેન જેવાં બહેનોએ અને બીજા વિદ્વાનોએ અહીંનો સંસ્કારસંપર્ક ગુજરાતમાં ઉતાર્યો છે. બ્હેન શ્રીમતી હઠીસીંગ તો અહીંના વિદ્યાપુત્રી બન્યાં હતાં. શેઠ અંબાલાલભાઇનું તો આખું ઘર શાન્તિનિકેતનનું દીક્ષિત ગણાય.

અને સ્વ. ગુરુદેવ પણ ગુજરાતને ક્યારે વિસર્યા હતા? તેમણે તો છેલ્લી ઘડીએ પણ શાન્તિનિકેતન ગુજરાતના ગાંધીજીને જ ભળાવી દીધું હતું. તેમનાં પાલિતા પુત્રી પણ ગુજરાતનાં ભાટિયા બહેન છે. ગુજરાતે શાન્તિનિકેતન પર ઘેરો કર્યો કે શાન્તિનિકેતને ગુજરાતમાં ઘર કર્યું તે કહેવું મુશ્કેલ છે. શાન્તિનિકેતનના કલાકારો ગુજરાતમા આવી વસી ગયા. શ્રી વિનાયક માસોજી તો ગુજરાતી જ લાગે. શ્રી સુરેન્દ્રનાથ કાર તો શ્રી અંબાલાલભાઇના મહાલયની રૂપયોજના કરવા વરસમા અનેક વાર હજી અમદાવાદ આવે છે. શ્રી નંદબાબુ હરિપુરામાં સેવા આપી ગયા; અને વડોદરાના કીર્તિમંદિરમાં ભીંતચિત્રો ચીતરવા હજી દર વર્ષે આવે છે. અને ક્ષિતિમોહનસેન તો ગુજરાતનાં ગામડાંઓમાં વાસ કરી સરસ મિત્રમંડળ જમાવી ગયા છે. આમ, શાન્તિનિકેતન સાથે કલકત્તાનો સંબંધ હોય તે કરતાં ગુજરાતનો સંબંધ



શ્રીનિકેતન જતાં માર્ગમાં એક સુંદર દૃશ્ય (ફોટો-નરેન્દ્ર)



ગુરુદેવના પુત્ર શ્રી રથીન્દ્રનાથ ટાગોરને શ્રી 'માસ્ટર મોશાય' (નંદબાબુ) પ્રદર્શનનાં ચિત્રો બતાવે છે.

વધ્યો છે, ગયે વર્ષે શ્રી મેઘાણીભાઈ પણ લોકસાહિત્યનો ત્યાં વર્ષાંત કરી ગયા હતા. આવા સ્થાનમાં મારું જવું કોઈ મોટું આશ્ચર્ય હોય એવું હું માની શકતો નથી. શ્રી નંદબાબુએ જ કહ્યું હતું કે 'રવિભાઇને હું અતિથિ તરીકે ગણતો જ નથી. આ તો તેનું ઘર છે. આમંત્રણના વિધિની તેને જરૂર હોય નહિ.' તેમનો એ આત્મીયભાવ તેમણે ત્રણે દિવસ સુધી મારી પૂરી ખબર રાખીને સિદ્ધ કરી બતાવ્યો હતો. છેલ્લી એક મોટી બીમારી આવી ગયા પછી તે થાકેલા રહે છે. તેથી જ્યારે તે જાતે ન આવી શકે ત્યારે તેમના સુપુત્ર વિશુદા કે બીજા કોઇ વિદ્યાર્થી મારફત મારી તકેદારી રાખ્યા વિના રહેતા નહિ.

### શ્રી ક્ષિતિબાબુ

● શ્રી નંદબાબુને મળીને મેં પ્રથમ શાન્તિનિકેતનને પૂર્ણ રૂપે અવલોકી લેવાની ઈચ્છા બતાવી, એટલે તેમણે શ્રી કલાગને કહી દીધું કે અહીં હજી બધા ક્લાસોમાં પડ્યા છે, પણ શ્રીનિકેતન કાલે બંધ થવાનું છે; માટે તે તો આજે ને આજે જોઈ આવો. દરમિયાન અહીંનો પ્રોગ્રામ કેમ રચવો તે કાલે સવારે 'મ્યૂઝિયમ'માં સાથે (અનુસંધાન પૃ૦ ૪૦૪)



ગુરુદેવ

મૃત્યુ પૂર્વે શાન્તિનિકેતનમાં લેવાયેલી છેલ્લી છબિ : ૨૪ જુલાઈ ૧૯૪૧

ફોટો : શ્રી વિનાયક માસોજી

# અંતરીક્ષમાં તરતો ટાપુ

છૂટી ન શકાય એવા કોઈ બળ વડે મનુષ્ય પૃથ્વીને ચોંટી રહ્યો છે, અને ગુરુત્વાકર્ષણના એ બળથી તેને મુક્ત કરવા વિજ્ઞાને કમર કસી છે. હાલમાં અમુક અંતર અને સમય સુધી મનુષ્ય અંતરીક્ષમાં પ્રવાસ કરવા શક્તિમાન થયો છે, પણ હવે તે પોતાને અદ્ધર રહેતાં અટકાવનાર એ ગુરુત્વાકર્ષણના બળ પર સંપૂર્ણ પ્રભુત્વ જમાવવા પ્રયત્ન કરી રહ્યો છે. આ પાર પડે તો એના સંભવિત પરિણામો તરીકે અનેક વિચિત્ર ઘટનાઓ બને, જેમાંની એકનું કલ્પનાચિત્ર આ વાર્તામાં આપવામાં આવ્યું છે. આશા છે કે આનું વાચન વાચકોને રસપ્રદ અને મનનીય નીવડશે.



## વિજ્ઞાનના અદ્‌ભુતરસની ભૂમિકા પર ગૂંથેલી એક વાર્તા

અંગ્રેજી ઉપરથી ઉતારનાર

ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત

### ૧—હવાના ચાંચિયા

છેલ્લું ભયંકર વિશ્વયુદ્ધ પૂરું થઈ ગયું છે અને પૃથ્વીનાં રાજ્યોનું સમવાય તંત્ર સ્થપાયે આઠ વર્ષ થયાં છે. ૧૯૫૧ની સાલ ચાલે છે. ગત યુદ્ધમાં અને ત્યાર પછી દુનિયાએ વિજ્ઞાનમાં ખૂબ જ પ્રગતિ કરી છે. પ્રવાસ તથા વ્યાપારનાં ક્ષેત્રોમાં આકાશી યાનનો ઉપયોગ એક સાધારણ વસ્તુ થઈ પડી છે. વિશેષમાં આકાશી યાનની ઝડપ તથા તેના ઉડ્ડયનમાં ઘણા ભારે ફેરફાર અને સુધારા થયા છે.

પાન-એશિયેનિક ઍર વેઇઝની ઑફિસમાં બે માણસો વાતો કરતા બેઠા છે. એક પાન–એશિયેનિક ઍરવેઇઝનો મૅનેજિંગ ડાયરેક્ટર છે. પોતાના મગજ પરનો કાબુ સારી પેઠે ખોયો હોય એવી શાખ પૂરતો એનો ચહેરો ખૂબ બેબાકળો છે. એની સામે સ્કૉટલૅન્ડ યાર્ડના ગુન્હાશોધક ખાતાનો ચીફ ઈન્સ્પેક્ટર ટ્રેન્ટ એની વાત સાંભળતો બેઠો છે.

'એ લોકોનું થાણું ક્યાં છે એ હું જાણવા માગું છું. ૧૯૪૮ની સાલથી–એટલે પૂરાં ત્રણ વર્ષથી–હવાના ચાંચિયા આપણી સામાજિક અને ઔદ્યોગિક સંસ્કૃતિ પર પ્રહાર કરી રહ્યા છે. પ્રત્યેક મહિને તેઓ નિયમિત રીતે આપણાં હવાઈ વિમાનોની ચોરી કરે છે. તેમનો એકે દાવ ખાલી જતો નથી. આવી જંગી લૂંટ ચલાવનારાઓએ કોઈ સ્થળે તેમનું થાણું સ્થાપેલું હોવું જ જોઈએ કે જેનો આપણને પત્તો લાગતો જ નથી'

આમ બોલી પોતાની મૂઠી જોરથી ટેબલ પર ઠોકી તેણે ઉમેર્યું: 'ગમે તેમ કરીને પણ આ અટકાવવું જ જોઈએ, અને તે પણ જલદીથી; નહિ તો વેપારમાં દેવાળું કાઢવા વારો આવશે અને હું કાંઈ અશક્ય વસ્તુ કરવાની માગણી કરતો નથી.'

ટ્રેન્ટ ખુરશીમાંથી ઊભો થયો, અને માથે ટોપી મૂકી ખૂબ વિચાર કરી કહેતો હોય એમ બોલ્યો: 'મિ બર્નસ, આ બાબત ઍર ફોર્સ (હવાઈ દળ)ના હાથમાં સોંપવા જેવી છે. આમાં અમે કાંઈ કરી શકીએ એમ નથી. તમે ફરીથી એ લોકો સાથે આના સંબંધમાં વાતચીત કરો. તેઓએ ઘણા વખતથી આ વાત હાથમાં લીધેલી જ છે, તો પછી હવે તમે શહેરની પોલીસની મદદ શા માટે માગો છો? મારે મન એક વાત ચોક્કસ છે, કે તેમણે એકે થાણું સ્થાપ્યું નથી, નહિતર ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સની પોલીસની આજ ઘણા વખતથી ચાલી રહેલી એની તપાસ છતાં તેનો પત્તો લાગ્યા વિના કેમ રહે?'

'હું તે જાણું છું' બર્નસે ખૂબ અકળાઈને કહ્યું: 'અને યુરોપ ખંડમાંથી જે સમાચાર આવે છે તે તમારી હકીકતને ટેકો આપે છે; છતાં તમને એ તો ખબર હોવી જોઈએ કે એ ચાંચિયાઓનાં અત્યાર સુધીમાં આશરે પંદર વિમાનો જુદાજુદા દેશની પ્રજાઓ તરફથી તોડી પાડવામાં આવ્યાં છે, છતાં તેની સંખ્યામાં ઘટાડો થતો નથી.

વળી, તેમની પાસે *સ્ટ્રૅટોસ્ફિયરમાં પ્રવાસ કરનારાં બળવાન યાનોનો એવો મજબૂત કાફલો છે કે જેની જોડ કોઈ સ્થળે શોધી મળે એમ નથી. અને તે કોઈ ખાનગી પેઢી તરફથી પણ બનાવવામાં આવતાં નથી; તો કોઈ સ્થળે એને માટે પૂરતાં સાધનોવાળું પ્રથમ દરજ્જાનું કારખાનું તેમજ એ ચાંચિયાઓનું ઍરોડ્રોમ (હવાઈ વિમાનો રાખવાનું સ્થળ) પણ હોવું જ જોઈએ. અને આવું મોટું તોસ્તાન કાંઈ પકડાયા વિના છૂપું રહી શકે નહિ'

'વારુ; હું તમને આ કામ માટે એક ખાસ માણસ

---

* પૃથ્વી તળની ઉપર આશરે સાત માઈલ સુધી ટ્રૅપોસ્ફિયર નામનું વાતાવરણનું પડ આવેલું છે જેમાં ઊંચે જવા સાથે વાયુની ગરમીમાં ઘટાડો થતો જાય છે, એ પડ ઉપર આવેલું વાતાવરણનું પડ સ્ટ્રૅટોસ્ફિયર કહેવાય છે. તેમાં ઉષ્ણતામાન સ્થિર રહે છે.

આપીશ.' ફ્રેન્ટે ફરી ખુરશીમાં બેસતાં કહ્યું, 'જો આવું કોઇ થાણું અસ્તિત્વમાં હશે તો જરૂર શોધી કાઢશે. એટલું તો ચોક્કસ છે કે આમાં કોઈ ભારે ભેદ રહેલો છે. બ્રિટન અને યુરોપનાં સંયુક્ત દળો તથા અમેરિકન દળો આ ચાંચિયાઓનું થાણું શોધી શકતાં નથી તો એને માટે કોઇ માર્ગ તો લેવો જ પડશે. તમે ફિકર કરશો નહિ. હું યે એ માણસની મદદમાં રહીશ અને તમે પણ તમારાથી બનતી મદદ કરજો.'

'તેની ચિંતા નહિ. તમે જે કહેશો તે મારા તરફથી હાજર કરવામાં આવશે. વળી, અમારી કંપનીએ તેમને પકડવા પાંચ હજાર પૌંડનું ઇનામ કાઢ્યું છે તે પણ તમારા ધ્યાનમાં હશે.' બર્નસે જવાબ આપ્યો.

૨–'ઍટલાન્ટિક સ્ટાર'

ન્યૂયોર્ક જવા સાંજે ઊપડતું, માલ લઇ જનારું વિમાન છ મોટરોનો ધીમો ઝગઝગાટ કરતું ઊપડવાને માટે કંટ્રોલ-ટાવર પરની લીલાપ્રકાશની ત્રિકોણાકાર સિગ્નલની રાહ જોતું હતું. ત્રણ કલાકમાં એ અમેરિકા પહોંચી જતું. એના ઊંડા ભંડારોમાં એની ઊંચકની શક્તિ અનુસારનો ૪૫ ટનનો બોજો ભરવામાં આવ્યો હતો. એનાં સઘળાં પ્રવેશ-દ્વાર સીલ કરી બંધ કરવામાં આવ્યાં હતાં. આખા મશીનને સીલ કરી એના ધાતુતળમાં કોઈ સ્થળે છિદ્ર રહી ગયું ન હોય તેની પૂરેપૂરી ચોકસી કરવામાં આવી હતી. એને ઊપડવાને માટે માત્ર સિગ્નલ થવાની વાર હતી.

જૅન લેઇન પાઈલટની મદેલી ગાદીવાળી બેઠક પર કંટ્રોલ-ટાવર સામે નજર માંડી બેઠો હતો. પ્રથમ નારંગી રંગના પ્રકાશનો ઝબકારો થયો અને એણે ઍક્સીલરેટર બદલાવ્યું. મોટરોનો અવાજ એકધારો ને ઘેરો બન્યો અને એનાં મોટાં પૈડાં લાકડાના કટકા સામે જોરથી ઘસાયાં. એવામાં તો લીલો પ્રકાશ થયો, લાકડાના કટકા ઝાટકા સાથે દૂર થયા, અને આ મોટું વિમાન આસાનીથી ઊંચે ઊડવા માંડ્યું.

એની નીચેનું વાહન પાછું ખેંચાયું એટલે એ મશીન એના પૂર બહારમાં દૃષ્ટિએ પડ્યું. એની અણિયાળી ચાંચથી માંડી, ત્રણસો ફૂટની એની પહોળી પાંખો આગળ થઇને છેક પુચ્છસમૂહ સુધીનું 'ઍટલાંટિક સ્ટાર'નું આખું અંગ અપૂર્વ શોભા ધારણ કરતું હતું, અને સાથે સાથે ૧૯૫૦ની સાલના ઇજનેરોની બુદ્ધિ અને કુશળતાની સાક્ષી પૂરતું હતું.

સ્ટ્રેટોસ્ફિયરનું પ્રવાસી એ વિમાન ત્રીસ ડિગ્રીના કોણના વળાંકે ઊંચે ઊડ્યું, અને ઊંચાઇ માપવાના યંત્રમાં ચાળીસ હજાર ફૂટની ઉંચાઈ નોંધાઇ એટલે જૅન લેઇને તેની ઊંચી ગતિ અટકાવીને સીધું ચલાવવા માંડ્યું. પછી એણે નીચે દૃષ્ટિ કરી. ઊન જેવાં વાદળાંના ઢગલા હવે માલુમ પડતા હતા, જ્યાંથી પૃથ્વીતળ મુદ્દલ દેખાતું ન હતું. આવા કુદરતી પડદાના ઓથે, વાતાવરણના ભર દરિયામાં, હવાઇ ચાંચિયાઓને, કલાકના હજાર માઈલની ઝડપે ઊડતાં વિમાનોમાં લૂંટ કરવી એ સામાન્ય ટ્રેન લૂંટવા જેટલી સહેલી પડતી!

બર્નસે આમાં માત્ર એક જ પાઇલટ આપ્યો હતો એ યોગ્ય કર્યું ન હતું. અત્યાર સુધીમાં ચાંચિયાઓએ કેવળ મુસાફરોનાં વિમાનો પર જ હુમલા કર્યા હતા; પણ તેથી માલ લઇ જનારાં વિમાન પર હુમલો ન થાય એની ખાત્રી ન હતી. લેઇને વારંવાર એક વધારાનો માણસ માગ્યો હતો, પણ તેની કાંઇ અસર થઈ નહિ. આનું કારણ એને સમજાયું નહિ, કેમકે બર્નસને વિમાનમાં એક બે વધારે પાઈલટ આપવાથી જે વધારે ખર્ચ થાય એમ હતું તેના કરતાં ચાંચિયાગીરીથી એને બહુ ભારે નુકસાન થતું હતું.

તાલીમ લીધા પછીની લેઇનની આ પાંચમી મુસાફરી હતી. ચાંચિયાઓના એકાદ શ્યામવર્ણના ગોઝારા વિમાનનો ભેટો જલદી થઇ જાય એમ એ ઇચ્છતો હતો. છ મહિનાથી એને પકડવાના પ્રયત્નો થઈ રહ્યા હતા, પણ તે નિષ્ફળ ગયા હતા.

આ વિચારોને મનમાંથી તિલાંજલિ આપી લેઇને વિમાનને આંતર્જ્વલન (કમ્બશન)ના રેતુ એન્જિનને બદલે અતિ-શય શક્તિવાળી હવાઇ (રૉકેટ)ની મોટરોથી ચલાવવાની તૈયારી કરી. એણે તરત ચાંપ દબાવી જ્વલન બંધ કર્યું એટલે એન્જિન બંધ થયાં, અને છ મોટરો ઝટકી જઇને એકેએક પાંખ નીચેનાં એમનાં ખાનામાં પેસી ગઇ. પછી તરત જ એણે હવાઇઓ છોડવાનો પ્રબંધ કર્યો.

એકદમ પાછલા ભાગમાંથી નારંગી રંગની નવ જ્વાળાઓ એક ઝાંખા મેઘધનુષ્યના રંગના પ્રકાશિત સ્તંભના આકારમાં ભેગી થઇને બહાર નીકળી, અને મેઘગર્જનાથી પણ ભીષણ ગડગડાટ કરતો અવાજ નીચે જમા થએલાં વાદળાંમાંથી પ્રતિધ્વનિ ઉત્પન્ન કરતો ચોમેર ફેલાયો. કોઇ જંગી ગોળા છોડનારા યંત્ર (કૅટપુલ્ટ)માંથી જાણે છોડવામાં આવ્યું હોય નહિ, એમ 'ઍટલાંટિક સ્ટાર' તીરની માફક ઊંચે ઊડ્યું. નીચેનાં વાદળાં, ભૂખરા ઝાંખા રંગના આછા અવળા લીસોટા જેવા જણાવા માંડ્યા અને ઉપરના ભાગમાં કૃષ્ણવર્ણીય આકાશ લાખો તારાથી જડેલા ઘુમ્મટસમ દેખાયું.

લેઇને રેડિયોની ચાંપ દબાવી નીચે સંદેશો મોકલ્યો: 'ઍટલાંટિક સ્ટાર લંડનને બોલાવે છે. બધું ટાઇમટેબલ પ્રમાણે ચાલે છે. સૌ સારું છે. સાહેબજી.'

પછી ગાદીની બેઠક પર આરામથી બેસી એણે ખરતા તારાઓનું નિરીક્ષણ કરવા માંડ્યું. એમ કરતાં તે એકદમ ટટ્ટાર થઈ ગયો, કારણકે તારાઓની મધ્યમાં પ્રકાશનો એક બીજો લીસોટો એણે જોયો. એ મોટો, તેજસ્વી, નારંગી રંગનો હતો ને ધીમેથી લાંબી અણિયાળી વક્ર રેખામાં જતો હતો.

એકદમ એણે પોતાના વિમાનની ચાંચ નીચે નમાવી અને અધોમુખ સુસવાટા સાથે એટલી બધી ઝડપથી ઊતરવા માંડ્યાં કે જાણે એ વિમાનના કલેવરથી એની પાંખો તૂટીને

તુટી પડી જશે! પણ હવે એને બચવાનો આરો ન હતો. ત્રણ મિનીટની ચેતવણીનો રેડિયો ઘંટ વાગ્યો:

'હલ્લો, ઍટલાંટિક સ્ટાર! સીધું થઈ જા, અને એક-ધારી ગતિથી ચલાવ્યે જા! ખબરદાર! કંટ્રોલ-રિંગને હાથ લગાવતો નહિ. તારો રેડિયો બંધ કર. એમાં ભૂલ કરી છે તો તને તોપથી ઉડાવી દેવામાં આવશે!'

## ૩ ચાંચિયાનું વિમાન

લેઈને હોઠ પીસ્યા અને પેલાના કહેવા પ્રમાણે કર્યું. રેડિયોનો કરન્ટ બંધ કરી પછી શું બને છે એની રાહ જોતો એ બેઠો. તેજનો પ્રકાશ અતિશય ઝડપથી વિમાનના સ્વરૂપે પ્રત્યક્ષ થયો. એ સ્ટ્રેટોસ્ફિયરમાં ફરનારૂં એક રાક્ષસી વિમાન હતું. એની પાંખો ઓછામાં ઓછી ૪૦૦ ફૂટ પહોળી હતી. એના કાળા કલેવર પર ફરતી યાંત્રિક બંદુકોવાળા અનેક ઘુમ્મટો હતા જે આકાશની કોઈ પણ દિશાને આવરી શકે એમ હતા.

અતિશય હોશિયારીથી ચાંચિયા-વિમાનને 'ઍટલાન્ટિક સ્ટાર'ની બરોબર ઉપર લાવવામાં આવ્યું. હવાના સખ્ત વીંઝાતા પ્રવાહમાં પોતાના મશીનને મહા મુશ્કેલીએ ઠેકાણે રાખી લેઇને ઊંચે જોયું તો એક બહુ આશ્ચર્યકારક દેખાવ એની નજરે પડ્યો.

એ કાળા વિમાનના તળિયામાં, દૂરબીનની પેઠે એક-મેકમાં બેસતાં ભૂંગળાં જોડાઇને એક લાંબું ભૂંગળું બન્યું અને તેમાંથી એક માણસ, હવા ન પ્રવેશી શકે એવો વજનદાર પોષાક પહેરી ઑક્સી-એસીટિલાઇન બ્લો-ટૉર્ચ સાથે નીચે ઊતર્યો. તેણે 'ઍટલાંન્ટિક સ્ટાર'નો થોડો ભાગ કાપી નાંખ્યો અને એમાં પેલું ભૂંગળું પેસાડી તે દ્વારા તે 'સ્ટાર'માં કૂદી પડ્યો. એવી તો સફાઇથી તેણે આ કામ બજાવ્યું કે લેઇનને, પોતાનું વિમાન વાંકું થઈ સીધું થતું લાગવા છતાં, પરદાં ઘાટના એની પાછળ આવેલાં દ્વાર ખોલી પેલો માણસ પેઠો અને એને તમંચાથી આવરી ઊભો રહ્યો ત્યારે જ એ ઘટનાની એને ખબર પડી.

પોતાના ગૉપરના ટોપની પ્લેટ ખસેડી પેલા માણસે હુકમ કર્યો: 'ઊંચે ચડવાનું શરૂ કરો અને સો માઇલ પહોંચતાં સુધી ઊડ્યાં કરો'. પછી એણે લેઇનના રેડિયો દ્વારા પોતાના વિમાનને, કામ બરોબર પાર પડ્યા વિષે તથા માણસ તરફ હુંકારનો હોવાના ખબર આપ્યા.

અરધા કલાક સુધી કોઈએ કશું નહિ. લેઈન ખૂબ મૂંઝવાતો હતો, કેમકે આટલે ઊંચે જવાનું કારણ એને સમજાતું ન હતું. સો માઇલ ઊંચે જવું એ તો ગાંડપણ કહેવાય, કેમકે 'ઍટલાંટિક સ્ટાર'ની ઊંચાઈની છેવટની હદ પંચાણુ માઇલની હતી, અને જો નળીઓ અતિશય ગરમ થઈ જાય તો....

'હવે એટલું ઊંચે જવું બહુ જોખમકારક છે, કેમકે વિમાન ફાટી જવાનો ભય છે.' લેઇને આખરે કહ્યું.



પોતાની બેઠક સામેની બારીમાંથી લેઇને જોયું તો અરધા અરધા માઈલની લંબાઈ પહોળાઇનો, સમચોરસ આકારનો, કાળા ઉબાળુ રંગના વાદળા જેવો, સેંકડો ફૂટ જાડાઇનો ધાતુનો એક તરતો બેટ જણાયો.

પેલા ચાંચિયાએ પોતાનો તમંચો ધીમેથી હલાવી એને ચૂપ રહેવા ફરમાવ્યું.

એમ ને એમ તેમણે ચડ્યા કર્યું અને એ લોકોનું ભાગ્યું ક્યાં હશે એનો આશ્ચર્યથી લેઇન વિચાર કરવા લાગ્યો. હવાઇઓની સખ્ત ગર્જનાઓ દૂરથી આવતી પ્રેતની તીણી ચીસોની માફક સંભળાતી હતી. પાતળી હવાનો મારો હવે બંધ થયો, અને તે વિમાનના કલેવર આગળથી સિસકારા કરતી વિચિત્ર રીતે પસાર થવા માંડી. પ્રત્યેક પળે હવાઇની નળીઓ વધારે ને વધારે ગરમ થવા માંડી અને લેઇનને તેનું વરાળમાં રૂપાન્તર થવાનો અને તેથી પોતાનો અને વિમાનનો નાશ થવાનો ભય લાગ્યો. આ પ્રકારના વિચારોમાં એ ગરકાવ થએલો હોવાથી એના સમક્ષ શી વસ્તુ આવીને ઊભી રહી હતી એનું એને ભાન થયું નહિ. પણ ઓચિંતી તેના પર નજર પડતાં વિમાનની કળો પકડીને ફાડી આંખે પથ્થરની જેમ ને સ્તબ્ધ બની એ વસ્તુને જોઇ રહ્યો; કારણકે જે દેખાવ એને દૃષ્ટિગોચર થયો એ અતિશય બીહામણું અને હદ ઉપરાંત ભવ્ય હતો. 'ઍટલાંટિક સ્ટાર'ની સમક્ષ, પૂરી તરની સો માઇલની ઊંચાઇએ, કાળા ઉબાળુ રંગના વાદળા જેવો એક અતિશય મોટો ધાતુનો તરતો બેટ આવી રહ્યો હતો!

તરતો બેટ

અરધા અરધા માઈલની લંબાઈ તથા પહોળાઈનો, લગભગ સમચોરસ આકારનો, અને સેંકડો ફૂટ ઊંચાઈનો એ તરતો બેટ તારાઓની સામે અકલ્પ્ય રીતે ઝગઝગી રહ્યો હતો, અને પતરાંથી જડેલી તેની ઉપરલી બાજુઓ લાખો પ્રકાશવાન ગોટદીવાઓથી સહજ માલૂમ પડતી હતી. એના સપાટ તૂતકની આસપાસ એક નીચી બાંધણીનું, ઉપરાઉપરી ચણેલા માળવાળું બાંધકામ કરેલું હતું, અને પ્રત્યેક માળની આસપાસ અંદરની બાજુ ફરતી ગૅલેરી હતી. કાચને અતિશય મળતી આવતી કોઈ વસ્તુથી તે ગલનો બાંધેલાં હતાં. એ ટાપુની એક બાજુએ આવેલા ચપટા ટાવર પરથી પડતી શીળી પણ પૂરતા પ્રકાશવાળી તેજશિખાથી એમાં ઊતરવાનો પ્રદેશ સ્પષ્ટતાથી નજરે પડતો હતો. દેખીતી રીતે એ ગંજાવર બાંધકામનું વજન હજારો ટન હોવું જોઈએ.

'ઓ પ્રભુ!' લેઈને હળવો ઉદ્ગાર કાઢ્યો. એ એવો તો આભો બની ગયો હતો કે પેલા ચાંચિયાએ એનો ખભો ત્રીજી વખત થાબડ્યો ત્યારે તેણે ભાનમાં આવી ઊંચે જોયું.

'હું હવે આને ઉપર લઉં છું,' પેલા ચાંચિયાએ કહ્યું: 'દૂર રહેજો, અને કોઈ પણ કળ ચાલુ કરશો નહિ, નહિ તો આ વિમાન પેલા જહાજને અથડાશે ને તેથી તે એના પર ઊતરી શકશે નહિ.'

જવાબમાં માથું હલાવી લેઇન ફોનને બંધ કરી ઊભો થયો. પેલો બેટ મોટો થતો હોય એમ જણાયું, અને તે નજીક આવ્યો ત્યારે હાલતો લાગ્યો' 'ઍટલાંટિક સ્ટાર'ની ઝડપ તો કલાકના હજાર માઈલથી યે વિશેષ હતી, અને પેલા બેટમાં ઊતરવાના પ્રદેશનો વર્તુળાકાર ભાગ, એની ગણત્રી પ્રમાણે, માત્ર દોઢસો માઈલની ઝડપે તેમના તરફ આવતો હતો. એને હવે વધારે જોવાનો સમય મળ્યો નહિ, કારણ કે તેઓ એ ભાગ પર આવી પહોંચ્યા હતા, અને પેલો ચાંચિયો અતિશય કૌશલ્યથી નજીક આવી પહોંચતાં એ તળ પ્રદેશમાં ઝાંખી રીતે દોરેલી એક સમચોરસ આકૃતિના મધ્ય ભાગમાં આ વિમાનને હાંકી લાવતો હતો.

વિમાનની નીચેનું વાહન આંચકા સાથે છૂટું થઈ ગયું ને તેનાં પૈડાં બેટના તળ ભાગને અડક્યાં, એટલે વિમાનને તેણે એ સમચોરસના મધ્યમાં એક ભારી રેતઆખી દીધું. તરત જ ભારે હડમચાર થયો. ચાંચિયો હવાઈનું જ્વલન બંધ કરી ફડકો મારી લેઇન સામે બંદૂક ધરી ઊભો રહ્યો.

'લેશ પણ હાલતા નહિ,' અને હવાઈઓ સાથે ચેડાં કરતા નહિ. વિમાનને તળપ્રદેશમાં સજ્જડ કર્યું છે, એટલે જો કાંઇ પણ કર્યું તો તમે ને રૉકેટ મોટર બંને નીચે જશો.'

તેઓ હવે ધીમેધીમે નીચે ઊતરતા હતા. તળ પ્રદેશમાંનો એ સમચોરસ, એક લિફ્ટ (ઊંચેનીચે જવાના યંત્ર) જેવો હતો, અને જેમજેમ તળપ્રદેશ સરકીને ઊંચે જવા લાગ્યો તેમતેમ એ બેટનો અંદરનો ભાગ લેઈનના જોવામાં આવ્યો. તે બેટ વિમાનોના જબરદસ્ત સંગ્રહસ્થાન રૂપ હતો, અને તેમાં કાળા રંગથી રંગેલાં પારવિનાનાં વિમાનો હતાં. હવા પણ પ્રવેશી ન શકે એવા પોશાકમાં સજ્જ થએલા ઘણા માણસો નીચેના ભાગમાં ઊભા હતા. પેલી લિફ્ટ નીચે સ્થિર થઈ એવો જ તેમણે તેની નીચેના વાહનની આસપાસ એક જબરદસ્ત દોર નાંખ્યો, અને વિન્ડલાસ (રેંટ)ની મદદથી એને પ્લૅટફૉર્મ પરથી ઉંચકીને બહાર ખસેડી લીધું. પછી લિફ્ટ, એમની સોબતમાં જે ચાંચિયાનું યુદ્ધવિમાન હતું તેને લેવાને ઊંચે ચડી.

લેઇનને હવે હવા પ્રવેશી ન શકે એવો પોશાક પહેરવો પડ્યો. પછી તે સ્થળની પેલી પાર જઇ તેઓ દીવાલ નજીક પહોંચ્યા, એટલે એક વાયુના દબાણથી સજ્જડ બંધ થએલો પડદો ઊઘડ્યો. તેમાં પ્રવેશી હવાના સરખા દબાણવાળી અંદરની ગૅલેરીમાં તેઓ પેઠા. ત્યાં પેલા ચાંચિયાએ મોંપરની પ્લેટ દૂર કરીને લેઇનને પેલો પોશાક ઉતારી નાખવા કહ્યું

તે અજવાળો ભારે પોશાક એણે ખુશીથી કાઢી પોતાનો અસલ પોશાક પહેર્યો. ત્યાં એને જે પ્રથમ અનુભવ થયો તે એ હતો કે શ્વાસમાં લેવાતી ત્યાંની હવા રાસાયણિક સ્વાદવાળી હતી; પણ એનો સ્વાદ કાંઇ ખરાબ ન હતો. થોડા શ્વાસ લીધા બાદ એને માલૂમ પડ્યું કે તેમાં ઑક્સિજન વિશેષ હતો કેમકે તેનાથી તેના મનમાં કાંઈ ઓર પ્રકારનો ઉલ્લાસનો ભાવ ઉત્પન્ન થતો હતો.

'લેઈન, હવે ગૅલેરીમાં સીધા આગળ ચાલો.'

ચાલતાં તેને સ્થળે સ્થળે અવનવી વસ્તુઓ જોવા મળી. વાયુની ઉષ્માનું નિયમન કરનારાં સાધનોવાળા ઓરડા ત્યાં હતા, અને પ્રત્યેક સો વારના છેટે ચંદા મૂકેલા હતા, જેમાં તેતે સ્થળના હવાના દબાણ ને ભેજની, કાંટાઓથી નોંધ થતી હતી. વળી, તે ચંદાઓની નીચે આગ લાગે તો શું કરવું એની સૂચનાઓના છાપેલા કાગળો ચોડ્યા હતા. ઓરડાની વચ્ચે એવા સરતા પડદાવાળાં કમાડ નાખ્યાં હતાં કે તેને ફેરવી બંધ કરવાથી આગ આગળ વધી શકે નહિ.

વળી, ત્યાં નિયમિત અંતરે દૃશ્ય-શબ્દ-વાહક યંત્રોની યોજના કરી હતી. બેટની દીવાલોમાં ગાબડું પડે તો તેને પૂરવા સજ્જડબંબ કરી શકાય એવાં વાયુનિરોધક ખાનાં મૂકવામાં આવ્યાં હતાં અને સૌથી અર્થસૂચક તથા અપશુકનિયાળ વસ્તુ તો ત્યાં એ હતી કે એ ગૅલેરીના બાંધકામમાં ચોમેર ફરતા, દરેક બાજુએ, સ્થળેસ્થળે મશીનગનવાળા સંચ ચણી લેવામાં આવ્યા હતા, જે ગમે તે દિશાએથી હુમલો કરવા આવતી ટોળીને તસુએ તસુ જગ્યા પર આવરી શકે એમ હતા. વાસ્તવિક રીતે કહીએ તો ત્યાંની સઘળી વ્યવસ્થા પરાકાષ્ઠાએ પહોંચેલી પરિપૂર્ણતાનું મૂર્તિમાન સ્વરૂપ હતું, અને એમાં કોઈ પણ જાતની ઊણપ ન હતી.

### ૫-પ્રતિભાવાન વ્યક્તિ

ગૅલેરીનો આશરે ત્રણસો વારનો માર્ગ વટાવ્યા પછી લેઇન ધાતુના એક ચંદ્રાવાળા દ્વાર આગળ આવી ઊભો. પેલા ચાંચિયાએ એના પરની ચાંપ દબાવી એટલે દ્વાર પર ઝાંખાં જાંબુડિયા રંગનો દીવો મટકાં મારતો પ્રકટ્યો. તરત જ દ્વાર ઊઘડયું ને પેલાએ લેઇનને અંદર પેસવા કહ્યું.

અંદર એક વિશાળ ઓરડો જોવામાં આવ્યો, જે એક પૉર્ટ હોલની માફક હોઇ તેમાંથી પ્રકાશિત આકાશ દૃષ્ટિએ પડતું હતું. અંદરથી વંકાતા છ ફૂટ જાડા કાચનું તે પોર્ટ હતું, અને ઓરડાની બીજી બે બાજુઓ સાથે તે જોડાઈ નાળના આકારનું બુકકેસ બની રહેતું હતું તેના પર જાતજાતનાં મોટાં પુસ્તકો દબદબા સાથે ગોઠવવામાં આવેલાં હતાં. પણ લેઈનને તે જોવાની ફુરસદ ન હતી, કેમકે ઓરડાના મધ્ય ભાગમાં ડેસ્ક પાછળ એક માણસ બેઠો હતો તેના પર જ એનું સઘળું લક્ષ કેન્દ્રિત થયું હતું.

એ મનુષ્ય ઊંચો, પણ પાતળો નહિ હોવા સાથે બેઠેલો હોવા છતાં એવી સ્ફૂર્તિ ને ચપળતા દાખવતો હતો કે એને જોઇને કોઈ પણ માણસ કહી શકે કે એ બહુ શિસ્તબદ્ધ જીવન ગાળતો હોવો જોઇએ. સહેજ વાંકા અણિયાળા નાકવાળો એનો પાતળો ચહેરો નિષ્ઠુરતાના ભાવથી મુક્ત હતો, અને એનાં સુંદર ભવાં તથા અંજનસમ કાળા વાળ તેના દેખાવમાં વિશિષ્ટતાનો ભાવ અર્પણ કરતાં હતાં. પણ તેની આંખો વિલક્ષણ પ્રકારની હતી. ઊંડી બેઠેલી ને મોટી એ આંખો એવા તેજથી ચમકતી હતી કે તેને કોઈ ભૂલમાં યે મતાંધતાની ચમક તો ન જ ધારી શકે. એના ઊંડાણમાં પણ એ સ્પષ્ટપણે શક્તિનું અસ્તિત્વ દર્શાવી, એક પ્રખર બુદ્ધિમાન વ્યક્તિની આંખો હોવાનું ભાન કરાવતી હતી.

લેઇન એની પાસે ગયો એટલે એણે સ્મિત કર્યું. એની રીતભાતમાં કેદ કરનાર મનુષ્યનો લેશ પણ અંશ ન હતો. ઊલટું સ્નેહાળ યજમાન જેવું એનું વર્તન હતું.

લેઇનને ખુરશી પર બેસાડતાં સિગારેટની પેટી તેની સમક્ષ ધરી એણે કહ્યું: 'આ બહુ આનંદનો પ્રસંગ છે. આ સ્થળે મને ઘણી રસદાયક વ્યક્તિઓની મુલાકાત થઇ છે, પણ સ્કૉટલૅન્ડયાર્ડની સ્પેશિયલ ફૉરેઇન બ્રાન્ચનો ઈન્સ્પેક્ટર જૉન લેઈન મને કોઈ વાર અહીં મુલાકાત આપવાનું માન આપશે એવો તો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો!'

આ કથનથી લેઇનને સહેજ પણ આશ્ચર્ય થયું નહિ, અને એણે ખુરસીમાં બેસી સિગારેટ સળગાવી. આ લોકોએ નીચેની દુનિયાના સમાચાર મેળવવાને અજબ પ્રકારની જાસૂસોની જાળ સર્વત્ર ગૂંથી દીધી હતી તે કેટલાક સમયથી એની જાણમાં હતું.

તેણે ઓરડામાં બારીક દૃષ્ટિ ફેરવી. દ્વાર અને બારીની વચમાં મોટું કંટ્રોલ બૉર્ડ (નિયમન કળોનું પાટિયું), કે જે






હવે તેની દૃષ્ટિએ પડયું હતું, તેનો તેણે ખાસ અભ્યાસ કર્યો. તેના પર સેંકડો ચંદ્રા ને ચાપો હતી, અને તે એવી રીતે ગોઠવવામાં આવ્યાં હતાં કે એક સ્થળ પર બેસી ઊઠયા સિવાય એને અડકી શકાય. આખા ટાપુના ગૂંથવણભરેલા જ્ઞાનતંતુઓનું એ કેન્દ્ર હતું અને તે દ્વારા આખા ટાપુની અનેક ઘટનાઓનો એકમેક સાથે મેળ ખાય એવો પ્રબંધ કરી શકાતો હતો.

'ગુનેગારો તરીકે તમે કાંઈક વધારે સુધરેલા જણાઓ છો.' લેઇને કહ્યું. 'ખરેખર, એ દિલગીર થવા જેવું છે કે તમે બધા ફાંસીને લાકડે લટકવાના છો!'

પેલાના મોં પર સહેજ વિષાદની છાયા છવાઈ. 'હું નથી ધારતો કે એમ થાય.' એણે ધીમેથી ઉત્તર આપ્યો.

તે સાંભળ્યું ન હોય એવો ડોળ કરી લેઇન આગળ ચલાવ્યું: 'બહુ જ થોડા સમયમાં; અને તે પણ ત્રણ અઠવાડિયાંથી વધુ નહિ. વળી, હું અમુક સમયમાં પાછો નહિ ફરું તો બંને દેશોનાં હવાઈ દળ મારી શોધમાં ઊંચામાં ઊંચે સ્થળે જઇ વાયુ પ્રદેશમાં રોન ફરશે.'

પેલાએ ફરી સ્મિત કરી કહ્યું: 'હું એ માનતો નથી; પણ

જવા દોને એ વાત. છતાં મારે કહેવું જોઈએ કે તમે અહીં આવ્યા છો એટલે હવે તેમને છૂટા મૂકવા એ અમારા માટે બહુ જોખમકારક છે. જોકે આપણે દુશ્મનો છીએ, તો યે આપણે એકમેકની સામે હાથોહાથ આવી જવાની કાંઈ જરૂર છે? થોડા કલાક માટે આપણે યુદ્ધવિરામ કરીએ તો કેમ?'

લેઈને ડોકું હલાવી હા પાડી.

'બહુ જ સરસ! વારુ ત્યારે; હું હવે મારી ઓળખાણ તમને આપું? મારું નામ ગૉર્ડન લેવરેટ, કેમ્બ્રિજનો ડૉક્ટર ઑફ ફિઝિક્સ (ભૌતિકવિજ્ઞાનવિશારદ).'

'અને જગત આખામાં બધાને ટપી જાય એવી પ્રતિભાવાળું ભેજું ધરાવનાર!' લેઈનેગણગણતાં ઉદ્‌ગાર કાઢ્યા: 'હું તમને સારી રીતે ઓળખું છું.'

લેવરેટે સહેજ માથું નમાવ્યું અને કહ્યું, 'લેશ પણ બડાઈ માર્યા વિના હું કહું છું કે આ સ્ટ્રૅટોસ્ફિયરના એટલનો ઉત્પાદક હું છું. વારુ, તમને આમાં કાંઈ રસ પડે છે?'

'ખરેખર, હું એના પર આફરીન છું.' લેઈને કહ્યું: 'એ શાના આધારે રહ્યો છે? અણુબળના આધારે?'

લેવરેટે માથું હલાવી કહ્યું, 'એ બળ, જેનાં સ્વપ્નાં કેટલા યે કાળથી મનુષ્ય સેવી રહ્યો છે, તેનાથી પણ ભારે બળથી. લેઈન, એ એક ભયભીત કરે એવું ગંજાવર બળ છે. અણુબળ, એ જે વસ્તુમાં સમાએલું છે તેના પ્રમાણમાં એક રીતે બહુ અદ્‌ભુત છે. પણ લેઈન, તું સમજી લેજે કે આ શક્તિ પ્રાપ્ત કરવાને તો જે મૂળભૂત શક્તિ સમસ્ત વિશ્વનું સંચાલન કરે છે તેનો જ ભંડાર ખોલવામાં આવ્યો છે; અને પછી જ તને તેની અગાધતાનું ભાન થશે.'

લેઈન એકીટશે એના સામે જોઈ રહ્યો હતો. એને મનમાં ખાત્રી હતી કે એનો એકે શબ્દ અસત્ય ન હતો; અને તેથી જ આખી દુનિયામાં તે બહુ જ ભયંકર મનુષ્ય હતો.

પછી પેલા વિજ્ઞાનશાસ્ત્રીએ ઊભા થઈ લેઈનને ટાપુ પર ફેરવી એનું રહસ્ય બતાવવાની ઇચ્છા દર્શાવી.

### ૬ ટાપુની રચના

ઓરડો છોડી તેમણે ગૅલેરી પર ચાલવું શરૂ કર્યું એટલે લેવરેટે એ ટાપુની રચનાનો સિદ્ધાંત સમજાવવા માંડ્યો.

'અંદરની બાજુથી એ ચક્રના આકારનો છે,—જોકે બહારથી કાંઈક સમચોરસ જેવો જણાય છે. એ દીપ-ચક્રના આરા અતિશય મજબૂત રેણ કરી સજ્જડ કરેલા ખંડ છે, અને પરિઘ પર તે ભારે ગર્ડરોના બનેલા કંકણાકાર વલયના આધારે રહ્યા છે. આ ચોકઠા પર એનું ખોખું અને બાંધકામ કરવામાં આવ્યું છે, અને તેમ કરવામાં જે વધારે સ્થળની જરૂર પડી તેને લીધે તે ગોળ થવાને બદલે સમચોરસના આકાર બન્યો છે.

એના મધ્ય ભાગમાં એની ધરી છે, જે આશરે ત્રણસો ફૂટ વ્યાસના ધાતુના નક્કર પીપની માફક છે. એની જાડાઈ કોઈ પણ સ્થળે બાર ફુટથી ઓછી નથી. લેશ પણ હવા સંચાર ન કરી શકે એવા એ ચોકઠામાં આ બેટને અધ્ધર રાખનારો આધાર ઉત્પન્ન કરનારી મોટર ગોઠવવામાં આવેલી છે. આપણે તે તરફ જઈએ છીએ.'

લેઈને મનમાં થોડી ગણત્રી કરી જોઈ તો એ એ નિર્ણય પર આવ્યો કે એ દ્વીપનું વજન લગભગ બકિંગહામ પૅલેસ જેટલું હોવું જોઈએ. જો એની ધારણ કરવાની અધ્ધર રહેવાની શક્તિનો લોપ થાય તો કેવું ભયંકર પરિણામ નીપજે, એ વિચારથી એ ચમકી ઊઠ્યો.

પછી તેણે લેવરેટને સીધો જ પ્રશ્ન પૂછ્યો: 'પણ તમે આમાં સંડોવાયા શા માટે?'

લેવરેટે સ્મિત સાથે કહ્યું: 'તમે આ પ્રશ્ન કરશો એની મને ખાત્રી જ હતી; પણ એનો ઉત્તર બહુ સહેલો ને સરળ છે. મેં જે સિદ્ધાંતો ઉપજાવ્યા હતા એને પુરવાર કરવા સિવાય આના વિના બીજો એકે માર્ગ જ ન હતો એ તમારા માન્યામાં નથી આવતું? મારી હકીકત સાંભળો. તમે કોઈ નવો તર્કસિદ્ધાંત ઉપજાવો તો તે ચાલુ વિચારસરણીને બંધબેસતો હોવો જોઈએ. જો તમારી પાસે તેના સાથે જગત સમક્ષ ધરવા આઈન્સ્ટીનની પેઠે ડગાવી ન શકાય એવો ગણિત વિષયક પુરાવો હોય તો જુદી વાત છે. આમ ન હોય તો તેનો પ્રચાર અશક્ય નહિ તો મુશ્કેલ તો બને જ. પણ મારી બાબતમાં એમ બન્યું છે એમ, ગણિતનો પુરાવો અલભ્ય હોય, અને વિશેષમાં એને સત્ય કરી બતાવવામાં અપાર ધનની જરૂર પડે, ત્યારે તો તે હૃદયદ્રાવક બીના બને.

એરોપ્લેનનો જ દાખલો લોને. કાગળ પર એ અશક્ય માલૂમ પડ્યું હતું—અને હજી પણ એમ જ છે, પણ એને માટે પૈસા પૂરા પાડવાનું કાર્ય સામાન્ય વિચારશક્તિ ધરાવનારા મનુષ્યોની શક્તિ બહારનું ન હતું તેથી તે શક્ય બન્યું. મારી બાબતમાં લાખો પૌંડની જરૂર હતી'.

ડૉક્ટર લેવરેટે આગળ ચાલતાં જણાવ્યું: 'હું તે વખતે નાનો હતો,—પૂરો ઉમરલાયક પણ થયો ન હતો. કેટલાં યે વર્ષોના સતત પ્રયત્નો બાદ પરાજયનો વિચાર પણ મનમાં લાવવો ભયાનક હતો, અને તેને લીધે મારું જીવન સંબંધી દૃષ્ટિબિંદુ વિકૃત થઈ ગયું. મારા સારા નસીબે મને એક માણસ એવો મળી ગયો કે જેણે જોઈએ એટલા પૈસા પૂરા પાડી મારી શોધને અમલમાં મૂકવા કહ્યું. મને સઘળાં સાધનોથી સંપન્ન એક પ્રયોગશાળા પૂરી પાડવામાં આવી, અને જે યોજના પાર પાડવાનું કામ કરવાનું હતું એની રૂપરેખા પૂરી પાડવામાં આવી. એનો ઉદ્દેશ, ધ્યેય વગેરે કેટલીક બાબતો તે વખતે મારાથી છુપાવવામાં આવી. મેં ઉત્સાહથી કામ કરવા માંડ્યું. અને પાછળથી મને જ્યારે ખબર પડી કે આકાશ-પ્રદેશમાં ઊડતાં વિમાનોની

શાંચિયાગીરી માટે મારે અંતરીક્ષમાં અદ્ધર ફરી શકે એવું પ્રચંડ થાણું બનાવવાનું છે ત્યારે તેની મારા મન પર કાંઇ અસર થઇ નહિ, કેમકે વિજ્ઞાનવેત્તાઓએ મારી શોધની અવગણના કરી હતી અને તેને વ્યાવહારિક ઉપયોગમાં મૂકવાની મને આ એકની એક જ તક મળી હતી. આથી તમે એમ સમજશો નહિ કે મને મનુષ્યજાતિ પર વેરભાવ હતો. માત્ર હું તેના વિષે ઉદાસીન વૃત્તિ ધરાવતાં શીખ્યો હતો. દુનિયા મને ગમે તો દોષિત ઠરાવે અગર તો મારા કાર્ય પ્રત્યે આંખમિચામણાં કરે એની મને દરકાર ન હતી. એક વિજ્ઞાનવેત્તા તરીકે હું સત્યશોધક છું અને મેં તે શોધી કાઢ્યું છે, એટલો વિચાર મારે માટે બસ છે.'

આમ કહી તે અટક્યો અને એક દ્વારમાંથી ચક્રાકાર સીડી પર ચઢવાનું આવ્યું, એટલે તેમાંથી લેઇન પ્રથમ પસાર થાય એટલા માટે તે બાજુ પર ઊભો રહ્યો. 'આ રસ્તે ઉપરની ગૅલેરી પર આપણે જઇશું,' તેણે કહ્યું: 'તે આખા એન્જિનના ઓરડાને વીંટાએલી છે એટલે આપણે નીચેની સપાટીથી મોટરને જોઇ શકીએ તેના કરતાં વધારે સારી રીતે ત્યાંથી જોઈ શકીશું.'

પોતાને આગળ કરવાનો ઉદ્દેશ લેઇન તો સમજી જ ગયો હતું. તેનો આકાર બંગલાને મળતો આવતો હતો, અને એના ઉપરનો ઘણોખરો ભાગ ચાંદી જેવી કોઇ ધાતુના પતરાથી મઢેલો હતો. તેમાં વચ્ચેના ભાગમાં, મધ્યબિંદુથી થોડે છેટે, બંને બાજુએ બે ખાલી ભાગ હતા, અને તેમાં તાંબાના તાર વીંટેલા હતા. તે આખું મૂકેલું હોઈ મધ્ય ભાગમાં જબરદસ્ત ખાંભણાંમાં ગોઠવેલું હતું, અને એ ખાંભણાં એવાં ચોકઠામાં બેસાડવામાં આવ્યાં હતાં કે એને લીધે એ ઓરડો બહુ વિચિત્ર લાગતો હતો, કેમકે સાત ફૂટ જેવડા મોટા H અને T આકારના ગર્ડરો, ઢાળેલા મધ્ય ભાગમાંથી જુદીજુદી દિશાઓમાં બહાર નીકળતા હોઇ તે મોટા કરોળિયાની જાળની માફક જણાતો હતો.

### ૭ ગુરુત્વાકર્ષણનું નિયમન

આ યંત્રગલા તરફ લેઈન ગુમચુપ જોઈ રહ્યો. આખરે તે બોલ્યો: 'આ બધું મારી ગુંજાશ બહારનું છે, ડૉક્ટર. આમાંનું થોડુંઘણું હું સમજી શકું છું, પણ બાકીનું સમજાતું નથી, તમારા આ નાના બળોત્પાદક યંત્રથી તમે હરકોઈ રીતે ગુરુત્વાકર્ષણ પર પ્રભુત્વ મેળવ્યું છે. આ વિષયથી અજ્ઞાત મારા જેવા મનુષ્યને આમાંનું કાંઈ તમે સમજાવી શકશો?'

# આપણી વનશ્રી

લેખક : રામસિંહજી રાઠોડ ડી. ડી. આર.

ગયા અંકમાં આપણે આપણાં શ્રેષ્ટ અને અત્યંત અગત્યનાં જંગલોની વાત કરી. એ જંગલોમાં જુદાંજુદાં ગુણરૂપો ધરાવતું અને જુદાંજુદાં કામો માટે તેને અનુરૂપ થઈ ઉપયોગમાં આવતું લાકડું પૂરૂં પાડનારાં જે ૨૦૦૦થી પણ વધુ જાતનાં વૃક્ષો થાય છે તે આપણી વનશ્રીનાં સંમૃદ્ધિસૂચક છે.

જંગલની ઝાડી જોઈને આપણને તેને વિષે માત્ર આપણાં રસોડાંના સરપણનો કે બહુબહુ તો આપણી ઈમારતો તથા ઘરવખરીની વસ્તુઓ પૂરતું ઉપયોગી લાકડું પૂરી પાડનાર કોઈ ભંડારનો ખ્યાલ આવશે; અથવા જંગલના નયનાભિરામપણાથી સૃષ્ટિની શોભારૂપ તેના લીલા આભરણનાં ત્યાં દર્શન થશે. પણ જંગલો એ સિવાય પણ બીજી અનેક દૃષ્ટિએ દેશનું અણમોલ સમૃદ્ધિ-અંગ છે અને તેનો બેદરકારીથી થતો ઉપયોગ તથા નજીવા સ્વાર્થ માટે ઝાડો કાપી થતો નાશ એ દેશની સંપત્તિનો નાશ છે એવો કોઈ ખ્યાલ આપણા મગજમાં આવી જ નથી શકતો. પરંતુ જો જંગલોની કામગીરીમાં થોડો પણ રસ લેતા થઈએ તો આપણને સમજાશે કે દેશની બરબાદી કે આબાદી જંગલો પર કેટલે અંશે નિર્ભર છે. આપણાં નિવાસસ્થાનો તેમજ વેપાર માટે કીમતી ઇમારતી લાકડું, આપણાં ઢોરો માટે ચરિયાણ, આપણી ઘરવખરીની વસ્તુઓ માટે લાકડું, વરોણવંજ અને ઈંધન જેવા દેખીતા ઉપયોગો સિવાય જંગલોનું અસ્તિત્વ પરોક્ષરીતે પણ કેટલું હિતપ્રદ છે તે જાણવું બહુ અગત્યનું છે. સંયુક્ત પ્રાંત, બંગાળા, બિહાર અને આસામમાં અવારનવાર આવતાં પ્રબળ પૂરથી થતી પાયમાલી, ગંગા અને સિંધુની નહેરોમાં જણાતી એકધારા પાણીની તંગી જળબળથી અને એ નહેરોના થતા અવરોધનાં કારણો શોધતાં હવે નક્કી કરાયું છે કે જંગલોનો થતો અનિયંત્રિત નાશ પણ તેનું એક મહત્ત્વનું કારણ છે. જે પર જંગલો નથી તે પહાડોમાંથી ઉદ્‌ગમ પામતી નદીઓમાં અને તેથી ભૂતલના થતા ભયંકર અવસાદમાં એ અસર સ્પષ્ટ દેખાય છે. પહાડો પર જે લોકો જંગલો કાપી નાખે છે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નથી હોતો કે ઝાડોને ફટકારાની એ કુહાડી પોતાના નીચેના પ્રદેશોમાં વસતા ભાઈઓના પગ પર પડે છે અને ત્યાં તેમની ખુવારી થઇ રહી છે. મેદાનોમાં વસતા લોકો એ ખુવારીને, આજ દિવસ સુધી તો ઇશ્વરી કોપ સમજી પોતાનાં ભાગ્યને દોષ દઈ બેસી રહેતા; પણ હવે પહાડી જંગલોની અગમ્ય અસર સીધી રીતે સમજાતાં જનતા દેશભરને સ્પર્શતા એ પ્રશ્નમાં રસ લેતી થઈ છે અને જંગલોનું સારા યે દેશની નજરે નિયમન થવું જોઈએ એ હવે માન્ય રખાયું છે.



આ પાનાંના કાગળ પરનો ચમકાટ અને આ અક્ષરોમાંની શાહીમાંનું ટર્પેન્ટાઈન જેમાંથી મળે છે એ રેઝીન આપતાં ચીડ-પાઇનનાં બે વૃક્ષો. તેમની વચ્ચેથી દૂર હિમાલયનું નંદાદેવીનું શિખર દેખાય છે.

જંગલના અસ્તિત્વનું ખરૂં મહત્ત્વ તો વરસાદના પડતા પાણી પર તેની જે અસર થાય છે તેમાં રહેલું છે. જ્યાં ધરતીને વનસ્પતિનું રક્ષણ હોય છે ત્યાં એ પાણી ત્યાંથી તુરતાતુરત વહી ન જતાં ત્યાંની જ જમીનમાં ચુસાઇ, વાદળીમાં સંગ્રહાય તેમ સંગ્રહાઇ, પછી ધીરેધીરે ઝરણાં, નદી અને નાળાંઓમાં વહી તેમને સતત એકધારાં ઝરપતાં કે વહેતાં રાખે છે. એથી ઊલટું, જંગલોનો વિનાશ થઇ લોપ થયો હોય છે ત્યાં પાણી પડતાંવેંત જોશબંધ વહી નીકળે છે.

જમીનને ધોઈ કાઢી ફળદ્રુપ માટીનો પણ કસ ખેંચી જાય છે અને તે વડે નદીનાળાંઓને પૂરે છે; અથવા તો ક્યાંક વળી જોસબંધ પ્રવાહથી તેમને ઊંડાં કોરી નાખે છે અને ક્યારેક મોટાંમોટાં ચરમાં પરિણમે છે. કુદરતને ફળદ્રુપ જમીનનો એક ઇંચનો થર બાંધતાં હજારો વરસ લાગે છે તે આવા એક પ્રવાહથી જરા વારમાં ધોવાઈ જાય છે, નદીઓ ને ઝરણાં પુરાઈ જાય છે કે ક્યાં તો તેનો પ્રવાહમાર્ગ બદલાય છે. આ અને આવી બીજી પાયમાલી થવા બાદ ચોમાસું વીત્યે જમીનમાં પાણીનો આંતરપ્રવાહ પણ ઊંડે ઊતરે છે.

આપણી ખેતી અને નહેરો પર થતી આવી અસર સ્પષ્ટ છે. જ્યાં જંગલો હોય ત્યાં કોઈ વરસે વરસાદને અભાવે દુકાળ પડે તોપણ દુકાળની વિષમતા ભયંકર નથી બનતી અને જેમતેમ નિભાવ થઈ રહે છે. આપણા કૃષિપ્રધાન દેશમાં ખેડૂતોને અમુક સમયે બિલકુલ કામ નથી હોતું ત્યારે જ્યાં જંગલો નજીક હોય છે ત્યાં તેમને કામગીરી મળી રહે છે. ખેડૂતો અને તેમનાં પશુઓને જંગલમાં આશ્રય મળવા ઉપરાંત ત્યાંથી તેમનાં ખેતીનાં ઓજારો અને ઘર બાંધવા માટેનાં સાધનો પૂરાં પાડે છે. વળી જંગલોમાંથી લાકડાંનું પૂરતું બળતણ મળી રહેતાં આપણા કીમતી ખાતર છાણનો બચાવ થઈ તેનો ઉપયોગ થતાં જમીનનો કસ વધે છે. જંગલો ને ઝાડીથી જમીનનો કસ જળવાઈ તેની ફળદ્રુપતા વધતી રહે છે અને જમીનમાંની જરૂરી વતર પણ વરાળ થઈ ઊડી જતી નથી. એ રીતે દેશમાં જંગલોનું જરૂરી પ્રમાણ ત્યાંના સ્થાનિક હવામાન પર અજબ અસર કરે છે. જંગલનાં ઝાડોની આંતરિક અને બાહ્ય ક્રિયાઓની સ્થૂળ અસર પણ હવામાનની ગરમીને ખુલ્લા વિસ્તાર કરતાં પ્રમાણમાં ઘણી ઓછી રાખે છે. જંગલ પવનની ગતિને ઓછી કરે છે અને પવનથી ભૂતલનો થતો અવસાદ તથા બીજું નુકસાન થતું અટકે છે.

જંગલોથી વાદળાં આકર્ષાઈને એકંદર વરસાદના પ્રમાણમાં વધારો થાય છે એવી આપણી પ્રચલિત માન્યતાને જોકે સબળ શાસ્ત્રીય આધારોથી પુરવાર નથી કરી શકાઈ; તોપણ જંગલોથી સ્થાનિક થતા ભેજના દ્રવણ કે સ્રવણમાં મહત્ત્વની અસર થાય છે અને તેટલા પૂરતું સ્થાનિક વરસાદના પ્રમાણમાં ફેરફાર થઈ અલ્પ વધારો જરૂર થાય છે. આમ, જમીન અને હવામાન જેવાં કુદરતી તત્ત્વો પર જંગલોની હસ્તી કે નાસ્તિની થતી અસર સ્પષ્ટ છે, છતાં પણ ખેતી અને કૃષિવિજ્ઞાનને, જંગલ તેમજ વનશાસ્ત્ર સાથે કેવો પરસ્પરાવલંબી સંબંધ છે તે જાણવાની બેપરવાઈ કોણ કરે છે! આવે વખતે, આફ્રિકામાં સહારાની આસપાસ, અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ તથા ઑસ્ટ્રેલિયાના અમુક પ્રદેશોમાં તેમજ હિંદુસ્તાનમાં પણ પંજાબમાં શિવાલિક, હોશિયારપુર વગેરે પ્રદેશોમાં જંગલો અને વનસ્પતિના અભાવથી પરિણમતી કપરી સ્થિતિ તરફ આંગળી ચીંધીને ભયની લાલબત્તી બતાવ્યા વિના છૂટકો નથી.

આમ આપણી હસ્તી અને સુખાકારી આપણા વનવૈભવ પર કેટલી અવલંબેલી છે એ જાણ્યા પછી જંગલોની હિફાજત અને વ્યવસ્થા માટે જે નિયમનો કરવામાં આવે છે તેનો પણ સહજ ખ્યાલ મેળવી લેવો જરૂરી છે. સરકારી દફ્તર તળેનાં જંગલોને (૧) 'સરકારી બંધ જંગલ'—Reserved Forests; (૨) જેમાં સ્થાનિક પ્રજાના કેટલાક સ્થાપિત હક્કો જેવા કે ફેરફાર વિના કાયમ રાખવામાં આવેલા છે તેવાં 'રક્ષિત જંગલો'—Protected Forests (૩) બીજાં ગ્રામજંગલો કે (૪) મ્યુનિસિપલ જંગલો એ પ્રમાણે, ચાર પ્રકારમાં વહેંચી શાસ્ત્રીય સિદ્ધાંતો અનુસાર જંગલખાતા તરફથી તેમનું નિયંત્રણ થાય છે. જંગલના એકેક ઝાડના થતા વાર્ષિક વિકાસના હિસાબે આખા જંગલનો વાર્ષિક વધારો કેટલો તે ગણી કાઢવામાં આવે છે, અને પછી તે પ્રમાણે જંગલમાંથી, જંગલો કાયમ રહી સુધરતાં અને જામતાં જાય એ રીતે માત્ર એટલાં જ ઝાડ એમાંથી કાપવાના ઉપયોગમાં લેવાય છે. નફામાં ઝાડો ખપી જાય અને સાથોસાથ વાર્ષિક ઉત્પન્ન મળતી રહે એ રીતે ક્યાં ને કેટલાં ઝાડો, ક્યાંથી ને શા માટે કાપવાં તે વનશાસ્ત્ર સૂચવે છે. આ પણ એક ઉદ્યોગ છે અને તેમાં પણ ખપત અને ઊપજને સમતોલ રાખી તેના વિકાસનો માર્ગ નિર્દેશેલો હોય છે. વિકાસની નિયત કક્ષાએ પહોંચેલા પ્રત્યેક જંગલની કામગીરી માટે દર દસ વર્ષે 'વર્કિંગ પ્લાન' નામની ચોક્કસ યોજનાઓ તૈયાર કરવામાં આવે છે અને તેમાં નવા નવા અનુભવોને આધારે ઘણાઘણા સુધારાવધારા થતા રહે છે. એ સૂચનાઓમાં જંગલોની ભૂતકાળની સ્થિતિ વર્ણવી તેની અદ્યતન હાલતનું બયાન આપવામાં

### લેખકના પત્રમાંથી

આપણો દેશ કૃષિપ્રધાન હોઈ તેનો મોટો ભાગ ખેતી પર નભનારો છે. નિષ્ણાતોએ નક્કી કરેલું છે કે કોઈ પણ દેશની લાકડું, બળતણ અને ઘાસની જરૂરતો પૂરી પાડવા તે દેશના ક્ષેત્રફળનો ૨૦થી ૨૫ ટકા પ્રદેશ જંગલોથી છવાએલો હોવો જોઇએ; અને તે જંગલો પણ ગામેગામની જરૂરત મુજબ તેની નજીક જોઇએ. હિમાલયનાં જંગલોમાં પુષ્કળ બળતણ હોય તો તે અહીં શા ખપનું ? આપણે ત્યાં પહેલાં જે 'ગામની સીમ' લેખાતી તે એ પ્રકારની જરૂરતો પૂરી પાડતા વિસ્તારો; પણ અત્યારે ત્યાં વેરાન વગડા સિવાય કશું જ નથી હોતું. આપણે ત્યાં રાસાયનિક ખાતરોનો યે ઉપયોગ કોણ કરી શકે તેમ છે ? એ સંજોગોમાં આપણું કીમતી ખાતર જે છાણ તે બળતણના અભાવે લાખો ટન લેખે દર વર્ષે આપણે સળગાવી દઇએ છીએ અને બીજી પણ અનેક રીતે આપણા ભૂતલનો અપકર્ષ થઇ રહેલો છે. આ સંજોગોમાં ઝાડ, ઝાડી અને સારી જાતના ઘાસને રક્ષણ આપવાની અને વિસ્તારવાની આવશ્યકતા છે. આપણાં દૂરનાં જંગલોના નિયંત્રણનો ઉદ્દેશ અને નેમ પણ એ જ હોવાં જોઇએ. જંગલો દેશની અમૂલ્ય રાષ્ટ્રીય મત્તા છે. આ વિષય રસદાયક જણાશે અને ગમશે તો પછી તે વિષે વધુ ઊંડાણમાં ઊતરી ચર્ચવાની અને લખવાની મજા આવે. બાકી મારે તો એ અંગત વિષય છે એટલે બીજાના (વાચકના) દૃષ્ટિબિંદુથી હું જોઈ ન શકું એ સ્વાભાવિક છે.

---

આવે છે અને પછી મુદ્દાસર રદિયાથી હેતુસરની ભાવિ યોજના રજૂ કરેલી હોય છે. તે પ્રમાણે જ તેમાં સંરક્ષણ, કાપણી, કૃત્રિમ વાવણી કે કુદરતી ઉછેર વગેરેનું કામ થાય છે. આ બધી હકીકત આ લેખના ઉદ્દેશ બહારની હોઈ એ વિષેની વધુ શાસ્ત્રીય કે લાક્ષણિક ઊંડી વિગતોમાં નહિ ઊતરતાં આપણે અહીં માત્ર આપણી ખેતી ને વનશાસ્ત્રનો પરસ્પરનો સંબંધ ટૂંકામાં જોઈ જઇએ.

ખેતીવાડી અને વનવિદ્યામાં, એક ઉદ્યોગ તરીકે પાક ઉતારવાના સિદ્ધાંતો તો સરખા જ છે; માત્ર ઝડપી પ્રગતિના આ જમાનામાં જંગલનાં વૃક્ષોના પાક ઊતરવાની રાહ જોવી એ માનવી શ્રદ્ધાની એક કસોટી છે. જે ખુરશીમાં તમે બેઠા છો તેનું લાકડું આગના વૃક્ષમાંથી કેટલાં વરસે ઊતર્યું હશે? આ પાનાં પરના ચળકાટ અને અક્ષરોની શાહીમાંનું ટર્પેન્ટાઈન જેમાંથી મેળવાય છે એ રેઝીન (*resin*) આપતું ચીડનું વૃક્ષ કેટલી અતીત મુદતે તેને લાયક થયું હશે? અને તે દરમ્યાન કુદરતી કેટલા યે કેર સામે તેને ઝૂઝવું પડ્યું હશે? ખેતીવાડીમાં તો ક્વચિત એકાદ વર્ષ પૂરતું નુકસાન સહન કરવું પડે, પણ જંગલોના પાક પર તો હિમ કે લૂ, પૂર અથવા વાવાઝોડું, એવા પવન પાણી અને બરફના હુમલાઓથી વર્ષોની મહેનત જરા વારમાં બરબાદ થઈ જાય છે. પરોપજીવી વનસ્પતિ અને જંતુઓ, ફૂગ અને બીજી ઉધાત તથા વનસ્પતિના કેટલાક રોગોથી પણ લાખોનું નુકસાન થઈ બેસે છે અને તેને કાબૂમાં લેવાનો પ્રશ્ન પણ બહુ વિકટ બને છે. રાની પશુઓ, આગ, અકસ્માત અને માણસોના સ્વાર્થી ઘાતક હુમલાઓ સામે જીવનવિગ્રહમાં ઊતરતાં જંગલોના પાક વ્યાપારી નજરે એક માદસ સમાન છે. સાચવણ અને સંભાળમાં જંગલની વનસ્પતિનું સંરક્ષણ કેટલેક અંશે ખેતીવાડીના પાકના જેવું જ હોવા છતાં તેની આપત્તિઓની આ ભયંકરતા જોતાં જંગલોના પાક બાબૂષ કાળજી માગી લે છે. સો દોઢસો કે તેથી વધુ વરસે ઈમારતી લાકડું આપવા પાકતાં જંગલોનાં વૃક્ષોમાંથી નવો પાક કુદરતી વાવણીથી કેમ સહેલાઈથી લેવાય, થોડા સમયમાં વધારે કીમતી પાકની કેમ નિષ્પત્તિ થાય અને જંગલો જીવનવિગ્રહમાં ઝૂઝી કેમ ટકી રહે, એવીએવી વનશાસ્ત્રીઓની ગૂંચોનો ઉકેલ તેમને સદા સતાવતો રહ્યો છે. જંગલોને વ્યવસ્થિત રાખવા તથા તેમની સંભાળ લેવા હિંદમાં જેમ જબરદસ્ત સુવ્યવસ્થિત જંગલખાતું નિભાવવામાં આવે છે તેવી રીતે તે માટે જુદાજુદા દરજ્જાના આફિસરોને કેળવવા માટે દેહરાદૂનમાં એક વિશિષ્ટ ઇંડિયન ફૉરેસ્ટ કૉલેજ ચલાવવામાં આવે છે. તે ઉપરાંત ત્યાં, વનશાસ્ત્રને લગતા ગૂઢ કોયડા ઉકેલવા, જંગલની ઉત્પન્નના ઉત્તમ ફાયદા ઉઠાવવાની યોજનાઓ ઘડવા, લાકડાંના નવા નવા ઉપયોગો, તેની જાળવણી, કેટલીક રાસાયનિક ક્રિયાઓ વગેરેને લગતાં સંશોધનો માટે ફૉરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ નામની એક સંસ્થા ત્યાં ઈ. ૧૯૦૯માં સ્થાપવામાં આવી છે. જંગલ સંશોધનને લગતી એ મહાન સંસ્થાની ફૅક્ટરી, લૅબૉરેટરી અને વર્કશૉપમાં સંશોધનનું કેટલું યે કામ કરતા અનેક વૈજ્ઞાનિકો રોકાયલા છે; અને જંગલોને લાગતું ત્યાંનું મ્યુઝિયમ તો ખરેખર બેનમૂન છે.

આપણે કેટલા બેખ્યાલી, બેદરકાર અને બેકદર છીએ તેની પ્રતીતિ તો, આપણે જરા ઉઘાડી આંખે

આપણા જીવનની જરૂરિયાતો નિહાળીશું ત્યારે થશે: ડગલે અને પગલે આપણે આપણી રોજિંદી જરૂરતોમાં લાકડાંનો ઉપયોગ થતો જોઈએ છીએ, અને છતાં તેના વિષે જરા યે વિચાર કરવાનું આપણને સૂઝે છે?

ઉપર નિર્દેશાયું તેમ આ પાનાંની લીસી સપાટી અને તે પરના અક્ષરોની શાહીમાં વપરાએલા ચીડપાઈનનાં રેઝીનથી માંડી આપણા રેડિયો કૅબિનેટ સુધી, તમે બેઠા છો તે ખુરશીથી માંડી મોટાં જંગી જહાજો સુધી, આપણા રસોડામાં વપરાતા સાધારણ સરપણથી માંડી દેહ યંત્રમાં વપરાતા કોલસા સુધી, આપણાં ગામડિયાં ગાડાંથી માંડી રેલવે ટ્રેન અને એરોપ્લેન જેવાં વાહનો સુધી, આપણા ચાલુ વપરાશનાં પાન બીડીને બાકસથી માંડી કેટલી યે કીમતી અનિવાર્ય ઓષધિઓ સુધી અને તેવી જ અસંખ્યાત ઘરવખરીની વસ્તુઓમાં ઠેરઠેર આપણાં જંગલોની પેદાશનો ઉપયોગ થએલો જોઈશું. આપણા કેટલા યે ઉદ્યોગો વન અને વૃક્ષોમાંથી મેળવાતા કાચા માલ પર નિર્ભર છે.

વળી, આપણાં જંગલોની સંપત્તિ તેની આ ઉદ્ભિજ ઉત્પન્ન સિવાય વ્યવહારમાં વપરાતી ખનિજ અને પ્રાણિજ પેદાશમાં પણ સમૃદ્ધ છે. આ બધાંનો સમગ્રપણે ખ્યાલ કરતાં સમજાશે કે આપણી વનશ્રી આપણા જીવનનું એક અનિવાર્ય અને મહત્ત્વનું અંગ છે. (ચાલુ)

―――― પહેલું સુખ તે જાતે નર્યાં ――――

## હા..આ..કૂ છી!

શરદી! ઇન્ફ્લ્યુએન્ઝાની જનેતા! એના એ સેતાન બેટાએ ઈ.સ. ૧૯૧૮માં સાઠ લાખ જિંદગીનો ભોગ લઈ દુનિયાભરના ડાક્ટરો ને વિજ્ઞાનીઓને શિકસ્ત આપી હતી. એનો ધરમૂળથી નાશ કરવા વર્ષોથી નામમોટા પ્રયત્નો મથી રહ્યા છે. પણ તેનાથી જિંદગીને, ધંધાને અને તમામ પ્રગતિને થતું અનર્ગળ નુકસાન હજી અટક્યું નથી.

ગભરાટ ને ચિંતા એ તેના મોટા જાસૂસો છે. તમને ખબરે નહિ પડતી હોય કે મહિનાઓથી, તેમણે તમારી આસપાસ જાળ બિછાવી છે અને કોઈ પણ પળે એ સેતાન તમારી પર કૂદી પડવાનો. પહેલાં તો તમે નહિ ગણકારો; બીજી વખત જરા થાકેલા જણાશો; પછી, કોઈ વાર બહાર ખુલ્લામાં ઊભાઊભા જરા કંપી ઊઠશો; તે પછી કોઈ ખોરાક ઉપર અણગમો થશે. છેવટે, ટકી રહેવાની તાકાત નમી પડી લાગશે ત્યારે સમજશો કે એ બાહોશે તમારા શરીરમાં જમાવટ કરી દીધી છે.

આપણે એને સાધારણ શરદી કહીએ છીએ. પરંતુ હવામાં સલ્ફ્યુરિક ઍસિડ કે કાર્બન ડાયોકસાઇડ હોય તે કરતાં યે વધુ નુકસાન કરનાર તત્ત્વ તેનો ફફડાટ છે. પરંતુ વિજ્ઞાન તેનો પાકો ઈલાજ શોધી આપે ત્યાં સુધી આપણે સૌએ તેની સામે સાવચેતીનાં પગલાં લેવાં જોઈએ.

ઉઘાડા ન રહેતા; તેમ બહુ કપડાં ન લાદતા. વ્યાયામ કરવો, પણ તેનો અતિરેક ન થવા દેવો. સૂતી વખતે



ગરમ સ્નાન કરી લેવું. નાકેથી જ શ્વાસ લેવો. અને કોઈ મોં સામે છીંક કે સડસડ કરે તો તેને સમાજનો દુશ્મન માની તેનાથી આઘા રહેવું; કારણકે એક છીંક તો દુનિયામાં ચક્રવતી બને!

પણ કદી શરદી થાય ત્યારે? ચતુર ડાક્ટર કહેશે કે તાબડતોબ બિછાના ભેગા થઈ જાઓ ને હું રજા આપું ત્યાં સુધી પડ્યા જ રહેજો. શરદીનાં જંતુ આરામ પસંદ નથી કરતાં. એક ને એક જગ્યા તેને નથી ગમતી. એને તો ચારેકોર ભૂંસી બાળવું છે. એને ટોળાબંધ માણસો હોય ત્યાં નિરંકુશપણે પોતાનો ફેલાવો કરવાની મઝા પડે છે.

આ શરદઋતુમાં તમે સાચવજો.

# ભૂતકાળની શોધમાં

**પાંચ સરોવરોવાળા પુરાણા પંચાસરની વાત કરતાંકરતાં લેખક, ઈંટો ઉપરથી પુરાતત્ત્વસંશોધનનાં પ્રમાણો બાંધવાનો પાઠ શીખવે છે.**



પંચાસરનાં પાંચ તળાવમાંના એક સુકાઈ ગએલા સરોવરમાં એક કૂવો ખોદતાં નીકળી આવેલી શિલ્પસમૃદ્ધિમાંની એક આરસપ્રતિમાનું રેખાલેખન, જેમાં પ્રાક્ચૌલુક્ય કાળનું મૂર્તિવિધાન નજરે પડે છે.

**પો**લીસની મારા પ્રત્યેની કાળજી ભારે હતી અને તેને લઈ મારી ખરદાસ્ત ઉઠાવવામાં કોઈએ કચાશ રાખી નહોતી. સવારે સાત વાગ્યાથી મારે દેવસ્થાનોની મુલાકાત લેવાની છે એમ જણાવી રાત્રે મેં તેને રજા આપી અને વનરાજ ચાવડાના પિતા જયશિખરીની પાટનગરીમાં મારી પહેલી રાત્રિ સુખપૂર્વક પસાર થઈ. સવારે ઊઠી હું નિત્યકર્મમાંથી પરવાર્યો કે તરત જ પોલીસ આવી પહોંચ્યો. અમલદારના જેવી પરોણાગત અને તહેનાતમાં બધાંને હાજર રહેલાં જોઈ આજે હું જરા ગૌરવ અનુભવવા લાગ્યો! ડૉ. હીરાનંદ શાસ્ત્રી જોડે સહસ્રલિંગ સરોવરના ખોદકામ વેળા પાટણના બાદશાહી બંગલામાં પસાર કરેલો વખત થોડીવાર માટે અણધારીરીતે જીવંત બન્યો હતો.

### જયશિખરીની સમાધિ

પહેલાં 'જયશિખરીની સમાધિ' કહેવાતા સ્થળે તે મને લઈ ગયો. પંચાસરથી ઓતરાદું, ગામની અડોઅડ વીસ ફૂટ ઊંચા એક ટેકરા ઉપર આ સ્થળ આવેલું છે. ટેકરાની આજુબાજુ નાશ પામેલી પુરાતન ઇમારતોના ભાંગેલા પાયાની ઇંટો સપાટી ઉપર નજરે પડતી હતી. કેટલીક ઇંટોનું મેં માપ લીધું. બધી ૧૪૩/૪×૧૧×૨૩/૪ ઈંચના માપની હતી. આ ઉપરથી એ ચોક્કસ થયું કે આ ઈંટોની* બનેલી નાશ પામેલી ઇમારતો ગુપ્ત અને ચૌલુક્ય(સોલંકી) કાળના વચગાળામાં, એટલે કે અસલના પંચાસરના ચાપોત્કટ કાળમાં હયાત હોવી જોઈએ.

### ઈંટોનાં માપ દ્વારા પ્રાચીનતા જાણવાની રીત

જૂની ઇમારતોની પ્રાચીનતાસંબંધી પ્રાથમિક ધોરણ બાંધવાની જે અનેક રીતો છે તેમાં ઇંટોનાં માપનો પણ સમાવેશ થાય છે. જુદાજુદા ઇતિહાસ-કાળોમાં જુદાજુદા વિસ્તારમાં ઇમારતોની બાંધણીમાં ઇંટોના માપનું ચોક્કસ ધોરણ રહેતું આવ્યું છે. તેનાં કારણો પુરાતત્ત્વા-વેષણ(Field Archaeology)નીબારીકીઓ ધરાવતાં હોવાથી અહીં આપવાં જરૂરી નથી. અહીં તો ઉત્તર હિંદ ને ગુજરાતમાં જુદાજુદા ઇતિહાસ-કાળો દરમ્યાન વપરાએલી ઈંટોનાં સામાન્ય ધોરણની યાદી જરૂરી છે, જેનો કોઠો પાછળ આપ્યો છે.

પંચાસરની પ્રાચીન ઇમારતો કેટલી જૂની હોઈ શકે તે ઉપરની યાદી પરથી જણાઈ આવે છે, વડનગર અને મોઢેરામાં પણ ઘણી મોટી ઇંટો મળી આવે છે, પરંતુ તેમનાં માપ હજી સુધી હું લઈ શક્યો નથી. આ યાદીના આધારે કોઈ પણ માણસ પોતાના ગામની પ્રાચીનતા વિષે પ્રાથમિક ધોરણ બાંધી શકશે.

### લોકકંઠે પંચાસરનો ઇતિહાસ

હવે હું જયશિખરીની સમાધિના ટેકરાની ટોચે પહોંચ્યો. ત્યાં અનેક પાળીઆ ખોડેલા દેખાયા, પરંતુ ચાપોત્કટ કાળનો તેમાં એકે જણાયો નહિ; બધા મુસ્લિમ કાળના હતા. એ જ વખતની થોડી દહેરીઓ પણ હતી, તેમાં જયશિખરીની સમાધિ તરીકે ગણાતી તે મોટામાં મોટી હોઈ બરાબર ટેકરાના શિખરે આવેલી હતી. જયશિખરી સાથે એને કાંઈ સીધો સંબંધ હોય એમ મને લાગ્યું નહિ. તો પછી લોકો શા માટે એને વનરાજના પિતાના નામ સાથે જોડે છે, તે વિષે પોલીસ કાંઈ જાણતો હોય તો મેં તેને પૂછ્યું.

'વાત, સાહેબ, પું હય. કે હમારે મોટેરે કહેતે થે કે...' કહી એણે એ વાત ઉપાડી:

'વિક્રમ રાજાના વખતની વાત છે. બારબાર ગાઉના ઘેરાવામાં પંચાસર પથરાએલું પડ્યું હતું. એ વેળા

**ઉત્તર હિંદ તથા ગુજરાતના પ્રદેશોમાંથી વિવિધ કાળમાં જે જે માપની ઈંટો મળી આવે છે તેનો કોઠો**

(બધાં માપ ઇંચમાં સમજવાનાં છે)

| સમય | ઉત્તર હિંદમાં | | ગુજરાતમાં | |
|---|---|---|---|---|
| ઈ. પૂર્વે ૩૦૦૦ લગભગ | મોહેં જો ડેરો | ૧૧×૫¾×૨¾ | રંગપુર | ૧૧¾×૫¾×૨¾ |
| ઈ. પૂર્વે ૪૦૦થી ૨૦૦ (મૌર્યકાળ) | બીટા, કસિયા (પ્રાચીન કુશીનારા) અને સારનાથ | ૨૦×૧૪¾×૩¾થી ૧૮×૧૦×૨¾ | | |
| ઈ. પૂર્વે ૧૫૦થી ઈ.નો પ્રારંભ (શુંગકાળ) | બીટા | ૧૭¾×૧૦¾×૨¾ | | |
| ઈ.ના પ્રારંભથી ૩૦૦ (કુષાણકાળ) | સારનાથ | ૧૫×૧૦¾×૨¾ | પંચાસર | ૧૪¾×૧૧×૨¾ |
| ઈ. ૩૦૦થી ૬૦૦ (ગુપ્તકાળ) | સહેટમહેટ (પ્રાચીન શ્રાવસ્તી) | ૧૪×૮×૨¾ | | |
| ઈ.૭૦૦થી ૧૦૦૦ (ગુર્જર-પ્રતિહાર કાળ) | શ્રીમાળ, કનોજ ઈ. | ૧૨×૯×૨ | આશાવલ (હિંદુકાલીન અમદાવાદ) | ૧૨×૯×૨¾ |
| ઈ. ૯૪૨થી ૧૨૯૭ | | | સહસ્રલિંગના ઓદકામમાંથી નીકળી આવેલી ઈંટો (ચાલુક્યકાળ) | ૯×૬×૨ |
| ઈ. ૧૪૦૩થી ૧૫૭૩ | | | ગુજરાત સલ્તનત | ૭×૪¾×૨ |
| ઈ. ૧૫૭૩થી ૧૭૫૮ | | | મોગલકાલીન ગુજરાત | ૬¾×૪×૧¾ |

આ પાંચ તળાવો શહેરની અંદર આવેલાં હતાં. આરસ-પહાણનાં બાંધેલાં પગથિયાં અને વચ્ચે એ જ પથ્થરનાં મંદિરો હતાં. હજી પણ, સાહેબ, એ જગ્યાએ કુવા ખોદતાં અસલના વખતનાં આરસનાં પૂતળાં મળી આવે છે. શહેરને ફરતો બાર ગાઉનો ગઢ હતો. તેને ચોવીસ નાકાં હતાં. રૂપેણ ગઢની રાંગને અડીને વહેતી. એવા મોટા અને રળિયામણા આ શહેરમાં જેસખરી રાજા રાજ્ય કરતો હતો. સાતસો રાણીઓ તેના રાણી-વાસમાં હતી. તેમાં વિક્રમ રાજાની બહેન રૂપાંદે પટરાણી હતી. જેસખરી રાજાએ ઘણા દેશો જીત્યા હતા. તેમાં ભૂડ રાજાનો દેશ પણ લીધો હતો. તેનું વેર વાળવા દશ હજારનું લશ્કર લઈ ભૂડ રાજા પંચાસર ઉપર ચડી આવ્યો. બાર વરસ સુધી ઘેરો ચાલ્યો. બધા ચાવડા ખપી ગયા ને છેવટે એકલો રાજા જ રહ્યો. રાણી રૂપાંદેને ઓધાન હતું, એટલે રાજા બોલ્યો: "રૂપાંદે મારો વંશ ન જાય માટે તું ભોંયરામાં થઈ નીકળી જા ને રથ લઈ તારા ભાઈ વિક્રમને ઘેર જતી રહે." રાણી ન માની. અંતે ઘણી સમજાવટ પછી તે ભોંયરામાં થઈ બહાર નીકળી ગઈ. અને રાજા જેસખરીએ આ ટીંબા ઉપર સમાધ લઈ લીધી. એ વખતની આ સમાધ છે, સાહેબ! પછી રાણી રૂપાંદે પોતાના ભાઈ વિક્રમ રાજાને ઘેર માળવા જતી હતી. પંચાસરથી ત્રણ ગાઉ આઘે અમારું ગામ વણોદ આવેલું છે, ત્યાં પહોંચતાં તેને કુંવર અવ-તર્યો. તેનું નામ પાડ્યું વનરાજ. તેને લઈ વણાવણા વખા વેઠી રૂપાંદે ઉજ્જન નગરી ભાઈ વિક્રમ રાજાને ત્યાં પહોંચી. બધા બનાવોની વાત કરી. વિક્રમ રાજાને એ બધું જાણી ઘણું દુઃખ થયું. તુરત સવા લાખનું લશ્કર લઈ તે ઊપડ્યો અને પંચાસરને ઘેરી ભૂડ રાજાને ભૂંડે હાલે માર્યો. ભાણેજ વનરાજને રાજતિલક કર્યું. વનરાજે જેસખરીની સમાધમાં તેનું પૂતળું બેસાડ્યું. વનરાજ પણ સાતસો રાણી પરણ્યો. એક દહાડો તે અધરાતે પટરાણી સાથે ચોપાટ રમતો હતો, ત્યાં રૂપેણને સામે કાંઠેથી કોઈના રડવાનો અવાજ આવ્યો. વનરાજ ત્યાં પહોંચ્યો. જુએ છે તો એક ડોશી બેઠી બેઠી ધ્રુસકે ધ્રુસકે રડી રહી છે. રાજાએ પૂછ્યું, "માડી, શું કામ રડો છો?" ડોશીએ ઉત્તર આપ્યો કે "રાજા, હું પંચાસરની રાજલક્ષ્મી છું. સાત દિવસ પછી આ શહેર પાયમાલ થવાનું છે. એટલે તે પહેલાં તું સઘળી પ્રજાને સાથે લઈ જઈ બીજે જતો રહે ને ત્યાં પાટ-નગર વસાવ." એ સાંભળી વનરાજે પાટણ વસાવી ત્યાં ગાદી થાપી. પછી તો, સાહેબ, પંચાસર શહેર ઉજ્જડ થઈ પાયમાલ થયું. લાંબા વખત પછી અહીં આયરો આવી વસ્યા. તેમણે હાલનું પંચાસર ગામ વસાવ્યું. એક દિવસે આ ગામ ઉપર દુશ્મન ચડી

આવ્યા. આયરો અને તેમની વચ્ચે ધીંગાણું જામ્યું. તેમાં ઘણા આયર મરાયા અને દુશ્મન હાર્યો. પણ આ બનાવને લઈ આયરોએ ફરી કચ્છ જવાનો નિર્ણય કર્યો. પાટણથી તેમણે ત્રણસો સલાટ તેડાવ્યા અને તેમની પાસે ધીંગાણામાં કામ આવેલા આયરોના પાળીઆ કરાવ્યા. સલાટોએ મજૂરી માગી એટલે આયરો બોલ્યા અમે કચ્છ જઈએ છીએ. રણની વચ્ચે આવેલા એક બેટમાં અમારી માયા દટાએલી પડી છે. ત્યાં સુધી સાથે ચાલો એટલે ત્યાંથી એ ખોદી મજૂરી આપશું. સલાટો સાથે ચાલ્યા. બધા કચ્છના રણની અધવચ્ચે પહોંચ્યા કે આયરોએ તરવારો ઉગામી અને ત્રણસો યે સલાટોનાં માથાં વાઢી નાખ્યાં. એ પાળીઆ ગામને પાદરે હજી પણ ઊભા છે, સાહેબ! આ પછી અહીં ગોહેલ-વાડથી નાડોદા આવીને વસ્યા. હાલ એ લોકોનું જ એ ગામ છે.'



પાંચ સરોવરો સાથે પંચાસર તથા તેની આજુબાજુનાં સ્થળ દર્શાવતો નકશો.

### જયશિખરીની પ્રતિમા

'પીછુ, સાહેબ, એક વખત કી બાત કહું. જો કહેને કા હય વો સબ નજરોનજર દેખા હય. હમારા બચપણ થા. મૈં વઘોદસે પંચાસર બહોત આતા થા. હમારે ફૂઈબાકા ઇસમે ઘર થા. તબ કે જમાને કી બાત હય યે.' એમ કહી જમાદારે વાત આગળ ચલાવી:

'આયરો જ્યારે આ ગામમાં રહેતા ત્યારે આ જેસખરીની સમાધમાં તેનું પૂતળું બેસાડેલું હતું. તેની નીચે એમણે પોતાની માયા દાટી રાખી હતી. કચ્છથી એક દહાડો આયરોનું મોટું ટોળું આવ્યું. અહીં આવીને બોલ્યા કે અમારે માનતા ઉતારવી છે. આમ કહી દહેરાને ફરતી કનાતો તાણી દીધી ને રાતોરાત ખોદીને માયા કાઢી ગયા. સવારમાં લોકોએ જોયું તો કોઈ ન મળે. જેસખરીના પૂતળાનું માથું નીચે પડ્યું હતું, ને તેની નીચે ખાડામાં ઘીના દીવા બળતા હતા અને થોડાક જૂના તાંબિયા ત્યાં પડેલા હતા.'

'લેકિન જમાદાર, વો જેસેખરીકા પૂતળા અબી કિધર હય?' મૈં ઉત્કંઠા સાથે પૂછ્યું.

'ખુદા માલૂમ સાહેબ; મય તો પીછુ નોકરી મેં જોડા કે રાધનપુર ગયા. દરદૂર નોકરીમેં ફિરા. અબી પંચાસર આયા હું. ઇસ બીચમે તો જમાના બી સબ પલટ ગયા. મગર જો કુછ સુના ઓર આંખોંસે દેખા વો કહ દિયા.

જયશિખરીની સમાધિના ટેકરાને મેં સારીપેઠે તપાસ્યો અને છેવટે નિર્ણય બાંધ્યો કે આ સ્થળે પાટણ પૂર્વેની પંચાસરપુરીની ચાપોત્કટોના કાળની કોઈ ઐતિહાસિક ઇમારતના અવશેષો દટાએલા પડ્યા છે ને તેના ઉપર ધૂળનાં પડ બાઝી જવાથી તેનો આ ટેકરો બંધાયો છે. શક્ય છે કે એ ઇમારતને જયશિખરી સાથે કોઈ સંબંધ રહ્યો હોય અને તેની યાદગીરી લોકવાણીમાં સચવાઈ રહેતાં, એની ટોચે એક છતેડી પાછળથી થએલી ભોળા લોકસમાજે તેને જ જયશિખરી સાથે સાંકળી દીધી હોય. આ ટેકરાનું જો ખોદકામ કરાવવામાં આવે તો ચાપોત્કટ કાળના પંચાસર અને તત્કાલીન ઇતિહાસ ઉપર પ્રકાશ પાથરનારી ઉપયોગી પુરાસામગ્રી મળી આવવાની શક્યતા છે. બહુ નહિ તો પચાસ પોણોસો રૂપિયાને ખર્ચે એકાદ ટ્રેન્ચ–Trench (પુરા-શોધણ માટે ખોદાતો ખાડો) ખોદાવવામાં આવે તોપણ ઘણું મળી આવવા સંભવ છે.

### ચાપોત્કટ સ્થાપત્યનો એક અવશેષ

'જમાદાર, ક્યા અસલ કે વખત કી એક બી ઇમારત અબ ઇસ પંચાસરમેં રહી નહિ હય?' મેં પ્રશ્ન કર્યો.

'ગામમેં એક પીરકી વાડી હય. વહાં બહોત જૂની એક દેરી હય ખરી.' તેણે કહ્યું.

'અચ્છા, ચલો વહીં. વો દેખ લેવે.' કહી તેને સાથે લઈ હું ઊપડ્યો ને ગામની પૂર્વ દિશાએ આવી પહોંચ્યા. વાડમાંથી અંદર પેસવા માંડમાંડ રસ્તો કર્યો. અંદર જઈને જોઉં છું તો ,અનેકાનેક સૈકાઓના કાળના ઘા ઝીલીઝીલીને મૃતપ્રાય બની ગએલી છતાંય ટટ્ટાર ઊભેલી એક પુરાતન દહેરી મારી નજર સામે ખડી છે. પવન અને વૃષ્ટિના મારાથી એની શિલ્પસમૃદ્ધિ ઘસાઈને લગભગ સપાટ બની રહેવા આવી છે. ચૌલુક્ય સ્થાપત્યથી ટેવાએલી મારી આંખને આ દહેરીના શણગારમાં મને અણહિલ્લવાડપત્તનની પ્રતિષ્ઠા પૂર્વેની ગુર્જર શિલ્પકળાનાં દર્શન થયાં. ચૌલુક્ય કાળમાં ગુર્જર શિલ્પ ઉપર પડેલા દાક્ષિણાત્ય ચાલુક્ય પ્રભાવથી મુક્ત એની કળા જણાતી હતી. બહારની પાષાણ શિલાઓ ખરીખરીને અનેક સ્થળે અંદરની ઈંટો બહાર નીકળી આવી હતી. એ પણ ૧૪૩/૪×૧૧×૨૩/૪ના માપની હતી. પંચાસરપુરી જે કાળે ગુર્જર દેશની પાટનગરી હશે ને ચાપોત્કટ રાજ્યવંશની ત્યાં ગાદી તપતી હશે તે સમૃદ્ધિકાળના એકલવાયા અવશેષ સમી એક નાની ઈમારત મને લાગી.

### પાંચ સરોવરો

'ચલો જમાદાર, અબ વો પાંચ તળાવ દેખ લેવે.'

પંચાસરની પુરાતન સમૃદ્ધિને હાંકી રાખતી રહેલા ટીંબાઓને ઓળંગતો હું જમાદારની પાછળપાછળ ચાલ્યો, અને જે પાંચ સરોવરોને કારણે આ પુરી પંચાસર કહેવાઈ ત્યાં આગળ અમે બંને આવી પહોંચ્યા.

ભાંગ્યા ભરૂચ સમી એ પુરાતનપુરીની પનિહારણો એ પ્રાચીન સરોવરોનાં નીર ભરવા ટોળે વળી હતી, પણ એ સરોવરોમાં નિર્મળ નીરને બદલે ધૂળ ઊડતી હતી! ચોમાસામાં થોડાક માસ સુધી એ તળાવોમાં પાણી રહે છે, ને સુકાયા પછી લોકો કેકેકાણે ખાડાઓ ખોદી પાણી કાઢે છે. અરધા અરધા માઈલના ક્ષેત્રફળને રોકતાં આકડસર, મોતીસર, નંદીસર અને વારોચી એ ચાર સરોવરોના અવશેષો ત્યાં નજરે પડતા હતા. પાંચમું સરોવર ઉત્તર-પૂર્વમાં ગામથી જરા દૂર આવેલ સરાણમાં પથરાએલું હતું.

### એક પ્રાચીન શિલ્પ

સરોવરની પાળ ઓળંગી તેની મધ્યે આવેલા એક પથ્થરના બાંધેલા કૂવા આગળ હું જઈ પહોંચ્યો. આ કૂવો ખોદતી વેળા ભૂગર્ભમાંથી પ્રાચીન કાળનાં કેટલાંક આરસનાં શિલ્પો નીકળી આવ્યાં હતાં ને એ બધાં કૂવા આગળ મૂકેલાં હતાં. એમાંની એક મૂર્તિનું રેખાચિત્ર આ લેખને મથાળે આપેલું છે. પ્રાક્સોલંકી કાળનું મૂર્તિવિધાન એમાં નજરે પડે છે.

આ પ્રમાણે શોધખોળ કરતાં કરતાં સૂર્ય મધ્યાહ્નને આવી પહોંચ્યો એટલે અમે ઉતારા તરફ પાછા વળ્યા. જમાદાર વાતવાતમાં મને સગર્વ કહ્યા કરતો હતો કે સાહેબ, વહીંહ અમારા ગામ હય ઓર ઉધરહી વનરાજ ચાવડાકા જનમ હુવા થા.' એટલે મને વણોદ જોઈ લેવાનો તલસાટ લાગ્યો.

'જમાદાર! દો બજે વણોદ ચલનેકા હય, ઓર શામકો પીછે લૌટ આનેકા હય.' એમ ઉતારે આવીને વણોદ આવી મેંસાઈ વર્ષના એ વૃદ્ધ જમાદારને રજા આપી.

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

---

## ગણિતગમ્મત

### અદ્ભુત સર્વતોભદ્ર યંત્ર

રજૂ કરનાર : મૂળજી જેઠુ જોશી (નારાયણ સરોવર - કચ્છ)

| ૨ | ૪૯ | ૪૭ | ૪૬ | ૮ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|
| ૫ | ૧૪ | ૩૭ | ૩૫ | ૧૯ | ૨૦ | ૪૫ |
| ૬ | ૧૬ | ૨૮ | ૨૧ | ૨૬ | ૩૪ | ૪૪ |
| ૪૩ | ૩૩ | ૨૩ | ૨૫ | ૨૭ | ૧૭ | ૭ |
| ૪૧ | ૩૨ | ૨૪ | ૨૯ | ૨૨ | ૧૮ | ૯ |
| ૪૦ | ૩૦ | ૧૩ | ૧૫ | ૩૧ | ૩૬ | ૧૦ |
| ૩૮ | ૧ | ૩ | ૪ | ૪૨ | ૩૯ | ૪૮ |

ખુલાસો: મૂળ ૪૯ ખાનાંવાળી આ આખી આકૃતિમાં ૭ ઊભી, ૭ આડી ને ૨ તીરકસ એ દરેક હારનો સરવાળો એકસરખો ૨૫×૭=૧૭૫ આવે છે.

તેથી નાની, તેની અંદરની ૨૫ ખાનાંવાળી આકૃતિમાં ૫ ઊભી, ૫ આડી અને ૨ તીરકસ, એ દરેક હારનો સરવાળો એકસરખો ૨૫×૫=૧૨૫ આવશે.

અને તેથી નાની, અંદરની ૯ ખાનાંવાળી આકૃતિમાં ૩ ઊભી, ૩ આડી અને ૨ તિરકસ, એ દરેક હારનો સરવાળો એકસરખો ૨૫×૩=૭૫ આવશે.

ત્રણે આકૃતિ સ્પષ્ટ છૂટી પડી આવે તે માટે તેને જાડી લીટીથી બતાવી છે.



હિંદની ક્રિકેટ-તવારીખમાં અમર આંક પાડનાર

# અમરસિંહ

બહુ વર્ષો પહેલાંની વાત છે. ક્રિકેટની રમત હજી કાઠિયાવાડમાં આજના જેટલી લોકપ્રિય ન હતી. કાઠિયાવાડની હાઈસ્કૂલો વચ્ચે દર વર્ષે રમાતી 'હિલ શીલ્ડ' ટૂર્નામેન્ટનું એક 'રાઉન્ડ' રાજકોટ ને પોરબંદરની હાઈસ્કૂલ ટીમો વચ્ચે રમાઈ રહ્યું હતું. રસાકસી જબરી જામેલી. આખરે રાજકોટની ટીમ હારવાની અણી પર આવી ગઈ. પણ આ રસાકસીની છેલ્લી ક્ષણોમાં એકાએક એક પાતળો, લાંબો ખેલાડી, રાજકોટ ટીમના છેલ્લા રમનાર તરીકે દાવ લેવા ઊતરી પડ્યો. હાથમાં બૅટ જાણે માંડમાંડ પકડેલું. પહેરણ પાટલુનની બહાર ઊડતું હતું. પ્રેક્ષકો પોરબંદર ટીમની જીત થઈ ગઈ ધારી હતાશ વદને વિખરાવાની તૈયારીમાં પડ્યા હતા.

પણ આ અજાણ્યા ખેલાડીએ આવતાંની સાથે જ એવો હાથ બતાવ્યો કે સૌ તાજુબ થઈ ગયા. તેણે સારા-સારા બોલરોની ખબર લેવા માંડી. ફીલ્ડિંગ કરનારાઓને દડાની પાછળ મોકલી મેદાનના બધા ખૂણા બતાવી દીધા. પ્રેક્ષકોની તાજુબી, તારીફ ને તાળીઓના ગડગડાટ વચ્ચે એણે રમતનો રંગ એકાએક પલટાવી દીધો. રાજકોટની હારેલી બાજીને એ જીત પર લાવી મૂકશે એમ સૌને લાગવા માંડ્યું. અને ચોતરફથી હર્ષનાદો તથા પ્રોત્સાહનના પોકારો ઝીલતા એક યુવાને બૅટની બારે ગોલંદાજી ચલાવી 'બ્લિટ્ઝક્રીગ'ની ઝડપે રાજકોટને વિજય અપાવ્યો.

આ ખેલાડી તે સ્વ. અમરસિંહ, તમાશગીનોએ તે વખતે ભાગ્યે જ ધાર્યું હશે કે આ ખેલાડી તો જગતભરનાં ક્રિકેટમેદાનો સર કરી રાજકોટ કે કાઠિયાવાડ જ નહિ પણ સમગ્ર હિંદને અપૂર્વ કીર્તિ અપાવશે. લોકો તરત તેને ઓળખી ગયા; કારણ કે તેના ભાઈ રામજી તે વખતે એક નામાંકિત બોલર તરીકે માનીતા હતા. ભલભલા ખૂંટાખાઉ ખેલાડીઓ રામજી સામે રમતાં ધ્રૂજતા. મોટા માતબર પરદેશી રમનારાઓને પણ 'Ramji the terror' (ત્રાસમૂર્તિ રામજી)નો બહુ ભય હતો. એટલે 'રામજીના ભાઈ' તરીકે આ નવા ખેલાડીને અપનાવી લેતાં લોકોને વાર ન લાગી. થોડી વધારે કટકાબાજી અને હિમ્મતભરી રમતો બાદ 'અમુ' તો રાજકોટનું ઘરઘરનું નામ થઈ પડ્યું. 'અમુ'નું નામ પડતાં ખાલી લાગતાં મેદાનો માનવમેદનીથી ચિકાર ભરાઈ જતાં. 'અમુ'નું નામ પડતાં નિશાળ તરફ પ્રયાણ કરી રહેલા કિશોરો 'ઘેરથી પાંસરા' નિશાળે ન જતાં પુસ્તકો અને દફતરો સાથે ક્રિકેટ-મેદાન તરફ કૂચ કરતા. 'અમુ'નું નામ પડતાં લોકો લોહચુંબકની માફક મેદાન તરફ ખેંચાઈ આવતાં.

તેનો જન્મ ઇ.સ. ૧૯૧૦માં થએલો અને અભ્યાસકાળ પણ રાજકોટમાં જ વીતેલો. ભવિષ્યના આ અજેય ખેલાડીની ઉમદા ક્રિકેટર તરીકેની શક્તિનો વિકાસ બહુ જામનગર રાજ્યની નોકરીમાં જોડાયા બાદ થયો હતો; પરંતુ એ વિકાસનાં બીજ રૂપ ક્રિકેટશિક્ષણની પાયાની તાલીમ આપી તેનું પ્રાથમિક ઘડતર કરવાનો યશ તો આલ્ફ્રેડ હાઈસ્કૂલના ક્રિકેટશિક્ષક શ્રી વેલજી માસ્તર-જે પોતે પણ અચ્છા ખેલાડી છે તેઓ-ને ફાળે જાય છે.

ઉપર વર્ણવેલા પ્રસંગ પછી તો અમરસિંહને આલ્ફ્રેડ હાઈસ્કૂલની ક્રિકેટ ટીમનો સરદાર બનાવવામાં આવ્યો અને કાઠિયાવાડની મૅચમાં તે ચમકવા લાગ્યો. જ્યારે-જ્યારે તેઓની ટીમ હારવાની અણી પર આવે ત્યારે લોકો અમુ તરફ મીટ માંડી રહેતા અને અમુ પણ ઝમકદાર રમત કરી હાર પર આવેલી રમતને બૅટના જાદુઈ સપાટાથી અદ્ભુત જીતમાં ફેરવી નાખતો.

બૅટ સાથેની તેની આ ઝળહળતી કારકિર્દી દરમ્યાન તેણે બોલિંગમાં પણ સારી પ્રગતિ કરી અને એટલી સફળતા મેળવી કે તેના ભાઈ રામજીની માફક ઝડપી

બોલર તરીકે તેની ખ્યાતિ થઈ ગઈ. અને પછી તો એક પ્રખ્યાત ઑલરાઉન્ડર તરીકે તેનું નામ જાણીતું થઈ ગયું.

તેની આ કીર્તિએ હવે જામનગરના ક્રિકેટશોખી જામસાહેબ સ્વ. રણજીતસિંહજીનું ધ્યાન ખેંચ્યું. તેમણે તેને રાજ્યની નોકરીમાં રોકી લીધો અને ઇ. ૧૯૩૨માં હિંદી ટીમ ઇંગ્લંડના પ્રવાસે ગઈ ત્યારે ઝડપી બોલર તરીકે પોતાની સાથે તેને લઈ ગયા. એ પ્રવાસ દરમ્યાન અમુએ ૧૧૧ વિકેટ લઈને એવો તો સપાટો બોલાવી દીધો કે ઇંગ્લંડના લોકો દાંતમાં આંગળાં પકડી ગયા. આ પ્રવાસે તેને ક્રિકેટજગત સમક્ષ પ્રકાશમાં લાવી દીધો. અને જામનગર રાજ્યની ટીમ તરફથી 'રણજી ટ્રોફી'માં રમી તેણે જામનગરને જીતાડ્યું ત્યારથી તો તે અગ્રણી રમનાર બની ગયો. નવાનગર ટીમની રણજી ટ્રોફી ટુર્નામેન્ટમાં બોલિંગ, બૅટિંગ અને ફીલ્ડિંગ ત્રણેમાં અમુ આધારસ્તંભ ગણાવા લાગ્યો. જામનગરની નોકરીમાં પછી તો તેનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો, જેમાં જામસાહેબ રણજીતસિંહજીના પ્રોત્સાહન ઉપરાંત દિલીપસિંહજીનો પણ ઘણો ફાળો હતો.

૧૯૩૪માં રાજકોટ ટુર્નામેન્ટમાં ૬૨ મિનીટમાં ૧૦૦ રન કરી સદી નોંધાવી તેણે દુનિયાનો રેકોર્ડ તોડ્યો. તરતજ ૧૯૩૫માં ઇંગ્લંડની લૅંકેશાયરની જાણીતી કોલન ક્લબ (Colne Club) તરફથી તેને આમંત્રણ મળ્યું; અને એ ક્લબ તરફથી ક્રિકેટની તાલીમ આપનાર ઉસ્તાદ (Coach) તરીકે તેને રોકી લેવામાં આવ્યો. પગાર લેનાર તરીકે ધંધાદાર ખેલાડીઓમાં સૌથી મોટો પગાર તેને મળતો. અને તેનાં કારણ ઓછાં નહોતાં. લૅંકેશાયર લીગના ક્રિકેટજંગોમાં કોલન તરફથી રમતા અમરસિંહની બોલિંગથી ખરી પડતી વિકેટો અને તેના બૅટની ગગનગામી આતશબાજીએ ત્યાંની જનતાને ઘેલી કરેલી. અમુને રમતો જોવા ટિકીટબારી પર દરોડા પડતો, ને અમુનું નામ 'ગેઇટ-મની'ની ટંકશાળ પાડતું.

આ પછીની અમુની બૅટ અને બૉલ સાથેની અનન્ય નામાંકિત ફતેહો તો બહુ જાણીતી બીના છે અને હિંદ નો શું પણ જગતના ક્રિકેટની તવારીખની એ એક દિલચસ્પ કહાણી બની ગઈ છે.

પણ જ્યારે ૧૯૪૦ના મે માસની ૨૧મી તારીખે માત્ર ૨૯ વર્ષની વયે જામનગરમાં તેના નિવાસસ્થાન 'ક્રિકેટર્સ કૉટેજ'માં તેનું અકાળ અવસાન થયાના ખબર અચાનક મળ્યા ત્યારે લોકોનાં મુખમાંથી અરેરાટી છૂટી ગઈ. કોઈએ ભાગ્યે જ ધાર્યું કે હિંદના આ અદ્વિતીય ક્રિકેટ-વીરની જીવનદોરી આમ એકાએક તૂટી જશે.

તેના અવસાન સમયે અમુ હિંદનો સર્વોત્તમ 'ઑલ રાઉન્ડ' ખેલાડી ગણાતો હતો. દુનિયાભરના પ્રખ્યાત ઑસ્ટ્રેલિયન ખેલાડી મેક્કાર્ટની, જેનો ક્રિકેટની રમત પરનો અભિપ્રાય આધારભૂત મનાય છે, તે હિંદ આવેલા ત્યારે તેણે ખાણાના એક મેળાવડામાં કહેલું કે 'Nayudu and Amarsingh would adorn any cricket team of the world' (નાયડુ અને અમરસિંહ જગતની કોઈ પણ ટીમને દીપાવે તેવા છે.) અને ખરેખર, ઘણા સ્વતંત્ર, આંતરરાષ્ટ્રીય ક્રિકેટનિષ્ણાતોના મત પ્રમાણે, આખી દુનિયામાંથી ચૂંટી કાઢેલી ચુનંદા, સર્વોત્તમ અગિયાર ખેલાડીની ટીમમાં, બોલિંગની શરૂઆત કરી શકે તેવા આદર્શ, પ્રથમ બોલર તરીકે 'અમુ'ની ગણના થતી હતી.

અમરસિંહની ખાસ વિશિષ્ટતા તો એ હતી કે લાંબા સમય સુધી તે બિલકુલ થાક્યા વિના ગમે તેટલા ઓવર ફેંકી શકતો અને છતાં તેની 'લૅંથ' તો તેની તે જ રહેતી. કોઈ વખત જ્યારે તેને બહુ વિકેટ ન મળતી ત્યારે પણ એ દાવ લેનારને કાબૂમાં રાખી સ્કોર બહુ વધવા ન દેતો અને આ રીતે બહુ રન થતા અટકાવી રાખવાની તેની શક્તિ તેની ટીમને માટે એક અમૂલ્ય વસ્તુ થઈ પડતી.

અમરસિંહ આજે નથી; પણ તેની યાદ આપણે કદી ભૂલીશું ખરા? બૉલ સાથે ધસતી આવતી તેની કદાવર પ્રચંડ કાયા, બૅટને સરેલાટથી ઉછાળી ઉત્સાહનાં પૂર વહાવતી તેની આકર્ષક છટાદાર રમત, ફીલ્ડની અંદરની તેની અપ્રતિમ ચપળતા, અને વીજળિક ગતિથી તેના બૅટમાંથી છૂટતા ચારચારને છછ રનના ફટકાના 'ફડાકડા', એ સર્વે આપણા સ્મૃતિપટ પરથી કેમ ભૂંસાશે!

અમુનો નિરભિમાની સ્વભાવ અને તેની ખેલદિલી —sportsmanship—કોઈ પણ કોમના ખેલાડીને ઉદાહરણ રૂપ છે. આટઆટલી નામના અને સફળતા પ્રાપ્ત કર્યા છતાં તે તો રાજકોટની આફ્રેડ હાઈસ્કૂલનો તેનો તે જ 'અમુ' હતો. ખોટા આડંબર કે ફાંફાંએ તેનામાં લેશમાત્ર પ્રવેશ કર્યો ન હતો.

જ્યારે લૅંકેશાયરમાંની તેની કોલન ક્લબમાંથી તે રજા ભોગવવા રાજકોટ આવતો ત્યારે રાજકોટનાં રમતનાં

ક્ષેત્રોમાં એકત્ર્યું જેમ આવતું. હૉકી, વૉલી-બૉલ, ક્રિકેટ કે ફુટબૉલ, જેના મૅચ ચાલતા હોય તેમાં અમરસિંહની ખેલાડી કે પ્રેક્ષક તરીકેની હાજરી રમનારને ભારે ઉત્તેજિત કરતી. તેની મસ્તીખોર દોડાદોડી, ધાંધલ ને પ્રોત્સાહનના તેના પડકારો તેમજ તેનાં રમૂજ અને ટીખળ તમાશબીનો તથા ખેલાડીઓને આનંદમાં એકસરખા તરબોળ કરી, રમત માટેનું એક ખુશનુમા તંદુરસ્ત વાતાવરણ ઊભું કરતાં એ બધું કેમ ભુલાશે!

અને તે સાથે મોઈદાંડિયાની રમતના મૅચ જમાવનાર રાજકોટના કિશોરો તેને કેમ ભૂલી શકશે! ૧૯૪૦ના વર્ષમાં પણ જગતના આ મશહૂર ખેલાડીને રાજકોટના મેદાનમાં નાનાં ભુલકાંઓ સાથે મજા ખાતર રબ્બરના ટેનીસ-બૉલથી ક્રિકેટ રમતાં જોનાર પ્રેક્ષકો કે તેની સાથે ખેલેલાં બાળકો તેને કેમ ભૂલી શકશે? અને તેની રમત જોનાર પ્રેક્ષકો તથા રેડિયો પર મૅચનાં વર્ણનો સાંભળતા ક્રિકેટ-શોખીનો તો તેને કેમ જ વિસારી શકશે! 'Here Comes Amu' પોકારતો શ્રી 'જૉબી' તાલિયારખાનનો બુલન્દ પણ કર્ણમધુર અવાજ હજી પણ આપણા કાનોમાં ગુંજે છે.

આજે અમરસિંહ હયાત નથી, પણ તેનું નામ તો જરૂર અમર રહેશે. હિંદની ક્રિકેટ-તવારીખમાં તેની કારકિર્દીએ ઉજ્જવળ આંક પાડ્યો છે તેટલી જ તંદુરસ્ત અસર તેના નિખાલસ, નિરભિમાની સ્વભાવે પાડીને પક્ષપાત વિનાની ખેલદિલી ભરી બિરાદરી પ્રકટાવી છે. તેની ઊજળી કારકિર્દીના સ્મરણ સાથે એ નિરભિમાન બંધુભાવની જ્યોત આપણે સતત જલતી રાખીશું તો તેનું ખરું સ્મરણ સાચવ્યું ગણાશે.

હરીશ એસ. બૂચ

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

—આ પત્ર મેળવનાર : માણેકલાલ હિંમતલાલ વ્યાસ-દીવ

3212 Cetti HOUSTEN, Texas (U.S.A.)
૨૫મી મે ૧૯૪૦

પ્રિય માણેકલાલ,

કાલે જ તમારો પત્ર મળ્યો. હિંદના મિત્રનો પત્ર મળતાં અતિશય સાનંદાશ્ચર્ય થયું.

"Open Road for Boys" માસિકમાં પ્રકટ થયેલો શ્રી રવિશંકર રાવળનો પત્ર મેં વાંચ્યો તે દિવસ હું ભૂલી શક્યો નથી. મેં તુરત જ તેમના પર પત્ર લખી નાખ્યો હતો, અને તેમણે ખરેખર મારા પર ઘણી કૃપા બતાવી છે. શા માટે, કહું? દોઢ માસમાં તો મારા પર તમારા દેશમાંથી અને બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામાંથી પત્રોનો વરસાદ વરસ્યો! 'કુમાર' પ્રકટ કરનારનો હું શી રીતે ઉપકાર માનું? કોઇ રીતે બદલો ન વાળી શકાય એવી રીતે તેણે ઘણી મોટી સેવા બજાવી છે.

તમે મોકલેલી ટિકીટો માટે ઉપકાર. તેના બદલે આ સાથે મોકલેલી ટિકીટો તમને મળશે. મને પણ પરદેશી સિક્કાઓ સંઘરવાનો શોખ છે. તમે તમારા સિક્કાઓ મોકલશો?

મને ૧૯ વર્ષ થયાં છે અને હું ધંધે લાગી ગયો છું. હું પોસ્ટલ ટેલિગ્રાફ કેબલ કંપનીમાં નોકર છું. એવા નામની કોઇ કંપની તમારે ત્યાં છે ખરી કે?

તમારા પત્રને મથાળે 'વ્યાસ બ્રધર્સ' છાપેલું છે. તમારા બીજા ભાઇઓ પણ છે કે? મારે પણ એક જોસેફ નામનો ૧૬ વર્ષનો ભાઇ છે; અને એક ૧૪ વર્ષની બેન છે.

મને લાગે છે કે હાલ પૂરતું ઠીક લખ્યું છે, એટલે પત્ર બંધ કરું છું. તમે જલદી પત્ર લખજો.

તમારો ખાસ
Malden A. Harvey

તા.ક. તમારા અક્ષરો મને સાફ ઊકલ્યા છે. થોડી ભૂલની પરવા ન કરતા. આપણે દરેક જણ કંઇ ને કંઈ ભૂલ કરીએ જ છીએ. હિંદનો સિક્કો મોકલવાનું ભૂલશો નહિ.

*અહીં વસંત બેઠી છે, ઓક, સાઈપ્રસ, કૉટનવૂડ, પૅકનટ* વગેરે વૃક્ષો પર લીલાં પાન આવી ગયાં છે. છાંયો સરસ લાગે છે. તેની નીચે ગરમીના દિવસ પસાર કરવાની મજા આવે છે. વળી અખાતને કિનારે જઇ તરવાની ને મચ્છી પકડવાની ગમ્મત ઓર છે. વસંતના બાગમાં ફૂલો પણ ખીલ્યાં છે: રોઝ, લિલાક, લીલી, નાઇજરલેડ, સનફ્લાવર બધાં જ.

ખેતરો પર લોકો વાવણી માટે જમીન તૈયાર કરી રહ્યા છે. તાજાં બટાટાં, વટાણા, શીંગો વગેરે ખેડની વાડીમાં ઊગ્યાં વધી રહ્યાં છે બીજી તરફ ખેડૂત અનાજ, કપાસ, શેરડી વગેરે વાવવાને શિયાળામાં તૂટી ગએલી વાડો સમારી રહ્યા છે.

મારો દેશ કેવો છે. તેનો ખ્યાલ આવે છે ખરો? અહીં તો માણસોને રોજ શહેરમાં કામને માટે અવજાવ કરવી જ પડે: ઑફિસોમાં, બૅંકોમાં, લોખંડની મીલોમાં અહીં તહીં બધે. અમેરિકામાં બધા ઝડપથી કામ કરનારા જ છે. શું કરે? દુનિયા પણ ઝડપબંધ વધી રહી છે ને?



શ્રી સંતોષબાબુના હાથ નીચે, ચીનાઇ ઢોળ ચડાવેલાં માટીનાં સુંદર ઘાટનાં વાસણો બનાવતું શ્રીનિકેતનનું 'પૉટરી' ખાતું

**મારી નજરે** (અનુ૦ પૃ. ૩૮૪થી) બેસીને વિચારીશું. પછી ..., શ્રીનિકેતન જતાં પહેલાં અમે શ્રી ક્ષિતિબાબુને વિદ્યાભવનમાં મળ્યા. તે તો પૂર્વાચાર પ્રમાણે એક પાટ ઉપર ..હું મેજ જમાવી કોઈ પેઢીના વેપારીની જેમ શાન્તિનિકેતનની શાખાઓનું નિયમન કરી રહ્યા હતા. અમને જોઇ લખવાનું પડતું મૂકી પ્રેમથી આદર કર્યો. પરંતુ ગુરુદેવની ગેરહાજરી તેમના મનમાં બહુ સાલતી હશે એમ લાગ્યું. મને પહેલું જ કહ્યું કે 'તમે આવ્યા છો, પણ આશ્રમપતિ તો છે નહિ.' મેં કહ્યું: 'એટલું મારું ભાગ્ય નહિ હોય. પરંતુ આપે જ ગુરુકુલના વ્યાખ્યાનમાં કહ્યું નથી કે ગુરુનું સ્વરૂપ તો વિદ્યાર્થીઓ અને આશ્રમમાં મૂર્તિમંત થાય છે?' તુરત તેમણે જિજ્ઞાસા કરી: 'શું એ વ્યાખ્યાન ગુજરાતીમાં પ્રકટ થઇ ગયું?' તેમણે અમદાવાદના મિત્રોના ખબર પૂછયા. કરુણાશંકરજી તો સ્મરણમાં પહેલા જ. શેઠ અંબાલાલભાઇના કુટુંબના અને ઉપટ હુઠ્ઠટના ખબરો પૂછતાં બહુ ગ્લાનિમય થઈ ગયા. ટૂંકામાં બધા સમાચાર કહી અમે નીકળ્યા, કેમકે સાંજ પડતી જતી હતી અને શ્રીનિકેતનનો ત્રણ માઇલનો પંથ હજી બાકી હતો તેકલામદાએ (અહીં 'ભાઇને' બદલે બંગાળી 'દા' શબ્દ ઉમેરાય છે એટલે શ્રી કલામ તે 'કલામદા') તે યાદ કરાવી પગની ગતિ વધારવા સૂચવ્યું અને શાંતિનિકેતનના વિસ્તારને છોડી અમે દૂર દેખાતા ઝાડીના ઝુંડવાળા પ્રદેશ તરફ જતા માર્ગે ચડી ગયા.

**શ્રી નિકેતન**

● રસ્તામાં એકબે મનોહર સંતાલ ગામડાં આવ્યાં. સંદરતીસ ઘરનું ગામડાનું એ ઝુંડ વાર્તાના સ્વપ્ન જેવું લાગતું. એક તળાવ આગળ ઝાડોને અડીને માર્ગ ચાલે છે, એ તો કલાકારો જેને ૰૰૰-રમણીય ટુકડો-કહે છે એવું દૃશ્ય હતું. તળાવની પાળ ઉપર વન-ઉપવનની જુદીજુદી વનસ્પતિ રોપીને વિશેષ રંજક કરવા પ્રયત્ન થઇ રહ્યા છે.

શ્રીનિકેતન પહોંચતાં પ્રવેશ આગળ જ કેટલાંક સાદાં મકાનો ઉદ્યોગો માટે બાંધેલાં હતાં. બંધ થઇ જાય તે પહેલાં જોઈ લેવાની ઇચ્છાથી ત્યાં ગયા. ત્યાંનો અધિકાર નંદબાબુના જમાઈ શ્રી સંતોષબાબુ, જે એક સાયન્સ ગ્રૅજ્યુએટ અને શાંતિનિકેતનના કલાદીક્ષિત છે તેમની પાસે હતો. તેમણે પકવેલી માટીનાં વાસણો પર સુંદર ચીનાઈ ઓપ ચડાવી વધારે કીમતી અને ઉપયોગી માલ બનાવવા માંડયાં છે. બીજા ભાગમાં ચામડાં પર કલાત્મક ટીકાઇનો કઢાવી પુસ્તકોનાં પૂઠાં, ડાયરીઓ, પાકીટો વગેરે બનાવવાનું ખાતું ચાલુ કર્યું છે. તેમણે જાતે સાથે ફરી બધા કામની વિગતો બતાવી. ચીનાઈ ઓપનું ખાતું ઘણી રીતે આપણા દેશને ઉપયોગી છે, પણ અહીં તો તેમાં કલાત્મકતા અને રંગરૂપ લાવવાની વિશેષ કાળજી રખાતી હોવાથી સામાન્ય જનસમુદાયને ઉપયોગી થાય એટલી વિશાળ પ્રવૃત્તિ કરી શકાય નહિ. આ પ્રયોગો માટે અહીં ભઠ્ઠી પણ નાની હતી. તેની ચર્ચા કરતાં મેં મોરબીના 'પરશુરામ પૉટરી વર્ક્સ'ના સંચાલક શ્રી ગુણપુથે કે જાપાનમાં મારી સાથે હતા તેમનું નામ આપ્યું, કે જે અહીં વિષે તેમને સલાહ આપી શકે. જે આપણા કુંભારો પકવેલી માટી પર સારો ચીનાઇ ઢોળ લાવતા થાય

તો તેમની ચીજોની કિંમત વધી જાય. પરદેશી માલ અટકે અને ગામડાં સમૃદ્ધ બને એમાં શંકા નથી.

ચામડાં પરની ડિઝાઈનો શાંતિનિકેતન જઇ આવેલ કોઇ કળા વિદ્યાર્થી શીખ્યા વગર આવે એટલું એ સહેલું લાગે છે. પણ તેની ખરી શોભા ને કિંમત તો કરનારની શોભનબુદ્ધિમાં છે. ચામડાંના અવનવીન ટાંકા તેમજ વિવિધ રંગ કે ભાતવાળી ભોંય પર મનુષ્ય, પશુ કે ફૂલપાનની તાળમેળવાળી આકૃતિઓ રચવી અથવા પ્રાચીન કે અર્વાચીન ચિત્રના પ્રયોગો તેમાં ઉતારવા એ કુશળતા અને દૃષ્ટિ વગર સિદ્ધ થાય નહિ.

ઉદ્યોગભવનમાં ગોપાલનનો પણ એક વિભાગ છે, જે ખેતી ઉપરાંત આશ્રમના પશુધનની સંભાળ રાખે છે, શાંતિનિકેતનને દૂધ-માખણ પૂરાં પાડે છે ને સાથેસાથે વિદ્યાર્થીઓને ગ્રામજીવનનો સંપર્ક આપી રહ્યું છે. શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ રોજ અહીં ફરવા આવે, અથવા ઉદ્યોગ ગૃહોમાં જોડાય કે વિશેષ કામ કરવા રહે પણ ખરા. બંને સંસ્થાઓ વચ્ચે આવજા માટે સાઇકલનું સાધન ઉપયોગી છે. મુલાકાતીઓ માટે પણ સાઇકલ-રીક્ષાવાળાઓ તૈયાર હોય છે. પણ રસ્તાનું સૌંદર્ય માણવા પગનો પ્રવાસ જ મઝાનો લાગે છે.

શ્રીનિકેતનમાં શિક્ષકોનાં નિવાસગૃહો ખરેખર કલાત્મક સાદાઇના નમૂના હતા અને કેટલાક અપનાવવા જેવા પણ લાગ્યાં. શ્રીનિકેતનનું ખાતમુહૂર્ત કરતાં સ્વ. ગુરુદેવે જાતે હળ હાંકેલું એ પ્રસંગને ત્યાંની ભીંત ઉપર શ્રી નંદબાબુએ પાકા રંગની રેખાઓથી અંકિત કર્યો છે. એ સમયે હાજર રહેલી વ્યક્તિઓનો પણ તેમાં સમાવેશ કરી ચિત્રને ઐતિહાસિક બનાવ્યું છે. કલાભવનના વિદ્યાર્થીઓ માટે શ્રીનિકેતન એક સુંદર ચિત્રભૂમિ છે એમ નિઃશંકપણે કહી શકાય.

દીવાટાણે અમે આશ્રમમાં પાછા આવ્યા ત્યાં ખબર મળ્યા કે આજે શિશુવિભાગ સત્રાન્ત ઉત્સવ નિમિત્તે નાટ્યો, વિનોદ ને સંગીતના પ્રયોગો રજૂ કરનાર છે. તેના પ્રમુખ કનુભાઈના સમયના એક વિદ્યાર્થીમિત્ર હતા. તે મને જાણતા હોઇ એ મેળાવડામાં ભાગ લેવા તેમણે મને આમંત્ર્યો હતો.

## શિશુસંઘનો ઉત્સવ

● વિદ્યાભવનની જ નીચેની ઓસરીમાં મેળાવડો ગોઠવ્યો હતો. પ્રયોગોમાં ખૂબ સાદાઈ હતી અને સહજ મળેલાં સાધનોનો જ ઉપયોગ કરવામાં આવ્યો હતો. અહીં કરેલું તેઓ ઘર આગળ પણ સરળતાથી કરી શકે એ ધ્યેય તેમાં જણાતું હતું. નાટકી તપ્તા કે ધંધાની નકલ જરા પણ નહોતી. બાળકાવ્યો, સંવાદો, વિનોદો, ઝાપટો, સંગીત, નૃત્ય એ બધાંમાં, બાળકોની ચેષ્ટાઓમાં સ્વાભાવિકતા અને વાણી-ચાતુર્ય ખીલવવાની દૃષ્ટિ આગળપડતી હતી. એ કાલીઘેલી રમૂજોમાં સૌને ખૂબ આનંદ પડતો. ગિજુભાઈની 'ટેકરા પેટની હેટબા રે' વાળી વાતનું બંગાળી સ્વરૂપ એક બાળકે કહ્યું તે મેં તુરત પિછાન્યું. છેવટે પ્રમુખશ્રીએ મને સ્ટેજ



શાંતિનિકેતન મ્યૂઝિયમના પગથારે. આગળ : ર.મ.રાવળ અને શ્રી નંદબાબુ. પાછળ:ડાબી તરફથી—નવીન ગાંધી, મનજીલાલ અને કલામહા (ફોટો નરેન્દ્ર રાવળ)

પર આમંત્રી આ પ્રસંગ વિષે મારા મન ઉપર પડેલી છાપ જણાવવા કહ્યું અને જણાવ્યું કે હું અંગ્રેજી, હિંદી કે ગુજરાતી ગમે તે ભાષામાં બોલીશ તો ચાલશે અને તેઓ તેનું બંગાળી કરી શ્રોતાઓને સમજાવશે. મેં હિંદીમા જ બોલવું પસંદ કર્યું. એ હિંદી તો ઠીકઠીક હતી, પણ તેથી શ્રોતાઓ અરધું પણ સમજ્યા તો હશે. તે ઉપરાંત મેં વાપરેલા જ શબ્દો ઉપાડી લઈ પ્રમુખ મહાશયે તેનું જે બંગાળી કરી બતાવ્યું તે ઘણું જ તદ્રુપ બન્યું હતું મેં પ્રથમ તો દિવંગત ગુરુદેવને અંજલિ આપી, જેમણે ભારતવર્ષમા શિશુસામ્રાજ્યના સંદેશા આપી જનતાને તેના પ્રત્યેની ફરજનું ભાન કરાવ્યું; બાળકોનું માનસ આખા ભારતવર્ષમાં એક જ છે અને જનતાની બુદ્ધિ એક જ સમતળ પર છે એ બતાવવા પેલી હેડકીની વાતનું આપણે ત્યાંનું સામ્ય બતાવ્યું; બાળકોના ઉત્સવો તથા આનંદમેળા સ્વ. ગિજુભાઇના પ્રયત્નોથી ગુજરાતભરમાં હવે વ્યાપી ગયા છે તે પણ કહ્યું; અને છેવટે હું અમદાવાદથી નીકળ્યો તે વખતે એલિસબ્રિજ વ્યાયામમંડળે હજાર જેટલાં બાળકોની પર્યટન ટ્રેઇનનો પ્રોગ્રામ કર્યો હતો તે સમાચાર આપ્યા.

આમ, શાંતિનિકેતનમાંનો મારો એ પ્રથમ દિવસ એકંદર બહુ સુંદર રીતે વ્યતીત થયો તેનો સંતોષ લઈ, વાળુથી પરવારી અમે પ્રવાસનો થાક ઉતારવા તાનાભવનને આગારે ગયા.

(ચાલુ) ર. મ. રા.

# ફોટોગ્રાફી

## હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: 'ભરવાડ'–મઝહર માસ્તર (પાલણપુર); બીજું ઇનામ: 'સ્વાશ્રયી'–ચંદુભાઇ ભટ્ટ (અમદાવાદ); ત્રીજું ઈનામ: 'જીવનનિર્વાહ'–ચીમન મેવાડા (કલોલ); ઉત્તેજના: 'મોતીનો સાગર'–બાબુ ભણસાળી (મહુધા). નોંધપાત્ર: (૧) 'ભેલડી': નટુભાઇ દેસાઇ–કપડવણજ; (૨) 'ધોળાં': જયકુમાર પંડયા–અમદાવાદ.

ચિત્રની શોધમાં ભમતા ફોટોગ્રાફરને ભરવાડ અને ઘેટાંનો વિષય કોઈ પણ શહેર કે ગામડાની ભાગોળે મળી આવશે. આવા વિષયના ચિત્રસર્જનને સ્થળ કે વ્યક્તિ સાથે ખાસ નિસ્બત નથી હોતી. ચિત્રમાંનાં છાયાપ્રકાશથી ઉપજતી ડીઝાઇન ને સુસંવાદી વર્ણો (harmonious tones) જ ચિત્રને સુધારે કે બગાડે છે. ભાઇ મઝહર માસ્તરનું ચિત્ર 'ભરવાડ' કયાં લેવાયું છે તેની જોનારને ખબર નથી, છતાં ચિત્ર આકર્ષણ કરે છે. શિયાળાના ધુમ્મસમાંથી ડોકિયાં કરતો સવારનો કુણો તડકો કેવું આહ્લાદક વાતાવરણ જમાવે છે! અછરતા પ્રકાશની મદદથી ઘેરા ને લાંબા પડછાયા ને ઘેટાંની રૂપેરી પીઠરેખાઓ સુંદર ડીઝાઈન ઉપજાવે છે. આવા વિષયને અનુરૂપ ફોટોગ્રાફિક ટૅકનિક અઘરી હોય છે. ભાઇ મઝહરે સામા પ્રકાશમાં ચિત્રો લેવા માટે ફોટોગ્રાફીના આવશ્યક ક્રિયાભાગમાં પ્રવીણતા મેળવી જણાય છે. ચિત્રને ડાબી તરફથી અરધા ઇંચ ઉપરાંત ઓછું કરવાથી સંયોજના સુધરે છે.

ચંદુભાઈ ભટ્ટના 'સ્વાશ્રયી' ફોટોચિત્રમાં નાની છોકરી શાકભાજી જેવી વસ્તુ ધોઇ રહી છે. નામ વાંચીને ચિત્ર જોતાં પાડનારનો હેતુ જરા પણ સમજાતો નથી. ઝગઝગાટ સૂર્યપ્રકાશમાં નદી કે તળાવને કાંઠે કોઈ બાલિકાને કામમાં મશગૂલ જોતાં કૅમેરિસ્ટ ચિત્ર પાડવા લલચાયલા ને છબી પાડી. ફોકસિંગ, ડેવલપમેન્ટ અને પ્રિન્ટિંગ યોગ્ય પ્રમાણમાં થયાં છે માટે જ ચિત્ર આકર્ષક બન્યું છે. છોકરી નીચી વળીને કામ કરતી હોવાથી, જોનારની દૃષ્ટિ છોકરીના ક્રિયા કરતા હાથ તરફ વળે છે. ત્યાં વસ્તુઓની અસ્પષ્ટતાથી અને આકર્ષક તત્ત્વોની ઊણપથી ચિત્રરચના તૂટે છે.

ઉપરનું વિવેચન ભાઈ ચીમન મેવાડાના 'જીવનનિર્વાહ' ચિત્રને અક્ષરશઃ લાગુ પડે છે. આવાં ચિત્રોનાં નામ અને તેટલાં ટૂંકાં ને સરળ રાખવાં જોઇએ. આ ચિત્ર પણ નીચે વધારે જગ્યા માગે છે.

ઉત્તેજનાઈનામ જીતનારભાઈ બાબુ ભણસાલીના 'મોતીનો સાગર' ચિત્રનો વિષય આકર્ષક છે. બહુ દૂરથી લેવાએલા આ ચિત્રમાં પવનના અભાવે મોજાંઓની ગતિ ધીમી હોવાથી સૂર્યપ્રકાશથી પાણીમાં થતાં તેજબિંદુઓ વિવિધ સ્વરૂપ પકડતાં નથી, તેથી ચિત્રમાં monotony of forms (જડતા) જણાય છે અને ચિત્ર નીરસ લાગે છે.

ભાઈ નાથુભાઇ દેસાઈનું 'ભેલડી' ચિત્ર સારું છે. પશ્ચાદ્ભૂમિનો વર્ણભેદ મોરના કરતાં આછો હોત તો મોર અને ઢેલનાં ચિત્રો છૂટાં દેખાત. ડાબી તરફના નીચેના ખૂણાથી જમણી તરફના ઉપરના ખૂણાને જોડતી એક કર્ણરેખા દોરો તો રેખાની ઉપરની બધી જગ્યા ખાલી અને નિરૂપયોગી લાગશે. જમણી તરફ ખસીને ચિત્ર લેવાની જરૂર હતી.

ભાઈ જયકુમાર પંડ્યાએ 'ધોળાં' ફોટોચિત્રમાં વયોવૃદ્ધ પુરુષનું પોર્ટ્રેટ લીધું છે. તેનું ફોકસિંગ બહુ સારું છે, પણ ડેવેલપિંગ વધારે સમય સુધી કરવાથી નેગેટિવ 'કૉન્ટ્રાસ્ટી' બની છે. વળી ડેવેલપિંગ કરતી વખતે ગરમીનું પ્રમાણ વધારે હોવાથી ફિલ્મ ઉપરનું ઇમલ્શન નરમ થયું છે અને તેમાં સળ પડયાં છે–જેને અંગ્રેજીમાં frilling કહે છે. ઉનાળાના દિવસોમાં ડેવેલપિંગ કરતાં પહેલાં ફિલ્મને ફૉર્મેલિન બાથમાં પાંચ મિનિટ રાખવાથી આ ફ્રિલિંગ થતું અટકે છે.

બલવન્ત ભટ્ટ

---

## નવાં પુસ્તકો

**ઓલીઓ મત**–લેખકઃ દિનેશ ઠાકોર, સંપાદકોઃ સોમાભાઇ ભાવસાર તથા દિનેશ ઠાકોર; પ્રકાશકોઃ નટવરલાલ વોરા અને શ્રીમતી પારેખ, નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬ ભદ્ર, અમદાવાદ, ૦-૪-૦; **સુરભિ**–લેખકઃ શિવપ્રસાદ ત્રિવેદી, (સંપાદકો તથા પ્રકાશકો ઉપર મુજબ), ૦-૮-૦; **ત્રિવેણી**–સંપાદક અને પ્રકાશકઃ ડૉ. એમ. ઓ. સુરૈયા, ઘોડબંદર રોડ, જોગેશ્વરી મુંબઈ; મળવાનું ઠેકાણું, ત્રિપાઠી ઍન્ડ કો. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨, ૧-૮-૦. **બાપુ** મૂળ લેખક: ઘનશ્યામદાસ બિરલા, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, કાળુપુર, અમદાવાદ ૦-૧૨-૦; **મધુકર** મૂળ લેખક: વિનોબા ભાવે, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, કાળુપુર, અમદાવાદ ૨-૦-૦; **હૃદયવિભૂતિ** લેખક: રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ.એ., પ્રકાશક: આર. આર. શેઠની કંપની, બુકસેલર્સ ઍન્ડ પબ્લિશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ નવી આવૃત્તિ ૨-૮-૦; **एक मास में हिन्दी** લેખક અને પ્રકાશક: હરિકૃષ્ણ વ્યાસ, સખરસ કાર્યાલય, લાઠી (કાઠિયાવાડ) ૩-૮-૦; **એરોપ્લેન હિટલર** પ્રકાશક: સી. એમ શાહ, સ્વસ્તિક બુક ડેપો, ગંભી હાઉસ, ઓપેરા હાઉસ સામે, મુંબઈ ૦-૪-૦; **લાલાનો ભેળ** તૈયાર કરનાર: નાનરદાસ ઇ. પટેલ ૦-૬-૦; **વડવાઇઓ** (ખંડ બીજો) લેખક: હિંમતલાલ ગર્થક ૦-૩-૦. બંનેના સંપાદકો: નાગરદાસ ઈ. પટેલ (પ્રકાશક) અને રમણલાલ નાનાલાલ શાહ, બાલવિનોદ કાર્યાલય, મલાડ (મુંબઇ)



## મજલ

·પૃથ્વી·

પ્રશાન્ત જગ ડૂબિયું ગહન મૌનને અંતરે,
કરાલ તમ વીંધતા ફક્ત આપણે બે રહ્યા;
દ્રુમે ય નવ ડોલતાં, ઘુવડ કારમું બોલતાં,
શિયાળ રડતાં પણે દૂરસુદૂર ભેંકારવાં.
અઘોર તમદાં તીણાં તમતમે અહો એલવાં,
સુતીક્ષ્ણ સજતો યથા સમયની સરાણે ન શું
નિશીથ નિજની છૂરી, જગ ગભીર ગોરંભતું
સ્મશાનવડલા સમું, તિમિરદંશ આ સહ્ય ના.

અહીં લગણ આવિયા ઉભય આપણે સંગમાં,
ઉરે ક્ષત ઊંડા પડ્યા, ચરણ ચાલતાં થાકિયા;
અહીં, અધવચે હવે અવરની ય આશા કશી?
બચેલ કટકો, સખે, હૃદયની કિનારી તણો,
લઈદઈ પરસ્પરે વ્રણવ્યથા પરે વીંટશું,
અને લથડતે પગે મજલ કાપશું મોજથી.

**બાલમુકુન્દ દવે**

## 'તારના થાંભલા'ને

·મિશ્ર·

ઝીલી ઝડી મૂશળધાર મેઘની,
ને કૈં સહી ઝાપટ ટાઢ-વાતની,
ધારી દિસે ઝાળ કરાળ સૂર્યની,
ચાંપી ઉરે આંચકી ચાલુ વીજની,
બાંધ્યું બધે હા તન ક્ષેત્રતારે
જે છૂટશે કેવળ અંતકાળે.
કૈં કમ્પનો, સ્પન્દન, ક્રન્દનોને
દાબી ધર્યાં સૌ ઉરને ઊંડાણે.

માથે ધરી બોજ સ્વકર્મભારો
અલિપ્ત ને નિશ્ચલ એકધારો
કૈં કાળના ભીષણ ફેરધારો
તું ખેખનારો વળી ધારનારો.
ઊભો ભલે, ઊભ, ઊભો રહેજે
સૌનો બની પ્રેરણ આમ રહેજે.

**પ્રભુદાસ કાલિદાસ વ્યાસ**

## ધન્ય જીવન

·પૃથ્વી·

પ્રભાકિરણ એક જો તિમિરથી ભર્યા માર્ગમાં
પ્રસારી શકું બંધુના, અવર કો વળી આત્મને
પ્રકાશી કરું રહાય જો સુપથ જ્ઞાન કર્તવ્યનો,
અને રીતિથી એ કરી શકું હું ભાઈનું શ્રેય જો.
વળી લૂંછી શકું હું કો મનુજ આર્તના ગાલથી
ગળંતું યદિ અશ્રુને, જીવનપંથ હું ના ગણું;
તથા જીવનવીથિમાં દ્રુમ ઉગાડું, જેની નીચે
શ્રમિત શિર છાયમાં સૂઈ વિરામ કો પામશે.
ન ભોગવી શકું કદી તરુની છાય કે રમ્યતા,
નિહાળી શકું તોપિ આ, જીવન ધન્ય થાશે ખરું.

·અનુષ્ટુપ·

ન જાણે નામ કો મારું તોપિ સંતોષ આત્મનો,
થતો જે કાર્ય આવાંથી, ન ઇચ્છું અન્ય હું કંઈ.

**પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ**

(If I can throw a single ray of light એ કાવ્ય પરથી)

## આવકાર

·પૃથ્વી·

અહીં, અખિલ વિશ્વની પરમ શાંતિ કેરો ઝરો,
શમી દગ બની ગયો કબર જે વિષે માવડી
સૂતી; ધરતીના કણેકણ વસેલ કહે ચેનના
મને; 'જલદી આવજે પરમ શાંતિને પામજે.'

**હાસમ સુતાર**

## જન્મસ્થાન છે જર્મની

પ્રભાતસમયે હજામત કરે તરુ રોજ હું,
ખૂંચી ચમકતી તહીં અસુર બ્લેડ રેઝર તણી.
વહી રુધિરધાર ત્યાં. 'કયમ રુધિર આજે પીધું?
કહે, રુધિરપાનમાં કંઈ મજા નિર્દોષનાં?'
વદ્યો કચકચાટથી. રુધિરધાર થંભાવવા
પ્રયત્ન કરતો; છતાં વહી રહી પુનઃ ધાર એ

ધરી અસુર બ્લેડને કર મહીં અને વાંચિયું,
લખ્યું નીડર અક્ષરેઃ 'જનમસ્થાન છે જર્મની?

રજનમ્



# મધુકરી

આનન્દ્યની દિશદિશે શત પાંખડીનું
ઊગે વધે વિકસતું ફળતું અશિમ
સૌન્દર્યનું કમળ સૂક્ષ્મ પવિત્ર રૂપે
ઉત્ફુલ્લ ઉચ્ચ; તમ જીવન એહવું હો!

મારા નાના ઉરકમળની ઊગતી ભાવના એ
સ્વીકારો આ પ્રથમ કિરણે પ્રાકનું સૂર્યભર્ગે —હેરાળજી પરમાર

## પોર્ટુગાલનો સર્વોચ્ચ કવિ

ચાર જ સેકા પર લિસ્બનમાં એક એવી વ્યક્તિ જન્મી કે જેણે પોર્ટુગાલનું નામ દુનિયાભરમાં ખ્યાત કર્યું. તેનું ના લૂઈ દ કૅમોઇન્સ. તે કવિ અને શોધક ઉપરાંત ધારાશાસ્ત્રી યે હતો પોર્ટુગીઝ સરકારે તો થોડાં જ વર્ષો પર તે ના નામની પોસ્ટની ટિકીટો કાઢી તેને માન આપ્યું, પણ તે પહેલાં પોર્ટુગીઝ સાહિત્યના સર્વોત્તમ પ્રણેતા તરીકે દુનિયા તો તેને માન આપી ચૂકી હતી. તેનું વિખ્યાત મહાકાવ્ય લુસિયાડઝ, હોંગકોંગ પાસે આવેલા ઠેઠ ચીનમાંના મકાઓ શહેરમાં લખાયેલું.

કૅમોઇન્સ જુવાનીમાં બહુ તોફાની હતો ને ૧૫૫૨માં તો કોઇ રાજપ્રકરણી તોફાનને અંગે તેને જેલ જવું પડેલું. હિંદમાં નોકરી કરવાની શરતે તેને જેલમાંથી છોડવામાં આવ્યો. ૧૫૫૩માં તે ગોવાને કિનારે ઊતર્યો પણ ત્યાં ગવર્નર સાથે તકરાર થતાં તેને ચીનમાં મકાઓ મોકલી દેવામાં આવ્યો.

મકાઓમાં તેને સાહિત્ય માટે જોઇએ તેટલી નિવૃત્તિ મળી. તેણે લુસિયાડ્ઝના પહેલા છ ખંડો ત્યાં જ લખ્યા. બીજાં પણ ઘણાં યે સાહિત્યિક લખાણો તેણે ત્યાં લખ્યાં પણ કમનસીબે ૧૫૬૯માં જ્યારે તે પોર્ટુગાલ પાછો ફર્યો ત્યારે તેનું વહાણ રસ્તામાં ભાંગી ગયું ને તેની કવિતાઓ સિવાયનાં બધાં લખાણોએ જળસમાધિ લીધી!

પોર્ટુગાલમાં પાછો આવીને પણ એ સુખી ન થયો. પ્રજાએ તેની સાહિત્યસેવા તરફ ઉપેક્ષા જ સેવી અને કંગાલ હાલતમાં છેવટ સુધી ગરીબાઈમાં સબડી ૫૬ વર્ષની વયે એક હૉસ્પિતાલમાં તેનો અંત આવ્યો.

તેના મૃત્યુ બાદ જ્યારે વિદેશી ભાષામાં પણ તેના મહાકાવ્યનાં ભાષાંતરો થવા લાગ્યાં અને તેની મહત્તા ગવાવા લાગી ત્યારે પોર્ટુગીઝ પ્રજાની આંખો ઊઘડી. આજે તો પોતાના સાહિત્યમાં સર્વોચ્ચ પ્રતિભા તરીકે એ પ્રજા કૅમોઈન્સની ગણના કરવા લાગી છે, મકાઓમાં તેનું પૂતળું ઊભું કર્યું છે ને પોર્ટુગાલની રાજધાની લિસ્બનના સરસમાં સરસ લત્તાને તેનું નામ આપ્યું છે. (અંગ્રેજી પરથી)

## પ્લૅટિનમ–અદ્દભુત ને અણમોલ ધાતુ

સામાન્ય નજરે રૂપા કે કલાઈ જેવી ધોળી દેખાતી આ ધાતુ મૂલ્યમાં સોના કરતાં પણ અનેક ગણી વધી જાય છે. દુનિયાની તેની નિપજનો ત્રીજો ભાગ સુંદરીઓના અલંકારો અને ઘડિયાળના અછોડા બનાવવામાં ખર્ચાય છે, સોના કરતાં યે તે સખત અને મજબૂત છે, કોઈ પણ રીતે બગડતું કે ખવાતું નથી, વાતાવરણની, રાસાયણિક પ્રક્રિયાઓની કે ઘસારાઓની તેના પર અસર થતી નથી અને તેની મોહક સુંદર કુદરતી ચમક કદી યે લેશમાત્ર પણ ઓછી થતી નથી;–આબધાગુણોએતેનીમહત્તાવધારીદીધીછે.

જગતમાં ભાગ્યે જ એવી કોઇ બીજી ધાતુ હશે જેની કીમતે પ્લૅટિનમની કીમત જેટલા ઉછાળા અનુભવ્યા હશે. આજથી ૧૨૦ વર્ષ પહેલાં એની કશી કીમત જ ન ગણાતી, કારણ તેના ગુણો કોઇ જાણવામાં ન આવેલા, ને તેનો કશો ઉપયોગ પણ કોઇને ન સૂઝેલો. રશિયાએ આજથી એકાદ સૈકા પહેલાં તેના સિક્કા બનાવી પ્રચારમાં મૂક્યા, છતાં ૧૮૫૦ સુધી તે રૂપાથી સસ્તું રહ્યું હતું, અને ૧૯૦૨ સુધી સોનાથી

પરંતુ ગયા મહાયુદ્ધ પહેલાંના અરસામાં પ્લૅટિનમ સોનાથી બમણું મૂલ્યવાન બની ગયું; અને ૧૯૨૪માં તો સોનાનો ભાવ ૧ ઔંસનો ૪-૧૫-૮ પૌંડ હતો ત્યારે એટલા જ પ્લૅટિનમનો ભાવ ૨૯ પૌંડ હતો. ઈ. ૧૯૩૨માં બ્રિટને સોનાનું ધોરણ છોડયું ત્યારે પણ પ્લૅટિનમનો ભાવ સોના કરતાં

વધારે હતો; પરંતુ ૧૯૩૪-૩૫થી બંનેની કીમત લગભગ સરખી બની ગઈ છે.

કીમતના વધારાનું કારણ એ હતું કે પહેલાં રશિયા એકલું જ પ્લૅટિનમનું ઉત્પાદક હતું. પછી કોલંબિયામાં ચાકો મુકામે તેની ખાણો મળી આવી. છતાં ૧૯૧૩માં દુનિયાને રશિયાએ ૯૦ ટકા જેટલો જથ્થો પૂરો પાડ્યો હતો, જ્યારે કોલંબિયાએ ફક્ત ૮. ત્યાર બાદ આજથી પંદરેક વર્ષ પહેલાં દક્ષિણ આફ્રિકા એ ક્ષેત્રમાં ઘૂસ્યું અને ૧૯૩૦માં ૪૭,૦૨૧ ઔંસની નિકાસ એ એનું રેકૉર્ડ વર્ષ ગણાય છે.

પરંતુ પ્લૅટિનમના ભાવોને સૌથી વધારે ફટકો તો કૅનેડામાં તેના હાથ લાગેલા ઉત્પાદને માર્યો, અને ૧૯૩૪ પછી દુનિયાના પ્લૅટિનમનો એ જ પ્રમુખ સ્રોત રહ્યો છે. અને એનું ઉત્પાદન તેને સસ્તું પડે છે તેનું કારણ કે નિકલ અને તાંબાના ઉપસ્રોત (by-product) તરીકે તે મેળવવામાં આવે છે, એકલું જ નહિ. ત્યાંની ઇંટરનેશનલ નિકલ કંપની ઑવ કૅનેડા ધાતુગર્ભે (concenrates)માંથી નિકલ અને તાંબું સારવી લીધા પછી તેને ઍક્ટન (લંડન) મોકલાવી આપે છે, જ્યાં એમાં રહેલું પ્લૅટિનમ તારવવામાં આવે છે. આ તારવણીમાં કંપનીને ૧૨ ઔંસે માત્ર ૧૦ શિલિંગ જ ખર્ચ થતું હોઇ પુષ્કળ નફો થાય છે.

પ્લૅટિનમના સૌથી મોટા ઘરાકો ઝવેરાતના વેપારીઓ છે,—લગભગ ૬૦ ટકા જેટલા. એ ઝાંખું નથી પડતું તથા બીજી કીમતી ધાતુઓ સાથે સહેલાઇથી મિશ્રિત થઈ જાય છે એ ગુણથી આ ધંધામાં એણે અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. દંતવૈદ્યો પણ તેના સારા ઘરાકો છે, કારણ દાંતમાં તેની રેખો જડાવવામાં આવે છે. રસાયણવિદ્યામાં પણ સલ્ફ્યુરિક ઍસિડ તથા નાઇટ્રિક ઍસિડના ઉત્પાદન માટે એને કામમાં લેવામાં આવે છે, કારણ ગમે તેવા જલદ રસાયણની પણ તેના પર કશી અસર થતી નથી. વીજળિક ઉદ્યોગમાં પણ તેના ખૂબ ઊંચા દ્રવબિંદુ (melting-paint) ને લઈ વીજળિક ભઠ્ઠીઓ, ઇલેક્ટ્રિક વાયર, સ્વીચગીઅર વગેરેમાં તેને ઉપયોગમાં લેવામાં આવે છે. એ સિવાય નાની નાની તો અનેક બાબતોમાં તેનો ઉપાય વધ્યો છે.

પ્લૅટિનમની પહેલી શોધનું માન સ્પૅનિયર્ડોને જાય છે. આજથી કેટલીક સદીઓ પહેલાં દક્ષિણ અમેરિકામાં તેમણે તે મેળવેલું ને તેને 'platina del Pinto' (પિન્ટો નદીનું રૂપું) નામ આપેલું.

ત્યાંથી ૧૮મી સદીમાં એનો થોડો જથ્થો યુરોપમાં આયાત કરવામાં આવ્યો ત્યારે ઘણા રસાયણશાસ્ત્રીઓનું લક્ષ તે પ્રત્યે દોરાએલું અને ૧૭૫૨માં સ્ટૉકહોમ ઍકેડેમી સમક્ષના ભાષણમાં તેને 'white gold or the seventh metal' કહી તેના ગુણધર્મો વર્ણવ્યા છે. ત્યારબાદ ૧૮૨૯માં રશિયાએ યુરલ પર્વતમાંથી તે શોધી કાઢ્યું.

આજે રશિયા, કોલંબિયા, દક્ષિણ આફ્રિકા અને કૅનેડા ઉપરાંત બ્રાઝિલ, ઑસ્ટ્રેલિયા, ઍલાસ્કા અને કૅલિફૉર્નિયા પણ તેનું ઉત્પાદન કરે છે. પ્રથમ કહી ગયા તેમ, શરૂશરૂમાં એની એટલી મામૂલી કીમત હતી કે રશિયાએ આજના નિકલના સિક્કાની કીમતના તેના સિક્કા બહાર પાડેલા, અને એક સોનીને તો રૂપાને બદલે પ્લૅટિનમના ખોટા સિક્કા માટે દેહાંત દંડ પણ એક વાર આપેલો!

## ગરમ મસાલાની ખરાબ અસર

ખોરાકને વધારે સ્વાદિષ્ટ બનાવવા માટે આપણે એમાં અનેક જાતના મસાલા નાખીએ છીએ; પણ આરોગ્યની દૃષ્ટિએ શરીરને મસાલાની બિલકુલ જરૂર નથી. જે પદાર્થોનો શરીરના ધારણપોષણને માટે ઉપયોગ થતો હોય એવા જ પદાર્થોનો આપણે આહારમાં સમાવેશ કરવો જોઇએ. જે પદાર્થોની શરીરને જરૂર કે ઉપયોગ ન હોય એવા નિરુપયોગી પદાર્થો ખાવાથી શરીર બગડે છે. તીખા તમતમતા મસાલા ખાવાથી આપણા શરીર ઉપર બહુ જ ખરાબ અસર થાય છે. મસાલા ગરમ હોવાથી શરીરને ઉત્તેજન મળે છે ને પચનેન્દ્રિયોને વધારે કામ કરવાની ફરજ પડે છે. આવી રીતે રોજ ને રોજ ઉત્તેજન મળવાથી ને વધારે કામ કરવું પડતું હોવાથી ઇંદ્રિયો પછી થાકી જાય છે ને પહેલાંના કરતાં ઓછું કામ કરે છે, એટલે વધારે ભૂખ લાગવા માટે આપણે વધારે તીખા તમતમતા પદાર્થો ખાઇએ છીએ. એનાથી થોડોક વખત આપણને વધારે ભૂખ લાગેલી જણાય છે, પણ પછી ભૂખ પહેલાંના કરતાં પણ ઓછી થઈ જાય છે. પચનેન્દ્રિયોની અંદરની ચામડી બહુ જ મુલાયમ અને નાજુક હોવાથી મસાલાની એના પર ઘણી જ ખરાબ અસર થાય છે. માટે જેમને પોતાની પાચનશક્તિ સારી રાખવી હોય તેમણે મરચાં, મરી, હીંગ, સૂંઠ, ગરમ ને તીખાં અથાણાં, પાપડ વગેરે ગરમ પદાર્થોનો બહુ જ સાચવીને ઉપયોગ કરવો. બની શકે ત્યાં સુધી આવા પદાર્થોથી દૂર જ રહેવું. જો એનો સંપૂર્ણ ત્યાગ કરી ન શકાય તો બને એટલા ઓછા પ્રમાણમાં ઉપયોગ કરવો. (ચિત્રમય જગત)

## હાડકાં માટે ચૂનો

આપણા શરીરમાંનાં સઘળાં હાડકાં તથા દાંતના બંધારણમાં ચૂનાની ખાસ આવશ્યકતા છે. ઉપરાંત, ખોરાક તથા પ્રજીવકોનો શરીરને જોઇતો ઉપયોગ કરવામાં પણ ચૂનો—lime અથવા calcium—મદદ કરે છે એનું સૌથી વધારે પ્રમાણ દૂધમાં હોય છે. જે લોકો તાજું દૂધ ન મેળવી શકે તેમ હોય તેઓ દૂધની ભૂકી (Skim milk powder)થી પણ ચલાવી શકે. દૂધની ભૂકીમાં પણ કેટલાંક વિટામીન તથા ખનીજ ક્ષારો રહેલાં હોય છે. પરંતુ જ્યાં દૂધની ભૂકી પણ ન મળતી હોય તેવા લોકો દરરોજ અરધો ગ્રામ 'Calcium lactate' લેવાનું ચાલુ રાખે તો પણ એ ગરજ સરી શકે તેમ છે.

### ઠંડી

દુનિયામાં એકએકથી ચઢિયાતાં અનેક ઠંડાં સ્થાનો આવેલાં છે, પણ પૂર્વ સાઈબીરિયામાં આવેલું વર્ખોયાન્સ્ક એ બધાંને ટપી જાય એમ છે. ધ્રુવ પ્રદેશો કરતાં પણ ત્યાંની ઠંડી વધી જાય છે. એ ઠંડીનું માપ કાઢવા સામાન્ય થર્મોમીટર કામ જ ન આવે; કારણ પારો પણ ત્યાં ઠરી જાય છે! એ માટે ખાસ સ્પિરિટ થર્મોમીટર વપરાય છે. 'કુમાર'ના ૧૧૫મા અંકની મધુકરીમાં એની અવનવી રસિક વિગતો આપેલી છે.

હવે સવાલ એ થાય છે કે આવી અસીમ ઠંડીની માણસ પર કેવી અસર થાય? માણસને સહ્ય હોય એથી વધુ પ્રમાણની ઠંડી તેનાં હાડકાં પણ સાંધામાંથી ખેસવી નાખે એટલી ભયંકર હોય છે. ઉત્તર ધ્રુવના પ્રવાસીઓએ ત્યાંના કરાળ ઠંડા પ્રદેશોની કેફિયત આ પ્રમાણે વર્ણવી છે:

જો તમે થોડી વધુ વાર આંખો બંધ રાખો તો તેનાં પોપચાં ચોંટી જાય છે! જો જીભ બહાર કાઢો તો એ ઠરીને હોઠ સાથે જ ચોંટી જવાની; અને એને ત્યાંથી હટાવવા હાથ ત્યાં મૂક્યો તો તે ચહેરા પર જ ઠરી જવાનો! ધાતુનો એક ટુકડો અંગને લગાડો તો અગ્નિ જેવો દાહ લાગે છે.

અનુભવે જણાયું છે કે બીજાં પ્રાણીઓને મુકાબલે માણસની ઠંડીની સહ્યતા ઓછામાં ઓછી છે, જ્યારે પક્ષીઓ સૌથી વધુ.

### સાઇટ્રિક ઍસિડ

ઇ. ૧૭૫૪માં પહેલવહેલો સાઇટ્રિક ઍસિડ લીંબુના રસમાંથી ગાંગડા રૂપે તૈયાર કરવામાં આવ્યો હતો. હાલ લીંબુ (લાઇમ અને લેમન)ના રસમાંથી મોટા પાયા પર તે તૈયાર થાય છે. ગ્લ્યુકોઝને કુગાવીને પણ કાઢવામાં આવે છે.

૨૦ ગૅલન લીંબુના રસમાંથી ૧૦૦ ગાંગડા સાઇટ્રિકના મળે છે. આ ગાંગડા મધુર ખટાશવાળો સ્વાદ આપે છે અને તેના વજન કરતાં પોણા ભાગના પાણીમાં ગળી જાય છે. ઊકળતું પાણી તો અરધા ભાગનું જ જોઇએ. કાપડ છાપવામાં અને ફીણ ઊભરાતાં (સોડા લેમન વગેરે) પીણાંમાં સાઇટ્રિક ઍસિડનો ખપ પડે છે. સાઇટ્રેટ લોહીમાં ભળે છે ત્યારે ઑક્સિજન સાથે મળી કાર્બોહાઇડ્રેટ થઈ જાય છે અને લોહીનું અમ્લ તત્ત્વ તે વધારે છે. (ટ્રેઝર ચેસ્ટ)

### એક ભ્રમ

આજના વિજ્ઞાનયુગમાં એક એવો ભ્રમ કેટલાક લોકોમાં પ્રવર્તી રહ્યો છે કે કોઇ માણસ મરી જાય ત્યારે એની આંખે જે છેલ્લું દૃશ્ય જોયું હોય એની છાપ એના દૃષ્ટિપડદા પર કાયમ રહી જવા પામે અને ફોટોગ્રાફિક ડેવેલપમેન્ટથી એ છાપ આપણે મેળવી શકીએ. ડિટેક્ટિવ નવલકથાઓના કેટલાક લેખકોએ પણ ખૂનીને પકડવામાં આ હિકમત કારગત થએલી વર્ણવી છે. પરંતુ ખરું જોતાં એ વસ્તુ અશક્ય જ છે.

આપણી આંખ કૅમેરાના લેન્સ જેવી જ છે અને દૃષ્ટિપડદો (ratina) પણ કૅમેરાની ફિલ્મને બરાબર મળતો છે, એ ધ્યાનમાં રાખી આપણે વસ્તુસ્થિતિ તપાસીએ તો ભાગ્યે જ કોઈ માણસ મૃત્યુની બરાબર ચોક્કસ પળે જ પોતાની આંખ મીંચી દે છે. આને લઇને દૃષ્ટિપડદા પર પડેલી અંતિમ છાપની દશા કૅમેરાની ઓવર-ઍક્સપોઝ્ડ પ્લેટ જેવી થઈ જતી હોઇ તેની સ્પષ્ટ છાપ મેળવવી કોઇ રીતે શક્ય નથી.

### સ્વસ્તિક

આજનું નાઝી ચિહ્ન 'સ્વસ્તિક' હોદ્દો વર્ષ પહેલાં જર્મન યુવકોના વ્યાયામમંદિરોના પ્રતીક તરીકે વપરાતું. તેમાં સ્વસ્તિકનાં ચાર પાંખડાં Fથી શરૂ થતા ચાર જર્મન શબ્દોના સૂચક હતા. એ શબ્દોના અર્થ અનુક્રમે 'તાજગી ભર્યો' 'કરુણાર્દ્ર' 'ઉલ્લાસમય' અને 'આઝાદ' એવા થતા. સ્વસ્તિક કેટલા યે સૈકાથી દુનિયાની ઘણી પ્રજાઓનું મંગળચિહ્ન બની રહ્યો છે. તેમાં યે ખાસ કરીને હિંદુસ્તાન, ચીન, જાપાન અને અમેરિકાના અસલ વતની (ઇન્ડિયન) લોકોમાં તે પ્રચલિત જણાયો છે. નાઝીઓ તેને શુદ્ધ આર્ય લોહીનું પ્રતીક ગણે છે.

## ભારતીય સંવતો

### ૨૪-ઇલાહી સન

બાદશાહ અકબરના ધર્મ સંબંધી વિચારોમાં પલટો આવતાં તેણે 'દીને ઇલાહી' નામનો નવો ધર્મ સ્થાપી તેના નામે ઈરાનીઓના વર્ષના પહેલા મહિના ફરવરદીન (ઇ. સ. ૧૫૫૬ની ૧૧મી માર્ચ=વિ.સં. ૧૬૧૨ની ચૈત્ર વદી અમાસ)થી આ સન ચાલુ કર્યો. આ સનનું વર્ષ સૌર છે અને મહિના તથા દિવસોનાં નામ ઇરાની છે. એમાં દિવસોની સંખ્યા નહિ પણ ૧થી ૩૨ સુધીના દિવસોનાં નિયત નામ લખવામાં આવતાં. આ સનમાં ૧૫૫૫-૫૬ ઉમેરતાં ઇસવી સન અને ૧૬૧૨ ઉમેરતાં વિક્રમ સંવત આવે છે. અકબર અને જહાંગીરના સમય સુધી આ સન ચાલ્યો, પણ શાહજહાંએ ગાદીએ બેસતાં જ તે બંધ કરી દીધો.

# આ મહિનો (નવેમ્બર) ઇતિહાસમાં

**તા. ૧** લૉર્ડ કૅનિંગે અલાહાબાદમાં દબદબાપૂર્વક દરબારભરી હિંદને મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો-ઇ. ૧૮૫૮

**તા. ૭** ઇંગ્લંડનું સૌથી પહેલું સમાચારપત્ર 'લંડન ગૅઝેટ'નું પ્રકાશન-ઇ. ૧૬૬૫

**તા. ૮** અફઘાનોના હંગલને દબાવી દેવા જનરલ નૉટે કાબુલ પર ચઢાઇ કરી તેને તોપથી ઉડાવીદીધું-ઈ. ૧૮૪૧

**તા. ૧૧** જર્મનોએ મિત્રરાજ્યો સાથે સુલેહ કરી અને ગયું મહાયુદ્ધ બંધ થયું-ઈ. ૧૯૧૮.

**તા. ૧૨** બેહોશીની દવા ક્લૉરોફૉર્મ પ્રથમ અમલમાં મુકાયું-ઈ. ૧૮૪૧

**તા. ૧૫** જિનિવામાં મળેલી રાષ્ટ્રસંઘ (લીગ ઑફ નેશન્સ)ની પ્રથમ બેઠકમાં હિંદમાંથી લૉર્ડ સિંહા તથા બિકાનેરના મહારાજાની હાજરી-ઇ. ૧૯૨૦

**તા. ૧૯** બંગાળના સુપ્રસિદ્ધ સુધારક બાબુ કેશવચન્દ્ર સેનનો જન્મ-ઈ. ૧૮૬૮

**તા. ૨૨** લૉર્ડ ક્લાઇવનું મૃત્યુ-ઇ. ૧૭૭૪

**તા. ૨૯** વેલેસ્લીએ ફ્રૅાસલેને હરાવી ગ્વાલિયરનો કિલ્લો જીત્યો-ઈ. ૧૮૦૩

**તા. ૩૦** ઇંગ્લંડના આજના વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલનો જન્મ-ઈ. ૧૮૭૪

### આ માસની પ્રતિભા

#### ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી



પુરાવિદ્યાપંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનો જન્મ ઈ. ૧૮૩૯ના નવેમ્બરની ૭મી તારીખે, સં. ૧૮૯૬ના કારતક સુદ બીજના રોજ જૂનાગઢમાં પ્રશ્નોરા જ્ઞાતિમાં થયો હતો. તેમણે માત્ર પ્રાથમિક શિક્ષણ લીધેલું, પરંતુ શાસ્ત્રપારંગત પિતા તથા ભાઇ પાસે સંસ્કૃતનો કરેલો અભ્યાસ એમને ભાવિ જીવનકાર્યમાં ખૂબ ઉપયોગી નીવડ્યો. ગિરનાર જતાં આવતાં તેની તળેટીમાં પડેલા અશોકના શિલાલેખો ઉકેલવાની પ્રેરણા થઈ અને જેમ્સ પ્રિન્સેપે છપાવેલા બ્રાહ્મી લિપિના મૂળાક્ષરો કાગળ પરથી નકલ ઉતારી લઈ તેની મદદથી એ લેખો ઉકેલવા માંડ્યા. કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ કર્નલ લૅંગ અને મુંબાઈના વિદ્વાન પુરાવિદ ડૉ. ભાઉ દાજીના પ્રોત્સાહનથી પોતે કરેલા શિલાલેખોના ઉકેલ લઈ તે ઈ ૧૮૬૧માં મુંબાઈ ગયા, જ્યાંની રૉયલ એશિયાટિક સોસાએટીમાં આ નાનકડા પંડિતે કરેલો ઉકેલ વધુ માન્ય થયો, અને એ કાર્ય ચાલુ રાખ્યું. દરમ્યાન પિતા ગુજરી ગયા. બીજી બાજુ આવો દુર્લભ સહકારી મળી આવવાથી ડૉ. ભાઉ દાજીએ તેમને ૧૮૬૨માં મુંબાઇ વાસ કરવા બોલાવી લીધા.

૧૮૬૨માં અજંતા જઇને પોતાના બધા અંગ્રેજ પુરોગામીઓના કરતાં ત્યાંની ગુફાના લેખોની વધુ શુદ્ધ નકલો તે ઉતારી લાવ્યા અને ૧૮૬૩માં નાસિક, કાર્લાં, ભાજા, જુન્નર, નાનાઘાટ વગેરેની ગુફાઓના લેખો ઉકેલી જેસલમેરના જૈન ભંડારોના દુર્ગિલ ગ્રંથોની નકલો કરવા ગયા, જ્યાં સતત ભેજમાં કામ કરવાથી તે ટાઇફૉઇડથી પટકાયા. આ દરમ્યાન ડૉ. ભાઉ દાજી બંગાળ, ઉત્તરભારત અને વાયવ્ય પ્રાંતની મુસાફરીએ જઇ આવેલા તેમણે ત્યાં પડેલી અઢળક પુરાસામગ્રી તપાસવા તેમને મોકલ્યા અને ૧૮૬૮માં તે નાગપુર, જબલપુર, અલાહાબાદ, બનારસ, ભિટ્ટા, મથુરા અને દિલ્હી આદિ સ્થળે રખડી પ્રાચીન સિક્કાઓ અને લેખસામગ્રી મેળવી લાવ્યા. માત્ર નાણાંના અભાવે આ સફર આટલી વહેલી પૂરી થઇ જાણીને ડૉ. ભાઉ દાજીએ જૂનાગઢ રાજ્યના અમલદાર તરીકે માસિક રૂા. ૨૦૦ની નોકરી અપાવીને રાજ્ય તરફથી બીજી સફરની સગવડ કરાવી આપી, જેમાં ૧૮૭૧થી ૧૮૭૪ સુધી તેમણે આખા ભારતવર્ષનાં બધાં મુખ્ય શહેરો જોઈ નાખ્યાં અને છેક નેપાળ સુધી ઘૂમી આવ્યા. તેઓ માત્ર શુષ્ક પુરાવિદ નહિ પણ ખરા જ્ઞાનપિપાસુ હોઇ સફર દરમ્યાન પુરાતત્ત્વ ઉપરાંત પ્રાંતેપ્રાંતના રીતરિવાજ, ભાષા, પહેરવેશ, ધર્મ વગેરેનું જ્ઞાન મેળવતા અને આ બધાની વિસ્તૃત નોંધ રાખતા.

૧૮૭૪માં પાછા ફર્યા કે તરત એમના પ્રોત્સાહક શિરછત્ર ડૉ. ભાઉ દાજી અવસાન પામ્યા. પુરાતત્ત્વનું કામ આગળ ધપાવવામાં જ એમનું સાર્થકપણું માની તેમણે પોતાની પ્રવૃત્તિ જારી રાખી. મળેલી સામગ્રી પરથી સદ્ધર પાયા પર ઇતિહાસનિર્માણ કરવાની એમની શક્તિ અજબ હતી. અસંભવિત મનાતી ક્ષત્રપોની વંશાવલિ, માત્ર સિક્કાઓને જ ઉકેલીને એમણે સળંગ યોજી આપી હતી. ખારવેલના અતિ અઘરા મનાતા લેખો થોડા જ વખતમાં ઉકેલીને એમણે જે નિર્ણયો આપ્યા તેમાં આજ આટલે વર્ષે પણ કોઇ ફેરફાર દર્શાવી શક્યું નથી.

એમની કીર્તિ હવે દેશપરદેશ પ્રસરી હતી. ડૉ. બર્જેસ, પીટર્સન અને કૉડિંગ્ટન જેવા તેના મિત્રો હતા. ડૉ. બુલ્હર જેવા જર્મન મહાવિદ્વાન એમના ગુજરાતી લેખોનું અંગ્રેજી કરવા તૈયાર હતા.

૧૮૭૭માં મુંબાઇની રૉયલ એશિયાટિક સોસાએટીએ એમને માનદ સભ્ય બનાવ્યા, ૧૮૮૨માં મુંબાઈ યુનિવર્સિટીએ ફેલો નીમી માન આપ્યું, ૧૮૮૩માં હાગની રૉયલ ઇન્સ્ટિટ્યૂટે ફૉરેન મેમ્બર બનાવ્યા અને ૧૮૮૪માં લંડન યુનિવર્સિટીએ ડૉક્ટર ઑફ લિટરેચરની માનદ પદવી એમને આપી.

પથ્થરોમાં કોરેલા મૂક અક્ષરોમાંથી ઇતિહાસનું કલેવર તારવી કાઢી, પોતાની સાધનાબળે એને સજીવન કરવાની વિરલ પ્રતિભા ધરાવનાર આ પ્રકાંડ પંડિતે ૧૮૮૮માં પોતાની જીવનલીલા સંકેલી લીધી. ૧૯૩૯ના નવેમ્બરમાં ગુજરાતે એમની જન્મશતાબ્દિ ઉજવીને એમને યોગ્ય માન આપ્યું હતું.

પોતાનાં લખાણો અને પ્રવચનો તથા વિચારોમાં સદા 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવનાનું રટણ કરતા રવીન્દ્રનાથ ઠાકુરને એક વખત પ્રશ્ન પુછાયો: 'આપ સાર્વદેશિક ભાવનાનો પ્રચાર કરો છો, તેથી ભારતને ભૂલી તો નથી જતા ને?' જવાબ મળ્યો: 'પૈસાની કિંમત આંક્યા વિના રૂપિયાનું મૂલ્ય હું ક્યાંથી આંકી શકવાનો હતો? ભારત તો મારો શ્વાસ ને પ્રાણ છે જ.'

અશુદ્ધ જોડણીના અનર્થ

ચિર=લાંબા વખતનું
ચીર=ફાડ, વલ્કલ, કપડું
હરિ=શ્રીકૃષ્ણ
હરી=કૂવાના પાણીથી પકવેલું
સલિલ=પાણી ... સલીલ=લીલા
સિત=શ્વેત .. સીત=શેરા
રતિ=આસક્તિ ... રતી=ચણોઠી
પાણિ=હાથ .. પાણી=જળ
ખચિત=જડેલું ... ખચીત=ચોક્કસ
વારિ=પાણી ... વારી=વારો
પુરી=નગરી ... પૂરી=તળેલી વાની
વસ્તિ=મૂત્રાશય.. વસ્તી=વાસ
સુત=પુત્ર .. સૂત=સારથિ

—રમણલાલ અં. શાહ

કહેવતોના અર્થ: 'સંઘર્યો સાપ પણ કામનો છે'. સાચવી રાખેલી નજીવી ચીજ પણ વખત આવ્યે ખરા મૂલની થઈ પડે છે એમ બોધની આ કહેવત માટે લોકવાર્તા છે કે, ગમે તેવો કચરો પણ ભેગો કરવાની ટેવવાળા એક માણસના છોકરાએ તેની આ રોજની શિખામણથી ચિડાઈને એક વખત ખરેખરો મરેલો સાપ લાવી છાપરે નાખ્યો. સંજોગવશાત્, ભૂલથી ખાદ્ય ગણીને રાણીનો હાર ઝડપીને ઊડતી સમડીની નજરે અહીં સાપનું ખડું ખાદ્ય પડતાં, હાર પડતો મૂકી તે સાપને ઉઠાવી ગઈ અને પરિણામે રાજાએ કાઢેલું હારની શોધનું મોટું ઈનામ તેને મળ્યું. આ જ પ્રકારની બીજી કહેવતો: 'વસ્તાની મૂળનો યે ખપ પડે', 'સંઘર્યું કવેળાએ કામ લાગે'; 'દમ્ત અને ખોટો પૈસો પણ કોક દી કામ આવે' વગેરે.

ગણિતગમ્મત

કોઈ પણ રકમ ધારો. તેને બે વડે ગુણો. જે આવે તેમાં તમારી ધારેલી રકમનો, એક એક આવે ત્યાંસુધી સરવાળો કરી, એ એક-અંકી સરવાળાને બમણો કરી, ઉમેરો. પછી આવે તે રકમમાંથી ધારેલી રકમનો એક-અંકી સરવાળો બાદ કરો. હવે આવેલી રકમમાં ધારેલી રકમ ઉમેરો. પછી જે આવે તેમાં ફરી પાછા ધારેલી રકમના એક-અંકી સરવાળાને બમણો કરી ભેળવો. જે સંખ્યા આવે તેને ત્રણ વડે ભાગો. ભાગમાં આવેલ રકમમાંથી ધારેલી રકમનો એક-અંકી સરવાળો બાદ કરો. બાકી વધે તે તમારી ધારેલી રકમ!

—કાન્તિલાલ મ. જોષી

સાઇબીરિયામાં હવાના દબાણ વડે ચાના એવા પ્યાલા બનાવવામાં આવ્યા છે, કે જેમાં ચાનું પાણી રેડતાં અંદરનો થોડો ભાગ પીગળી જઈને ચા બની જાય છે. એક પ્યાલો આ રીતે છ માસ લગી ચા પૂરી પાડે છે.

હિંદુસ્તાન પરદેશ સાથે જે વેપાર કરે છે તેમાંનો માત્ર બે જ ટકા હિંદી જહાજોને મળે છે.



ફાંસી વાળેલી કાચની પાણી ભરેલી બરણી (પછી તે ગમે તેવડી શાની હોય તો પણ)ના મુખ આગળ ફિલ્ટર પેપરનો એક ટુકડો આમ ફિટ કરી રાખવાથી પાણી બહાર નીકળતું અટકશે.

કયો ખોરાક કેટલા કલાકે પચે?

| | | |
|---|---|---|
| વગર છડેલા ચોખા | ૧ | – |
| સફરજન | ૧ | ૩૦ |
| સાબુદાણા | ૧ | ૪૫ |
| ઈંડાં (કાચાં) | ૨ | – |
| દૂધ (ગરમ કરેલું) | ૨ | – |
| દૂધ (ગરમ ન કરેલું) | ૨ | ૧૫ |
| કોબી (કાચી) | ૨ | ૩૦ |
| મકાઈના દોડા (શેકેલા) | ૩ | ૦ |
| ગાજર (બાફેલાં) | ૩ | ૧૫ |
| પાંઉ | ૩ | ૧૫ |
| માખણ | ૩ | ૩૦ |
| મૂળા (બાફેલા) | ૩ | ૩૦ |
| બટેટાં (બાફેલાં) | ૩ | ૩૦ |
| વટાણા (લીલા) | ૩ | ૪૫ |
| બીટરૂટ (બાફેલું) | ૩ | ૪૫ |




બીજ અને વૃક્ષ: ઇ. ૧૯૦૩માં પહેલવહેલું ઊડેલું નાનકડું ફ્રેન્ચ બલૂન અને આજે સફળતાથી મહાસાગરો પાર કરતાં રાક્ષસી કદનાં ઝેપેલિનોનો આદિ વડવો હતો.

# હિમાદ્રિ

• મિશ્ર •

ઉત્તુંગ હે ભવ્ય નગાધિરાજ!
કાયા તારી વ્યાપતી દિગ્દિગન્તે,
સ્પર્શે વ્યોમે શૃંગમાલા અનન્ત,
શોભો જાણે પૃથ્વીનો માનદંડ.

ન્યારું તારું ભીષણ ભવ્ય રૂપ,
શીર્ષે તારે હિમ કેરો કિરીટ,
કટિ પરે શ્યામલ મેઘમેખલા,
સ્કંધે ઊડે પામરી શા પ્રવાહો
સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા તણા જે
સોહી રહ્યા શ્વેત સુફેન પુંજે;
ગાજે ઘેરી નોબતો નિર્ઝરોની;
અરણ્યનાં અંબરે નીલવર્ણાં.
નિબિડ કૈં કાનનની વનસ્પતિ
અર્ચે તને ધૂપ ધરી તુષારનો.
ઝંઝાનિલોનાં ડગરૂ બજી રહે,
ને વ્યોમના શ્યામ સુનીલ ઘુમ્મટે
ઝૂલી રહે ઝાલર મેઘ કેરી,
તારામણિનાં લહેરાય તોરણો.

ન્યારાં તારાં આયુધો, હે વિરાટ!
ઝીંકે જોસે હિમ કેરા પ્રપાતો,
તૂટે પ્હાડો, કંપી ઊઠે કરાડો,
ગાજે નાદે કાનરો કંદરાઓ;
પ્રતિધ્વનિ દૂર સુદૂર ઘૂમતા.
ને વીંઝે તું વાયુ તારા પ્રચંડ,
ઘૂમે ઝંડા મસ્ત ઉન્મત્ત વેગે;
ન્હાસે સેના શ્યામવર્ણા ઘનોની;
હિલ્લોલતા સાગરે કૈં તુષારના;
ઝૂકી ઝૂકી પ્રાર્થી રૂવેતાં અરણ્યો.
તારી ફૂંકે કંપતા લોકલોક.

રાજાના હે રાન! અનન્ત વૈભવ,
ઋતુઋતુની અપણી સમૃદ્ધિ,
સૃષ્ટિ કેરો રૂપરાશિ તવારે.
ન્યારાં ખીલે રમ્ય રંગે પ્રભાત,
ભાનુ ઢોળે કુમળા રશ્મિપુંજ;
ઓપ્યા વળી નૂતન ને અપાર્થિવ
તેજે રંગે શૃંગમાળા સમસ્ત.

ને ભીંજાતાં ચાંદનીમાં રૂપેરી
શોભે તારાં શિખરો હિમઝાળાં.
ઊડે શૃંગે ત્યાં પ્રતિચ્છાય જાણે
ખીલે સો સો શામળાં ચંદ્રબિંબ.
અકલ્પ્ય રે ભીષણ રૂપ તારું
ડૂબે જ્યારે સર્વ ઉત્તુંગ શૃંગો
અમાસના ઘોર ઘનાંધકારે.
અંગે ઓઢી વ્યોમમંદાકિની ને
સંન્યાસી શો સંયમી, આત્મલીન
ન્યારી સાધે શાન્ત કેવી સમાધિ
નિષ્પંદ ને નિશ્ચલ, હે હિમાદ્રિ!

હેમન્તમાં હિમ તણા પ્રચંડ
દુર્દમ્ય આવેગભર્યા તુફાનો.
વસન્તના સ્પર્શથી કાનનોમાં
ખીલી ઊઠે પુષ્પની રમ્ય સૃષ્ટિ.
ગૂંથે જાણી તેજની સપ્તરંગ,
વૃક્ષે વૃક્ષે કૂજી ઊઠે વિહંગો.
આવે જ્યારે ઘોર વર્ષા પ્રચંડ,
ડોલે ઝૂમો શ્યામ તમાલના વને,
ઘૂમે વ્યોમે નૂતન તોયવાદ.
વિદ્યુત્ કેરાં નર્તનો શૃંગશૃંગે,
ખીણે ખીણે ગર્જનાઓ કરાલ.
મેદાનનો હું વસનાર માનવી,
નાની મારી કલ્પના શે નિહાળે
અનન્ત સામર્થ્ય તણી લીલા સમાં
તારાં મહોન્મત્ત વિરાટ તાંડવ?

મારા દેશે જાહ્નવીના પ્રવાહ
જેવાં ઢોળ્યાં પ્રેરણાનાં અપૂર્વ
વારિ. સર્વે મંત્રદ્રષ્ટા મહર્ષિ
તું પાસેથી પામીને દિવ્ય દૃષ્ટિ
ગુંજ્યા મંત્રો. વેદ કેરી ઋચાઓ,
અધ્યાત્મનાં ગૂઢ રહસ્ય સર્વે.
તેં શીખવી જીવન કેરી નિષ્ઠા,
પુષ્પો ખીલ્યાં સંસ્કૃતિનાં પ્રફુલ્લ;
રે કુમળા જીવનની ખીલી કળા,
ઘૂમ્યા બુદ્ધ પાર્શ્વ અકિંચના,

ભીષ્મે ડાર્યો કાળને; ભવ્ય ત્યાગે
બુદ્ધ રોપ્યાં વિશ્વપ્રેમાંકુરો જ્યાં,
ખંડે ખંડે વિસ્તર્યા જે અશોકે.
આ ધન્ય દેશે પ્રગટી પ્રતિભા
જ્યાં વ્યાસની, વાલ્મીકિએ વદાતી
રઘુપતિના યશપુંજની કથા.
આ દેશમાં જે કંઈ ભવ્ય, મંગલ,
ને સર્વનો પ્રેરક તું હિમાચલ!
તું સર્વનો સાક્ષી રહ્યો નિહાળતો
સંસાર કેરાં તપ ઊર્ધ્વગામી,
ને ખીલતી જીવન કેરી કુંજ.
આજે મારા રાષ્ટ્રના શુભ પ્રાણ,
ભીંસે એને શૃંખલા દૈન્ય કેરી;
પ્રજા તણો જીવનસ્રોત શુભ
નિર્વીર્ય, નિશ્ચેતન, નષ્ટગૌરવ,
દશા જ્યો ભીષણ શી ગયા રહી;
રે! લ ઝરે કારમી પારતંત્ર્યની.
હે ઊર્ધ્વ! હે ભીષણ! હે કરાલ!
ધુણાવીને આજ સમસ્ત શૃંગો
રે છોડ તારા હિમધોધ ભવ્ય.
પ્રચંડ ઘેરા ડમરુ તણા રવે
ગજાવ કોટિ ઘનઘોર કંદરા.
ઝંઝાનિલે આજ ફિરાવી દે બધા
પ્રમાદના જીવન પે ચડ્યા થરો.
વરસાવ રે રાષ્ટ્રની શુભ ચેતના
તારા કરાલ પ્રલયંકર વજ્રપાત.
હૈયે મારે કારમી કામનાઓ.
પાડે આજે કૈંક કલ્પના અપૂર્વ.
મિથ્યા કર્મો કેરી ધૂલિ મલિન
ફેંકી રાખે આત્મનું ગાન નેત્ર.
તારી ફૂંકે દૈન્ય મારાં ઉડાવી
રેલાવી દે પ્રાણ કેરા પ્રવાહ.
ઊંચે મ તું, સ્વાતંત્ર્ય! તું ભર્ગ
સદા તણી સત્ત્વભરી વિભૂતિ,
માગી સભા હે અગમ પ્રતિષ્ઠ'
પ્રાર્થું સદા મારી અનન્ત જિંદગી
આનંદના ભર્ગ તણી રહો બની.

નાથાલાલ દવે



વૃક્ષારોપણવિધિ માટે નદીઓ અને વનસ્પતિઓનાં પ્રતિનિધિત્વ લઈ આવતી આશ્રમકન્યાઓનું વૃંદ ગીત અને વાદ્યધ્વનિ સાથે મંડપ તરફ જાય છે.

આ પ્રસંગે જ ખબર પડી કે શાંતિનિકેતનના સમારંભોમાં કૅમેરા વડે તસ્વીરો લેનારને આશ્રમસચિવની રજા લેવી પડે છે તેથી પહેલી જ તકે અમે આશ્રમસચિવ સુરેનબાબુને મળી ચિ. નરેનને ફોટોગ્રાફો લેવાની અનુજ્ઞા અપાવી.

### હૅવેલ ભવન

● આ સમારંભ એક કલાકમાં પૂરો થયો એટલે અમે ઠરાવ્યા મુજબ હૅવેલ ભવનમાં ગયા. મ્યૂઝિયમના પાછલા ભાગમાં પ્રદર્શન માટે એક વિશાળ ખંડ બાંધ્યો છે અને તેનું નામ હૅવેલ ભવન રાખવામા આવ્યું છે. ભારતીય કળા માટે પ્રારંભિક ભૂમિકા બાંધનાર તથા સ્વાર્પણ કરનાર એ અભિજાત અંગ્રેજ કલાવિદ્‌ના નામસ્મરણ માટે આ સર્વથા ઉચિત સ્મારકકાર્ય ગણાશે. મિસિસ હૅવેલે પોતાના પતિના કેટલાંક મૌલિક ચિત્રો અહીં ભેટ આપ્યાં છે. મિ. હૅવેલનું કળાવિવેચક તરીકે તો અનન્ય સ્થાન છે જ, પરંતુ જેઓ આ ચિત્ર જુએ તેમને એ પણ જણાય કે કલાકાર તરીકે પણ તેમની દૃષ્ટિ અને પીંછી ઉત્તમ કલાકારના નામને શોભ આપે એવી છે. એમનું એક સુંદર નાનું ફોટો-પૅટ્રેટ મને ત્યાં પહેલી જ વાર જોવા મળ્યું. એટલે શ્રી નંદબાબુની રજા લઈ ત્યાં ને ત્યાં કૅમેરાથી તેની નકલ કરાવી લીધી. આ નાનીશી પ્રાપ્તિને પણ હું એક સદ્‌ભાગ્ય ગણું છું, કારણકે હિંદી કલાના એ મહાન ઉપકારકની કોઈ સારી છબિ હજુ સુધી મને સાંપડી ન હતી.

હૅવેલ ભવનની બાંધણી કુતૂહલ ને પ્રશંસા ઉપજાવે એવી છે. કોઈ મંદિરના ગર્ભભાગમાં તમને લાગે એવી શાંતિ અને એકાંતનું અહીં ભાન થાય, છતાં પ્રકાશ ને હવાની ઊણપ ન લાગે. ભીંતોમાં કોઈ તરફ બારીઓ ન હોવા છતાં ઉપર-નીચેથી હવા આવવાને ખૂબીભરી યોજના કરી છે. ભીંત પરનાં ચિત્રો માટે, માથા પર વચલા ભાગમાં કરેલી કાચની ઘુમટી દ્વારા ઍક્સરખો ૪૫ ડિગ્રીનો પ્રકાશ મળી રહે છે અને આંખને ક્યાંયથી પણ પ્રકાશ અથડાતો નથી. આ સ્થળે વચમાં સાદડીઓ પાથરી શ્રી નંદબાબુ, શ્રી વિનોદદા તથા કલાભવનના બીજા વિદ્યાર્થીઓ સાથે બેસીને મેં ગુજરાતની કળાના છાપેલા તથા અસલ નમૂના તેમજ લોકજીવનના ફોટોગ્રાફો બતાવ્યા. તેમાં જામનગર તરફની ગ્રામ સ્ત્રીઓએ ભીંત પર લીંપણમાં પાડેલી ડિઝાઈનો, શ્રી પંચાણભાઈ વારાના ઘરની ભીંતો પરના ચીતરામણો અને ભાવનગર તરફના રાસનૃત્યોના ફોટોગ્રાફોએ બહુ સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું કે દેશની તળપદી કળાપ્રવૃત્તિઓ હજુ આપણે ત્યાં જીવંત







નંદબાબુનાં પુત્રી શ્રી ગૌરીદેવીનો ખાસ કલાવિષય આલ્પોનાઓ (રંગોળી) છે. તેના થોડા નમૂના (ફોટો : શ્રીમતી રતિ પિટિટ)



## વૃક્ષારોપણ-ઉત્સવ

● તા. ૧૯મીની સવારે તો સૌ વર્ષામંગળના એક અંગ 'વૃક્ષારોપણ'ના વિધિની તૈયારીમાં પડેલાં દેખાતાં હતાં. ચોમેરથી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ હીંડાંગણ-વિસ્તારની ચોતરફ બાંધેલા શમિયાણા તરફ જઈ રહ્યાં હતાં. આજે ગુરુદેવના સ્મારકમાં એક વટવૃક્ષનું રોપણ તેમના પુત્ર શ્રી રથીન્દ્રબાબુના હસ્તે થવાનું હતું. ગુરુદેવ દરેક ઉત્સવને કલાત્મક સમારંભનું રૂપ આપવાની તીવ્ર ઇચ્છા રાખતા. અમે શમિયાણામાં પહોંચ્યા ત્યારે વૃક્ષો માટે બાંધેલા જયપુરી ઘાટના મોટા અષ્ટકોણ ચોતરાની સામે પાટ ઉપર સુંદર નવીન વેશભૂષામાં પાંચ મુકુટધારી બટુકો પાંચ તત્ત્વોનું રૂપ ધરી બેઠા હતા. મંડપની વચ્ચે શ્રી નંદબાબુનાં મોટા પુત્રી શ્રી ગૌરીદેવીએ સુંદર આલ્પોનાઓ (રંગોળીઓ) કર્યાં હતાં અને દેવપૂજાની તૈયારી જેવું ગાંભીર્ય અને આતુરતા ચોમેર પ્રસરી રહ્યાં હતાં. સમય થતાં શ્રી રથીન્દ્રબાબુ વૃક્ષના ચોતરા સામે બાંધેલી એક પીઠિકા ઉપર આવી બેઠા તેમના આસનમાં કાઠિયાવાડી ચાકળો પાથર્યો હતો, જે રંગનો સુંદર મેળ પૂરતો હતો. તેમની સામેની બીજી બાજઠી પર શ્રી ક્ષિતિબાબુ, શ્રી નંદબાબુ વગેરે આવી બેઠા. ત્યાં તો દૂરથી શંખનાદ અને મધુર સંગીતના સ્વરો સંભળાયા. પૂર્વતૈયારી પ્રમાણે, સુંદર એકધારાં વસ્ત્રો અને માથે પટકુળો ધારણ કરેલા પાંચ યુવકોએ વૃક્ષોના રોપ ઉપાડ્યા હતા. તેમની આગળ શ્રી શાંતિદા (આશ્રમ સંગીતાચાર્ય), શ્રી માસોજી અને સંગીતવિદ્યાર્થીઓ ગુરુદેવ વર્ષામંગળનાં પદો ગાતા ચાલતા હતા. તેમની આગળ સ[illegible] કન્યાઓએ સાત નદીઓનાં પ્રતીક રૂપ મંગળ જળભર્યા ક[illegible] ઉપાડ્યા હતા અને સૌથી આગળ શંખ તથા તૂરીનો ન[illegible] કરતી બે-ચાર કન્યાઓ મોખરે ચાલતી હતી. હારબંધ ધ[illegible] ધીમે આગળ આવતું આ નાનું સરઘસ વર્ષામંગળનું આક[illegible] તત્ત્વ હતું. આ પ્રસંગ માટે શ્રી ક્ષિતિબાબુએ ચૂંટેલી પ્રાચ[illegible] વૈદિક સાહિત્યમાંની છાપેલી ઋચાઓ ને સ્તવનોની પત્રિ[illegible] સૌને મળી. તેમાં મંત્રો નાગરી લિપિમાં હતા. અને અ[illegible] બંગાળી લિપિમાં હતા. ગુરુદેવનાં કેટલાંક પદો પણ હત[illegible] આ વખતે એક ઇચ્છા થઈ કે આ બધું જ નાગરી લિપિમાં હો[illegible] તો ઠીક થાત, કેમકે બંગાળી ભાષા શ્રવણથી તો જલદી સમ[illegible] જાય એવી છે. ક્ષિતિબાબુ મંત્ર વાંચતા ગયા; અર્થો બીજ[illegible] વાંચ્યા. મંત્રો વંચાતા ગયા તેમતેમ, અગ્નિ, વાયુ, વરુણ- જે તત્ત્વનું આવાહન તેમાં થતું તે વેષભૂષાવાળો બટુક ઊભ[illegible] થઈ તથાસ્તુ કહી બેસી જતો. આમ, જડ બની ગએલ[illegible] વિધિઓમાં ઉતારેલાં સંસ્કાર તથા કળાએ અને વર્ષો વર્ષ[illegible] ના સંગીતે નવીન રસાસ્વાદ ને પ્રાણપ્રેરણા ઉપજાવ્યાં [illegible]



વૃક્ષારોપણવિધિ માટેનો શમિયાણો



-(ફોટો - નરેન્દ્ર રાવળ) નવતર વેશભૂષામાં પાંચ તત્ત્વોના રૂપધારી બટુકો

## મારી નજરે (ર. મ. શ.)



વૃક્ષારોપણવિધિ માટે નર્તકીઓ અને વનસ્પતિઓના પ્રતિનિધિ રૂપ થઈ આવ્યાં. આશ્રમકન્યાઓનું વૃંદ ગીત અને વાદ્યધ્વનિ સાથે મંડપ તરફ જાય છે.

આ પ્રસંગે જ ખબર પડી કે શાંતિનિકેતનના સમારંભોમાં ...મેરા વડે તસવીરો લેનારને આશ્રમસચિવની રજા લેવી પડે છે. તેથી પહેલી જ તકે અમે આશ્રમસચિવ સુરેનબાબુને ...ળી મિ. નરેનને ફોટોગ્રાફો લેવાની અનુજ્ઞા અપાવી.

**...વેલ ભવન**

આ સમારંભ એક કલાકમાં પૂરો થયો એટલે અમે ...ગોઠવ્યા મુજબ હૅવેલ ભવનમાં ગયા. મ્યુઝિયમના પાછલા ...ભાગમાં પ્રદર્શન માટે એક વિશાળ ખંડ બાંધ્યો છે અને ...નું નામ હૅવેલ ભવન રાખવામાં આવ્યું છે. ભારતીય કળા ...માટે પ્રારંભિક ભૂમિકા બાંધનાર તથા સ્થાપિત કરનાર એ ...તિભાવંત અંગ્રેજ કલાવિદના સ્મરણ માટે આ સર્વથા ઉચિત સ્મારકકાર્ય ગણાશે. મિસિસ હૅવેલે પોતાના પતિનાં કેટલાંક મૌલિક ચિત્રો અહીં ભેટ આપ્યાં છે. મિ. હૅવેલનું ઇમ્પ્રેશનિસ્ટ તરીકે તો અનન્ય સ્થાન છે જ, પરંતુ એમનાં આ ચિત્ર જોઈએ તેમને એ પણ જણાય કે કલાકાર તરીકે પણ તેમની દૃષ્ટિ અને પીંછી કુશળ કલાકારના નામને જેબ આપે એવી છે. એમનું એક સુંદર નાનું સેલ્ફ-પોર્ટ્રેટ મને ત્યાં પહેલી જ વાર જોવા મળ્યું. એટલે શ્રી નંદબાબુની રજા લઈ ત્યાં ને ત્યાં કૅમેરાથી તેની નકલ કરાવી લીધી. આ નાનીશી પ્રાપ્તિને પણ હું એક સદ્ભાગ્ય ગણું છું, કારણ કે હિંદી કલાના એ મહાન કદરદાનની કોઈ સારી છબિ હજુ સુધી મને સાંપડી ન હતી.

હૅવેલ ભવનની બાંધણી કુદરતી જ પ્રકાશ ઉપજાવે એવી છે. કોઈ મંદિરના ગર્ભાગારમાં તમને લાગે એવી શાંતિ અને એકાંતનું અહીં ભાન થાય. છતાં પ્રકાશ ને હવાની ઊણપ ન લાગે. ભીંતોમાં કોઈ તરફ બારીઓ ન હોવા છતાં ઉપર-નીચેથી હવા આવવાની ખૂબીભરી યોજના કરી છે. ભીંત પરનાં ચિત્રો માટે, માથા પર વચલા ભાગમાં કરેલી કાચની ઘુમટી દ્વારા એકસરખો જ પ્રકાશ મળી રહે છે અને આંખને ક્યાંયથી પણ પ્રકાશ અથડાતો નથી. આ સ્થળે વચમાં સાદડીઓ પાથરી શ્રી નંદબાબુ, શ્રી વિનોદદા તથા કલાભવનના બીજા વિદ્યાર્થીઓ સાથે બેસીને મેં ગુજરાતની કળાના છાપેલા તથા અમુક નમૂના તેમજ લોકકલાના ફોટોગ્રાફો બતાવ્યા. તેમાં જામનગર તરફની ગ્રામ સ્ત્રીઓએ ભીંત પર લીંપણમાં પાડેલી ડિઝાઈનો, શ્રી પંચાણભાઈ વાળાના ઘરની ભીંતો પરનાં ચીતરામણો અને ભાવનગર તરફનાં સાથિયાના ફોટોગ્રાફોએ બહુ સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું કે દેશની લુપ્ત થતી કળાપ્રવૃત્તિઓ હજુ આપણે ત્યાં જીવંત







આપે છે. નૂતન વિદ્યાર્થીને ઘણીવાર આ બધું સમજમાં આવતું નથી, પણ કામની જેમને લગની લાગી હોય છે તે દિવસરાત એકધારા મચ્યા જ રહે છે.

શ્રી નંદબાબુ કહેતા હતા કે ઘણા વિદ્યાર્થીઓને ખબર પડતી નથી કે ક્યારે તેમનાં શિક્ષણનું કાર્ય ચાલી રહ્યું હોય છે. તેમના માટે પરીક્ષાઓ કોઇ નથી હોતી. ગુરુજનોને ખબર પડે છે કે તેઓ કેટલા ચડયા છે. શ્રદ્ધા રાખી તેમના કહેવા પ્રમાણે કામ કર્યે જાય તે તરી જાય. શ્રી નંદબાબુ શાળાપદ્ધતિથી ઘણા નારાજ છે. છતાં વિદ્યાર્થીઓ વધી જવાથી કેટલાંક નિયમનો અમલમાં મૂકવાં પડ્યાં છે. તેઓ માને છે કે જે દિવસે આશ્રમનું કલાભવન 'સ્કુલ ઑફ આર્ટ' બનશે તે દિવસે 'સ્ટુડિયો-લાઈફ' મટી જશે અને વિદ્યાર્થી તથા ગુરુ વચ્ચે જે શાન્ત સ્વસ્થ વ્યવહાર છે તેનો ભંગ થશે. વિદ્યાર્થીઓ અને તેમની વાંછનાઓ વિષે તેમને બહુ વિશાળ અનુભવ છે. ખરા ખોટા વિદ્યાર્થીને તેઓ તુરત પારખી શકે છે. પણ સંસ્થા સાર્વજનિક હોવાથી દરેકને તક આપવી જોઇએ એમ માને છે. 'આ બધામાંથી એકબે જ ખરા સર્જક કલાકારો થશે; બાકીના કળાની સાધારણ પ્રવૃત્તિઓ ચલાવનાર થશે અને કેટલાક પોતાના જીવનમાં કળાના પરિચયથી મળેલ આનંદ ભોગવશે.' તેમણે કહેલી આ હકીકત લગભગ દરેક કળાશાળા માટે સત્ય ઠરે છે.

કલાભવનમાં બધું શિક્ષણ આપવામાં પૌરસ્ત્ય નમૂનાઓનો જ ઉપયોગ કરવામાં આવે છે. ડિઝાઈન, ચિત્રસર્જન અને સુશોભન એ ત્રણ મુખ્ય વિષયો છે. ચિત્રનાં સાધનોમાં વૉટરકલર અને ટેમ્પેરા (ચિકાશમાં મેળવેલા કોરા રંગોનું કામ) મુખ્ય છે. શ્રી નંદબાબુનો મોટો ફાળો તો ભીંતચિત્રો માટે જોઈતા જથ્થાબંધ રંગ વાપરવામાં થતા દેશી માટીના ઉપયોગનો છે. મજૂરો રાખી રંગરંગના પથ્થરો દળાવીઘુંટાવી તેના ડબ્બા તે ભરાવી રાખે છે ને એ રંગોની મર્યાદામાં જ ભીંતચિત્રોની રચના કરવાનું વિદ્યાર્થીઓને કહે છે. ચિત્રકળા ઉપર વ્યાખ્યાનો, પુસ્તકો કે નિબંધોનો પ્રસ્તાવ ત્યાં નથી; પરંતુ ઉત્તમ ચૂંટણીથી એકઠાં થએલાં હિંદી, યુરોપી અને ચીન-જાપાન તથા જાવાનાં પુસ્તકોનું નવનીત ત્યાં છે. ઑઇલ પેઇન્ટિંગ અને પોર્ટ્રેટ પેઇન્ટિંગ કલાભવનમાં નથી, પરંતુ તેની સામે ખાસ વિરોધ પણ નથી; કારણકે અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તેની ઉપાસના પોતાના નિવાસગૃહમાં ચાલુ રાખે છે. શ્રી કિંકરદા અદ્યતન (મૉડર્નિસ્ટિક) પદ્ધતિના એક પ્રવીણ ઑઈલપેઈન્ટર છે. એમણે યુરોપીય પદ્ધતિએ કરેલાં દૃશ્યચિત્રો મેં જોયાં. શ્રી નંદબાબુનો યુરોપી પદ્ધતિ સામે એટલો જ વાંધો છે કે આપણા વિદ્યાર્થીઓ તેમનું કોઈ 'માસ્ટરપીસ' (અતિ શ્રેષ્ઠ કૃતિ) જોઇને શીખે તો ઠીક છે; પણ સાવ બજારૂ નમૂના ઉપર ચડી જાય તે અનિષ્ટ છે શ્રી નંદબાબુએ પોતાનું આખું જીવન



મ્યૂઝિયમના પ્રવેશદ્વાર ઉપર મૂકેલી સ્વ. ગુરુદેવ ટાગોરના ચહેરાની કાષ્ઠપ્રતિમા

કળાના નવનવા પ્રયોગો, અભ્યાસ, ચિંતન અને સંશોધનમાં ગુજાર્યું છે અને મોટી પદવીઓ તથા પગારો કે આવકનો ભોગ આપી દીધો છે. તેમનું કેટલું યે જૂનુંનવું કામ જોઇને તેમના માટે 'અહોધન્ય' કહ્યા સિવાય રહીએ નહિ.

કળાભવનની સવિશેષ સાધનસામગ્રી તો મ્યૂઝિયમમાં ભરી છે. શ્રી અવનીબાબુએ પોતાનાં કેટલાં યે અસલ ચિત્રો અહીં ભેટ કરી દીધાં છે. તે જોતાં હજુ પણ લાગે કે તેમનું ગુરુસ્થાન અવિચળ છે. બહુ થોડાં પણ ચુનંદાં મુઘલ, રાજપુત અને ઇરાની ચિત્રો પણ અહીં છે. તે ઉપરાંત કેટલીક મૂર્તિઓ, પથ્થર અને માટીના નમૂના, કાપડ, ભરત અને વણાટના નમૂના તથા ગ્રામજીવનની હસ્તકળાઓ હિંદના પ્રત્યેક પ્રાંતથી ભેટ મળ્યાં છે. વાઘ ગુફાઓની ભીંતો ઉપરથી ઉતારેલા એક ચિત્રની આખી નકલ એક મોટી ભીંત ઉપર ભરી કાઢી છે. તે જોઈ વિદ્યાર્થીઓ અજંટા ને વાઘગુફાનો ઠીક અંશે સાક્ષાત્કાર અનુભવી શકે તેવું છે. મ્યૂઝિયમનાં હવામાન, સંરક્ષણ અને શાંતિની યોજના માટે તેના સ્થપતિ સુરેનબાબુને પણ યાદ કરવા જોઇએ.



ડાબી બાજુ: શાન્તિનિકેતન કલાભવનના વાર્ષિક પ્રદર્શનનું નિરીક્ષણ કરતા ર. મ. રાવળ · સામે શ્રી વ્રજલાલ ત્રિવેદી ઊભેલા છે. જમણી બાજુ: ગુજરાતની જૂની કળાના નમૂના નીરખતા વિશ્વભારતી વિદ્યાભવન તથા કલાભવનના વિદ્યાર્થીઓ.

આ બધા સાધનો વચ્ચે ત્યાં હિંદી કળાશિક્ષણની કોઈ પરિપાટી નિશ્ચિત થયાનું પ્રમાણ મળતું નથી. પણ નંદબાબુનું એક વાક્ય યાદ આવે છે કે 'વાઘ બચ્ચાને શિકાર કરવાના પાઠ આપતો નથી. પોતે તેને વનમાં લઈ જાય છે ને શિકાર કરી બતાવે છે. બચ્ચું પોતાના પ્રયોગો કરી તે શક્તિ હાથ કરી લે છે.' આથી હમેશાં તેમનો આગ્રહ રહે છે કે ગુરુએ વિદ્યાર્થી વચ્ચે જ પોતાનું કામ કરી દેખાડવું જોઈએ. તેમનાં કામ સુધાર્યાં કરવાની મહેનત કરતાં કઈ રીતે પોતે આરંભથી અંત લગી પાર ઉતારે છે તે બતાવવું. સ્ટુડિયો-જીવનમાં આ શક્ય છે ખરું, પણ સાથે જ પ્રશ્ન રહેશે કે બધા વિદ્યાર્થીઓ પણ વાઘનાં બચ્ચાં હોવાં જોઈએ ખરાં ને? કંઈક નૈસર્ગિક શક્તિ કે પ્રતિભા કેળવીને જે આવે તેને આ વ્યાખ્યા સાનુકૂળ બનવાની એ નક્કી.

(ચાલુ) ર. મ. રા.

આ લાંબી સંસ્કારયાત્રાના આવા જ રસપ્રચુર અને ચિત્રપ્રચુર હવે પછીના વિશેષ હપતા આવતા વર્ષમાં ચાલુ રહેશે



ડાબી બાજુથી: આશ્રમના સર્વ વિદ્યાર્થીઓ પર વત્સલતાની છાયા પાથરતા સંત સમા શ્રી ગુરુદયાળ મલ્લિકજી; નંદબાબુની સાથે કલાભવનમાં કામ કરતા તેમના સુપુત્ર શ્રી બિશુદા; કલાભવનના એક બીજા અધ્યાપક શ્રી વિનોદ મુકરજી—જે હિંદી ચિત્રકળાનો અદ્યતન ઇતિહાસ ભેગો કરી રહ્યા છે; સંગીત સુરદાસ શ્રી કાલુદા—જેમનો ઉલ્લેખ ઉપર આવી ગયો.







શ્રીનિવાસ રામાનુજમ, સર જગદીશચન્દ્ર બોઝ, સર ચંદ્રશેખર વ્યંકટરામન, ડૉ. બીરબલ સાહાની, ડૉ. હોમી ભાભા

# સાત હિન્દી એફ. આર. એસ.

## અને પહેલા ગુજરાતી એફ. આર. એસ.

લેખક: ડૉ. કાન્તિલાલ છ. પંડયા

'એફ. આર. એસ.' (F.R.S.), 'ફેલો ઑવ ધ રૉયલ સોસાએટી'–રૉયલ સોસાએટીનો સભ્ય–એ આજે વિજ્ઞાનની આલમમાં બહુ સંમાનનું પદ છે. લન્ડનની રૉયલ સોસાએટી એ કેવળ બ્રિટનની જ નહિ પણ દુનિયાના સર્વ દેશોની સકળ વિજ્ઞાન-મંડળીઓમાં સૌથી પુરાણી છે. બ્રિટિશ સામ્રાજ્યમાં એ મોટામાં મોટી ને સૌથી વધારે ગૌરવવાળી વિદ્વત્સભા છે, એટલું જ નહિ પણ એ સામ્રાજ્યની બહારના દેશોમાં પણ એની મહત્તા તથા પ્રભાવ સ્વીકારાય છે. હવે તો દરેક સ્વતંત્ર ને સંસ્કારી દેશમાં આવી મોટી સંસ્થાઓ 'ઍકૅડેમિ' કે એવા નામથી, વિજ્ઞાન–સાહિત્ય–કળા વગેરેને માટે સ્થપાઈ ચુકી છે: પણ તે સર્વનો જન્મ, તેમ જ ઇગ્લન્ડની પણ અન્ય વિદ્વત્સભાઓનો જન્મ રૉયલ સોસાએટીની પછી થયો હતો. ને તેઓનું જીવન પણ થોડે કે ઘણે અંશે, એના જ ધોરણને અનુસરે છે. વિજ્ઞાનનું આજે જે મહત્ત્વ છે તેને ખીલવવામાં રૉયલ સોસાએટી તથા એના સભ્યોનો કાંઇ જેવોતેવો હાથ ન હતો. બ્રિટનના મોટામોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ ને વિજ્ઞાન-સેવકો એના સભ્ય થઈ ચૂકયા હોય છે. ઇ.૧૬૪૪–૪૫થી આરંભ પામેલી આ સોસાએટી હવે બેત્રણ વર્ષમાં પોતાની ત્રિ-શતાબ્દિ પૂરી કર્યાનું વધુ ગૌરવ લેશે.

આ કારણથી આ સભાના સભ્ય થવા માટે પુષ્કળ હરીફાઈ હોય છે; હરકોઈ તેજસ્વી બ્રિટિશ વિજ્ઞાનીનો એ એક મોટો કોડ હોય છે. પણ એના સભ્યની ચૂંટણીનું ધોરણ ઘણું ઊંચું હોય છે, ને અતિસામાન્યતામાં પડી જવાનો ભય ટાળવાને માટે એની સભ્યસંખ્યા મર્યાદિત રહે છે. હાલ દર વર્ષે ચૂંટણીથી વીસ સામાન્ય સભ્યો જ ચૂંટવામાં આવે છે. એ ઉપરાંત એકાદ બે માન્ય સભાસદ–બ્રિટિશ કે પરદેશી–ચૂંટાય છે. રૅમ્સે મૅકડોનલ્ડ, એડવર્ડ પ્રિન્સ ઑવ વેલ્સ (હાલના ડ્યૂક ઑવ વિંડસર), ચર્ચિલ, લૉર્ડ ન્યુફીલ્ડ વગેરે જેવા બ્રિટિશ માન્ય સભ્ય થયા છે, ને વિદેશી ઉચ્ચતમ વિજ્ઞાનીઓમાં-ના ઘણા વિદેશી સભ્ય (Foreign F.R.S.) ચૂંટાયા છે. આજે પણ વિજ્ઞાનની શોધખોળો કરવામાં તથા પ્રેરવામાં, વિજ્ઞાનને લોકજીવનમાં ઉતારવામાં વિજ્ઞાનીઓને ઉત્તેજન કે સહાય આપવામાં, એમ અનેક તરેહનું કાર્ય રૉયલ સોસાએટી કરે છે. એ સંસ્થાનો લગભગ ત્રણસેં વર્ષનો ઇતિહાસ ને એની કાર્યસિદ્ધિનો વૃત્તાન્ત ગુજરાતી-માં સરસ રૂપમાં પ્રકટ થવાની બહુ જરૂર છે.

આપણા દેશમાં વિજ્ઞાનનું અંધારું કેટલું હતું ને છે એની એક સાબિતી એ વાતથી મળે છે કે રૉયલ સોસાએટીનાં પહેલાં લગભગ પોણા ત્રણસો વર્ષ લગી એના સભ્યોમાં કોઈ પણ હિન્દીનું નામ ન હતું. ૧૯૧૮માં પહેલો હિન્દવાસી એનો સભ્ય થયો, ને આજ ૧૯૪૧ લગીમાં માત્ર સાત જ હિન્દીઓ એના 'ફેલો' થઈ શકયા છે.

હિન્દના પ્રાન્તની દૃષ્ટિએ, આ સાતમાંના ત્રણ દક્ષિણ હિન્દી છે, બે પૂર્વ–હિન્દી એટલે બંગાળી, એક ઉત્તરનો પંજાબી, ને (હમણાં જ) એક પશ્ચિમ હિન્દનો ગુજરાતી. આ સાતમાં છ હિન્દુઓ ને એક પારસી છે.

વિજ્ઞાનના છત્ર નીચે અનેક પૃથક્પૃથક શાસ્ત્રોનો સમાવેશ થાય છે. એ શાસ્ત્રોની ખીલવણી આપણા દેશમાં કેટલી ઉન્નતિએ પહોંચી છે તેનો કાંઈક ખ્યાલ એથી પણ આવશે કે આ સાતમાંના પાંચ તો 'ફિઝિસિસ્ટ'–ભૌતિકશાસ્ત્રીઓ–છે, એક ગણિતશાસ્ત્રી ને એક

વનસ્પતિશાસ્ત્રી છે. આપણા દેશમાં રસાયનશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર ને વૈદકશાસ્ત્રની આટલી વિસ્તારી દેખાતી તાલીમ છતાં, એ શાસ્ત્રોમાં કોઈ પણ હજી એફ. આર. એસ. થવા જેટલી સિદ્ધિએ પહોંચી શક્યો નથી, એ હકીકત નોંધવા તથા વિચારવા જેવી નથી? ભૌતિકશાસ્ત્રમાં આપણું સ્થાન બેશક કાંઈક ગર્વ કરવા જેવું ય છે, કારણ કે આ પાંચમાંના કેટલાક તો અન્તરરાષ્ટ્રીય નામના મેળવી છે ને રામને તો એફ. આર. એસ.થી પણ બહુ અધિક ઉચ્ચ પદ—નોબેલ પારિતોષિક—મેળવી હિન્દને જગતના વિજ્ઞાનમાં એ સ્થાન કરી આપ્યું છે.

પશ્ચિમ દેશોમાં રહી પાશ્ચાત્ય પદ્ધતિથી વિજ્ઞાનની તાલીમ મેળવનારાઓમાં સૌથી અગ્રેસર હિન્દીઓ (સર) જગદીશચન્દ્ર બોસ ને (આચાર્ય) પ્રફુલ્લચન્દ્ર રાય હતા. એ બન્નેની આ જાતની કદર થએલી જોવાને આપણે બહુ ઉત્સુક હતા: ને એવી ચૂંટણી ન થઇ એથી આપણા દેશની પરાધીન હાલતમાં સ્વાભાવિક એવા માનસથી, ઘણાને એમાં રૉયલ સોસાએટીની ત્રૂટી દેખાઇ અને કેટલાકને એમાં રંગના કે રાજકીય દ્વેષની ગન્ધ પણ આવી.

એવામાં એકાએક, સન ૧૯૧૮ની વસન્ત ઋતુમાં સમાચાર આવ્યા કે શ્રીનિવાસ રામાનુજમ્ રૉયલ સોસાએટીના સભ્ય તરીકે ચૂંટાયા. યુરોપીય યુદ્ધ હજી ચાલતું જ હતું; વસ્તુતઃ ૧૯૧૮ના માર્ચ-એપ્રિલમાં બ્રિટનની સ્થિતિ ઘણી ખરાબ હતી. મને એ કાળ બહુ સારી રીતે સાંભરે છે: યુદ્ધના સમાચારમાં—આજની પેઠે—સૌનાં ચિત્ત વ્યગ્રતાથી પરોવાયાં હતાં. તેવામાં એકાએક આ સમાચાર મળ્યાથી સાનન્દાશ્ચર્યની મોટી ઊર્મિ સર્વત્ર ફરી વળી. પણ એ શ્રીનિવાસ રામાનુજમ્ હતા કોણ?

બહુ થોડા એને હિન્દમાં ઓળખતા. બહુ જ જૂજ માણસોને યાદ રહ્યું હશે કે થોડા સમય પૂર્વે એક મદ્રાસી યુવકમાં ગણિતની પ્રતિભા જોઇને ઈ. ૧૯૧૪ના માર્ચમાં એને મદ્રાસ યુનિવર્સિટિએ ૨૫૦ પાઉંડની વાર્ષિક સ્કૉલરશિપથી કેમ્બ્રિજ રવાના કર્યો હતો. એ વાતને ચાર વર્ષ વીતી ગયાં હતાં; તે પછી કાંઈ સમાચાર ન હતા.

૧૯૧૩ના નવેમ્બરમાં રવીન્દ્રનાથ ટાગોરને નોબેલ પારિતોષિક મળ્યું તે વખતે આપણા દેશમાં ને આપણાં ચિત્તોમાં જે ખળભળાટ થયો હતો, તેને કાંઈક મળતો ને તેથી કાંઈક જુદો એવો ખળભળાટ ૧૯૧૮ના એપ્રિલમાં થયો. નોબેલ પારિતોષિક એ સમસ્ત વિશ્વ તરફનું એક સાહિત્ય-સંમાન હતું. એફ. આર. એસ. એ બ્રિટિશ સામ્રાજ્યનું વૈજ્ઞાનિક સંમાનચિહ્ન હતું: એક રીતે, હિન્દી વૈજ્ઞાનિક પ્રતિભાનું પરદેશ તરફથી આ પ્રથમ અભિજ્ઞાન હતું.

ઇ. ૧૯૧૮માં આપણા દેશમાં વિજ્ઞાનના અભ્યાસ, સંશોધન તથા પ્રસારનો ઉષઃકાળ બેસી ચૂક્યો હતો. ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસ પાંચેક બેઠક ભરી ચૂકી હતી: યુનિવર્સિટીઓનું તેમજ પ્રજાનું ધ્યાન વિજ્ઞાન તથા વૈજ્ઞાનિક સંશોધન તરફ કાંઈક ખેંચાયું હતું: અને જો કે તે વખતે મોટે ભાગે અગત્યના સંશોધકો અંગ્રેજો જ હતા, બેચાર અંગ્રેજ એફ. આર. એસ. પણ આ દેશમાં હતા: છતાં જનતાને મન તો બોસ ને રાય એ બે જ અગ્રેસર હતા.

એમાંથી કોઇ નહિ ને એક તદ્દન અજાણ્યો મદ્રાસી યુવક આ પદ ઉપર પહોંચી ગયો એથી આનન્દમાં કુતૂહલ તથા ગૂંચવાડો પણ ઉત્પન્ન થયો. અને એ મદ્રાસી પણ કેવો? બોસ-રૉયનાથી ઉમરે ઘણો નાનો: જેને ત્રીસ વર્ષ પણ પૂરાં થયાં નહોતાં એવો; જે, ડૉક્ટર ઑવ સાયન્સની વાત તો આઘી જ રહી પણ કોઈ યુનિવર્સિટીનો સ્નાતક-ગ્રૅજ્યુએટ-પણ થઈ શક્યો નહોતો, એટલું જ નહિ પણ મદ્રાસ યુનિવર્સિટિની જ ઇન્ટર મીડિયેટની પરીક્ષામાં બબ્બે વાર નપાસ થઇ જેને છેવટે પરીક્ષા ને કૉલેજ સર્વ છોડી દેવું પડેલું: એવો એકદમ એફ. આર. એસ. થાય! વળી, વધારે તાજૂબીની વાત તો એ હતી કે એનું નામ રજૂ થયું કે તરત-પહેલે જ વર્ષે-તે સ્વીકારાયું. આવું તો અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રીઓની બાબતમાં પણ સાધારણરીતે બનતું નહિ.

પણ હવે આપણને સમજાયું છે કે રામાનુજમ્ જેવી પ્રતિભા ઇંગ્લન્ડ કે જગતભરમાં યે જવલ્લે જ મળી આવે છે. આવી અસાધારણ નૈસર્ગિક પ્રતિભાની સાથે નિઃસીમ કરુણતા રામાનુજમ્ના વૃત્તાન્તમાં એ સંકલિત થઇ છે કે ગરમ દેશમાં ને દક્ષિણી બ્રાહ્મણના રૂઢિચુસ્ત વાતાવરણમાં તેમજ બહુ ગરીબાઇમાં ઊછરેલો એનો દેહ કેમ્બ્રિજની ઠંડીને અનુકૂળ થઈ શક્યો નહિ, ને થોડા જ વખતમાં ક્ષયથી પીડાઇ, તદ્દન અકાળે ને પૂરા વિકાસની તક વિના, મૃત્યુ પામ્યો. એનો ગુરુ, એનો મિત્ર, એનો સહાયક, કેમ્બ્રિજ યુનિવર્સિટીનો પ્રોફેસર હાર્ડી એનું ઉત્તમ શ્રાદ્ધ કરી રહ્યો છે: રામાનુજમ્ની નોંધણી, ગણિતની શોધો વગેરે એણે ધીરેધીરે પ્રગટ કરવા માંડ્યું છે. કહે છે એ બધું સમજનાર ઇંગ્લન્ડમાં ય ગણ્યાગાંઠ્યા જ છે. ને એનું જીવન પણ એમણે જ પ્રકટ કર્યું છે.



કથકલ્લી નૃત્યકારો
ઇચિંગ • શ્રી યજ્ઞેશ્વર શુક્લ

રામાનુજમ્ પછી ત્રીજે વર્ષે, ઈ. ૧૯૨૦માં, સર જગદીશચન્દ્ર બોસની ચૂંટણી થઈ. તેની એક વર્ષ પહેલાં હિંદી સરકારે એમને નાઈટનો ખિતાબ આપ્યો હતો: પણ રૉયલ સોસાએટીની વરણીએ બોસને પોતાને તેમજ એના અનેક મિત્રો–પ્રશંસકોને ઘણો જ વધારે સંતોષ આપ્યો હશે. બંગાળે તેમજ હિંદ આખાએ આ પ્રસંગ ઊજવ્યો. 'Disinherited'નું તખલ્લુસ એક સૂત્ર તરીકે સ્વીકારનાર આ બંગાળી વિજ્ઞાનશાસ્ત્રીનાં છેલ્લાં વર્ષો સૌ તરફથી મળતા સંમાનમાં પસાર થયાં ને સિત્તેરેક વર્ષનું આયુષ્ય એ ભોગવી શક્યા એ ઘણા સંતોષની વાત છે. બોસે જીવન ભૌતિકશાસ્ત્રી તરીકે શરૂ કર્યું હતું: 'વાયરલેસ'–'બેતાર સન્દેશ'ની ખીલવણીમાં યુવાન વયે પણ બોસનો ફાળો મહત્ત્વનો હતો. જો બોસ આ જ ક્ષેત્રમાં કામ કરતા રહ્યા હોત તો એમની કદર ને ખ્યાતિ–'એફ્.આર.એસ.'નું પદ પણ–ઘણાં વ્હેલાં મળ્યાં હોત એમ કેટલાકનું માનવું છે. પણ તે વનસ્પતિજીવનના પ્રદેશમાં એકાએક ઊતરી પડ્યા, ને એમાં એમની પદ્ધતિ, એમનાં અનુમાનો વગેરેને લીધે તે મોટામોટા વનસ્પતિશાસ્ત્રીઓની સામે અથડામણમાં આવ્યા. રખેને કોઇ એમ માની બેસે કે રૉયલ સોસાએટીના સભ્ય તરીકે એમની ચૂંટણી થઈ એટલે આ વિરોધ ને આ અથડામણનો અંત આવ્યો હશે, તથા બોસના વાદની જીત થઇ હશે. એવું કશું નથી થયું. બોસના વનસ્પતિશાસ્ત્ર વિષયના કામની સામેનો વિરોધ તો એવો ને એવો જ છે. જે કદર થઇ છે તે તો એમણે આ કામની યોજનને અંગે જે અદ્ભુત નાજુકાઇવાળાં તથા સૂક્ષ્મ માપ કરે એવાં યંત્રોની યોજના કરી તથા પોતે બનાવી કામમાં લીધાં, એ અસાધારણ શક્તિની જ આ કદર હતી. યંત્રરચનામાં ભૌતિકશાસ્ત્ર ઉપરનું પ્રભુત્વ બહુ સરસ રીતે પ્રકટ થયું: એટલે વાસ્તવિક રીતે, વનસ્પતિશાસ્ત્રી બોસની નહિ પણ ભૌતિકશાસ્ત્રી બોસની વરણી રૉયલ સોસાએટીએ કરી છે. જનસમાજ એમાં બોસનો સર્વથા વિજય માને, બોસે પોતે પણ પોતાના વનસ્પતિવિષયક સંશોધનનો આથી પરોક્ષ રીતે સ્વીકાર થયો માન્યો હોય–તો તેમાં નવાઈ પામવા જેવું નથી. છતાં સત્ય તે નથી.

બોસની મૂર્તિ આપણે ત્યાં બહુ પરિચિત થઇ ગઇ છે: એમનું નામ ને એમનું કામ ખરી ખોટી રીતેય આદર તથા લોકપ્રિયતા પામ્યાં છે. જોકે પ્રચારકાર્યની એમની બુદ્ધિ તથા શક્તિ અનુપમ હતાં, તોપણ સૌ કબૂલ કરશે કે લગભગ છેલ્લે લગી એમણે પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ અને વ્યાખ્યાનની છટા તથા ચાતુર્ય સાચવી રાખ્યાં હતાં. જ્યારે બોસ પોતાની ઉચ્ચતમ કળાએ પહોંચ્યા ત્યારે આ પ્રભાવ, આ છટા ને આ ચાતુર્ય હિન્દમાં અજોડ હતાં. ને ઘણાં વિદેશી શ્રોતૃમંડળોને ય એમણે મુગ્ધ કરી નાખ્યાં હતાં. છેવટનાં વર્ષોમાં એમાં વૃદ્ધત્વનાં ચિહ્નો, કાંઇક વિજયનો નશો, આત્મનિમગ્નતા વગેરે, આપણને ખૂંચે એટલી હદ લગી, દૃષ્ટિએ પડતાં હતાં. પણ પોતાની કળાને શિખરે હતા ત્યારે બોસ અદ્ભુત વ્યાખ્યાતા હતા.

બોસનું મોટું દુર્ભાગ્ય—જે એમના સમજવામાં ય નહિ આવ્યું હોય તે—એ હતું કે એમના જીવનકાર્યની કદર વિજ્ઞાની આલમ કરી શકતી નથી. કદર કરી શકતી નથી એટલે એ સાચું છે કે ખોટું છે, સારું છે કે નઠારું છે, તે નિર્ણય પણ કરી શકતી નથી. કારણ કે બોસે પોતે જ વિજ્ઞાનના સમુદ્રમાં એક એકલવાયા બેટ જેવા રહીને કોઈ સાથે વૈજ્ઞાનિક સંબન્ધ રાખ્યો નથી. આવાં અદ્ભુત યંત્રો બીજા કોઈના હાથમાં–પોતાના મરણ લગી–જવા દીધાં નથી, ને તેથી જ એની શોધો તથા અનુમાનોની કોઈ તપાસ કે પરીક્ષા કરી શકતું નથી.

પછી ચાર વર્ષ લગી ત્રીજો કોઈ હિન્દી ચૂંટાયો નહિ. ૧૯૨૪માં બીજા દક્ષિણ-હિન્દી અને બીજા ને ખરેખરા ભૌતિકશાસ્ત્રી ચન્દ્રશેખર વ્યંકટરામનની ચૂંટણી થઈ. રામનની એક ને ખરેખરી મગરૂરી એ છે કે એમણે હિંદમાં જ તે તાલીમ લીધી હતી, હિંદમાં જ સર્વ કાર્ય કર્યું હતું. ઈ. ૧૯૨૩માં એ પહેલી વાર છઆઠ માસ માટે ઇંગ્લન્ડ ગયા. ફિનાન્સ સર્વિસના જેવી સારામાં સારી નોકરી, ઍકાઉન્ટન્ટ–જનરલ કે તેથી યે ઊંચા પદ લગી ચડવાની વકી ને સરકારી મોટા હોદ્દા, એ સર્વ ત્યજીને માત્ર પ્રોફેસરપણું એમણે પસંદ કર્યું.–ને સાર્થક કર્યું. હિંદના શિક્ષણશાસ્ત્રીઓમાં તથા શિક્ષણનેતાઓમાં સર આશુતોષ મુકરજી જેવું કોઈ થયું ન હતું, ને હજી કોઈ થયું નથી. એમની કદર ને સાહાય્ય રામનને બહુ જ કામમાં આવી. કલકત્તાની ડી.એસસી. આપી એમણે જ રામનને વિલાયત ધકેલેલા. કલકત્તામાં ઇન્ડિયન એસોસીએશનમાં ને યુનિવર્સિટી કૉલેજ

એફ. આર. એસ. તરીકે ચૂંટણી થઈ. કૃષ્ણને મદ્રાસની ખ્રિસ્તી કૉલેજમાં રસાયનના ડેમૉન્સ્ટ્રેટર તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી હતી. તેથી આજે તે ભૌતિકશાસ્ત્રી તરીકે વિખ્યાત થયા હોવા છતાં રસાયન તરફ એ ઘણા અભિમુખ છે. મદ્રાસથી કલકત્તે આવી રામનની પાસે એમણે સન ૧૯૨૩માં કામ શરૂ કર્યું ને પાંચ વર્ષમાં ભૌતિકશાસ્ત્રની વિવિધ શાખાઓમાં નવાં સંશોધનો કરીને એમણે એવી પ્રતિષ્ઠા મેળવી કે ૧૯૨૮માં એ ઢાકાની યુનિવર્સિટીમાં ભૌતિકશાસ્ત્રના ઉપ-અધ્યાપક (રીડર) નીમાયા. ત્યાં પાંચ વર્ષમાં તો એમણે ઘણું કર્યું, અને ૧૯૩૩માં રામને જ્યારે બૅંગલોર જવાને કલકત્તા છોડયું ત્યારે રામનની જગ્યાએ કૃષ્ણનની નિમણૂક થઈ. હજી પણ એ ત્યાં જ છે. સ્ફટિકનું લોહચુમ્બન (magneto-crystallic action), સ્ફટિક-રચના તથા બીજા અનેક વિષયો ઉપર નવું સંશોધન કરી એમણે એવું નામ જમાવ્યું કે સન ૧૯૩૬માં વૉરસૉમાં ભરાએલા 'Photolumini-Science' ઉપરના આન્તરરાષ્ટ્રીય સંમેલનમાં એમને નોતરવામાં આવ્યા, ને વૉરસૉમાં તથા યૂરોપનાં ને ઇંગ્લન્ડનાં મોટાં વિજ્ઞાન-કેન્દ્રોમાં (દાખલા તરીકે કેમ્બ્રિજની કૅવેન્ડિશ લેબૉરેટરી લન્ડનનું રૉયલ ઇન્સ્ટિટ્યૂશન વગેરેમાં) એમણે ૧૯૩૬–૩૭માં વ્યાખ્યાનો આપ્યાં. લીજની યુનિવર્સિટીએ એમને એક ચન્દ્રક પણ આપ્યો. ૧૯૩૯માં સ્ટ્રાસબુર્ગમાં 'લોહચુમ્બકત્વ' (magnetism)પર મોટું વિદ્વત્સંમેલન ભરાયું ત્યારે પણ એ ગયા હતા ને ઇંગ્લન્ડમાં તેમજ યુરોપમાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. એમના જેવા સાદા, સરળ, આનન્દી ને માનવતાભર્યા બહુ થોડા વિદ્વાનો હોય છે. 'મહેન્દ્રલાલ સરકાર પ્રોફેસર' તરીકે હજી પણ એ કલકત્તામાં ઘણું ભૌતિક સંશોધન પ્રેરે છે ને કરે છે.

કૃષ્ણનની પછી બીજે જ વર્ષે એક વધુ સાતમો હિંદી એફ. આર. એસ. થાય એ આશા બહુ જણાએ રાખી નહિ હોય. જોકે એ પદ પામવા માટે પ્રયાસ કરનારા હિંદીઓની સંખ્યા હવે સારીપેઠે મોટી છે. આ સાતમા હિંદી પણ ભૌતિકશાસ્ત્રી છેઃ પણ તે સાતમાંથી પાંચમા ભૌતિકશાસ્ત્રી છે, તો પહેલા જ પારસી ને પહેલા ગુજરાતી છે એ આપણને ખાસ ગર્વ લેવાની વાત છે. મુંબાઇમાં વિજ્ઞાનનાં શિક્ષણ તથા તાલીમ બહુ ઊંચા દરજ્જાનાં છે એવો ફાંકો રાખનારા યુનિવર્સિટીના માણસો ને શિક્ષણશાસ્ત્રીઓ હવે સમજે કે આજ લગી તો, પહેલા હિંદી એફ. આર. એસ.ની ચૂંટણી થયા પછી ત્રેવીસ વર્ષ લગીમાં, મુંબાઈ–ગુજરાત–દક્ષિણનું કોઇ પણ એ શિષ્ટતા પામી શક્યું ન હતુંઃ અને આજે છેક એક ગુજરાતી વિજ્ઞાનશાસ્ત્રી એ પદ મેળવે છે, તેનો ગર્વ કે આનન્દ લેતી વખતે બીજી એ વાત પણ યાદ રાખવાની છે કે એ ડૉ. ભાભાની તાલીમનું સઘળું કામ વિદેશોમાં થયું છે, ને સ્વદેશ આવ્યા પછી યે તે બૅંગલોરમાં કામ કરે છે.

ડૉ. હોમી ભાભા ઈ. ૧૯૦૯માં મુંબાઈના જાણીતા કુટુમ્બમાં જન્મ્યા હતા. મુંબાઇના રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑવ સાયન્સમાં એમણે અભ્યાસ શરૂ કર્યો, પણ ૧૭ વર્ષની વયે તે કેમ્બ્રિજ ગયા. ત્યાંની એમની કારકિર્દી ફર્સ્ટ ક્લાસ રહી. ગણિત, યંત્રશાસ્ત્ર તથા ઇજનેરીનો અભ્યાસ શરૂ કરી, તેમાં ગ્રૅજ્યુએટ થઇ, તે matheahial Physics તરફ વળ્યા, અને એ વર્ષે કેમ્બ્રિજમાં પ્રોફેસર ડાઇરેક તથા પ્રોફેસર મૉટની પાસે કામ કર્યું. ૧૯૩૨માં એમને સફર કરવાની શિષ્યવૃત્તિ (travelling scholarship) મળી એટલે ઝૂરિકમાં પ્રોફેસર પાઉલી પાસે એ રહ્યા. ૧૯૩૩–૩૪માં રોમમાં પ્રોફેસર ફર્મિની પાસે તથા યૂટ્રૅક્ટમાં પ્રોફેસર ક્રૅમર્સની પાસે, ને ૧૯૩૭–૩૭માં કોપનહાગનમાં વિખ્યાત નીલ બ્હોર્સની પાસે કામ કર્યું.

સન ૧૯૩૫માં એમને બીજી સ્કૉલરશિપો મળતી ને તે કેમ્બ્રિજમાં વ્યાખ્યાન પણ આપતાઃ મુખ્યત્વે કરીને વિશ્વ-કિરણ (cosmic radiation), પરમાણુનું ભૌતિકશાસ્ત્ર (nucleas Physics) અને relativitist quantum mechanicsની ઉપર. રૉયલ સોસાઇટીએ પણ ૧૯૩૯માં આર્થિક મદદ આપી એમને પ્રો. બ્લૅકેટની સાથે વિશ્વ-કિરણો ઉપર કામ કરવા રોકયા. વચ્ચે વચ્ચે ઉનાળામાં એ હિન્દુસ્તાન આવતા. યુદ્ધ શરૂ થયા પછી પાછા જવાની જરૂર રહી નહિ અને હવે તે બૅંગલોરમાં કામ કરે છે. અલ્લાહાબાદમાં મેઘનાદ સાહાની જગ્યાએ એમની નિમણૂક થઇ છે, પરંતુ ત્યાં પોતાનું કામ આગળ વધારવાની કાંઇ અનુકૂળતા નથી એમ કરીને તે આખરે ના પાડશે એમ કહેવાય છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે જેને 'નવું ભૌતિકશાસ્ત્ર' કહે છે તેના મુખ્ય વિધાયકોની સાથે ભાભા રહ્યા છેઃ હિંદમાં તો આજ એવું બીજું કોઈ નથી જેણે આ વિષયનો આટલો અભ્યાસ કર્યો હોય ને જેણે તે

ઉપર આટલું કામ પણ કર્યું હોય. એ કાર્ય ઊંચા દરજ્જાનું છે: કેવળ હિંદમાં જ નહિ, પણ ઇંગ્લૅન્ડમાં, ભૌતિકશાસ્ત્રની આખી આલમમાં પણ. માટે જ રૉયલ સોસાયટીએ એમને સભ્ય તરીકે ચૂંટવાનું યોગ્ય ધાર્યું.

ડૉ. ભાભા, તંદુરસ્ત, ઊંચા, લાંબા, કદાવર, ગૌર વર્ણના યુવાન છે: મુખ ઉપર તેજ તથા વ્યક્તિત્વમાં પ્રભાવ છે. એમણે તો જાણે હમણાં જ જીવન શરૂ કર્યું છે ને ઘણું ઘણું કરશે એમ સૌ આશા રાખે.

આ એફ. આર. એસ.-સમક હિંદને કીર્તિ ને પ્રેરણા આપો એ જ ઇચ્છવાનું.

# ભાગી જવાની કળા

શ્રી અનંત કાણેકરનો નર્મનિબંધ

**નાનપણમાં** હું નિશાળમાં ભણતો એ વખતની એક વાત મને યાદ છે. તે વેળા મુંબાઇમાં રમાતા ક્રિકેટના ચતુરંગી જંગ મફતમાં જોવાની અમને ઘણી હોંશ રહેતી. મફત જોવામાં જેટલો આનંદ હોય છે એટલો જ ભય પણ રહેલો હોય છે. પોલીસ દાદા ક્યારે આવી પહોંચશે એ કહેવાય નહિ! એવે જ એક વખતે ત્યાં બંદોબસ્ત જાળવવા નિમાયેલો એક સોલ્જર, કોઇને ન સમજાય એવી પોતાની અંગ્રેજી ભાષામાં અમારા પર બરાડા પાડવા માંડ્યો. અમારા એક ચિબાવલા દોસ્તે એના ચાળા પાડ્યા. એક સારી ગાળ ચોપડીને એને પકડવા સોલ્જરે તરાપ મારી, પણ એની બોચી એ પકડે તે પહેલાં તો એવી સિફતથી અમારો મિત્ર એના હાથમાંથી સટકી ગયો, કે અમે જોતા જ રહ્યા! સોલ્જર તો આથી વધુ ચિડાયો અને એની પાછળ પડ્યો. અમારો દોસ્ત આગળ અને પેલો ગોરો પાછળ, એમ એ બે જણા વચ્ચે અરધોક માઈલ દોડવાની જોવા જેવી હરીફાઈ ચાલી રહી! પણ અમારો ભાઈબંધ સટક્યો એ તો સટક્યો જ.

એના જોડા, ટોપી વગેરે ભેગાં કરી એને આપવા અમે એને ઘેર ગયા ત્યારે વિજયના મોટા ઉત્સાહથી હસતોહસતો એ અમને મળ્યો અને, 'શું પણ તું જીવ લઈને નાઠો!' એમ બોલી અમે એની મશ્કરી કરીએ ત્યાર પહેલાં એ જ અમને કહે, 'કેમ? વટ છે ને? કેવો ભાગ્યો!' ભાગવા માટે પોતાનાં વખાણ કરતો એને જોઇ અમે તો આભા જ બન્યા!

પણ આભા બનવા જેવું ખરેખર એમાં કાંઈ જ ન હતું એમ હવે મને લાગે છે; કેમકે આગળ જતાં જ્યારે ગયા મહાયુદ્ધની ખબરો અમે વાંચતા થયા, ત્યારે કેટલી યે વાર અમારા વાંચવામાં આવતું, કે ફલાણા સેનાપતિએ પોતાની ફોજની યશસ્વી પીછેહઠ (glorious retreat) કરાવી. કોઈ મોટો સેનાપતિ એના સૈન્ય સાથે ભાગી જાય તો એણે યશસ્વી પીછેહઠ કરી એમ કહેવાય; અને પોતાનો જીવ બચાવવા અમારો દોસ્ત નાઠો એ બિચારો કાયર કહેવાય! મનુષ્યસ્વભાવ જ એવો છે કે નાના પ્રમાણમાં બનેલી જે ઘટના એને ઉપહાસ કરવા જેવી લાગે તે જ મોટા પ્રમાણમાં બને તો આશ્ચર્યકારક ને પ્રશંસાને પાત્ર નીવડે!

અમારો મિત્ર ભાગ્યો એ એણે ઠીક જ કર્યું એમ હું માનું છું. તે વખતે અમે એને 'કાયર' કહીને એની મશ્કરી કરી એ ખરું. પણ એનું કારણ એટલું જ કે ત્યારે અમારા બહાદુરી વિષેના ખ્યાલ ભૂલભરેલા હતા. એણે પેલા સોલ્જર સાથે થોડી ઝપાઝપી કરી હોત અથવા બેચાર દાંત કે એકાદ આંખ એ ખોઇ બેસત, તો એને મોટો શૂરવીર ગણી અમે એનું અભિનંદન કરત. કારણ સાદું જ છે, કે આપણો એક વાળ સરખો પણ વાંકો થવા દીધા વગર સુરક્ષિત જગ્યા પરથી રક્તપાત જોવાની આપણી હોંશ કોઇ બીજો માણસ પૂરી કરે, તો એને માથે લઈ 'શૌર્યશાળી વીરાગ્રણી' તરીકે એનાં ગુણગાન કરી આપણે એને શા માટે ન નચાવવો?

મને લાગે છે કે રક્તપાત જોવાની ચોરીછૂપી હોંશ તો ઘણાખરા માણસોને હોય છે. ખૂબ જ જૂના વખતમાં જ્યારે માનવજાત જંગલી અવસ્થામાં હતી ત્યારના સ્વભાવનો કદાચ એ અવશેષ હશે, અને સંભવ છે કે તે કારણથી જ આપણા શૌર્ય વિષેના વિચારો હજી યે જરા જંગલી છે. કેવળ શારીરિક બળના જોરથી પોતાનું ઉપરીપણું સ્થાપવાની અવસ્થામાંથી આગળ વધી મનુષ્યે પોતાના મગજનો કેટલો બધો વિકાસ સાધ્યો છે અને મગજના બળથી પોતાનું શ્રેષ્ઠત્વ સ્થાપવાની અવસ્થામાં તે કેવો આવી પહોંચ્યો છે, એ આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ; એટલે જ 'લાઇટ બ્રિગેડ'ના ફક્ત છસો લોકો જ્યારે પ્રચંડ રશિયન સેના સામે ઝઝૂમ્યા અને તેઓમાંનો દરેક સિપાઈ મરી ગયો, ત્યારે ટેનિસન જેવા મહાકવિને પણ ભ્રમ થયો; અને એણે કાવ્યમાં એ બ્રિગેડ પર સ્તુતિનો જાણે વરસાદ વર્ષાવ્યો. ખરી વાત એ છે કે એ સિપાઇઓને થોડી પણ અક્કલ હોત, પોતાના મગજનો એ લોકો થોડોક ઉપયોગ કરત તો એવા મોટા સૈન્ય સામે લડવાને બદલે જાન બચાવવા એ લોકો પાછા હઠી જઈ ભાગી ગયા હોત. યશસ્વી પીછેહઠ એનું જ નામ. એ જ ખરી વીરતા. નહિ તો દીવાલ સાથે માથું અફાળી મરી જતા માણસને વીરશ્રેષ્ઠ શા માટે ના કહેવો?

જેમ શું બોલવું એના કરતાં શું ન બોલવું એ સમજી શકે એ સાચો વક્તા, શું લખવું એના કરતાં શું ન લખવું એ સમજી શકે એ સાચો લેખક, તેમ જ લડવા કરતાં ભાગી જવાની કલા જેને અવગત હોય છે તે જ સાચો વીર! વસંત જોષી

# અંતરીક્ષમાં તરતો ટાપુ

## વિજ્ઞાનના
## અદ્‌ભુત રસની ભૂમિકા પર ગૂંથેલી એક વાર્તા

——ગયા અંકને અનુસંધાને પૂરી——

### ૮ લેઈન કામે લાગે છે

પછીના બે દિવસ લેઇને બહુ કંટાળામાં ગાળ્યા. એને એ બેટની ધારે આવેલા ઓરડામાંના ત્રણ ઓરડા આપવામાં આવ્યા હતા. એક રીતે એને પરહેજ જ કરવામાં આવ્યો હતો; કેમકે બારણાં ખૂબ ચોકસીથી બંધ કરવામાં આવતાં હતાં, એક મૂંગો માણસ એનો ખોરાક આપી જતો અને દિવસમાં ત્રણ વખત પહેરેગીર એના ઓરડા તપાસી જતો.

આમ હોવા છતાં સુખસગવડ પરત્વે એના ઓરડા કોઇ કારાગૃહ કરતાં ફર્સ્ટક્લાસ સ્ટીમરના વૈભવશાળી દીવાનખાનાને વિશેષ મળતા આવતા હતા. ત્યાંથી નાસવાની કોઈ બારી મળી શકે એમ છે કે નહિ એની એણે બધે સ્થળે તપાસ કરી જોઈ, પણ તેમાં તે નાસીપાસ થયો. હવાને પેસવા-નીકળવા માટે ઝીણી જાળીથી જડેલાં બાકાંનો એને સારૂ ઉપયોગ કરી શકાય એવો સંભવ એને જણાયો.

પહેરેગીર પોતાના અંગ પર ભરેલી ત્રણ પિસ્તોલો રાખતો હતો. એ બહુ અલ્પભાષી હતો. પહેરેગીરને ફોડવાનો લેઇને પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો.

બીજે દિવસે એણે માર્ગ કાઢ્યાં અને આખી યોજના ઘડીને એણે કાગળ પર ટપકાવી કાઢી.

એવામાં લેવરેટ એની મુલાકાતે આવ્યો. એણે કહ્યું: ‘તમે જાણો છો કે હું અહીંનો માલિક નથી. એ આજ અહીં આવનાર છે. પછી તમારૂં શું કરવું એનો નિર્ણય થશે. તમે આ બાબતમાં એટલું બધું જાણો છો કે મારા ધારવા પ્રમાણે તમે એને પણ ઓળખતા હશો.’

‘હા, ઓળખું તો છું; મને માત્ર સાબિતીની જ જરૂર હતી.’

‘અને તેં હવે જ્યારે તમને મળવાની છે ત્યારે તમે તેને માટે કાંઇ જ પગલાં લઇ શકશો નહિ! કેવું ખરાબ વારૂ?’

‘લેવરેટ, બહુ મુસ્તાકીમાં રહેતા ના. એ તો ઠીક, પણ વારૂ, તમને તાજના સાક્ષી બનાવવામાં આવે તો કેમ? તમને તમારો જીવ બચાવવાની તક મળશે અને વિશેષમાં તમે દુનિયાને તમારી શોધનો લાભ આપી શકશો.’

‘મને તમારા બોલ પર પૂરતો ભરોસો છે, લેઇન; પણ મેં તમને ક્યારનું યે જણાવ્યું છે કે હું કદી મારા માલિકનો વિશ્વાસઘાત નહિ કરૂં.’

‘હું એમ જ ધારતો હતો,’ લેઇને કહ્યું ને પૉર્ટ પાસે તારાખચિત આકાશ સામે જઈ જોઈ રહ્યો. પછી કહ્યું: ‘વારૂ, આનો



અંત ક્યાં આવશે? આખી પૃથ્વી પર પ્રભુત્વ મેળવવું ધાર્યું છે?’

માથું ધુણાવી તેણે કહ્યું. ‘એવી બાબતમાં મને લેશમાત્ર રસ નથી. પણ મારા સમજવા પ્રમાણે શેઠનો વિચાર એવો ખરો.’

‘હું પણ એમ જ માનું છું.’ લેઇને કહ્યું: ‘હું દિલગીર છું કે આપણે આનાથી વધુ સારા સંજોગોમાં ભેગા ન થયા.’

લેવરેટે એક ક્ષણવાર એની સામે ધારીને જોયું અને કહ્યું: ‘એક રીતે તમારૂં કહેવું ખરૂં છે. કદાચ એક દિવસ એમ બનશે.’ પછી તે તરત ત્યાંથી ચાલ્યો ગયો.

લેઇન તો તે બારી આગળ જ હેતુપૂર્વક ઊભો રહ્યો. પાછળ એક સ્ટૂલ હતું તે હવે તેણે લાત મારી પાડી નાખ્યું. પછી ઘડિયાળ જોઈ તો પહેરેગીરની મુલાકાતનો સમય થયો હતો. એટલે તેની સાથે કેમ કામ લેવું તેનો તેણે વિચાર કરી લીધો.

તે વખતસર આવ્યો. તેણે બધું તપાસી જોયું. પછી લેઇને એને પાસે બોલાવી બહાર ઊંચે બતાવતાં કહ્યું: ‘પેલું શું, વિમાન દેખાય છે?’

પહેરેગીરે ક્ષણભર ધારીને જોયું. પછી બોલ્યો: ‘કાંઈ જણાતું નથી. કદાચ ખરતા તારા હશે, અગર તો તમારો કોઈ મિત્ર હશે. જો એમ હોય તો હું તેને માટે દિલગીર છું.’

‘કદાચ હું ભૂલતો હોઈશ.’ કહી બારીએથી તેઓ બંને પાછા ફર્યા એટલે લેઇન સ્ટૂલ સાથે અથડાયો અને પેલા ચાંચિયાને લઇને નીચે પડ્યો. પડતી વેળાએ જાણે ટેકા માટે વળગતો હોય એમ પોતાના બે હાથે તેને વળગી પડ્યો.

‘અરે, આ શું—? કેમ કાંઈ ડાકબોક ભાંગવી છે?’ પહેરેગીર બૂમ પાડી ઊઠ્યો, અને લેઇન ઊભો થયો ત્યાં તો તેણે પોતાના

માંસમાં જ ગોળી પેઠી છે. લેવરેટ તમારો આભાર માનું છું.'

'પણ તમે તો મને ફાંસીને લાકડે ચડાવવાના છો, તેના બદલામાં હું મારો ફુરસદનો સમય તમારી જિંદગી બચાવવામાં ગાળું છું, જે અતિશય અવ્યવહારુ બાબત છે.' લેવરેટે ટાઢાશથી કહ્યું.

લેઇને લેવરેટનો હાથ ઝાલી કહ્યું:'લેવરેટ,મારે તો માત્ર ગુનેગારોને સજા કરાવવાની છે, તમારા જેવા મહાન, અને ધારે તો દુનિયા પર મહા ઉપકાર કરે એવા વિજ્ઞાનશાસ્ત્રીને નહિ. તમે તો બર્નેસની સૂચના અનુસાર એના દબાણ નીચે કામ કરતા હતા એટલે તેમાં કાંઈ ગુનો બનતો નથી.

લેવરેટે સાચા ખેદના ભાવ સાથે કહ્યું: 'લેઈન, આને માટે હું તમારો ઉપકાર માનું છું, પણ તેમ બની શકે એમ નથી. સવાલ માત્ર તમને બચાવવાનો છે. હું તમારા માટે એક વિમાન તૈયાર કરું છું, અને અમે કેદ કરેલો એક પાઈલટ તેની સાથે આપું છું. લેઈન, હવે છેલ્લી સલામ. અને મારા તરફથી તમને હાર્દિક શુભેચ્છાઓ '

તે ત્યાંથી ગયો અને પંદર મિનિટ બાદ લેઇનને વિમાનોના નિવાસસ્થાને લઈ જવામાં આવ્યો, જ્યાં લિફ્ટ પર એક ભૂખરા રંગનું વિમાન તૈયાર ઊભું હતું. હાંકનારની બેઠક પર એક પાઈલટ બેઠેલો હતો, જેને સોનાની લગડીઓ લઈ જતા વિમાન સાથે પકડવામાં આવેલો. લિફ્ટ ઊંચે ચડી, વિમાન ટાપુના તૂતકની સપાટી પર આવ્યું, બ્રેક છૂટી કરવામાં આવી અને વાલ્વ ખોલ્યો કે તીરવેગે વિમાન ઊડ્યું.

'હું ધારું છું કે આપણે ચીનના સમુદ્ર પર ઊડીએ છીએ' લેઇને કહ્યું:'તમે સ્થળ નક્કી કરી શકો કે તરત સીધા લંડન તરફ હંકારો, અને આખા માર્ગે બધી હવાઇઓ જ કામમાં લ્યો.'

વિમાનની ઝડપ વધીને કલાકના પંદરસો માઈલની થઈ.

'આની પાંખો આ ઝડપમાં ટકી તો શકશે ને?' પાઇલટે ચિંતા વ્યક્ત કરતાં કહ્યું.

'છૂટકો જ નથી.' લેઇને ઉત્તર આપ્યો. જોકે એને પણ આ વાતનો ભય હતો. તેઓએ ઘટ્ટ, સ્થૂળ હવામાં પ્રવેશ કર્યો એટલે વિમાન ફૂદડા મારતું ઝોલાં ખાવા લાગ્યું; છતાં એણે ઝડપ ઓછી કરાવી નહિ. એને કોઈ પણ હિસાબે લંડન જઇ ટાપુનો નાશ થતાં પહેલાં ત્યાં પાછા ફરવું હતું.

## ૧૧ હવાઈ દળનો કાફલો

ટાપુ છોડ્યા બાદ અઢી કલાકમાં પાઇલટે હવાઇઓને બુઝાવી નાખી અને વિમાનને જોસથી જમીન તરફ ડૂબકી ખવડાવી.ત્રણ હજાર ફૂટની ઊંચાઇ પર તેઓ આવ્યા, કે તેણે વિમાનની ચાંચની હવાઈની કળ દબાવી, એટલે વિમાનનો વેગ અટકાવવાના બાવરા પ્રયત્નમાં જ્વાળાઓનો પુંજ બહાર નીકળ્યો. વેગ એટલી ત્વરાથી ઘટ્યો કે લેઇન વિમાનના આગળના ભાગ સામે ખૂબ જોસથી અથડાયો. તેઓ બહુ વિચિત્ર રીતે જમીન પર ઊતર્યા. નીચેનું વાહન વિમાનની કલેવરથી છૂટું પડી ગયું અને ઊતરવાના પ્રદેશ પર વાંકુંચૂંકું લપસતું, ગોટીમડાં ખાતાં ઊતર્યું.

વેગ અટકતાં પહેલાં તો લેઈન એમાંથી ઊતરી ગયો, અને આ વિમાનને આવી વિચિત્ર રીતે ઊતરતું જોવા ત્યાં જે અધિકારીઓ ભેગા થયા હતા તેમનામાંના મુખ્ય અધિકારીને પોતાની ઓળખાણ ને કામગીરીની માહિતી આપી તેણે અતિશય ત્વરાથી કહ્યું:'હવાઈદળનાં સઘળાં સ્થળોએ ખબર આપો. એકદમ રેડિયોથી આજ્ઞા કરો કે જેટલાં બને તેટલાં વિમાનો એકઠાં કરે. એક વિમાન મને અહીંથી લઈ જવા બોલાવી મંગાવો. જલદી કરો નહિ તો મોડા પડી જઇશું.'

ચાર મિનિટમાં તો છ બેઠકનું એક યુદ્ધવિમાન ત્યાં હાજર થયું. લેઇન એમાં કૂદી પડી બોલી ઊઠ્યો: 'એકદમ દોડાવો ને વિમાનીદળના કાફલા સાથે જોડાઇ જઓ. પછી હું જરૂરી સૂચનાઓ આપીશ. આપણે કેટલાં વિમાન એકઠાં કર્યાં છે?'

'અત્યારે હવામાં બાર વિમાનસમૂહો એકઠા થઈ ગયા છે.' હવાઇદળના સરદારે ઉત્તર આપ્યો: 'એટલાં બસ છે ને?'

'હા, પણ જો કાર્ય પાર પાડવું હોય તો ઝડપ કરવી પડશે.'

લેઈન પાસેથી તરતા ટાપુનું વર્ણન સાંભળી સરદાર આશ્ચર્ય પામ્યો. એણે કહ્યું, 'આવું હોય તો તે પકડાય નહિ એમાં કાંઈ નવાઇ જેવું નથી. તેઓ આપણો સામનો કરી શકે એમ છે કે ત્યાં બધું અસ્તવ્યસ્ત થઈ ગયું છે!'

'અત્યારે તો તેઓ મોતના પાશમાંથી બચવાને મથી રહ્યા હશે, પણ તેમાંથી છૂટી, હવામાં આવશે એટલે સામનો કરશે.'

એટલામાં તેઓ યુદ્ધવિમાનના કાફલાને જઇ મળ્યા, અને લેઇને સૌને જવાનું સ્થળ બતાવ્યું. અતિશય બળવાન હવાઇઓના કાન ભેદી નાંખે એવા અવાજ સાથે આ એકસો વીસ વિમાનનો કાફલો અનંતાકાશમાં ઊડ્યો. સો માઈલ ઊંચે ગયા એટલે તેમણે ત્યાંથી વીસ માઈલ નીચે પેલો ટાપુ આકાશમાં ટબકાની માફક તરતો દીઠો!

'અરે એ તો ઊપડ્યો જાય છે!' લેઈને કહ્યું: 'એટલે કે એમાંથી વિમાનો ઊડી રહ્યાં છે એમ સમજવું. જુઓ, તેમાંનાં કેટલાંક આ રહ્યાં.'

તારાઓની આરપાર તેજનાં બિંદુ જણાવા માંડ્યાં, અને તેની પાછળ વાજની માફક જ્વાળાઓની શિખાના લીસોટા જણાતા હતા. યુદ્ધ વિમાનોના કાફલામાંથી એક ટુકડી છૂટી પડીને અમુક કોણે ચડવા માંડી, અને નાસી જતા ચાંચિયાઓનાં વિમાનોને રોકવા તેઓ સીધા ચડાવ-વાળા કોણે ચડવા માંડ્યાં તે વખતે વિમાનોને ગતિ આપી બહાર નીકળતા ભડકાથી આકાશમાં અગ્નિનું વમન થતું હોય અથવા તો ઉલ્કાપાત થતો હોય એમ જણાયું

લેઇને ઘડિયાળ જોઈ કહ્યું: 'હવે ટાપુનો નાશ થવાને માત્ર અરધો કલાક રહ્યો છે.'

• વિમાનનો કાફલો ચડતી વખતે ચપ્પાનું ફળ હાથા સામે ધીમેધીમે બંધ થતું હોય એવીરીતે ચાંચિયાઓના ટાપુની આસપાસ એને ભીડાની વીંટાવા માંડયો; અને નજીક આવી પહોંચતાં તેણે ચપ્પુ વસાય એમ એને પકડમાં લેવાનું કર્યું. લેઈનની ધારણા ખરી હતી. ટાપુમાંથી એકે બંદૂક છોડવામાં આવી નહિ, પણ વિમાનો એક પછી એક એમાંથી નીકળી હાથે ઊડતાં હતાં. પછી તેઓ ચાંચિયાઓનાં વિમાનોની મધ્યમાં આવ્યા, એટલે તેમને ઘેરી લઈ ગોળીબાર વડે અતિશય ચોકસાઈથી એકે એકે સઘળાં તોડી પાડયાં. સામાવાળા યે લડયા, પણ તેથી કાંઈ અર્થ સર્યો નહિ. ઓચિંતાં ઝડપાઈ જવાથી બધાં નાશ પામ્યાં, ને છેલ્લું વિમાન હવાઇના સળગતા તેલના ભડકા રૂપે અગળાઇને નીચે પડયું. આ બધું હુમલો થયા પછી માત્ર દસ મિનિટમાં પતી ગયું

## ૧૨ ઉપસંહાર

લેઈનના વિમાને ટાપુ પર ઊતરવા નીચે ડૂબકી મારી ત્યાં તો તેના રેડિયોની ઘંટડી વાગી. તેણે સાંભળ્યુંઃ 'લેઈન. હું લેવરેટ કહું છું કે ગ્રૅવીટી-મોટરના તાર અંગારા માફક બળી રહ્યા છે ને આ ટાપુ બે મિનિટમાં ખલાસ થશે, માટે તેના પર ઊતરશો નહિ. અહીંથી તમે અને તમારાં સઘળાં વિમાનો દૂર રહો. તમારા જેવા સારા માણસો નિરર્થક માર્યા જાય એમ હું ઈચ્છતો નથી. મારા કહેવા પ્રમાણે એકદમ કરો.'

સરદારે લેઈન સામે જોયું, અને એણે હકારમાં માથું હલાવવાથી તેઓએ એ પ્રમાણે કર્યું. તેઓના વિમાન એક બાજુએ વાંકાં વળી ઊંચે ઊડયાં અને બે માઈલ આઘા ખસી વર્તુલાકારે ભમવા માંડયાં. હવે શું થશે તે આશ્ચર્યથી ફાટેલી આંખે સૌ જોઇ રહ્યા હતા, એટલામાં તો એ બાવન હજાર ટનના ટાપુને એક જબ્બર આંચકો લાગ્યો, અને અસંભવિત કોણ પર આમળો ખાઇ તે ક્ષણવાર લટકયો, અને ક્ષણથી પણ ઓછા સમય માટે એની રેખાઓ ભુંસાઇ જતી હોય એમ લાગી. પછી તૂટી જતી સિનેમા ફિલ્મની માફક તે એકદમ અદૃશ્ય થઈ ગયો.

એક ક્ષણ માટે એ સ્થળે ઝાંખી વિચિત્રરીતે ભમરડીઓ ખાતી હોય એવી કાળાશ જણાઈ. પ્રકાશનો સદંતર અભાવ જણાયો, અને વિમાનોમાંથી નિરીક્ષણ કરતા દરેક મનુષ્યને અકળામણ થાય એવી અમળાટની લાગણી થઇ જણાઇ. આંખોને અને મગજને અંદરથી ભયંકર રીતે આમળી નાખતી એક અસહ્ય વેદના થઇ. એક ક્ષણવાર તારાઓ પાણીમાં જેમ વર્તુલાકારે હાલતા જણાય છે તેવા જણાયા. પછી બધું સ્થિર થયું, ને ત્યાં એ પોલાદના ટાપુનું નામનિશાન પણ રહ્યું નહિ. ધાતુનો એકે ટુકડો અથવા લાકડાની ફાટેલી ચીપનો એક કકડો સરખો પણ ત્યાં જણાતો ન હતો.

સરદારે આશ્ચર્ય સાથે કહ્યુંઃ 'અરે! આ શું થયું? એ આખો ટાપુ ગયો કયાં?'

'આ દિક્ અથવા સ્થળમાંથી તે સદંતર ભુંસાઈ ગયો.' લેઈને તણાતા અવાજે કહ્યુંઃ 'ગ્રૅવીટી-મોટર બંધ થઈ એટલે સ્થળની વિકૃતિનો નાશ થયો, અને તેના પરિણામે તે આ પરિમાણમાંથી સંપૂર્ણપણે સાફ થઇ ગયો.' આમ કહેતો શૂન્ય આંખે તે એ સ્થળે તરફ જોઈ રહ્યો. ચાંચિયાનું તંત્ર નાશ પામવાથી એણે મહાન વિજય મેળવ્યો હતો, છતાં તેને એક વાતનો વસવસો રહી ગયો હતો કે લેવરેટ જેવા મહાન પુરુષનો નાશ થયો.

પણ એને તરત જ એની ભૂલ માલૂમ પડી, કારણ કે ટાપુનો નાશ થતાં પહેલાં લેવરેટ એના નીચેના ભાગમાંથી હવાઈ દળનું એક યંત્ર ઉતારી તેમાં બેસી આ લોકોના યુદ્ધ કાફલામાં ભળી જઇ તેના ઓથે પોતાના વિમાનને સંતાડી નાસી ગયો હતો. આ વાતની ખબર પડતાં સરદારે એ વિમાનને પકડવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ તે હાથ આવ્યું નહિ, અને લેવરેટ પકડાયો નહિ. એથી લેઇન મનમાં ખૂબ રાજી થયો; કેમકે એવો મહાન બુદ્ધિશાળી પુરુષ દુનિયામાં ભવિષ્યમાં સારું નામ કાઢવાનો એની એને ખાત્રી હતી.'

(અંગ્રેજી પરથી) ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત




'તમારો છોકરો તદ્દન રોંચો છે.'

'કેમ માસ્તર સાહેબ, એમ કહો છો?'

'મેં એને પૂછયું કે સોમનાથનું દહેરું કોણે તોડયું. તો જવાબમાં તે કહે કે "મેં નથી તોડયું"!'

'સાહેબ, સાચી વાત છે. મારો છોકરો જૂઠું બોલે તેવો નથી. કદાચ કોઇ બીજાનું એ કામ હશે.'

મહેશ—'કૂતરા કરતાં બિલાડીમાં સમજ વધારે હોયછે.'

સરલા—'તું ભલે એમ માનતો હોય, પરંતુ તારી વાત મને સમજાતી નથી.'

મહેશ—હું બિલાડીમાં વધુ સમજણ હોવાનું કહું છું, તારામાં નહિ.

'તમને ખબર છે? મત અને મૂછો સાથે ફૂટે છે!'

'એ સાચું; પણ તમને બીજી ખબર છે? જેઓ મૂછો મૂંડાવીને મૂછને ગુપ્ત રાખી શકે છે, તેઓ વખત આવ્યે મતને ઢાંકી શકતા નથી.'

'આજે મેં રાજા, વાજાં ને વાંદરા ત્રણેને એક સાથે જોયાં.'

'કયાં અને કયારે?'

'આજે સવારે એક રાજાની સ્પેશ્યલ ટ્રેન વાંદરા સ્ટેશને આવી ત્યારે તેમના સત્કારમાં વાજાં વાગતાં હતાં!'

માંસમાં જ ગોળી પેઠી છે. લેવરેટ તમારો આભાર માનું છું.'

'પણ તમે તો મને ફાંસીને લાકડે ચડાવવાના છો, તેના બદલામાં હું મારો ફુરસદનો સમય તમારી જિંદગી બચાવવામાં ગાળું છું, જે અતિશય અવ્યવહાર બાબત છે.' લેવરેટે ટાઢાશથી કહ્યું.

લેઇને લેવરેટનો હાથ ઝાલી કહ્યું: 'લેવરેટ, મારે તો માત્ર ગુનેગારોને સજા કરાવવાની છે, તમારા જેવા મહાન, અને ધારે તો દુનિયા પર મહા ઉપકાર કરે એવા વિજ્ઞાનશાસ્ત્રીને નહિ. તમે તો બર્નેર્સની સૂચના અનુસાર એના દબાણ નીચે કામ કરતા હતા એટલે તેમાં કાંઈ ગુનો બનતો નથી.

લેવરેટે સાચા ખેદના ભાવ સાથે કહ્યું: 'લેઈન, આને માટે હું તમારો ઉપકાર માનું છું, પણ તેમ બની શકે એમ નથી. સવાલ માત્ર તમને બચાવવાનો છે. હું તમારા માટે એક વિમાન તૈયાર કરું છું, અને અમે કેદ કરેલો એક પાઈલટ તેની સાથે આપું છું. લેઈન, હવે છેલ્લી સલામ. અને મારા તરફથી તમને હાર્દિક શુભેચ્છાઓ.'

તે ત્યાંથી ગયો અને પંદર મિનિટ બાદ લેઇનને વિમાનોના નિવાસસ્થાને લઈ જવામાં આવ્યો, જ્યાં લિફ્ટ પર એક ભૂખરા રંગનું વિમાન તૈયાર ઊભું હતું. હાંકનારની બેઠક પર એક પાઈલટ બેઠેલો હતો, જેને સોનાની લગડીઓ લઈ જતા વિમાન સાથે પકડવામાં આવેલો. લિફ્ટ ઊંચે ચડી, વિમાન ટાપુના તૂતકની સપાટી પર આવ્યું, બ્રેક છૂટી કરવામાં આવી અને વાલ્વ ખોલ્યો કે તીર વેગે વિમાન ઊડ્યું.

'હું ધારું છું કે આપણે ચીનના સમુદ્ર પર ઊડીએ છીએ' લેઇને કહ્યું: 'તમે સ્થળ નક્કી કરી શકો કે તરત સીધા લંડન તરફ હંકારો, અને આખા માર્ગે બધી હવાઇઓ જ કામમાં લ્યો.'

વિમાનની ઝડપ વધીને કલાકના પંદરસો માઈલની થઈ.

'આની પાંખો આ ઝડપમાં ટકી તો શકશે ને?' પાઇલટે ચિંતા વ્યક્ત કરતાં કહ્યું.

'છૂટકો જ નથી.' લેઇને ઉત્તર આપ્યો. જોકે એને પણ આ વાતનો ભય હતો. તેઓએ ઘટ્ટ, સ્થૂળ હવામાં પ્રવેશ કર્યો એટલે વિમાન કૂદકા મારતું ઝોલાં ખાવા લાગ્યું; છતાં એણે ઝડપ ઓછી કરાવી નહિ. એને કોઈ પણ હિસાબે લંડન જઇ ટાપુનો નાશ થતાં પહેલાં ત્યાં પાછા ફરવું હતું.

## ૧૧ હવાઈ દળનો કાફલો

ટાપુ છોડ્યા બાદ અર્ધા કલાકમાં પાઇલટે હવાઇઓને બુઝાવી નાખી અને વિમાનને જોરથી જમીન તરફ ડૂબકી ખવડાવી. ત્રણ હજાર ફૂટની ઊંચાઇ પર તેઓ આવ્યા, કે તેણે વિમાનની ચાંચની હવાઈની કળ દબાવી, એટલે વિમાનનો વેગ અટકાવવાના આકરા પ્રયત્નમાં જ્વાળાઓનો પુંજ બહાર નીકળ્યો. વેગ એટલી ત્વરાથી ઘટ્યો કે લેઇન વિમાનના આગળના ભાગ સામે ખૂબ જોરથી અથડાયો. તેઓ બહુ વિચિત્ર રીતે જમીન પર ઊતર્યા. નીચેનું વાહન વિમાનના કલેવરથી છૂટું પડી ગયું અને ઊતરવાના પ્રદેશ પર વાંકુંચૂંકું લપસતું, ગોટીમડાં ખાતાં ઊતર્યું.

યંત્ર અટકતાં પહેલાં તો લેઈન એમાંથી ઊતરી ગયો, અને આ વિમાનને આવી વિચિત્ર રીતે ઊતરતું જોવા ત્યાં જે અધિકારીઓ ભેગા થયા હતા તેમનામાંના મુખ્ય અધિકારીને પોતાની ઓળખાણ ને કામગીરીની માહિતી આપી તેણે અતિશય ત્વરાથી કહ્યું: 'હવાઈદળનાં સઘળાં સ્થળોએ ખબર આપો. એકદમ રેડિયોથી આજ્ઞા કરો કે જેટલાં બને તેટલાં વિમાનો એકઠાં કરે. એક વિમાન મને અહીંથી લઈ જવા બોલાવી મંગાવો. જલદી કરો નહિ તો મોડા પડી જઈશું.'

ચાર મિનિટમાં તો છ બેઠકનું એક યુદ્ધવિમાન ત્યાં હાજર થયું. લેઇન એમાં કૂદી પડી બોલી ઊઠ્યો: 'એકદમ દોડાવો ને વિમાનીદળના કાફલા સાથે જોડાઇ જાઓ. પછી હું જરૂરી સૂચનાઓ આપીશ. આપણે કેટલાં વિમાન એકઠાં કર્યાં છે?'

'અત્યારે હવામાં બાર વિમાનસમૂહો એકઠા થઈ ગયા છે.' હવાઇદળના સરદારે ઉત્તર આપ્યો: 'એટલાં બસ છે ને?'

'હા, પણ જો કાર્યપાર પાડવું હોય તો ઝડપ કરવી પડશે.'

લેઈન પાસેથી તરતા ટાપુનું વર્ણન સાંભળી સરદાર આશ્ચર્ય પામ્યો. એણે કહ્યું, 'આવું હોય તો તે પકડાય નહિ એમાં કાંઈ નવાઇ જેવું નથી. તેઓ આપણો સામનો કરી શકે એમ છે કે ત્યાં બધું અસ્તવ્યસ્ત થઈ ગયું છે?'

'અત્યારે તો તેઓ મોતના પાશમાંથી બચવાને મથી રહ્યા હશે, પણ તેમાંથી છૂટી, હવામાં આવશે એટલે સામનો કરશે.'

એટલામાં તેઓ યુદ્ધવિમાનના કાફલાને જઇ મળ્યા, અને લેઇને સૌને જવાનું સ્થળ બતાવ્યું. અતિશય બળવાન હવાઇઓના કાન ભેદી નાંખે એવા અવાજ સાથે આ એકસો વીસ વિમાનનો કાફલો અનંતાકાશમાં ઊડ્યો. સો માઈલ ઊંચે ગયા એટલે તેમણે ત્યાંથી વીસ માઈલ ઊંચે પેલો ટાપુ આકાશમાં ટપકાની માફક તરતો દીઠો!

'અરે એ તો ઊંચો જાય છે!' લેઈને કહ્યું: 'એટલે કે એમાંથી વિમાનો ઊડી રહ્યાં છે એમ સમજવું. જુઓ, તેમાંનાં કેટલાંક ઓ રહ્યાં.'

તારાઓની આરપાર તેજનાં બિંદુ જણાવા માંડ્યાં, અને તેની પાછળ વાળની માફક જ્વાળાઓની શિખાના લીસોટા જણાતા હતા. યુદ્ધ વિમાનોના કાફલામાંથી એક ટુકડી છૂટી પડીને અમુક કોણે ચડવા માંડી, અને નાસી જતા ચાંચિયાઓનાં વિમાનોને રોકવા તેઓ સીધા ચઢાવવાળા કોણે ચડવા માંડ્યાં તે વખતે વિમાનોને ગતિ આપી બહાર નીકળતા ભડકાથી આકાશમાં અગ્નિનું વમન થતું હોય અથવા તો ઉલ્કાપાત થતો હોય એમ જણાયું

લેઇને ઘડિયાળ જોઈ કહ્યું: 'હવે ટાપુનો નાશ થવાને માત્ર અરધો કલાક રહ્યો છે.'

હિંદી જંગલોનાં અમુક વૃક્ષો પર થતા જીવાતના એક પ્રકારના ઉત્સર્જનમાંથી નીપજતા ગુંદર જેવા પદાર્થમાંથી એ ઝાડો પર લાખ નામે જાણીતો પદાર્થ બંધાઇ જાય છે. હાલના વીજળીક યુગમાં તેનાં સાધનોમાં તથા રંગ, વાર્નિશ, ગ્રામોફોનની રેકર્ડ, બુટપૉલિશ, ફોટોગ્રાફીની કેટલીક વસ્તુઓ, શાહીઓ વગેરે ચાલુ ઉપયોગની વસ્તુઓમાં વપરાતી આ લાખ દર વર્ષે ૩૨,૦૦૦ ટન વજનમાં હિંદમાંથી પરદેશ નિકાસ થાય છે. હિંદી સુખડ અને સુખડના તેલને તો તેના ઉત્તમ ગુણોને લીધે, ઑસ્ટ્રેલિયન સુખડની કટ્ટર હરીફાઇ છતાં યે, ચીન, જાપાન, અમેરિકા ને ખુદ ઇંગ્લંડમાં પણ પસંદગી અપાય છે. એ એક ટન સુખડની આશરે ૧૫૦૦ રૂપિયા કીમત પડે છે અને તેના તેલની એક આઉંસની કીમત રૂપિયા બે લગભગ ઊપજે છે. આપણે પાનમાં ખાઇએ છીએ તે કાથો ખેરનાં લાકડાંના ગર્ભ ભાગમાંથી મેળવાય છે. મહુડાંમાંથી દારૂ તૈયાર થાય છે અને ટીમરૂ તથા આપટાનાં પાનની બીડીઓ બનાવાય છે.

અને હિંદી જંગલો ઔષધિનો તો ભંડાર છે. હિંદના જુદાજુદા ભાગમાં ઘણીખરી ઔષધોપયોગી વનસ્પતિ થાય છે.. આપણે ત્યાં મળી આવતી લગભગ ૧૧,૦૦૦ જાતની વિવિધ વનસ્પતિમાંથી બે હજારથી વધારેની સંખ્યા એક કે બીજી દવામાં કામ લાગે છે. પાશ્ચાત્ય અને અન્ય વૈદક ગ્રંથોમાં નિર્દેશાએલી વનસ્પતિનો પોણો ભાગ આયુર્વેદના સ્રષ્ટા હિંદમાં થાય છે અને બાકીની પણ સહેલાઇથી ઉછેરી શકાય તેવી છે. હિંદમાં આડેધડે જ્યાંત્યાં રઝળતા મળી આવતા વર્ગો લેગ્યુમિનોસી, કમ્પોઝીટી, લેબીએટી, રુટેસી, રૅનનક્યુલેસી, અંબેલીફેરી, કુકરબીટેસી, સોલેનેસી, એપોસાયનેસી, માલવેસી વગેરે વર્ગોમાંની ઘણીખરી વનસ્પતિ ઔષધોપયોગી છે. તેમાંની કેટલી યે કીમતી વનસ્પતિ કાચા માલ તરીકે પરદેશ ચડે છે અને એ જ વસ્તુ શુદ્ધ સ્વરૂપે બાટલીઓમાં પૅક થઇ આપણને પાછી અત્યંત મોંઘા ભાવે મળે છે. એવો આશરે ૪૨ લાખ રૂપિયાનો માલ હિંદમાંથી દર વર્ષે નિકાસ થાય છે અને તેને બદલે ૨૦૦ લાખ રૂપિયાનો માલ આપણે આયાત કરીએ છીએ ! આપણા આયુર્વેદનાં પ્રાચીનતમ શાસ્ત્રોમાંથી નવી નજરે જ્ઞાન કેળવી આધુનિક રસાયણશાસ્ત્ર પ્રમાણે વૈજ્ઞાનિક ઢબે યાંત્રિક સાધનો વડે જો પૂરતી શોધખોળ થઇ દવાઓ તૈયાર કરવામાં આવે તો વનૌષધિ માટે આપણી પાસે વનસ્પતિનો એટલો વિપુલ અને અખૂટ જથ્થો છે કે હિંદ ધારે તો પોતાના ઉપયોગ ઉપરાંત બીજા ઘણા દેશોને દવાઓ પૂરી પાડી શકે; અને હિંદનાં જે કરોડો માણસોને આજે દવા શી વસ્તુ હશે તેનું ભાન નથી તેમને ઘેરઘેર રાહત પહોંચે. આ ઉદ્યોગનો વિકાસ થતાં હિંદી જંગલોની કેટલી યે એળે જતી અને સડી જતી વસ્તુઓ ઉપયોગી નીવડી એક કીમતી ખજાનો હાથ પડે. દવાઓ સિવાય બીજા પણ ઉપયોગી મસાલા, ગૂંદરો, રંગો, તેલો, સુગંધી ને કેટલાં યે રસાયણો આપણાં જંગલોની વનસ્પતિમાંથી મળે છે. ચામડું કમાવવા ને રંગવામાં આવળ બાવળ જેવી ને બીજી વનસ્પતિની છાલ, ફળ અને પાંદડાં ઉપયોગી હોઇ જોઇએ તેટલાં મળીરહે છે.

બાંધકામમાં અને ગરમી તથા શક્તિ ઉત્પાદન કરવામાં થતા લાકડાંના સાધારણ ઉપયોગનું સ્થાન હવે લોઢા તથા સિમેન્ટ અને પેટ્રોલ કે વીજળીએ ઝડપી લીધું છે. પણ વૈજ્ઞાનિકો એમ કયાં લાકડાંને છોડે તેમ છે. એ હરીફાઇમાં ઉપર્યુક્ત વસ્તુઓ સામે લાકડું વધારે ઉપયોગી નીવડી ટકી રહે તેના ઉપાયો તેમજ લાકડાંના નવાનવા ઉપયોગો તેઓ શોધતા જ રહે છે અને જંગલોનું ભાવિ વધુ ઊજળું થતું જતું માલૂમ પડે છે. પ્લાઇવૂડથી માંડી નવાં શોધાએલાં અગ્નિરોધક પાટિયાં (Insulation boards)માં તેમનો ઉપયોગ જાણીતો છે પણ હવે તો વિચિત્ર લાગતી વસ્તુઓના ઉત્પાદન માટે પણ લાકડાંની ઉપયોગિતા પુરવાર થઇ છે. ખાંડ અને એવા જ બીજા કેટલાક ખાદ્ય પદાર્થો તથા તેજાબ અને સુરેકો લાકડાંના રસમાંથી મેળવવાના અખતરા સફળ થયા છે અને તેના રેષામાંથી તૈયાર થતી વસ્તુઓ ઊન રેશમ અને જ્યુટ (Jute)ના બદલામાંવપરાવછેઅને એવાં મશીનો ને મોટરો પણ તૈયાર થયાં છે કે જે લાકડાંથી ચાલે અને પેટ્રોલ ન મળે તોપણ મુંઝાવું ન પડે.

હિંદી જંગલોનાં વૃક્ષોમાંથી મેળવાતી સરેરાશ આવક શુમારે અઢી કરોડથી વધુ રૂપિયા લેખાય છે અને જંગલોની વ્યવસ્થા, નિયંત્રણ, રક્ષણ, ઉછેર વગેરેમાં ખર્ચ થઇ એક કરોડથી વધુ રૂપિયાનો તેનો ચોખ્ખો ફાયદો ગણવામાં આવે છે. આ વનસ્પતિજન્ય પેદાશ ઉપરાંત ચામડાં, શિંગડાં, હાડકાં, હાથીદાંત, પક્ષીનાં પીછાં વગેરે

પ્રાણીજ પેદાશો અને અભ્રક, ઍલ્યુમિનિયમ, મૅગ્નેસાઇટ, મૅંગેનીઝ આદિ અનેક ખનીજો હિંદનાં જંગલોમાંથી મળે છે. અને મુખ્ય તો આપણા આ કૃષિપ્રધાન દેશના આત્મા જેવા ગ્રામજનોના નિર્વાહમાં જંગલો જે રીતે આધારભૂત બની રહેલાં છે તે તથા તે કરતાં યે આપણી એ કૃષિ-સંસ્કૃતિનું ભાર વહન કરનારાં ઢોરોને જંગલો જે રીતે પોષે છે તેમાં આપણી વનશ્રીની ખરી મહત્તા છે. આપણાં જંગલોની ૭૦૦ કરતાં પણ વધારે વિવિધ પ્રકારની વનસ્પતિ અને વૃક્ષો (જેમાં લગભગ ૨૬૦ જુદીજુદી જાતનાં ખાદ્ય ઘાસોનો પણ સમાવેશ થઇ જાય છે) આપણાં પશુઓને ચરિયાણ પૂરું પાડે છે અને સરેરાશ ૧૧થી ૧૨ લાખ ઢોરો વગડા સિવાયનાં તર જંગલોના ભાગમાં ચરી લાભ લે છે. જંગલોની કૃત્રિમ વાવણીમાં વનખેતી પર કેટલા યે રાનીપરજ લોકોનો નિભાવ થાય છે.

આપણી વનશ્રીની આ સમૃદ્ધિના ખ્યાલથી તથા દુનિયાનાં ઉચ્ચ પ્રકારનાં જંગલોની ઉત્તમોત્તમ નિપજ-વાળા દેશોમાં પણ હિંદનું સ્થાન મહત્ત્વનું છે એ જાણીને આપણને જરૂર ગૌરવ થાય; છતાં યે જાપાન જેવા પ્રગતિ-માન દેશો તરફ નજર કરતાં આપણું અરમાન ઊતરી જાય છે. ત્યાંની વસ્તી દર ચોરસ માઇલે સરેરાશ ૩૫૮ માણસની લેખાય છે અને બેલ્જિયમના ૭૦૨ તથા ઇંગ્લાંડના ૪૧૮ને મુકાબલે વસ્તીની ગીચતામાં તે દુનિ-યાનું ત્રીજા નંબરનું રાષ્ટ્ર ગણાય છે; જ્યારે હિંદની વસ્તી દર ચોરસ માઇલે ૩૭ની ગણાય છે. આવી ગીચ વસ્તી ધરાવતા જાપાન જેવા દેશનો સેંકડે ૬૭ ટકા પ્રદેશ જંગ-લોથી છવાએલો ને નવાં જંગલો ઉછેરવા માટે રખાએલો છે. જંગલોનો આ વિકાસ જાપાનની રાષ્ટ્રોન્નતિનું એક મુખ્ય કારણ મનાય છે અને એ સમજાતાં જંગલો તરફનું આપણું દુર્લક્ષ ને બેદરિયાકપણું આપણને સાલે એવું છે.

આપણા જીવનની ચાલુ જરૂરિયાતોમાં વણાઇ ગએલી જંગલોના નિપજની આ બધી ઉપયોગિતા ઉપરાંત હવામાન, ઋતુ, ધરાતલ, ભૂગર્ભમાંની રસાંગ, પાણીના જમાવ અને પ્રવાહો વગેરે કુદરતનાં તત્ત્વો પર સૂક્ષ્મપણે થતી જંગલની જ્ઞાત અને ગૂઢ અસરનું કાંઇક ભાન થતાં, પ્રકૃતિએ જ્યાં જે જંગલો નિર્માણ કર્યાં હોય ત્યાંની તેવી કુદરતી હેતુસરની યોજનાને ઉથલાવી મારવાનું આપણને ઉચિત લાગે છે ? ઉચિત તો એ છે કે કુદરતી ક્રિયાને વશવર્તી તેને અનુસરી તેમજ વેગ આપી આપણે જંગલોનો વિકાસ અને સુધારણા કરવાં. આજે તો સોનાનાં ઈંડાં મૂકતી મુરઘીને મારી નાખનાર પેલા કમઅક્કલની પેઠે તેની અહંતર સફાઇ કરી એકીફેરે તેનો લાભ લઇ આપણે પરિણામે કુદરતનો ખોફ જ વહોરી લઇએ છીએ. એક વખત નાશ થયા પછી જંગલનાં વૃક્ષો ફરી વાવવાનો કે નવેસરથી જંગલો ઉગાડવાનો પ્રશ્ન અત્યંત વિકટ અને ક્યારેક તો અશક્ય થઇ પડે છે. અમુક જમીન અમુક વનસ્પતિને અનુકૂળ હોઇ જ્યાં જે બંધ બેસે તે વિસ્તારવું જોઇએ; કુદરતનાં તત્ત્વોથી વિરુદ્ધ જઇને કરવામાં આવતી જંગલોની કામગીરી ક્યારે ય પણ કારગત નથી નીવડી. માટે જંગલો જેમનાં તેમ જળવાઇ રહે અને માત્ર મુદ્દલ ઉપરના વ્યાજની રીતે આપણે તેની ઉત્પન્નનો ઉપયોગ કરીએ તેમાં જ આપણો ઉગાર છે. વનના જે વૃક્ષનો ઉપયોગ આપણે કરવો હોય તેને બદલે તેવું કે તેથી સારું ઝાડ રોપી ને સ્થાપિત થયાની ખાત્રી ન આવે ત્યાં સુધી વૃક્ષના થડ પર કુહાડી ચલાવવાનો કોઇને અધિકાર ન હોઇ શકે.

છાણાં વીણતી છોડી કે કરગઠિયાં વીણતી ડોશી-થી માંડી આપણા વાઢા અને નિષ્ણાત સુથારોને કામ આપી નિભાવતાં, બળતણ ઇમારતી લાકડું અને ઘરવખરીની ચીજોથી માંડી ઔષધિઓ સુધીના આ-પણા જીવનનિભાવની સામગ્રી પૂરી પાડતા તથા દેશના વેપારને સમૃદ્ધ કરતાં, પાવરધા શિકારશોખીનોથી માંડી પ્રકૃતિપ્રેમી શોધક અને અભ્યાસક એવા વનેચરો અને વનવિહારીઓને પોતાના સદૈવનવાં આકર્ષણોથી લોભાવી તેમની મહેચ્છાઓને પોષતાં, પ્રકૃતિલીલાનાં રમ્ય અને ભવ્ય દર્શને કલાકારો અને કવિઓની ઊર્મિઓને ઉછાળી કાવ્ય સ્ફુરાવતા, દુઃખિયાંને વિસામો ને સંસાર અસાર માનતા કંઇક વૈરાગીઓનું વિશ્રામસ્થાન થઇ પડેલાં જંગલોનાં સૌંદર્ય ને શાંતિ આદિકાળથી આદરપાત્ર ઠરેલાં છે. પ્રથમ દૃષ્ટિએ જડ કે નિર્જીવ ભાસતું જંગલ, ઉઘાડી આંખે જોતાં જ્યારે સભર જીવસૃષ્ટિથી ઊભરાતું અને જીવનવિસ્તારની પૃથક્ પૃથક્ શ્રેણિઓમાંથી પસાર થતી વિવિધ વનસ્પતિનાં જુદાં જુદાં સ્વરૂપે દેખાય છે ત્યારે જીવનનું તત્ત્વદર્શન કરાવતાં જંગલોનું સાચું રહસ્ય સમ-જાય છે; અને પછી પ્રકૃતિના એ ખોળે આળોટી તેની અર્ચનાથી આપણી વનશ્રીને રીઝવી મેળવાતા પ્રસાદ વડે આપણું જીવન અવશ્ય સમૃદ્ધ બને છે.

•સમજવાના અખતરા દર્શાવતો લેખ

# ચાલો સ્વપ્નની સહેલગાહે

**સ્વ**પ્નાં તો આળપંપાળ છે; સ્વપ્નસૃષ્ટિ એટલે ધુમાડાના વાયુગોટા; એમાંથી તે શું મળી શકવાનું હતું? યુગેયુગમાં સ્વપ્નના વિજ્ઞાનની શોધ કરનારા શેખચલ્લીઓ થયા છે, અને ઉપરની માન્યતા તેમને ઉપહાસને પાત્ર બનાવતી આવી છે. પણ આજના માનસશાસ્ત્રીએ જ્યારે જોયું કે એ સ્વપ્નસૃષ્ટિ પોતે જેવી સૂક્ષ્મ છે એવાં જ સૂક્ષ્મ સત્યો તે આપણને આપી શકે તેમ છે, ત્યારે એ શેખચલ્લીઓ કરતાં પણ વધુ પ્રિય એ સ્વપ્નસૃષ્ટિનો અભ્યાસ કરવો એ માનસશાસ્ત્રીઓનો માનીતો શોખ થઈ રહ્યો.

પણ એ અભ્યાસમાં માનસશાસ્ત્રીને આજ સુધી એક મુશ્કેલી રહ્યા કરતી. અભ્યાસ કરવાની વસ્તુ જ્યારે જોઈએ ત્યારે રસાયણની શીશીઓ માફક ટેબલ પર આવવી જોઈએ. એ સગવડ સ્વપ્નસૃષ્ટિના અભ્યાસમાં ન હતી. એ અભ્યાસ તો માત્ર તકનો લાભ લઈને જ કરી શકાતો. અને એવી રીતે આકસ્મિક મળી જતી તકો અત્યંત લાંબા સમયે મળતી હોઈ આ અભ્યાસની ધીમી ગતિ વધારી શકાતી નહિ.

પણ માનસશાસ્ત્રી હતાશ થાય એમ ન હતો. ઘણા વિચારને અંતે એની વિચક્ષણ બુદ્ધિએ સ્વપ્નસૃષ્ટિને પણ પોતાની પ્રયોગશાળાની ચાર દીવાલો વચ્ચે કેદ કરી, અને જ્યારે જરૂર હોય ત્યારે પોતે એને ખોલી અંદર જોઈ શકે એવી સગવડ એણે મેળવી લીધી. આવી મહાભારત દેખાતી કરામતની તદ્દન સાદી ચાવી તે 'હિપ્નૉટિઝમ'!

હિપ્નૉટિઝમની સામાન્ય રીત આ પ્રમાણે છે: પ્રથમ તો જેના પર એ પ્રયોગ કરવાનો હોય તે પાત્રને સ્વેચ્છાપૂર્વક આરામ મળે એવી સ્થિતિમાં બેસાડી કે સુવાડીને, એને, શરીરના બધા સ્નાયુઓ ઢીલા કરી નાખવાનું તથા ઊંઘ સંબંધે જ વિચાર કરવાનું કહેવામાં આવે છે. આમ એની સ્વેચ્છા, ઊંઘનું મજબૂત સૂચન અને શરીરની શિથિલતા તેનામાં કાંઈક તંદ્રા લાવે છે. પ્રયોગ કરનારો પાત્રની સામે તેનાથી જરા ઊંચો બેસી, પોતાની હથેળીઓ તેના હાથ પર રાખી, એની ભમ્મર સામે તાકીને જોઈ રહે છે. આથી પાત્રની ઊંઘ જરા વધુ ઊંડી જાય છે. એ પછી પ્રયોગ કરનાર પાત્રના આખા શરીર પર પોતાના હાથ વતી 'પાસીઝ' કરે છે; એટલે કે પોતાના હાથ પાત્રનાં શરીરને ન અડે એટલે દૂર રાખીને તેના માથાથી શરૂ કરી પગ સુધી એક તરફ લઈ આવે છે. આ પાસીઝ પાત્રને સંપૂર્ણ મૂર્છામાં નાખી દે છે.

પણ સાદી ઊંઘ કરતાં આ ઊંઘમાં એક વિશેષતા છે. હિપ્નૉટિઝમથી ઊંઘમાં પડેલો માણસ એ ઊંઘમાં પણ પ્રયોગ કરનારના હુકમ સમજે છે અને તે પ્રમાણે વર્તન પણ કરે છે જ ઊંઘમાં. હાલવાચાલવાની કે બીજી કોઈ પણ ક્રિયા એ હુકમ પ્રમાણે કરી શકે છે તેમજ પોતાને થતા અનુભવોનું વર્ણન પણ આપણી સમક્ષ કરી શકે છે. આ બધું છતાં તે સંપૂર્ણ ઘેનમાં હોય છે, અને તેથી, તેના શરીર પર બહારની કોઈ પણ અસર થાય તો તેનું સાચું કારણ તે ન જોઈ શકવાથી સ્વપ્ન દ્વારા એ કારણને જાણવા તે પ્રયત્ન કરે છે. અને એવી રીતે એનામાં જ્યારે જોઈએ ત્યારે અનેક નવાં સ્વપ્ન ઉપજાવી શકાય છે!

આ ઊંઘમાં બીજી એક એવી ખૂબી છે કે એકવાર ઊંઘમાંથી જાગ્યા પછી તેને સ્વપ્નાવસ્થા યાદ ન આવતી હોય; પરંતુ ગમે ત્યારે પાછો ફરી એને હિપ્નૉટિઝમથી ઊંઘમાં નાખવામાં આવે એટલે ગયા વખતની ઊંઘના સળંગ થતા અનુભવનું તે ઘણીવાર વર્ણન કરે છે.

આવી બધી ખૂબીઓને લીધે હિપ્નૉટિઝમની ઊંઘ સ્વપ્નસૃષ્ટિના અભ્યાસ માટે ઠીક જોઈએ એવી જ માલૂમ પડી છે; અને તેથી અમેરિકાની ટેક્સસ યુનિવર્સિટીની માનસશાસ્ત્રીય પ્રયોગશાળામાં ડૉક્ટર ક્લીને યુનિવર્સીટીના કેટલાક ઉત્સાહી વિદ્યાર્થીઓ પર કરેલા પ્રયોગોથી સ્વપ્નસૃષ્ટિનો વૈજ્ઞાનિક ધોરણે અભ્યાસ કરવાનું શક્ય બન્યું છે. એ પ્રયોગોમાં મળેલા કેટલાક ધ્યાન ખેંચે એવા અનુભવો આપણે હવે જોઈએ.

**મા**નસશાસ્ત્રીઓ અત્યાર સુધી એટલું તો માનતા જ હતા કે સ્વપ્નમાં આપણને જે સમય દેખાતો હોય છે

ડુંગરાઓમાં રખડવા ગએલો. અમે પાછા આવ્યા ત્યારે એમાંના એકનું ઘર સળગી ગયું હતું,–તદ્દન સળગીને પડી ગએલું! માત્ર જાણે કોલસાનો ઢગલો જ દેખાતો હતો. ગઈ રાત્રે જ એ બધું બન્યું. કેટલાંક લાકડાં હજુ ઝગતાં હતાં–એક લગારેક–આ હજુ જ્વાળાની કળે.'

આ પ્રમાણે બીજાં પણ કેટલાંક સ્વપ્ન કાન દ્વારા જાગ્રત કરી શકાયાં હતાં. જેમકે એક પાત્રના કાન પાસે ટ્યુનિંગ ફૉર્કનો અવાજ કરવાથી એને વિમાનોનો અવાજ સંભળાયો. અને પછી તો એણે આકાશમાં ટુકડીબંધ ઊડતાં કેટલાંક વિમાનો પણ જોયાં! કહેવાની જરૂર નથી કે કેટલાક વખત પહેલાં એક ટૉકીમાં એણે આ દૃશ્ય જોએલું એની જ સ્મૃતિ એને તાજી થઈ હતી.

વળી આવાં જ સ્વપ્ન ગંધથી પણ જાગ્રત થાય છે. એક વિદ્યાર્થીના નાક આગળ અત્તરની શીશી રાખતાં તેને જાણે પોતાની દાદીમાના બાગમાં પોતે ફૂલ વીણતો હોય એવું સ્વપ્ન આવ્યું. અને પછી જ્યારે તેને ક્લૉરો-ફૉર્મની ઉગ્ર વાસ આપવામાં આવી ત્યારે જાણે તે દવાખાનામાં ઑપરેશન કરવાના ટેબલ પર સુતો હતો અને ડૉક્ટર તેને ક્લૉરૉફૉર્મ સુંઘાડવાની તૈયારીમાં હતા એવું સ્વપ્ન આવ્યુ!

પણ બધા કરતાં ત્વચાના સંસ્કારોથી નીપજનારાં સ્વપ્ન આપણે વધારે પ્રમાણમાં અનુભવીએ છીએ. એક ઊંઘતા વિદ્યાર્થીના જમણા હાથ પર ચીપિયાથી ત્રણ વખત ચીમટી લેતાં તેણે એનો આમ અર્થ કર્યો: 'એક ઊંદર દરમાંથી આવીને મને કરડી ગયો.' કરડવાની જગ્યા બતાવવાનું કહેતાં તેણે એ ચીમટીની જગ્યા બતાવી.

'કેવા રંગનો ઊંદર હતો?'

'કાળા રંગનો.'

'એ કરડ્યો ત્યારે તમે શું કર્યું?'

'મેં ચીસ નાખી અને મારો હાથ ખેંચી લીધો.'

પણ અહીં એ જોવા જેવું હતું કે એ ચીસ નાખવાનું કે હાથ ખેંચવાનું એ બિચારે માત્ર સ્વપ્નામાં જ કરેલું. બહારના કોઈ તે જોઈ કે સાંભળી શકેલા નહિ. વળી એ જ વિદ્યાર્થી પરના એક બીજા પ્રયોગ વખતે એના હાથ પર રૂની પોટલી થાબડવામાં આવી ત્યારે કહે, 'આસમાની શીંગડાંવાળી એક ભૂરી ગાય મારો હાથ ચાટે છે!'

એક પાત્રના મોઢાને કપડાથી થોડીવાર ઢાંકી દેતાં તેને મૂંઝારાનું સ્વપ્ન આવ્યું; અને બીજે એકના કપાળ પર ધાતુનું ઠંડું ચકરડું મૂકતાં તેને સ્વપ્ન આવ્યું કે 'આખી રાત અને સવાર સુધી બરફ વરસ્યો. મેં બરફનું એક પૂતળું બનાવ્યું.'

ત્વચાના સંસ્કારોથી ઊપજેલાં સ્વપ્નાંઓમાં વધુમાં વધુ ધ્યાન ખેંચે એવું તો પડવાનું સ્વપ્ન છે. આ સ્વપ્ન ઉપજાવવા માટે ત્વચાને કઈ રીતે ઉત્તેજિત કરવી એ જ પહેલો અને કપરો પ્રશ્ન હતો. પણ અગાઉના માનસ-શાસ્ત્રીઓના કેટલાક નિર્ણયો અહીં ઉપયોગી થઈ પડ્યા. એ તો જાણીતું જ હતું કે જે સ્વપ્ન ઉપજાવવું હોય એને જ મળતો બાહ્ય ઇન્દ્રિયસંસ્કાર હોવો જોઈએ. જેમકે ટાઢનું સ્વપ્ન ઉપજાવવા માટે પાત્રના શરીરને ઠંડી આપવી જોઈએ, સુગંધનું સ્વપ્ન ઉપજાવવા માટે એને સુગંધ આપવી જોઈએ, કે કોઈ સંગીતના જલસાનું સ્વપ્ન ઉપજાવવા કોઈ મનોરમ ધ્વનિ સંભળાવવો જોઈએ.

હિપ્નૉટાઇઝ કરેલા પાત્રને સ્ટ્રેચરમાં સુવાડી, ઓશીકાની એક બાજુ જરા ધીમું દબાણ આપી, તેના માથાને રજમાત્ર નિરાધાર ઝુલાવતાં તેની કલ્પના એવું અતિશયોક્તિભર્યું સ્વપ્ન રચે છે કે (જુઓ જમણી બાજુ) તે કોઈ ખીણમાં ઊંધે માથે ચકરી ખાતો પડે છે! બીજી વખત સુતેલા પાત્રના કાનમાં 'બચાવો!' એવો સાદો શબ્દ બોલતાં તેની કલ્પનાએ એક આખી વાર્તાની ઈમારત ચણી લીધી કે ખીણમાં કોઇ મોટર ઊંધી પડી છે, હાંકનાર ગભરાઈ ગયો છે, નીચે કોઇ સ્ત્રી ચગદાઈ ગઇ છે, તેની મદદનો અવાજ આવે છે, ને પોતે સહાયે ધસે છે! (ડાબી બાજુ)



અને એ જ પ્રમાણે પડવાના સ્વપ્ન માટે પણ પડવાનો અનુભવ આપવો જોઇએ. પણ જ્યારે આપણે યાદ કરીએ કે પડવાનું સ્વપ્ન અનુભવતી વખતે બધા કાંઈ ખાટલા પરથી હેઠે પડી જતા નથી, ત્યારે એ સાદો તર્ક ફલિત થાય છે કે એ અનુભવ એવા ઉગ્ર સ્વરૂપમાં નહિ પણ સૂક્ષ્મ માત્રામાં અપાય તો ચાલે. અને પડવું એટલે આધાર ગુમાવવો. એટલે શરીરના કોઇ ભાગને પળવાર નિરાધાર સ્થિતિમાં મૂકવાથી કદાચ આ સ્વપ્ન આવે એવી અટકળ સહેજે બાંધી શકાય.

આ તર્ક પ્રમાણે એક વિદ્યાર્થિની ઉપર પ્રયોગ કરવામાં આવ્યો. પ્રયોગના હેતુની એ કુમારીને ખબર ન હતી. ઊંઘમાં પડ્યા પછી તેને એક સ્ટ્રેચર પર સૂવાનું કહેવામાં આવ્યું! પછી એની ઘૂંટી પાસેના સ્ટ્રેચરના કપડાને સહેજ દબાવવામાં આવ્યું, જેથી થોડો વખત એના પગ માથા કરતાં જરા નીચા રહ્યા. અને આમ એને ધારેલું સ્વપ્ન લાવી શકાયું. તેણે કહ્યું: 'હા. હું લપસતી નીચે ચાલી જાઉં છું. હું એક સહેલ કરવાના લપસણા પાટિયા પર લપસું છું.'

ડૉક્ટર કલીન કહે છે: 'આવો પ્રયોગ અગિયાર જણ પર કરવામાં આવ્યો હતો અને એ બધાને આવાં લપસવાનાં જ સ્વપ્ન આવેલાં. એટલું જ નહિ, પણ કઈ દિશામાં એ પાત્રને લપસાવવું એ પણ આપણા કાબૂની વાત છે; કેમકે જે બાજુ એને લઈ જવું હોય એ બાજુ જરા વધારે દબાણ દેવું! વળી એના લપસવાની શૈલી પર પણ આપણે કાબૂ રાખી શકીએ છીએ. જેમકે એક જણને એવું દબાણ પગ પાસે આપવાને બદલે એ સ્ટ્રેચરના એની કેડ પાસેના ભાગ પર બંને બાજુ પર આપ્યું, અને એને ગાડીમાં ધસડાતા જવાનું સ્વપ્ન આપ્યું! બીજા એક જણને ઓશીકા પર ડાબી બાજુ દબાણ આપતાં એ બાપડો જાણે ઊંધે માથે ડાબી તરફ ફરતો ઊંડોઊંડો જઈ પડ્યો.

અહીં એ પ્રશ્ન સહજ થશે કે આપણને જ્યારે આવાં પડવાનાં કુદરતી સ્વપ્ન આવે છે ત્યારે કોઈ આપણા બિછાના પર આમ દબાણ કરતું નથી હોતું. પણ એવે વખતે આપણે બીજી રીતે એ સ્થિતિ આપણી મેળે જ ઊભી કરતા હોઇએ છીએ. સામાન્યરીતે આપણે સૂઈએ છીએ ત્યારે આપણા બધા સ્નાયુઓને જોઇએ એવા શિથિલ કરી શકતા નથી, અને તેથી એ અક્કડ સ્નાયુઓ આપણા શરીરને બિછાનાથી જાણે જરા ઊંચું પકડી રાખે છે. અલબત્ત, લાંબા વખતની ટેવને અંગે આપણે જાગતાં આ અક્કડાઈ પકડી શકતા નથી. પણ આપણે ભર ઊંઘમાં પડી જઇએ છીએ ત્યારે આપણા સ્નાયુઓ પોતાની કુદરતી શિથિલાવસ્થામાં આવી જાય છે; એ વખતે આપણા શરીરની સપાટીનો બાકીનો ભાગ બિછાનાને અડકે એ પહેલાંની એકાદ વિપળની પણ આધારરહિતતા આપણા સ્વપ્નસ્થ માનસને ભારે લાગે છે, અને અતિશયોક્તિભરેલા સ્વરૂપમાં તે આપણને પડવાના સ્વપ્ન તરીકે દેખાય છે.

ઉપર કહી ગયા તેમ એકનો એક પ્રયોગ એક પાત્ર પર ફરીફરીને કરવાથી તેને આગલું સ્વપ્ન ફરીથી આવે છે. પણ એથી ઊલટું, એકનો એક પ્રયોગ જુદાંજુદાં પાત્રો પર કરવામાં આવે છે ત્યારે જુદાં જ પરિણામ આવે છે. જેમકે ઉપરના એક દાખલામાં હાથ પર રૂની પોટલી મૂકતાં એક જણને સ્વપ્નમાં ગાય હાથ ચાટતી દેખાઈ હતી, તો એ જ પ્રયોગ બીજા પાત્ર પર અજમાવતાં તેણે કહ્યું: 'હું દવાખાનામાં પડ્યો હતો. મારી સ્ત્રી મિત્ર મને મળવા આવી. મારા બિછાનાની એક બાજુ પર તે બેઠી, અને મારો હાથ પોતાના હાથમાં લઇ હેતથી પંપાળવા લાગી.' એ જ પ્રયોગથી ત્રીજાને 'જબરો કૂતરો' હાથ સાથે પોતાનું શરીર ઘસતો લાગ્યો, અને એક સ્ત્રીને એવી રીતે એક બિલાડીએ પ્રેમ કર્યો'

વળી એવી જ રીતે ટ્યુનિંગ ફૉર્કના જે અવાજે એકને વિમાન બતાવ્યાં હતાં એ જ અવાજે બીજાને સબમરીનમાં બેઠાંબેઠાં કોઈ જોખમી ખડકનું અસ્તિત્વ પોકારતો નાદ સંભળાવ્યો હતો.

અને આ બધાંનું કારણ સ્પષ્ટ છે. જે બાહ્ય ઉત્તેજનથી આપણે આમ સ્વપ્ન ચાલુ કરીએ છીએ એ પોતે જ કાંઈ સ્વપ્નને જન્મ આપતાં નથી. એ તો માત્ર આપણા સુષુપ્ત કલ્પનાભંડારમાંથી અમુક કડીઓને જ જાગ્રત કરી દે છે, અને તેથી એ દરેક સ્વપ્ન એ પાત્રના ભૂતકાળના અનુભવોનું પરિણામ માત્ર છે. માનસના ઊંડા થરોમાં એવા અસંખ્ય અનુભવો કોઈ વિચિત્ર જાળ ફેલાવતા પડ્યા હોય છે, અને કદી પણ શાંત નહિ બેસનારું આપણું માનસ એ આખી જાળના અવયવોને દર પળે અનેક અવનવી રચનાઓમાં મૂક્યા કરતું હોય છે. એ આખી આટપટી રચનાના કયા બિંદુને

બહારનો સંસ્કાર સ્પર્શ કરે છે એના પર જ જાગ્રત થનારી કલ્પનાનો આધાર રહે છે. અને તેથી એ કલ્પનાનું કેન્દ્ર આપણા કાબૂમાં રહેવા છતાં એની બારીક વિગતોનું પ્રકરણ આખું આકસ્મિક બની જાય છે.

વળી સ્વપ્નસ્થ માણસની કલ્પનાનાં જુદાંજુદાં અંગોને વિવિધરીતે જોડીને મિશ્ર સ્વપ્ન પણ ઉપજાવી શકાય. તેનો એક પ્રયોગ લઈએ: જો વિદ્યાર્થીને હાથપર ચીમટી ભરતાં કાળા ઉંદરના ડંખનું અને ક્રીઓસોટ-ની વાટથી ઑપરેશન ટેબલ અને ક્લૉરૉફાર્મ આપતા ડૉકટરનું સ્વપ્ન આવતું એને એકીસાથે એક બાજુથી ક્રીઓસોટની વાસ અને બીજી બાજુ ચીમટી આપતાં સ્વપ્ન આવ્યું કે, 'કાળા પોશાકમાં સજ્જ થયેલો ડૉકટર; એને લાંબા નખ, દાઢી અને ચશ્માં પણ છે; મારા હાથ પરના ઘાને એણે સીવી લીધો.'

**આ**વું વિચિત્ર આપણી કલ્પનાનું રમણ છે. રાત્રે આપણી આંખને બત્તીનો પ્રકાશ કે ઓઢવાની ચાદરમાંથી ગળાઈ આવતો રંગ કે આવા છૂટાછવાયા સંસ્કારો ક્યારેક મળે છે. ઘણીવાર તો બિલકુલ મળતા નથી. પણ નાક, કાન અને ખાસ કરીને ત્વચા બિછાનામાં પડ્યાં પડ્યાં બાહ્ય સૃષ્ટિમાંથી ઝીણાઝીણા અનુભવોને વીણી-વીણીને આપણી કલ્પનાને આખી રાત કાંઈ ને કાંઈ ખોરાક આપ્યા જ કરે છે. અને જો કદાચ એવો કાંઈ ખોરાક ન મળે તોપણ કલ્પના પોતાના જ જોરે ભ્રમણ કરે છે; પણ ઘડી યે નવરું બેસવું એને પરવડતું નથી. જોકે આપણે એવાં આખી રાતનાં સ્વપ્ન યાદ રાખી શકતા નથી, પણ માનસશાસ્ત્રે શોધ કરી છે કે આપણને યાદ રહે યા નહિ, પણ ગાઢ નિદ્રામાં કલ્પનાનું રમણ ઉર્ફે સ્વપ્ન તો ચાલુ જ હોય છે. વળી થાકેલી બુદ્ધિ એ વખતે સુષુપ્ત પડેલી હોવાથી કલ્પના પર અંકુશ રાખનાર કોઈ નથી હોતું, અને તેથી એનું એ રમણ નિરંકુશ હોય છે. માટે જ ફિલસૂફોએ એ કલ્પનાને દારૂ પીધેલા વાનરની ઉપમા આપી છે ને'

હરિકૃષ્ણ વ્યાસ

('પૉપ્યુલર સાયન્સ'માં આવેલા અંગ્રેજી લેખ તથા તેનાં ચિત્રો ઉપરથી)

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

આ પત્ર મેળવનાર : રાવળ ત્રંબકલાલ રવિશંકર · અમદાવાદ

જેમ્સટાઉન-મિસૂરી (યુ.એસ.એ.)
૭મી ઑક્ટોબર ૧૯૪૦

પ્રિય ત્રંબકલાલ,

તમારો પ્રેમ ને આકર્ષણભર્યો પત્ર મળતાં બહુ જ આનંદ થયો. ત્યાંના પત્રમાં મારું સરનામું પ્રસિદ્ધ થતાં મારા પર લગભગ ૧૫૦ જેટલા પત્રો હિંદમાંથી આવી પડ્યા એ બધાનો જવાબ આપવા હું અશક્ત બન્યો એટલે નિયમિત પત્રવ્યવ-હાર માટે તેમાં જે વધુ રસદાયક હતા તે જ પસંદ કરી લીધા.

હું ૧૯ વર્ષનો છું. મારી જન્મતિથિ ૯મી ઑગસ્ટે આવે છે. તમારી જન્મ તારીખ કઈ છે? મિસૂરીના મધ્યભાગમાં આવેલા જેમ્સટાઉન ગામમાં હું રહું છું. તમને તો ખબર હશે કે યુનાઈટેડ સ્ટેટ્સના ૪૮ જુદાજુદા પ્રાંતો છે અને દરેકનું પ્રાંતીય પાટનગર છે. મિસૂરીનું પાટનગર જેફરસન જેમ્સ-ટાઉનથી ૨૫ જ માઈલ દૂર છે, એટલે હું વારંવાર ત્યાં જાઉં છું.

તમને 'મૂવી' (સીનેમા) જોવાનો શૉખ છે ખરો? હું તો બહુ જ જોઉં છું અને હમણાં તો નિયમિત પ્રેક્ષક બન્યો છું. મેં જોએલાં ચિત્રોમાં 'Federal Agent,' 'Riding on Air,' 'In Old Montana ઈ૦ છે. બીજાં કેટલાંક નામ તો હું યાદ રાખી શક્યો નથી. 'City of Conquest' જોવાની બહુ ઈચ્છા થઈ છે. તેનું અવલોકન વાંચતાં તે સરસ હોય એમ લાગે છે. તમે હમણાં ક્યાં મૂવીચિત્રો જોયાં છે?

આ વર્ષે હવે બરફ સરસ પડવાનો એમ લાગે છે ઝાડ-પાનનો રંગ બદલાઈ ગયો છે અને રાત્રિઓ અતિ શીતલ લાગે છે. દિવસો પણ ટૂંકા લાગે છે. આ લખતી વેળા વરસાદ પણ પડી રહ્યો છે. અને હવે પછી બરફ અને ઠંડી સાથે લાંબો શિયાળો આવશે તેની મને ખરેખર ગભરાટી છૂટે છે. બરફ ન પડે ત્યાં સુધીની ઠંડી હવા તો હું સહન કરી લઉં છું.

તમે બાસ્કેટબૉલ ને વૉલીબૉલ કદી રમ્યા છો? અમારી અને બીજી સાતઆઠ હાઈસ્કૂલોની એક કૉન્ફરન્સ મળી છે ને તેઓ પરસ્પર બાસ્કેટબૉલ અને વૉલીબૉલની હરીફાઈઓ ગોઠવે છે. છોકરા બાસ્કેટબૉલ રમે છે ને છોકરીઓ વૉલીબૉલ. મને તો આ રમતોમાં ખરેખર બહુ રસ પડે છે. એવી મઝા ફૂટબૉલમાં પડતી નથી. મુક્કાબાજી અને કુસ્તીની કાપલીઓ હું સંઘરું છું. તમારા દેશના કોઈ મુક્કાબાજ યા કુસ્તીબાજની તસવીર મળે ત્યારે કૃપા કરી જરૂર મોકલજો.

બસ, હવે હું અટકું છું. આશા છે કે તમે હવે જવાબમાં વધુ લાંબો પત્ર લખશો, અને હું પણ તેમ જ કરીશ. તમારો ફોટોગ્રાફ જરૂર મોકલજો.

તમારો સાચો મિત્ર ક્લિન્ટન

Mr. Clinton Zaugg Jamestown (Missouri U.S.A.)

# ભૂતકાળની શોધમાં ઉત્તર ગુજરાતમાં

## પ્રાચીન સંસ્કૃતિ-શોધન માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા



પંચાસરની પશ્ચિમે એક ફર્લાંગ દૂર થોડાંક વર્ષો પર રાધનપુરના નવાબ સાહેબે દ્રવ્ય માટે કરાવેલા ખોદકામ વખતે નીકળેલી પૂર્વમધ્યકાળના સમયની મૂર્તિ

ઉતારે આવી જમી કરી થોડો આરામ લઈ, સાડા ચાર વાગ્યે હું જમાદારને સાથે લઈ વણોદને પંથે પડ્યો. જયશિખરીની સમાધિના ટેકરાની બાજુમાંથી પસાર થઈ પૂર્વોત્તરે આવેલ સરાણને વટાવતા એરવાડા થઈને ૬ માઈલ દૂર આવેલી ચાપોત્કટ વનરાજની કહેવાતી જન્મભૂમિ વણોદને પાદરે અમે જઈ પહોંચ્યા.

'જમાદાર, વણોદમેં ક્યા ક્યા દેખનેકા હય?'

'ઈધર તો, સાહેબ, બોત ચીજં દેખાણે જેસી હય. તીન તો તળાવ હય. ભાદરવો તળાવ, વનેરૂ ઓર સોઢેરૂ. વેણકૂવા બોત જૂના હય. વનરાજકુ જો સાધુને ઉછેરાથા (શીલગુણસૂરિ) ઉનકા અપાસરા ભી દેખાણે જેસા હય.'

'તો, ચલો વો સબ ઝટઝટ દેખ લેવે. પીછુ અંધેરા હો જાયગા.'

ગામમાં પ્રથમ 'શાંતિનાથનું દેરાસર' કહેવાતા જૈન મંદિરે ગયા. સં. ૧૧૬૧માં આચાર્ય શ્રી વિજયસેનસૂરિને હાથે એની પ્રતિષ્ઠા થએલી હોવાનું ત્યાંના માણસો પાસેથી જાણવા મળ્યું. આ શાંતિનાથના દેરાસરની બાજુમાં જ 'શિલગુણનો અપાસરો' (ઉપાશ્રય) કહેવાતી ઈમારત આવેલી છે. થોડાક વખત ઉપર આ અપાસરાની દીવાલ મરામત માટે ખોદવામાં આવેલી, ત્યારે પુર્વ-પશ્ચિમ જતી મજબૂત પથ્થરની દીવાલ, એવડાં પગથિયાં વગેરે કેટલુંક જૂનું બાંધકામ અંદરથી નીકળી આવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે આ ઉપાશ્રય પ્રાચીન તો ખરો. એના ઉપલા ભોંયરામાં શીલગુણસૂરિએ વનરાજને છુપાવી રાખી ઉછેર્યો હતો એમ ત્યાંના લોકોએ કહ્યું.

### પ્રાચીન સરોવરો

હવે અમે વનેરુ તળાવ આગળ આવ્યા. એને કાંઠે વણોદની ગ્રામમાતા વણાવ માતાની ભગ્ન દહેરી આવેલી છે, જે સાધુઓની નાની નાની સમાધિઓ અને વીર પુરુષોના પાળીઆઓથી ઘેરાએલી છે. એક પાળીઓ બતાવી મને જમાદારે કહ્યું કે આ માંડલના એક કરોડપતિના દીકરાનો પાળીઓ છે. એની જાન વણોદ આવતી હતી. અંધારૂં થતાં ગામને પાદરે આ સ્થળે જાન ઉપર લૂંટારૂઓ તૂટી પડ્યા અને એ મીંઢળબંધો જુવાન તેમની સામે ઝઝૂમતાં કામ આવ્યો. પાળીઆ ઉપર સંવતવાળો ભાગ તૂટેલો જણાયો, પણ એ યુવકની આકૃતિ કોતરેલી દેખાતી હતી.

આ પછી ભાદરવા તળાવે પહોંચ્યા. તેની નજીક એક ટેકરા ઉપર પાલેવડા નામનું ગામ વસેલું હતું. એનું અસલ નામ વાલ્મીકિનગર, જ્યાં વાલમ(વાલ્મીકિ) બ્રાહ્મણોના મૂળ પુરુષ વાલ્મીકિ ઋષિનો આશ્રમ આવેલો હતો. અહીં એક પ્રાચીન ઈમારતમાંથી છેક મોઢેરા સુધી ભોંયરૂં હોવાની વાત સાંભળી.

વણોદમાં જ્યાંત્યાંથી પ્રાચીન મૂર્તિઓ વગેરે જે કંઈ લોકોને મળી આવેલું છે તે ભાદરવા તળાવની નજીકમાં જ એક ઓટલા પર ગોઠવીને રાખેલું જોયું. પોતાના ગામનાં પ્રાચીન સ્મારકો પ્રત્યેની વણોદવાસીઓની આ કાળજી ખરેખર પ્રશંસાપાત્ર હતી. દરેક ગામવાસી જો એમ કરતા હોય તો કેવું સારૂં! પરંતુ, હવે અંધારૂં થતું જતું હોવાથી અમે જલદી વેણકૂવા તરફ વળ્યા.

### વેણકૂવો

ગામની ઉત્તર તરફ જરા દૂર આવેલા વેણકૂવાના ભગ્ન પગથિયાં શિલ્પકામથી ભરચક કોતરેલા હતા. ત્યાં ઘણાં ખંડિયેરો દેખાતાં હતાં ને એ સ્થળ ખરેખર ખૂબ પ્રાચીન હોવાની છાપ મારા પર પડી. પણ અંધારૂં થઈ જવાથી હું તેની પ્રાચીનતા નક્કી કરી શક્યો નહિ.



આમ, વણોદની ઊડતી મુલાકાત લઈ રાત પડ્યે અમે પાછા પંચાસર આવી પહોંચ્યા. વણોદનું પુરાતત્ત્વ-સંશોધન મોડું થવાને લીધે થઈ શક્યું નહિ; પણ પંચાસર-ની જેમ આ સ્થળે પણ ચાપોત્કટ કાળના અવશેષો મળી આવવાની પૂરી શક્યતા હોવાથી કોઈકવાર ફરી આ સ્થળને જોવાની ઇચ્છા છે.

પંચાસરમાં બીજી રાત ગાળી સવારે મેં ઝિંઝુવાડા જવાની તૈયારીઓ કરવા માંડી. ઉત્તર ગુજરાતના આંતર-પ્રદેશમાં પુરાન્વેષણ માટે મેં ખેડેલા આ પગપાળા પ્રવાસની એ છેલ્લી મજલ હતી. ઝિંઝુવાડા પંચાસરથી સોળ માઇલ થાય છે, એટલે અરધા દિવસમાં ત્યાં પહોંચી જવાશે એમ ધારી જમી પરવારીને નીકળવાનું ઠરાવ્યું. અગિયાર વાગ્યે જમાદાર મારા માટે એક ઘરડો મજૂર શોધી લાવ્યો. સાડા અગિયારે જમાદારને રાજી કરી મેં વીર વનરાજના વડવાઓની પુરાતન પાટનગરી પંચાસરપુરી છોડી અમે પશ્ચિમ દિશામાં પ્રયાણ કર્યું.

### પંચાસરમાં દ્રવ્ય માટે થએલું ખોદકામ

અરધા કલાક પછી રસ્તાની ડાબી બાજુએ એક ફર્લાંગ દૂર એક ઊંચો ટેકરો મને દેખાયો. તેની ટોચે દહેરી જેવું કશુંક જણાતું હતું. 'આ શું છે?' મેં ડાસાને પૂછ્યું. 'અમારાં લેમોજ માતાની દહેરી છે.' લીમજા માતા તો હેલમાળનાં વતની છે; તે વળી અહીં ક્યાંથી આવીને બેઠાં? એમ વિચારી હું એ ટેકરા તરફ વળ્યો. ટેકરો કુદરતી હોય એવાં ચિહ્નો જણાયાં નહિ, એટલે મને થયું કે અવશ્ય કોઈ પ્રાચીન ઇમારત એના ગર્ભમાં દટાએલી પડી છે. ટોચે આવેલી લીમજા માતાની દહેરી તપાસતાં તેની બધી ઇંટો ૧૪¾×૧૧×૨¾ના માપની (પંચાસરના પ્રાચીન અવશેષોની ઇંટોના માપની) જણાઈ. પણ દહેરીની નવી બાંધણી ઉપરથી જણાયું કે એ ઇંટો મૂળ આ સ્થળની નથી; ક્યાંકથી ખોદી લાવીને પચાસ પોણોસો વર્ષ ઉપર આ દહેરી ઉભી કરવામાં આવી છે. અંદર બિરાજેલાં માતાજીની મૂર્તિ હેલમાળની લીમજા માતાની મૂર્તિથી જુદા પ્રકારની જણાઇ. મેં ડોસાને પૂછ્યું કે આ મૂર્તિ લીમજા માતાની તો લાગતી નથી. ડોસો બોલ્યો કે સાહેબ, ખરૂં કહી દઉં, કે પચાસેક વર્ષ ઉપર સીતાપુર (બેચરાજી પાસે)ના એક બ્રાહ્મણે તેની પાસેના એક જૂના લખાણમાં તપાસી અમારા નવાબ સાહેબ (રાધનપુર)ને કહેલું કે આ ટેકરાની પૂર્વાભિમુખે જમીનમાં માયા દટાએલી છે. નવાબ સાહેબે સો મજૂરો રોકી એ જગ્યા ખોદાવવા માંડી. ખોદા-ણમાં અસલના પંચાસરની પથ્થરની ઇમારતોની ભીંતો, પગથાર વગેરે નીકળ્યાં. પરંતુ ઘણું ખોદાવ્યું છતાં દ્રવ્ય નીકળ્યું નહિ, એટલે એ કામ બંધ રખાવ્યું. એ ખોદ-કામમાં હું યે મજૂરીએ આવ્યો હતો. તે વખતે ઘણી મૂર્તિઓ નીકળેલી, તેમાંની આ એક માતાજીની જણા-વાથી અમારા નારોદા લોકોએ તેને આ ટેકરા ઉપર, લેમોજ (લીમજા) માતાનું નામ આપી સ્થાપી દીધાં; અને ખોદાણમાંથી નીકળેલી જૂની ઇંટોની આ દહેરી ચણી દીધી છે. આમ દહેરી વિષે બાંધેલો મારો નિર્ણય ખરો પડ્યો. આ દૃષ્ટિએ માતાની મૂર્તિ અગત્યની લાગવાથી મેં તેનો સ્કેચ કરી લીધો (જુઓ લેખને મથાળે). પંચાસરના પ્રાચીન અવશેષોમાંથી નીકળેલી હોવાની વાત સાંભળતાં એ સાતમા સૈકાની હોવાનું પ્રાથમિક વિધાન મેં બાંધ્યું. ટેકરીની નીચે ઊતરી પૂર્વ તરફ આવીને જોયું તો પચાસ વર્ષ પૂર્વે ખોદાવેલા માટીથી પુરાઈ ગએલા ખાડાઓનો વિસ્તૃત વિસ્તાર પણ નજરે પડ્યો.

### ઝારીઆણું

ઝારાંના વૃક્ષોના ગીચ પરંતુ નાના વનની ઊંચા-નીચી ભૂમિ ઉપર કેડીપંથ કાપતાકાપતા બે વાગ્યે અમે ઝારીઆણા ગામે આવી પહોંચ્યા. મને તરસ લાગી હતી, રસ્તાથી થોડેક દૂર નિશાળ હતી ત્યાં જઈ પાણી પી આગળ ચાલ્યા. ઝારીઆણા પછી આવતું સણી ગામ તેનાથી પા અર્ધોક માઇલ દૂર હતું. બંનેની વચ્ચે સરાણ આવે છે. આજે જે પંથ હું કાપી રહ્યો હતો તે જ છએક વર્ષ પર ઝિંઝુવાડાથી પંચાસર જતાં શ્રી હરિનારાયણ આચાર્યે કાપ્યો હતો. તેમનો આ પ્રવાસ 'કુમાર'ના ૧૪૬મા અંકમાં પ્રગટ થયો છે. તેમણે જ્યાં પાણી પીધેલું (ને જે હવે આ મોસમમાં સુકાઇ-ગઇ હતી) તે ઝારીઆણા સણીની સરાણ વટાવ્યા પછી ત્રણ સાડા-ત્રણે આદરીઆણા ગામને પાદરે અમે જઇ પહોંચ્યા.

### ખારાપાટના પ્રવેશદ્વારે

આદરીઆણે આવતાં વઢિયાર (પ્રાચીન વૃદ્ધિ-પથક)ની લીલી, ફળદ્રુપ સપાટ ભૂમિનો સાથ છૂટ્યો અને ખારોપાટ શરૂ થયો. ખારોપાટ એટલે દરિયા-કાંઠાની અમુક ખારવાળી ભૂમિ. તેમાં અમુક પ્રકારનો જ, ને તે પણ ઓછા પ્રમાણમાં, પાક નીપજે છે. ગુજ-



# સંસારનાં શહેરો

## ૨૭–મૉસ્કો

જર્મનોના ભીષણ હલ્લા સામે પહું-પહું કરતાં પણ દૃઢતાથી ટક્કર ઝીલી રહેલું આ શહેર આજ મહિનાઓથી દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યું છે. ૫૦૦ અને ૮૫૦ ફૂટની વચ્ચેની જુદીજુદી ઊંચાઇની સાત ટેકરીઓ પર વસેલું, લેનિનગ્રાડને અગ્નિખૂણે ૪૦૦ માઈલ દૂર મૉસ્કવા નદીને કિનારે આવેલું રશિયાનું આ પુરાતન પાટનગર (અને ઝારોના કાળમાં પણ રાજધાની ન હોવા છતાં તેમના રાજ્યાભિષેકનું સ્થાન) આજે રશિયાના સમાજવાદી પ્રજા-સત્તાક સમવાયનું પાટનગર ને સમસ્ત સોવિયેટ પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે; અને એ કેન્દ્રનું ધબકતું હૃદય છે, આ શહેર-ના મધ્ય ભાગે આવેલી તથા દુનિયા-ભરમાં પંકાએલી ક્રેમલિન નામની કિલ્લેબંધ રાજગઢી. આછા ગુલાબી રંગની ઇંટોની મજબૂત દીવાલોથી સુરક્ષિત, પાંચ મજબૂત પ્રાચીન દર-વાજાવાળી એ ગઢી પ્રાચીન કાળથી રશિયાના રાજકર્તાઓનું નિવાસસ્થાન ને રશિયાના રાજકીય તેમજ ધાર્મિક જીવનનું કેન્દ્રસ્થાન હતી. એમાં ઝારોના પ્રાસાદ; અમીરોના મહેલો અને ભવ્ય દેવળો આવેલાં છે; જેમાં આજે સો-વિયેટની રાજકચેરીઓ અને બીજી પ્રવૃત્તિઓ ગુંજી રહી છે.

મૉસ્કવા નદીને સમાંતરે જ જેની એક બાજુ આવેલી છે એવી એ ત્રિ-કોણાકાર ગઢી સવાસો ફૂટની ઊંચાઈ-ના ખડક પર બાંધેલી છે. એને ફરતો દોઢ માઈલ લાંબો અને ૬૫ ફૂટ ઊંચો મજબૂત ગઢ છે. ઈ.૧૧૫૬માં સૅરટોવ-ના ઠાકોર જ્યૉર્જ ડૉલ્ગોરૂકીએ એ ટેકરી પરના પોતાના મહેલ ને જાગીર ફરતી લાકડાની દીવાલ ઊભી કરીને, આ ગઢીની શરૂઆત કરી મૉસ્કોનો પાયો નાખ્યો. એ કાળે પણ તે કીવ અને નૉવગૉરૉડના વ્યાપાર-માર્ગો પર આવેલું હતું. અને મૉસ્કવા નદી વાટે વૉલ્ગામાં થઇને જળમાર્ગી વેપાર ચાલતો. ને પછી એ હકુમત ધીમેધીમે વધતી ગઈ અને તેના અ-ધિપતિઓએ આજુબાજુના પ્રદેશો પર હકુમત વધારવા માંડી. ઇ.૧૩૦૦માં તેની લાકડાની દીવાલમાં માટીની દીવાલનો વધારો થયો અને ૧૩૬૭માં તે દીવાલ પથ્થરની કરવામાં આવી; તેણે લિથુઆનિયાનો હલ્લો ઝીલ્યો. ૧૫૪૭માં એ મોટી આગે મૉસ્કોને તા-રાજ કર્યું ને ૧૫૭૧માં તથા ૧૫૯૧માં ક્રીમિયાના તાતાર ખાને હલ્લો કરી જીત્યું ત્યારે ક્રેમલિન સિવાય આખા શહેરને તેણે બાળી મૂક્યું.

અરધી સોળમી અને આખી સત્તર-મી સદી સુધી મૉસ્કો રાજ સામેના બળવાખોરો અને આંતરવિગ્રહોનું ધામ રહ્યું. અંતે ૧૭૦૨માં પીટરે કંટાળીને સેન્ટપીટર્સબર્ગ સ્થાપી ત્યાં રાજધાની કરી. ૧૮૧૨માં નેપોલિયનનું વિખ્યાત આક્રમણ આવ્યું, ને ૧૩મી સપ્ટેમ્બરે ફ્રેન્ચોએ ક્રેમલિન કબજે કર્યું તેને બીજે જ દિવસે મૉસ્કોની તવારીખમાં ભયંકર એવી વિનાશક આગે તેને ભ-સ્મીભૂત કરી નાખ્યું. નેપોલિયન હેરાન થઇને ત્યાંથી જ પાછો ફર્યો, અને ફરીથી મૉસ્કોનું નવસર્જન થવા માંડ્યું.

ઈ. ૧૩૨૫માં ધર્મગુરૂ પીટરે તેને 'ધર્મનગર' તરીકે સ્થાપ્યું ત્યારથી જ મૉસ્કો ખરે પ્રકાશમાં આવ્યું. ત્યારથી તે છેક ૧૯૧૭ની લાલ ક્રાંતિ સુધી, રાજધાની ઉપરાંત તેનું મહત્વ લોક-હૃદયમાં એક ધર્મનગર તરીકે વિશેષ હતું અને 'પવિત્ર શહેર' અથવા 'નાની માતા'ના નામે પ્રજામાં તે આદરણીય ગણાતું. આજે પણ ત્યાં દેવળોની સંખ્યા એટલી બધી છે કે તે દેવળોનું નગર હોય એમ લાગે. એનું સમગ્ર દૃશ્ય રશિયાના સમસ્ત જીવનનું જાણે પ્રતિબિંબ પાડતું હોય એવું લાગે છે. ખેડૂતોનાં જીવનને તાદૃશ્ય કરતાં એનાં પરાંઓમાંનાં લાકડાનાં ઘરો, મધ્ય-કાલીન અમીરોનાં બેઠા ઘાટનાં, લા-કડાના મહેરાબો અને થાંભલાઓવાળાં મકાનો, આધુનિક ઢબનાં અસંખ્ય માળવાળાં નિવાસસ્થાનો અને ફૅક્ટરી-ઓ, પૂર્વની ભવ્યતા ધરાવતા સોનેરરંગી ઘુમ્મટોવાળાં વિવિધ રંગે રંગેલાં દેવળો, જૂના કાળના સમ્રાટોના ભવ્ય મહેલો અને એ બધા ઉપર સરસાઈ ચડાવતા લીલા, લાલ અને આસમાની રંગના મીનારાઓ આખા શહેરને રંગદર્શી બનાવે છે. અને આ પશ્ચાદ્‌ભૂમિ સાથે તેની બજારોમાં વિવિધ તરેહના પો-શાકો પહેરી ફરતી યુરોપી તથા એશિ-યાઈ પ્રજાઓ રમ્ય દૃશ્ય ઊભું કરે છે.

રાજવંશીઓનાં સમાધિસ્થાન ધ-રાવતું યુસ્પેન્સ્કીનું પ્રખ્યાત કૅથેડ્રલ ક્રેમલિનના મધ્ય ભાગે આવેલું છે. ત્યાં ઝારોના રાજ્યાભિષેક સમયે વગાડ-વામાં આવતો 'આઈવાન વેલિકી' ના-મનો જંગી ઘંટ ૩૨૦ ફીટના મીનારા પર આવેલો છે, જેની સામે જ 'ઝાર કૉલોકોલ' નામનો પેલો દુનિયાની અ-જાયબીરૂપ ગણાતો મૉસ્કોનો મહાકાય ઘંટ પડેલો છે. ૧૭૩૭માં ઢાળતી વેળા તેમાં ચીરાડ પડી અને તે નકામો થયો.



મૉસ્કવા નદીને કિનારે વસેલા મૉસ્કોનું દૃશ્ય-મધ્ય ભાગે ક્રેમલિન દેખાય છે.

કાગડાનું ભાષણ સાંભળીને રાજા કરવા કોઇ વાર ફરી સમવાય મેળવીને મન્ત્રણા કરશું એમ કહીને બધા પક્ષી વિખરાઈ ગયા. પોતાના રાજ્યાભિષેકમાં કાગડે પાણો નાખ્યો, એટલે ઘૂડ કહે, "હવે મારે તારે વેર છે, કેમ કે કુહાડેથી છેદાયેલું ને દાવમાં બળેલું વન ફરી ઊગે છે, પણ વચનબાણના ઘા રૂઝાતા નથી."

આમ કૌશિક દ્વારે આપણે વેર થયું.'

મેઘવર્ણ કહે, 'તો હવે, બાપુ, આપણે કરવું શું?'

વૃદ્ધ મંત્રી કહે, 'સ્વામિન્, છ ગુણમાંથી સંધિ-વિગ્રહની વાત થઈ ગઈ. ત્રીજું આસન કામ નહિ આવે, કેમ કે એમ કરતાં બળવાન્ શત્રુને હાથે ગઢનો ને આપણો બેયનો નાશ થાય. યાન એટલે આપણું સ્થાન છોડવું તે કેમ બને? એવો કોણ બળિયો છે જેનો સંશ્રય લઈ શકાય? અને દ્વૈધીભાવ કોની હારે કરવો? એટલે સામદામભેદદંડ એ ચાર નયનો અહિં અવકાશ નથી. પણ શાસ્ત્રમાં નહિ ગણાવેલો છલ નામે પાંચમો ઉપાય છે, એનો અંગીકાર કરીને હું શત્રુનો પરાભવ કરીશ. અને કહ્યું છે:

> બુદ્ધિથી શત્રુને જીતે  દૂબળા બહુ પૂરુષો।
> ધૂતારે બકરો લીધો  છેતરી બ્રહ્મદેવને ॥

મેઘવર્ણ કહે, 'એ કેમ?' ચિરજીવી બોલ્યો:

## કથા ૫

મિત્રશર્મા નામે બ્રાહ્મણે અમાવાસ્યાને દિવસે યજ્ઞ કરવા સારુ કોઈ ગ્રામાન્તરવાસી યજમાન આગળથી બકરો માગીને લીધો, અને એને ખાંધે ચડાવીને પોતાને ગામ આવવા નિકળ્યો. અર્ધે માર્ગે એને ત્રણ ધૂતારા સામા મળ્યા, એણે બ્રાહ્મણ આગળથી કળ કરીને બકરો પડાવી લેવાનો સંકલ્પ કર્યો. એટલે એ બધા ય આગળ થઈ ગયા, ને પહેલાં એક ધૂર્ત બ્રાહ્મણને સામો મળ્યો અને કહ્યું, 'આ અપવિત્ર કૂતરાને કેમ ખાંધે ચડાવ્યો છે?' બ્રાહ્મણ વિચારમાં પડ્યો, કે 'આ દુરાત્મા શું બોલ્યો? કૂતરાને હું કેમ ખાંધે ચડાવું?' એમ કરી થોડેક ચાલ્યો, ત્યાં બીજો ધૂર્ત મળ્યો, તે બોલ્યો, 'દ્વિજરાજ, આ કૂતરાને લોકવિરુદ્ધ થઈને ખાંધે ચડાવ્યો છે તે પશુ મારવામાં કુશળ છે કે શું? અને તું બ્રાહ્મણ છે કે વ્યાધ?' આ સાંભળીને બ્રાહ્મણે બકરાને ભોંય ઉપર મૂકી નિરખી જોયો ને વિચાર્યું: 'એ મૂરખ છે, તે આને કૂતરો કહે છે.' પણ તોય એનું મન



ધાકડોધાકડ થયું. થોડેક ગયો ત્યાં ત્રીજો ધૂર્ત મળ્યો, તે કહે, 'અમને સ્પર્શ કરીશ મા; એક પડખેથી જા, કારણ ઉત્તમજાતિ થઈને કૂતરાને ઉપાડે એ શ્વપાક જ કહેવાય.' હવે બ્રાહ્મણે વિચાર્યું કે, 'મારાં ઇન્દ્રિય વિકલ થઈ ગયાં છે કે શું? બહુમત વાતને પ્રમાણ જ ગણવી જોઈએ. કદાચ આ કૂતરારૂપી માયાવી રાક્ષસ જ હશે.' એમ કરી બકરાને મૂકી ન્હાઈને ઘેર ગયો. ધૂર્ત હસતા હસતા બકરાને લઈને ચાલતા થયા.

. એટલે હું કહું છું, 'બુદ્ધિથી શત્રુને જીતે' ઇત્યાદિ.

(ચાલુ) દે. વા.




## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: મોકૂફ; બીજું ઈનામ: 'જીવતરનું સાધન'— સી. ડી. બારોટ (મુંબાઇ); ત્રીજું ઇનામ: 'વાત્રકને કાંઠે':— ચંદુભાઇ ભટ્ટ (અમદાવાદ); નોંધપાત્ર: (૧) 'સરાણિયા'— રાવજીભાઈ પટેલ (નડિયાદ); (૨) 'વર્તુલ અને છાયા'— જયકુમાર પંડ્યા (મુંબાઇ); (૩) 'રંગારો'—જયંત લાલન (મુંબાઇ);(૪) 'સ્વર્ગીય પ્રેમ' કંચનરાય અમીન (અમદાવાદ).

ફોટોગ્રાફીની મદદથી ઉદ્યોગોની જુદીજુદી પ્રક્રિયાઓ સંઘરવાની ખાસ જરૂર છે. ભાઈ બારોટના 'જીવતરનું સાધન' ચિત્રમાં કોઈ રેંટ કોપરો ગંઠતો જણાય છે. તક જોઇને અનુકૂળ સમયે લેવાએલા આ ચિત્રમાં પાત્રના ચહેરા પર ક્રિયાનો આનંદ સ્પષ્ટ જણાય છે. પાત્રની બેઠક તથા કામ કરવાની રીત કુદરતી છે. પ્રમાણસરનાં છાયાપ્રકાશ પણ ચિત્રને આકર્ષક બનાવે છે. ઝૂંપડીનો થોડો ભાગ, ખપાટિયાં, માટીની ભીંત ને તેની પર સુકાની ફાટેલી ગોદડી ચિત્રકથાની સચોટતામાં ઉમેરો કરે છે. ચિત્ર ઉત્તમ છે, પરંતુ પ્રિન્ટિંગ નબળું છે. નેગેટિવ તપાસ્યા વિના તેનું ચોક્કસ કારણ દર્શાવવું મુશ્કેલ છે.

આંખને રમણીય લાગતા દૃશ્યનો ફોટોગ્રાફ આપણે ઉત્સાહભેર લઇએ છીએ પણ પરિણામ ઘણીવાર નીરસ આવે છે. સાદી (એકરંગી)-monochrome-ફોટોગ્રાફીમાં રંગને સ્થાન નથી અને કૅમેરાના લેન્સમાં (આંખમાં) પસંદગી -selective power—નો અભાવ છે, એટલે સારૂંનરસું બધુંય ચિત્રમાં ઝડપાય છે. આથી દૃશ્ય (landscape) ફોટોગ્રાફી અઘરી ગણાય છે. 'વાત્રકના કાંઠે' ચિત્રમાં ઘણી ઉપયોગી—બીનઉપયોગી વસ્તુઓ સમાવવામાં આવી છે. નદીના તટે વચ્ચે આવેલી દહેરી, પાણીનું વહેણ વગેરે અનુપમ ચિત્રસામગ્રી ભાઈ ચંદુભાઇની નજર સામે હતી, છતાં નહાવા જતા મિત્રોની છબી પાડવાનું લક્ષ્ય રાખી તેમણે ઊંચા દૃષ્ટિકોણથી એક્સ્પોઝર કર્યું, અને જવલ્લે જ સાંપડતી તક ગુમાવી. મંદિરની કમાનમાંથી દૂરદૂરની વાડીઓ અને આકાશ દેખાય તેવી રીતે તે જ જગ્યાએથી નીચા દૃષ્ટિકોણથી ચિત્ર લેવાની જરૂર હતી. આ સ્થળની બીજી મુલાકાતે ઉપરની સૂચના પ્રમાણે એક્સ્પોઝર કરી જોવું. ભાઇ ચંદુભાઈના ચિત્રમાં નજર દહેરી અને સફેદ પોશાકવાળી વ્યક્તિઓ વચ્ચે ભ્રમણ કરે છે. ઘાટનાં પગથિયાં તથા બાજુની દીવાલોથી ચિત્ર-વિસ્તારનો અરધોઅરધ ભાગ ભરાયો હોવાથી ચિત્ર શુષ્ક લાગે છે. બાકી, ફોટોગ્રાફીનો ક્રિયાભાગ સારો છે.

રાવજીભાઇના 'સરાણિયા' ચિત્રનો વિષય સારો છે. પ્રિન્ટ 'કૉન્ટ્રસ્ટી' પેપર ઉપર કાઢ્યો હોવાથી વર્ણભેદ પ્રમાણસર દેખાતા નથી. 'વર્તુલ અને છાયા'માં કાંઇ જ આકર્ષક તત્ત્વ નથી. વિષયને અનુરૂપ દૃષ્ટિકોણ હોવો જોઇએ. રોજ નજરે ચડતી વસ્તુ કે સ્થળનું ઊંચા દૃષ્ટિકોણથી લીધેલું ચિત્ર દૃષ્ટિકોણની નવીનતાને લીધે કેટલીકવાર ચિત્તાકર્ષક બને છે, પરંતુ એ અપવાદ હોય છે. શહેરના ફુટપાથ પર દુકાન માંડી ફળ વેચનારાઓનું ચિત્ર સામાન્યરીતે આંખના સમાન અંતરેથી (eye-level) લેવાવું જોઇએ. ભાઇ લાલનનો 'રંગારા'નો વિષય નવીન છે. પાલખમાં બેસી ઐતિહાસિક ઇમારતની દુરસ્તી કરતો કારીગર ભાઈ લાલનનું ચિત્રલક્ષ્ય છે. ચિત્ર જોતાં એ હેતુ સર્યો નથી એમ લાગે છે. ભાઇ કંચનરાયે ઘરમાં ટેબલ કે બાજઠ ઉપર કાચની પક્ષી–જોડીને ગોઠવીને કાલ્પનિક ચિત્ર ઉપજાવ્યું છે. આ પ્રકારની ફોટોગ્રાફીને અંગ્રેજીમાં *Table-Top Photography* કહે છે. એમાં સંયોજનશક્તિ તથા કલ્પનાની કસોટી થાય છે. કૃત્રિમ પાત્રોની રચના વડે ચિત્રમાં વાસ્તવિકતા તથા નૈસર્ગિક ભાવ ઉપજાવવામાં જ કુશળતા રહેલી છે. 'સ્વર્ગીય પ્રેમ' એક અકળ અખતરો ગણાય.

**બળવન્ત ભટ્ટ**

---

(અનુ૦ આગળના પાનેથી) ગાંડું લઈ આવ્યા. આલાસિયો ગામમાં એવો કોઇ અભાગિયો નહોતો, જેણે કાંઇ નહિ ને કાંઇ ન આપ્યું હોય. જકોપોને છોડાવવા જેટલા પૈસા ઝટ થઈ ગયા.

મોરોક્કો સાથે વ્યવહાર કરનારા વેપારીઓએ જકોપોને છોડાવવા વિષે વાતચીત કરવાનું માથે લીધું. થોડા વખત પછી જકોપો આવ્યો એનું સામૈયું આખા ગામે કર્યું; ઘંટ વાગે છે, ધજા ફરકે છે, અને જયઘોષ ગાજે છે

આમેયામાં ઉજળી, ધોળી પૂણી જેવી, પ્રોષિતપતિકા જેવી નિરાભરણી મેરી પણ આવી હતી, તેના વિવાહ જકોપો સાથે થોડા દિવસ પછી રંગેચંગે થઈ ગયા.

(મીના અંગ્રેજી ઉપરથી) દે. વા.

# પિતૃદેવો ભવ

(પિતાને દેવ જાણીને એની સેવા કર)

એપીનાઇ પર્વત ઉપર આંધી ચડી હતી અને મધ્ય સમુદ્રના પાણી ઉપર વહેલી સવારની રવિપ્રભા મલકી હતી, ત્યારે ઇટાલિયન માછી ઇમાન્યુઅલ જિરાલ્ડો પોતાની માછીહોડી લઇને સમુદ્રયાત્રા કરવા નિકળી પડ્યો.

ડુંગર ઉપર આલાસિયો નામે ગામ હતું ત્યાં જિરાલ્ડો રહેતો. તે આમ ગયા પછી પોતાની મા તથા બહેનને સંભાળવાનો તથા કાંઠે કાંઠે માછીકામ કરીને કુટુંબનો નિર્વાહ કરવાનો ભાર તેના દીકરા જાકોપોને માથે આવ્યો.

જાકોપોની પ્રિયતમા મેરી માછીજાળ વણતી. તેને તથા જાકોપોને નાનપણથી જ મિત્રતા હતી.

જાકોપો ને મેરી એક સાંઝે બેઠાં હતાં ત્યાં સફરે ગયેલી માછીહોડીઓ પાછી આવી છે એવા સમાચાર ગામમાં ફરી વળ્યા. જાકોપો બંદરે ગયો, પણ પોતાના બાપને એણે ન જોયા, એટલે એણે એક મુસાફર માછીને પૂછ્યું:

'મારા પિતા ક્યાં છે?'

'મને ચોક્કસ ખબર નથી.'

'એ મરી તો નથી ગયા?'

'ના, રે ભાઇ, ના.'

'તો પછી શું થયું?'

'અમે બધા સમુદ્ર ઉપર માછલાં પકડતા હતા ત્યાં બાર્બરીના મુસલમાન ચાંચિયા અમારા ઉપર ખાબકયા; તેનાથી અમે તો ભાગી છૂટયા, પણ જિરાલ્ડોએ અમારા જેટલો ઝપાટો ન માર્યો.'

બીજે દિવસે જિરાલ્ડોને ઉદ્દેશીને દેવળમાં પ્રાર્થના થઈ.

ત્રીજે દિવસે સવારે મેરી બંદરે ગઈ. જાકોપો સમુદ્ર-યાત્રાની તયારી કરીને કાંઠે ઉભો હતો, ને ત્યાં આવીને પોતાને મળી જાય એમ એણે મેરીને સંદેશો કહાવ્યો હતો. મેરી આવી એટલે જાકોપો કહે:

'તને મળ્યા વિના મારાથી કેમ જવાય? મા જાણતી નથી કે હું જાઉં છું. એની પીડાનો ક્યાં પાર છે? હું ગયાનું કોઇને કળવીશ મા, માને સંભાળજે, ને મારે સારુ પ્રાર્થના કરજે.'

'પણ તું જાસ ક્યાં?'

'કાલ દેવળમાં મેં નિયમ લીધો કે મારા બાપુની ભાળ કાઢ્યા વિના હું આલાસિયોમાં પગ નહિ મૂકું.'

'પણ તું કરીશ શું?'

'બાપુને ગોતી કાઢીશ, અને એને સાટે હું એના માલિકનો ગુલામ થાઇશ. બુઢ્ઢા ગુલામને ઠેકાણે જુવાન મળી જાય તો કોઇ પણ માલિક રાજીના રેડ થઈ જાય.'

'તહિં તો કોણ જાણે આપણે ફરીને એક બીજાનું મોં જોશું કે નહિ જોઇએ.'

જાકોપો નિકળી પડ્યો.

દિવસ ઉપર દિવસ વહી જાય છે. મેરી સોનાનાં બુટિયાં પહેરતી નથી, શાલ ઓઢતી નથી, હસતી નથી, ગાતી નથી; પરોઢિયે ઉઠીને દીવાટાણા લગી કામ કર્યા કરે છે, પરિશ્રમ કરીને શોક હળવો કરવા મથે છે.

મેરીએ એવો મનોરથ ઘડ્યો, કે પોતાનું આખું જીવન અને પોતાનું સર્વસ્વ વાપરીને જાકોપોના બંધ છોડાવવા. ગુલામછોડામણના પૈસા માલિકો પુષ્કળ માગતા, એટલે જાકોપોને છોડાવવા જોગા પૈસા ભેળા થાય ત્યાં પોતાને ઘડપણ આવી ગયું હશે એમ મેરી જાણતી હતી, તો પણ મરણોન્મુખ વૃદ્ધ પુરુષ દાખલ ભલે પણ પોતાનો પ્રિયતમ પોતાને ગામ આવે એવી આશા તે સેવતી હતી.

જાકોપો અલ્જીર્સ પહોંચ્યો, ને મચ્છી વેચવા બેઠો, ત્યાં એના બાપનો પત્તો એને લાગ્યો. બાપને સાટે દીકરાને રાખી લેવા એનો માલિક તૈયાર હતો એટલે એણે ખુશીથી સાટું કર્યું.

જિરાલ્ડોએ તો એટલું જ જાણ્યું કે કોકે તેની સાંકળ છોડી અને કહ્યું, 'કાફર, જા, તું છૂટો છે.'

જિરાલ્ડો પોતાને ગામ પહોંચ્યો, એને વધાવવા આખું ગામ ભેળું થઇ ગયું. કોઇ હસે છે, કોઇ રુએ છે, સૌ ભગવાનનો અનુગ્રહ માને છે, ત્યાં કાળાં લુગડાં પહેરીને મેરી જિરાલ્ડો આગળ આવી તથા રોઈ પડી. બાવાજી (પ્રીસ્ટ) કહે, 'દિકરી, આ રોવાનો અવસર નથી. બંધવાના બંધ છૂટ્યા છે.'

પણ જાકોપો બાપને ઠેકાણે બંધાયેલ છે એ ભયાનક સત્ય વૃદ્ધ માછી તથા તેની પત્નીએ જાણ્યું ત્યારે લોકોનું ટોળું વિખરાઈ ગયું, કેમ કે પાડોશીનું દુઃખ કોઇથી જોયું જાય નહિ.

દેવળનો ઘંટ ટન ટન નાદ કરવા મંડ્યો. બાવાજી જાકોપોને નિમિત્તે પ્રભુપ્રાર્થના કરશે, એમ જાણીને બધા ત્યાં આવ્યા દેવળ આખું ભરાઈ ગયું, એટલે બાવાજી કહે.

'બાપના બંધ છોડાવવા જાકોપો પોતે બંધાઇ ગયો છે આવો ભવ્ય આત્મભોગ આલાસિયોવાસી બીજા કોઇએ આપ્યો જાણ્યો નથી, એટલે બહેનો તથા ભાઇઓ, આપણે એને બચાવવો જોઇએ. આપણે બધા નિર્ધન છિએ, તે પણ એકેએક જણ પોતાથી બને એટલો ઝાઝામાં ઝાઝો ફાળો આપે તો ઠીક ઠીક મોટો આંકડો થઈ જાય, અને એ કરતાં પૂરા પૈસા નહિ ઉપજે, તો સન્ત નિકોલસની આગ ધરેલા પૈસા પણ હું લઈ લઈશ તથા ભગવાન મને ક્ષમા કરશે

બાવાજીને ઘેર તો માણસનો નોર પડ્યો; કોઇએ પૈર આલ્યા: કોઇ વાળી, ચૂંક એવું ઘરેણું- (અનુ૰ પાછળના પાને



# મધુકરી

## અઠંગ ભાષાશાસ્ત્રી પ્રો. બેઈલી

આજથી ત્રીસ વર્ષ પહેલાં ઇગ્લંડનું વિલ્ટશાયરમાંનું પોતાનું ઘર છોડી દશ વર્ષનો એક છોકરો ઑસ્ટ્રેલિયાના એક એકાકી પ્રાંતમાં ગયો. આજ એ કૅમ્બ્રિજમાં સંસ્કૃતનો પ્રોફેસર છે. એનું નામ એચ. ડબ્લ્યુ. બેઇલી. એ એકાકી પ્રાંતમાં કોઇ શાળામાં ગોઠવણ ન થઇ શકતાં તે પોતાની જાતે અભ્યાસ કરવા લાગ્યો. વીસ વર્ષે તે ફ્રેન્ચ, જર્મન, સ્પૅનિશ, ઇટાલિયન, રશિયન, લાટિન અને ગ્રીક બરાબર જાણતો હતો અને અરબી, સીરિયાઇ, હિબ્રૂ, તુર્કી, ફારસી હિંદુસ્તાની, તામિલ, સિંહાલીઝ, જાપાનીઝ, અવસ્તા, સંસ્કૃત ને પાલીથી પરિચિત હતો. જાપાનીઝ ભાષા તે રદ્દી છાપાંઓ પરથી શીખ્યો હતો.

૨૨મે વર્ષે વેસ્ટર્ન ઑસ્ટ્રેલિયા યુનિવર્સિટીમાં તે બેઠો અને ગ્રીક ને લાટિનમાં ઑનર્સમાં પહેલા વર્ગમાં પસાર થયો. લંડન તે પ્રો. એફ. ડબ્લ્યુ. ટૉમસના હાથ નીચે કામ કરવા આવ્યો. અહીં સંસ્કૃત, અવસ્તા અને ઇંડો–યુરોપિયનના તુલનાત્મક ભાષાશાસ્ત્રમાં તેણે ફર્સ્ટ ક્લાસ ઑનર્સ લીધા ને લંડન સ્કૂલ ઑફ ઓરિએન્ટલ લૅન્ગ્વેજિઝમાં વ્યાખ્યાતા થયા.

## ઉરુગ્વાય

બ્રાઝિલ અને આર્જેન્ટિના વચ્ચે ત્રિકોણાકાર ફાચર જેમ દખ્ખણ આટલાંટિકને કાંઠે આવેલો ઉરુગ્વાય દેશ દક્ષિણ અમેરિકાના બધા દેશોમાં નાનામાં નાનો છે, પણ પ્રગતિમાં ઘણા દેશોથી આગળ છે. કામના આઠ કલાકો, કારખાનાંઓમાં થતી ઇજા માટે વળતરો, વૃદ્ધ વયનાં સાલિયાણાં વગેરે વસ્તુઓ ત્યાંની સમાજ-લોકશાહી (sociodemocratic) સરકારે પહેલેથી જ અમલમાં મૂકી દીધેલી છે. લૅટિન અમેરિકામાં જીવનના ઊંચામાં ઊંચા ધોરણ સાથે શિક્ષણનું ઊંચામાં ઊંચું પ્રમાણ એ ધરાવે છે. દખ્ખણ અમેરિકામાં વીજળીના દીવા સૌ પહેલા અપનાવનાર એનું રાજધાનીનું શહેર મૉન્ટીવીડિઓ હતું. મોટે ભાગે તેની વસતિ સ્પૅનિશ છે, જ્યારે થોડુંઘણું અંગ્રેજ અને ઇટાલિયન તત્ત્વ પણ જોવામાં આવે છે.

ઉરુગ્વાયનો સૌથી મોટો ઉદ્યોગ માંસ છે. જગતની માંસની નિકાસના ૧૫થી ૧૮ ટકા તે એકલું ચડાવે છે. એ સિવાય તે ચામડાં અને ઊન પરદેશ ચડાવે છે ને બીજો કાચો માલ આયાત કરે છે, કારણ એને ગણનાપાત્ર ખનિજ ઊપજ એકે નથી.

એનું રાજધાનીનું શહેર મૉન્ટીવીડિયો દખ્ખણ અમેરિકાનાં બીજાં પાટનગરોને મુકાબલે નવું જ લેખાય. ઈ ૧૭૨૬માં સ્પૅનિયાર્ડ લોકોએ તે સ્થાપેલું. બ્રાઝિલ અને આર્જન્ટિના એ બે પોર્ટુગીઝ અને સ્પૅનિશ દેશો વચ્ચે ઉરુગ્વાયના કબજા સારુ બહુ લાંબો ઝગડો ચાલેલો, પણ ૧૮૨૮માં દખ્ખણ અમેરિકાનાં બીજાં રાજ્યો સ્વતંત્ર થયાં તે સાથે ઉરુગ્વાયનું સ્વાતંત્ર્ય પણ માન્ય રાખવામાં આવ્યું. બે વર્ષ રહીને એ નવા પ્રજાસત્તાકનું બંધારણ ઘડાયું.

આમ, શાંતિ સ્થપાયા પછી મૉન્ટીવીડિયોએ ખૂબ ઝડપી વિકાસ સાધ્યો ને પચાસ વરસમાં તો એ આધુનિક શહેરોની હરોળમાં ઊભવા શક્તિમાન બની

## જ્યૂડીઆમાં સવાર

•વસંત•

નક્ષત્ર એક પૃથિવી ભણી ઝાંખું જોઇ
ડૂબ્યું પાછું ક્ષિતિજમાં; રજનીય વીતે.
કેવું સવાર ઊઘડે ! સઘળી દિશાઓ
આજે ધરે ભભૂતનો અવધૂત રંગ.

શી લ્હેરખી પવનની અતિમંદ આવી
આભીર-વેણુ-રવ લાવતી કોઇ વેળ !
આવી વળી પવનની બીજી લ્હેરખી, ને
નીચે ખર્યાં વિટપથી ત્રણચાર ફૂલ.

ગાતો હશે પૃથિવીતીર સમુદ્ર ગાન
ઊર્મિભર્યો, સ્મિતભર્યો, લિપિપુષ્પવેરી.
રાત્રી ઈશુ જનમની વીતતાં સવાર
જેવું ઊગ્યું, ઊગતું આજ જરા ન જુદું.

આ ભોમધન્ય! જનધન્ય ભૂમિ તણા આ
વાત્સલ્યમુગ્ધ જનની શિશુને નિહાળ્યાં.

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

ગયું. ઉદ્યોગના મુખ્ય કારખાનાંનું કેન્દ્ર આ મોન્ટીવીડિયો જ છે, જ્યારે નાનાંનાનાં કારખાનાં ફ્રે બેન્ટોસ, સાલ્ટો તથા પેસાન્ડુ જેવાં શહેરોમાં વિખરાયાં છે.

### મધ્યું—આકરિયું કે અકરવિયું?

ગુજરાતની એક આદર્શ કૉલેજના ગોરા અધિષ્ઠાતાની વાત છે. વર્ગમાં માખીની કાંઈક વાત નીકળતાં એમણે ઉદ્ગાર કાઢ્યાઃ 'કોણ જાણે કેમ, માખીઓ મારા માથાને આકરનું બનેલું સમજે છે કે શું? હું બેઠો નથી હોતો ત્યારે મારા માથા ફરતી ઊડ્યા જ કરે છે.' આ બાબત એમણે ચોક્કસ ખુલાસો મેળવ્યો હશે કે નહિ તે કેમ કહી શકાય? પણ જેને જરમી માખીની પાણી ભોગવવાની રીતની માહિતી હોય તે આવા ભ્રમમાં પડે નહિ. માખીઓ એ ગોરાસાહેબને આકરિયું નહોતી સમજતી; પણ પરસેવાળું એ માથું એમને આકર્ષણ એ આપતું; કારણ કે તૃષિત પ્રાણીઓને ગાઢ આવે એવા જળાશયની ગરજ અહિં એનું એ હતું—હોય છે.

જ્યારે મનુષ્ય સ્નાન બાદ જળાશય કે સ્નાનકુંડીમાંથી નીકળે ત્યારે એના શરીર પર આશરે એક રતલ પાણી હોય છે; જળમાં પડીને નીકળેલા મૂષક ઉપર એના વજન જેટલું જ પાણી રહેલું હોય છે; પરંતુ એક ભીની માખીનાં અંગો-પાંગ પર રહેલા પાણીનું વજન એના વજન કરતાં અનેક-ગણું હોય છે. આથી નવીન કીટકને પાણી પીવા જતી વખતે બહુ સંભાળ રાખવી પડે છે, કારણ કે એ બહુધા એ પાણીની સપાટીની નીચે લપસી જાય તો જીવ ખોવાનો જ વારો આવે. કાં તો તે ડૂબી મરે અથવા એની અસહાય સ્થિતિમાં કોઈ જળચરનો શિકાર બની રહે. આ વાત કીટક-સમુદાય ખૂબ ધ્યાનમાં રાખતો હોય એમ લાગે છે અને આથી જ માત્ર ભીની જમીન કે એવાં સ્થાનોમાંથી જ પોતાને જોઈતું પાણી પ્રાપ્ત કરે છે. આ જ કારણને લીધે પ્રસ્વેદભીના માનવીના સામીપ્યમાંથી વારંવાર ઉડાડ્યા છતાં માખી જતી નથી. 'તૃષિતને જળ દેવું' એ ઉપદેશને આવા સંજોગ-માં કયો માનવી સ્વેચ્છાથી અનુસરીને પુણ્ય હાંસલ કરવા તૈયાર થશે? —મ. હ. દેસાઈ

### મચ્છરના ઉપદ્રવ સામે

શિયાળો આવતાં સાથે મચ્છરનો ઉપદ્રવ વધતો જાય છે. તેનાથી બચવા માટે રાત્રે રાખી મચ્છરની ધૂપબત્તીઓ વપરાય છે, પણ તે મચ્છરનો સમૂળ નાશ નથી કરતી. વળી તે સૌને પરવડે પણ નહિ. એક વસ્તુનો ધુમાડો મચ્છ-રનો જરૂર નાશ કરી નાખે છે, પરંતુ એ ધુમાડો માણસની શ્વાસનળીને નુકસાન કરનાર છે. કોઈ પણ માણસ પોતાની શ્વાસનળીને બચાવીને એ ધુમાડો મચ્છરને જ મળે એ રીતે તેને બાળે તો મચ્છરનો વિનાશ થઈ જાય છે. એ દવાનું નામ છે 'પિરિથમ સ્ટાન્ડર્ડ' અથવા દેશી વૈદકમાં જેને એરક્તો કહે છે તે. તેની ધૂણીથી મચ્છર નાબૂદ થાય છે.

પરંતુ આ રીતે અહોરાત્ર જાળું બાંધવા કરતાં—અર્થાત્ મચ્છરોનાં જંતુનો વિનાશ કરવાના અખતરા કરવા કરતાં—પોતાની જાતને બચાવવા માટે એક સરસ ઉપાય છે અને તે મચ્છર દૂર રહે તેવું તેલ શરીરે લગાડવાનો. નારેળીનું તેલ મચ્છરને નુકસાનકારક છે અને વળી સુગંધી હોવાથી લગાડનારને ત્રાસ આપતું નથી. જ્યાં એ ન મળી શકે ત્યાંના લોકો નીચે મુજબ બીજું એક તેલ બનાવી શકે:

તલનું તેલ રતલ ૧, આખું લીંબુ તો. ૫, કપૂર તો. ૧, એરંડો તો. ૧, હીરાકશી તો. ૧ અને અફીણ તો. ના.

પ્રથમ તલના તેલને પાણીમાં મૂકી ગરમ થવા દેવું અને પછી બીજી ચીજો વાટવા જેવી હોય તેને વાટીને તેલમાં નાખવી. લીંબુ જેવું તેલ અંદર નાખવું. ધીમા તાપે તપાવીને અંદરનું મહેનત થાય એટલે નીચે ઉતારી કપડાથી ગાળી શીશીમાં ભરી લેવું. રાત્રે સૂતાં પહેલાં, કપડાં વગર ખુલ્લાં રહેતાં અંગ પર આછાઆછા હાથે આ તેલ શરીર પર લગાડવાથી નુક-સાન થતું નથી. નાનાં બચ્ચાં રાત્રે કપડું શરીર પર રહેવા દેતાં નથી, તેમને આ તેલ લગાડીને સુવડાવવાથી મચ્છરના ડંખથી બચાવી શકાય છે. નારેળીનું તેલ મોંઘું પડે તેને માટે પણ આ તેલ કામમાં આવી પડશે. ('બહુરૂપી' ઉપરથી)

### જાડા માણસો માટે આશા

ઘણા જાડા માણસો પોતાના શરીરમાં વધી ગયેલા મેદથી શરમાતા નજરે પડે છે. એવાઓ માટે એ મેદ ઘટાડવાના થોડા રસ્તા અહીં આપ્યા છે.

પહેલું તો એ કે એવા માણસોએ ભોજન પરથી હમેશાં થોડા ભૂખ્યા ઊઠવું. શરીરને ૧૨૦૦થી ૧૫૦૦ કૅલોરી ગરમી રોજની મળી રહે એટલા પ્રમાણમાં જ ભોજન લેતા રહે-વાથી અઠવાડિયે એકેક રતલ જેટલું વજન ઘટતું જશે.

ખોરાકમાં છાશ, ખાટાં ફળો, ટમાટાં, લીલાં શાક, ભાજી, ફળો વગેરે લેવાં. દરરોજ ૧થી ૩ લીંબુનો રસ લેવો. માંસ, મલાઈ, માખણ, કેળાં, બટાટા વગેરેનો ત્યાગ કરવો. ઓછું ખાવાથી વચ્ચે ભૂખ લાગે તો એકાદ કાચું ગાજર ખાઈ લેવું.

અને એ બધા સાથે થોડીક કસરતની ઉપેક્ષા પણ ન કરવી. એથી પણ મેદ ઓગળવા સાથે શરીરના સ્વાસ્થ્યને ખૂબ લાભ થાય છે.

## ભારતી સંવતો

### ૨૫—ઈસવી સન

ઈસાઈ ધર્મના પ્રવર્તક ઈશુ ખ્રિસ્તનો જન્મ રોમ નગરની સ્થાપનાના ૭૫૪મા વર્ષ (વિ.સં. ૫૭)માં માની લઈ ડાયો-નિસિયસ એક્સીગુઅસે આ સન સ્થાપ્યો. જોકે હવે ઘણા વિદ્વાનો માને છે કે ખ્રિસ્તનો જન્મ ઈ. પૂ. ૮થી ૪ વચ્ચે થયો હોવો જોઈએ. આ સન ઈસુની છઠ્ઠી સદીમાં ઇટલીમાં, આઠમી સદીમાં ઇંગ્લંડમાં, નવમી સદીમાં ફ્રાન્સ, બેલ્જિયમ, જર્મની તથા સ્વિટ્ઝર્લૅંડમાં અને ઈ. ૧૦૦૦ સુધીમાં યુરોપના તમામ ઈસાઈ દેશોમાં તેનો પ્રચાર થયો. આજે તો સૌથી વધુમાં વધુ પ્રચલિત સન એ જ છે.

# આ મહિનો (ડિસેમ્બર) ઈતિહાસમાં

**તા. ૧** ચાર્લ્સ પહેલાની ક્રૂરતા અને અન્યાયનો વિરોધ કરતી અરજી (પીટિશન) ઇંગ્લંડની પાર્લામેન્ટે તૈયાર કરી-ઈ. ૧૬૪૧

**તા. ૫** અસહકારના દિવસોમાં લૉર્ડ સિંહાએ બંગાળના ગવર્નર તરીકે રાજીનામું આપ્યું-ઈ. ૧૯૨૧

**તા. ૧૦** સ્પૅનિશ-અમેરિકન વિગ્રહનું સમાપન કરતી પારીસની સંધિ થઈ -ઈ. ૧૮૯૮

**તા. ૧૮** હિંદના 'રીફૉર્મ'-સુધારાના કાયદા પસાર થયા-ઇ. ૧૯૧૯

**તા. ૨૦** સ્કૉટલૅન્ડમાં પ્રથમ પ્રજાકીય ધારાસભાની બેઠક મળી-ઈ. ૧૫૬૦

**તા. ૨૨** 'જ્યૉર્જ ઇલિયટ'ના પુરુષનામી તખલ્લુસથી લખેલી નવલો વડે અંગ્રેજી સાહિત્યમાં નામ કાઢનાર અંગ્રેજ લેખિકા મેરીઍન ઇવાન્સનું મૃત્યુ-ઇ. ૧૮૮૦

**તા. ૨૩** રવીન્દ્રનાથ ઠાકુરની 'વિશ્વભારતી' વિદ્યાપીઠની શાંતિનિકેતનમાં સ્થાપના થઇ-ઈ. ૧૯૨૧

**તા. ૨૪** અમેરિકા અને ઇંગ્લંડ વચ્ચેના વિગ્રહની સુલેહ થઈ-ઇ. ૧૮૧૪

**તા. ૩૦** હિંદની જંગલકથાઓ તથા બીજી વાર્તાઓથી આપણને જાણીતા, નોબેલ ઇનામના જીતનાર અંગ્રેજ નવલકાર અને કવિ રડિયાર્ડ કિપ્લિંગનો મુંબાઈ મુકામે જન્મ-ઇ. ૧૮૬૫



## આ માસની સાહિત્યવિભૂતિ

### વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય

સંસ્કૃતસાહિત્ય અને પ્રાચ્યવિદ્યાના આ વિદ્વાન જ્ઞાતાનો જન્મ પોરબંદરમાં સં.૧૯૧૯ના ફાગણ સુદ આઠમે પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતા પ્રભુરામ જીવનરામ વૈદ્ય જામનગરના વિખ્યાત વિઠ્ઠલ ભટ્ટના શિષ્ય હતા અને મુંબાઈમાં તેમણે વૈદ્ય તરીકે નામના મેળવી હતી. તેમના કાકા સારા વેદાંતી હોઈ મુંબાઈમાં વેદાંત પ્રવચન કરતા, જેની છાપ એમના પર અભ્યાસકાળથી જ પડેલી અને સંસ્કૃત ભાષા તથા તત્ત્વજ્ઞાન પર એમને અભિરુચિ પ્રગટેલી. ૧૮૮૩માં મૅટ્રિક થઈ તે એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી એ. થયા અને ૧૮૯૬માં થોડો વખત સૉલિસિટરનું કરી ૧૯૦૧માં બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગયા પરંતુ બૅરિસ્ટર થઈ આવ્યા છતાં તે વકીલાતના ધંધામાં પડ્યા નહિ, અને વ્યાપાર કહેવાય એવી જુદીજુદી લાઈનમાંથી પોતાનો વ્યવહાર સુખરૂપ ચલાવ્યો. મુંબાઇમાં તેઓ આગેવાન નાગરિક ગણાતા અને જે. પી. બન્યા હતા ઈ. ૧૯૦૪માં વિલાયતથી આવ્યા પછી એ જ વર્ષમાં મુંબાઈમાં ભરાએલી રાષ્ટ્રીય મહાસભામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો અને સત્યાગ્રહ શરૂ થતાં રાજકીય ક્ષેત્રમાંથી ફારેગ થયા ત્યાંસુધી વિનીતદળમાં અગ્રણી રહેલા.

એમની સાહિત્યપ્રવૃત્તિની શરૂઆત ઇ. ૧૮૯૦માં એમણે 'સરસ્વતીચંદ્ર' જેવા ગ્રંથની ગણનીય સમાલોચના પુસ્તકરૂપે બહાર પાડી ત્યારથી થઈ. સંસ્કૃત વિદ્યાના ઊંચા સંસ્કાર અને ન્યાયવેદાંતનો સારો આસંગ હોવાથી 'ન્યાયસાર'નું પુસ્તક તેમણે સંપાદિત કરેલું અને મુંબાઇ વેદધર્મસભાના મુખપત્ર 'આર્યધર્મપ્રકાશ'માં ચિંતનશીલ ધાર્મિક લેખો લખતા. સામાન્ય સાહિત્યસર્જન પ્રત્યે તેમણે ઉપેક્ષા સેવી છે, પણ પ્રાચ્ય વિદ્યા તથા પુરાતત્ત્વસંશોધનમાં તેમને ખૂબ રસ હતો; અને ૧૯૦૨માં વિલાયતની 'ઓરીએન્ટલ કૉન્ફરન્સ'માં ભાગ લીધો ત્યારથી તે એમના અવસાન સુધી હિંદની પણ એકેએક પ્રાચ્યવિદ્યાપરિષદોમાં એમણે હાજરી આપી ઊંડો રસ લીધો છે. પૂનાની ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટની આદ્ય સ્થાપનામાં તથા પોષણમાં તેમનો હાથ હતો. ૧૯૧૯માં પૂનામાં એ પ્રકારની પહેલી પરિષદ (ઓરીએન્ટલ કૉન્ફરન્સ) ભરાઇ તેના એ સ્વાગતાધ્યક્ષ હતા; ૧૯૨૮માં ઑક્સફર્ડની આંતરરાષ્ટ્રીય ઓરીએન્ટલ કૉન્ફરન્સમાં 'ઈશાવાસ્યોપનિષદ્' પર વિદ્વત્તાભર્યો નિબંધ વાંચ્યો હતો; અને ૧૯૩૪માં વડોદરાની ઓરીએન્ટલ કૉન્ફરન્સ (પ્રાચ્યવિદ્યાપરિષદ)માં પહેલી જ વાર રખાએલા ગુજરાતી વિભાગના તેઓ અધ્યક્ષ નિમાયા હતા. વિલાયતમાં આ પ્રકારની પરિષદમાં સ્વ. હરિલાલ હ. ધ્રુવ પછી સમસ્ત હિંદ તરફથી જનાર તેઓ પ્રથમ ગુજરાતી હતા. અને ઑક્સફર્ડની પરિષદમાં મહેનત કરીને હિંદી વિભાગને સહાયભૂત એવા ત્રણ ઠરાવો કરાવ્યા હતા, જેમાંનો એક એવો હતો કે યુરોપભરમાં મહાભારતની જેટલી પ્રતો હોય તેનું સંશોધન કરાવી તેની વિગતો, પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ તરફથી થતા મહાભારત સંપાદનકાર્યમાં મદદ માટે પહોંચાડવી.

આમ, સાહિત્યસર્જનમાં નહિ પણ પ્રાચ્યવિદ્યાસંશોધનના પોષણ અને અને પુરસ્કારમાં અગત્યનો ફાળો આપનાર એ વિદ્વાન ગયા વર્ષના ડિસેમ્બર ની ૧૧મી તારીખે અવસાન પામ્યા.

---

આપણો દેશ જગતની ⅕ વસતિ ધરાવે છે તેમ જગતના ¼ નિરક્ષરો પણ ધરાવે છે. ભણેલાઓનું કોમવાર પ્રમાણ લેતાં સેંકડે પારસીઓમાં ૭૯ ટકા, યહૂદીઓમાં ૪૧, બ્રહ્મીઓમાં ૩૬, જૈનોમાં ૩૫, ખ્રિસ્તીઓમાં ૨૮, શીખ કોમમાં ૯, બૌદ્ધોમાં ૯, હિંદુઓમાં ૮, મુસલમાનોમાં ૬, અને બાકીની જાતિઓમાં છ ટકાનું પ્રમાણ આવે છે.

ાનમાં નોબેલ-પુરસ્કાર-વિજેતા રવીન્દ્રનાથ ઠાકુરનો જયજયકાર થઈ રહ્યો હતો એ વેળા કૅનેડામાંથી તેમને ત માનભર્યું આમંત્રણ આવ્યું એ જ અરસામાં એ દેશે હિંદીઓ ત્યાં જતાં અટકાવવા કેટલાક વાથી કાયદા ઘડ્યા હતા. કવિવરે આમંત્રણનો અસ્વીકાર કરી જાહેર કે 'જે દેશમાં મારા દેશવાસીઓ મે આવા કાયદા છે ત્યાં માનપાન લેવા હું પગ નહિ મૂકું.'

અનેકાર્થી શબ્દ: વા=વાયુ, પવન; રંગ, કાંટો; શરીર પર ગડગૂમડ નીકળવાનો, માથામાં કે કાનમાં સણકા ઊપડવાનો કે સાંધા રહી જવાનો રોગ; જીવ, પ્રાણ; રોગ કે વિચારનું મોજું; અથવા; 'જેટલે અંતરે કે જેટલું' એ અર્થમાં નામને છેડે લાગતો પ્રત્યય (દા૦ ચેતરવા, રાગવા વગેરે.)

કહેવતોના અર્થ: 'નાતે નાતનું વરે ને મુસાભાઈનું વા ને પાણી.' યુક્તિપૂર્વક પારકે પૈસે જશ લેવાની ધૂર્તતા માટે વપરાતી આ કહેવત માટે વાર્તા એવી છે કે મુસાભાઈ નામના વોરા પર નાતીલાઓએ, તેની સ્થિતિ સારી ન હોવા છતાં બળજબરીએ નાત જમાડવાની ફરજ પાડતાં, મુસાભાઈએ ઘેર ઘેર લેવા નાતનાં જ વાસણો ભરી ભરી ઉપરથી ઘી પીરસીને નાત જમાડી! આથી ખુશ થઈ નાતીલાઓએ તેની વાહવાહ બોલાવી ત્યારે મુસાભાઈએ વ્યંગમાં કહ્યું પણ ખરું કે 'નાતે નાતનું વરે ને મુસાભાઈનું વા ને પાણી'; પણ નાતીલા તેને માત્ર વિવેક સમજ્યા. પાછળથી ખરી વસ્તુ સમજતાં પસ્તાયા.

સિડની (ઑસ્ટ્રેલિયા)ના જેકોબ સૅમ્યુએલ્સ નામના માણસને ઘર ફાડવા માટે ઈ.સ. ૧૮૦૩ના સપ્ટેંબરમાં ફાંસીનો હુકમ થયેલો. ત્રણ વખત લટકાવ્યા છતાં તેને ફાંસી નિષ્ફળ જવાથી આખરે તેને છોડી મૂકવામાં આવ્યો હતો.



ઈસ્ટ ઇન્ડિયન દ્વિપસમૂહ પાસે થતી 'આર્મરશિપ' નામની આ માછલી ગોળીની માફક મોંમાંથી પાણીનાં ટીપાં કે પિચકારી છોડીને દરિયાઈ વનસ્પતિ પરનાં જંતુઓને બેહોશ કરી નાખે છે અને તે બેહોશ થઈ પાણીમાં આવી પડે એટલે તેને ગટપ કરી જાય છે.

ફિલિપાઈન બેટો ને જાપાન વચ્ચે પૅસિફિક મહાસાગરની ઊંડાઈ દુનિયાભરમાં વધુમાં વધુ છે: ૩૪,૦૦૦ ફીટ.

અદ્ભુતગણિત

$(૧^{૨}+૨^{૨})-(૧\times૦)=૫$

$(૨^{૨}+૩^{૨})-(૩\times૧)=૧૦$

$(૩^{૨}+૪^{૨})-(૫\times૨)=૧૫$

$(૪^{૨}+૫^{૨})-(૭\times૩)=૨૦$

$(૫^{૨}+૬^{૨})-(૯\times૪)=૨૫$

$(૬^{૨}+૭^{૨})\ (૧૧\times૫)=૩૦$

$(૭^{૨}+૮^{૨})-(૧૩\times૬)=૩૫$

$(૮^{૨}+૯^{૨})-(૧૫\times૭)=૪૦$

$(૯^{૨}+૧૦^{૨})-(૧૭\times૮)=૪૫$

$(૧૦^{૨}+૧૧^{૨})-(૧૯\times૯)=૫૦$

અને એમ આગળ

—કાન્તિલાલ મ. જોષી

ઘોડો પોતાના કલાકે ૧૫૦ રતલ વજન ઉઠાવી શકે છે; ઊંટ ૧૦૦ રતલ.

પાળેલાં કબૂતરોની ઊડવાની ગતિ કલાકના સાઠ માઈલની ગણાઈ છે.

દુનિયાભરમાં દરરોજ ૪૪,૦૦૦ ગાજવીજ સાથેનાં તોફાનો થાય છે.

નિરાશાવાદી—મારી પેટી અર્ધી ખાલી થઈ ગઈ.

આશાવાદી—હજી મારી પેટી અર્ધી ભરેલી છે.



બીજા અને ત્રીજા: ઈ. ૧૮૨૫માં જ્યૉર્જ સ્ટીવન્સને ચલાવેલું પહેલું રેલવે એન્જિન 'રૉકેટ' અને તેમાંથી વિકસીને આજની એક કલાકે પહોંચેલું ઇંગ્લંડની એલ.એન.ઇ રેલવેનું વિદ્યુતવેગી સ્ટ્રીમલાઇન એન્જિન 'ગોલ્ડન ઈગલ'






વર્ષ ૧૮મું
સળંગ અંક ૨૦૫થી ૨૧૬

ઈ. ૧૯૪૧
જાન્યુઆરીથી ડિસેમ્બર

# વાર્ષિક સાંકળિયું

## મુખ્ય ચિત્રો

### પૂર્ણરંગી



### દ્વિરંગી



### એકરંગી



### લિનોકટ, ઈચિંગ, શિલ્પ



### ફોટોગ્રાફો

### 'આ મહિનાની પ્રતિભા' વિભાગ



### પ્રકીર્ણ



## વાર્તાઓ

### વિજ્ઞાનકથા



### આનંદકથા



### નવલિકાઓ



### ઈતિહાસકથા



### ચાલુ વાર્તા



## લેખો

### નિબંધિકાઓ



### ઇતિહાસ અને પુરાતત્ત્વ



### વિજ્ઞાન



### ભૂગોળ (સંસારનાં શહેરો)

### ફોટોગ્રાફી



### બીજા લેખો



### વિભાગીય લેખો



## બાલવિભાગ

### વાર્તાઓ



## માધુકરી

### કાવ્યકંડિકાઓ



### જીવનપરિચય

## પરચુરણ





# 'કુમાર'ની અપ્રાપ્ય ફાઈલો

**આજ સુધી જે નહોતી મળતી તેમાંની કેટલીક**

ઑફિસના સ્પેશ્યલ સ્ટૉકમાંથી વ્યવસ્થાને કારણે કમી કરીને વેચવા કાઢી છે અને તે માત્ર જુજ સંખ્યામાં જ છે.

**ઑર્ડરોનો નિકાલ, આવેલા પત્રોના ક્રમવાર જ થશે. તમારે મોડા ન પડવું હોય તો તાકીદે લખો:**

| વર્ષ | અંક |
|---|---|
| ૪ | ૩૭થી ૪૮ |
| ૯ | ૯૭થી ૧૦૮ (૧૦૦મા અંક વિના) |
| ૧૦ | ૧૦૯થી ૧૨૦ |
| ૧૨ | ૧૩૩થી ૧૪૪ |
| ૧૩ | ૧૪૫થી ૧૫૬ |
| ૧૫ | ૧૬૯થી ૧૮૦ |
| ૧૭ | ૧૯૩થી ૨૦૪ (૨૦૦મા અંક વિના) |

દરેક ફાઈલની કીમત રૂ. ૪
પોસ્ટેજ દરેકનું ૦-૪-૦

**સાતે વર્ષની સામટી લેનારને રૂપિયા ૨૫માં ઘેરબેઠાં**

**એ ઉપરાંત**

વર્ષ ૬ઠા તથા વર્ષ ૧૧માની ફાઇલો પણ હજી સિલિકે છે અને તેની કિંમત તો સસ્તી છે. દરેકના માત્ર બે રૂપિયા. પોસ્ટેજ ચાર આના જુદું

બધી ફાઇલો બાંધ્યા વિનાની સમજવાની છે.

૧૦૦મો અંક તથા ૨૦૦મો અંક દરેકના રૂ. ૨-પોસ્ટેજ દરેકના ૦-૪ બંને સાથેના પોસ્ટેજ સાથે રૂ. ૪

**કુમાર કાર્યાલય - અમદાવાદ**

# જૂના અંકોમાં નવો વધારો

## સસ્તી કીમતે વેચવા કાઢેલા

### અંકોમાં કેટલાક અપ્રાપ્ય અંકોનો માતબર ઉમેરો

અને તે પણ અત્યંત સસ્તી કીમતે

કાર્યાલયમાં પડતી જગ્યાની તંગીને કારણે આજ સુધી આગ્રહપૂર્વક જાળવી રાખેલા કાર્યાલયના ખાસ સંઘરેલા ગણત્રીના સ્ટૉકમાંની નકલો પણ ઓછી કરી નાખીને વેચવા કાઢી છે. અને આજ સુધી આવતી જાહેર ખબર ફેરવાઇને તેમાં ગાબજાર વધારો થયો છે. આ નીચે આપેલી તેની યાદીમાં, તમારી ફાઇલોમાં ખૂટતા હોય એવા કે તમને મનપસંદ એવા કોઈ અંક છે ? તો એ તરત મેળવી લો. નીચે લીટી દોરીને બતાવેલા અખંડ નંબરોનું સળંગ વાચન પણ સાહિત્યનો અમૂલ્ય ભંડાર બની રહેશે.

૩૭, ૪૮, ૬૪, ૬૭, ૭૨, ૯૬, ૧૦૮, ૧૨૦, <u>૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯</u>, <u>૧૪૫, ૧૪૬</u>, <u>૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૮૬, ૧૮૭, ૧૮૮, ૧૮૯, ૧૯૦</u>, ૧૯૨

## દરેકની કીમત બે આના

- ટપાલ ખર્ચ અંક દીઠ એક પૈસા પ્રમાણે વધુ ગણીને સાથે જ નાણાં મોકલવાં. બ્રહ્મદેશના ગ્રાહકોએ અંક દીઠ અરધો આનો અને પરદેશના ગ્રાહકોએ અંક દીઠ દોઢ આના લેખે મોકલવું.
- નાણાં પોસ્ટની ટિકીટો અગર મનીઑર્ડર કે પોસ્ટલ ઑર્ડર દ્વારા અગાઉથી જ મોકલવાં. વી.પી. કરવામાં આવશે નહિ.

અંકોની સંખ્યા માત્ર ગણત્રીની જ હોવાથી ઑર્ડર મળશે

**તે તારીખના ક્રમમાં જ**

રવાનગી કરવામાં આવશે.

'કુમાર'નું વાર્ષિક લવાજમ રૂ. ૬-૦-૦; બ્રહ્મદેશના રૂ. ૬-૮-૦ અને પરદેશના રૂ. ૭-૮-૦ (શિલિંગ ૧૨) છે. નવું વર્ષ જાન્યુઆરીથી શરૂ થાય છે. છતાં કોઈ પણ માસથી ગ્રાહક તરીકે ચાલુ થઇ શકાય છે. નમૂનો મંગાવી જુઓ.